મુંબઈ, તા. ૧૨મી ઓગસ્ટ ૧૯૦૭.

જત મને લખવાને ઘણી ખુશી ઉપજે છે જે, જોશી મહારાજ સોમેશ્વર કપડવણજવાલાને લગભગ નવ વરસ થયાં હું ઓળખું છું અને એ મુદત દરમિયાન વારેઘડીએ હું એવણના સંબંધમાં આવ્યો છું અને હું કહેવાને ઘણો ખુશી છેઉ જે એવણ જ્યોતિષ વિદ્યામાં ઘણા ભણેલા તથા કુશળ છે. એવણ ભવિષ્ય ઘણું સરસ રીતે વરતી શકે છે અને એવણનું ઘણું ખરૂં સાચું નીવડે છે. એવણને જ્યોતિષ વિદ્યાનો ઘણો અનુભવ છે અને ટપકા જન્મોત્રી તથા કેશવીને લગતું ગણિત ઘણું ચોકસાઇથી તથા બારીકીથી પોતાનું કામ ઘણું જ પ્રમાણિકપણે કરે છે. અને એવણના કામથી હું હમેશ ખુશી થયો છું, મારા ઓળખાનવાળાઓમાં એવણની હું હમેશ ભલામન કરૂં છું. અને તે લોકોને મહોડેથી એવણના કામની તથા હુંસીયારીની વખાણ સમજું છું. હું એવણને એવણના ધંધામાં દરેક ફતેહ ઇચ્છું છું.

ખેતવાડી બારમી<br>ક્રોસ લેન,<br>સુનાવાલા બીલ્ડીંગ.

અરદેશર કાવસજી દાદાચાનજી<br>એલ. સી. ઇ.

---

## રાજપીપલા સ્ટેટના સર ન્યાયાધીશનો મત.

NADOD, 10th March 1921.

This is to certify that I have had several occasions to consult Joshi Someshwar Dwarkadas, whom I know for the last ten years. I always found that he knew his subject thoroughly and scientifically. Naturally his predictions come out true very often, especially as he has a very long experience of his line.

He has compiled books on Astrology from various Sanskrit authors, which can also be consulted with advantage.

(Sd). K. N. Marphatia, B. A., LL. B.<br>Chief Judge,<br>Rajpipla State.

---

## ઇલેકટ્રીકલ અને મિકેનીકલ ઍન્જીનીયરનો મત.

This is to certify that Mr. Joshi Someshwar Dwarkadas is a perfect Joshi. I had shown him my horoscope, and I have found him to be very accurate and clever in the science of Astrology. Upto this time many things which he had told me were found to be true. He is a perfect gentleman. I have given him this certificate and he may make use of it to his advantage. (Sd). P. S. DUBASH ENGINEER.

---

MATURAM ATMARAM. 178, Thakoredwar Road,
BOMBAY, તા. ૨૬ મી સપટેમ્બર ૧૯૧૧.

રા. રા. જોશી સોમેશ્વર દ્વારકાદાસ જોગ, મુંબઈ.

મહેરબાની કરી મને જણાવવા દેશો કે મને પોતાને જ્યોતિષ વિદ્યા ઉપર પૂર્ણ પ્રેમ તથા ભરોંસો હોવાથી હું કેટલાક જોશીઓના સમાગમમાં આવેલો પરંતુ તેઓ તરફથી જેવા જોઇએ તેવા સંતોષકારક ખુલાસા ન મલવાથી તમો પાસ આવેલો અને તમોને મેં બે બીકટ પ્રશ્નો ગયે સાલમાં પુછેલા તેના જવાબો તમોએ મારી પત્રિકા જોઇને આપેલા તે આબેહુબ ખરા પડેલા છે. તેમજ અવાર નવાર જે જે બીજી પણ બાબતો પુછેલી તેના પણ ખુલાસા સંતોષકારક થયેલા છે. તેમજ વળી તમારી પાસે બે વખત મેં મારાં વર્ષફળો બનાવેલાં છે તેમાં આગલા વર્ષફળની ચોપડીમાં જણાવેલાં ફળો પણ મોટે ભાગે મળતાં આવેલાં છે. અને હાલનાં પણ ફળો ખરેખર દરેકે દરેક ખરાં પડતાં જાય છે. એ ઉપરથી મને તો લાગે છે કે આપનો જ્યોતિષ વિદ્યાનો અનુભવ ઘણો જ બહોળો છે. તેમજ તમારી વિદ્વત્તા વિષે જેટલું લખું તેટલું ઓછું છે. બીજું તમો તમારા કામમાં પણ ઘણા જ ખંતીલા તથા પ્રમાણિક છો. છેવટે આથી હું જ્યોતિષ વિદ્યાના શોખીનોને તેમજ જે લોકોને પોતાનું ભવિષ્ય વિગેરે જાણવાની ઇચ્છા હોય તેઓએ, તેમજ મારા જાતિભાઇઓને જ્યોતિષને લગતી જે પણ બાબત જાણવી હોય તથા બાકી વર્ષફળો વિગેરે બનાવવાં હોય તેઓને આપની મુલાકાત લેવા ભલામણ કરૂં છું. તમારી મુલાકાત લેવાથી મારી તો ખાત્રી છે કે સંતોષ થયા વગર રહેશે નહીં. હું તમોને તમારા ધંધામાં સર્વે ફતેહ ઇચ્છું છું.

લી. મઠુરામ આતમારામ,

Head Accountant, Messrs. Tata Sons & Co.

### એડવોકેટનો મત.

BOMBAY, 22nd July 1921.

I feel great pleasure to certify that Joshi Someshwar Dwarkadas Kapadwanjwala is an expert in the reading of Horoscopes. His merit is that he does not hesitate to tell out the future, whether good or bad. His accuracy in calculations is sound and enviable. I had some occasions to consult him and at each time I was satisfied with his reading. His predictions have turned out true and correct.

(Sd). **Tulsidas K. Thanawala,**
B. A. LL. B., Advocate, High Court.

---

### એલ. સી. ઇ. ઇજનેરનો મત.

3 Church Gate, Street, Fort,
Bombay, 11-3-1909.

K. D. Sanga, L. C. E.
Architect

I have known Joshi Someshwar for the last three years. He appears to be well versed in Astrology and is a good hand in-preparing Horoscopes. He has prepared horoscopes of several friends and acquaintances. (Sd). K. D. SANGA, L. C. E.

---

### એલ. એમ. એન્ડ એસ. ડૉક્ટરનો મત.

Bombay, 6th August 1910.

I was one of those who did not believe in the science of Astrology, as, unfortunately, the local astrologers are more quacks than genuine. Mr. Someshwar Dwarkadas (Joshi) was recommended to me by some friends as a reliable astrologer and I have great pleasure to certify that his statement as to the future

events of my life turned out true. He is honest, pains-taking and very careful in his work and calculations. I would safely recommend him to those who wish to consult a competent fortune-teller and I am sure they would not be disappointed.

(Sd). S. N. WRITER, L. M. & S.

---

## વકીલનો મત.

I have much pleasure in recommending Mr. Someshwar Dwarkadas as a competent Joshi. His predictions are upto mark and his knowledge of calculations very sound. He has a perfect mastery over the more intricate branch of Astrological calculations, specially of "Keshawi." I have seen his work and I am thoroughly satisfied with it.

B. A. LL. B.,

11-6-9. Parsi Vakil, High Court.

Picket Road, Bombay.

---

## વિલાયતના પેપરના અધિપતિ યુરોપીઅન ગૃહસ્થનો મત.

Tremynfa, Llanishen, 1920-XI-14.

My dear Sir,

This horoscope you so kindly sent me is not useless—far from it a good deal of it is true, and I am most thankful for it. The whole thing is so interesting to me deserving introduction and not least the beautiful way in which it is got up-so artistic, and pretty. That is why I am so glod to be able to tell you that it really hits the mark in a great many ways.

Every gratefully yours,

(Sd). **Arthur Mee.**

---

## સોલીસીટરનો મત.

I know Joshi Someshwar Dwarkadas to have well studied the Science of Astrology and competent in casting and reading of horoscopes. I am satisfied with his work and recommend any one interested to give him a trial.

24-4-18. (Sd). **E. M. Bahadurji.**

---

## પ્રોફેસર-એ. એમ. આઈ. ઈ એલ. સી. ઈ. ઈજનેરનો મત.

Prof. J. P. Trivedi,
L. C. E., A. M. I. E., (Ind). Bhavnagar, 25-8-28.

It gives me great pleasure to record that Shriyut Joshi Someshwar Dwarkadas has been known to me for the last several years. He has prepared several horoscopes for the members of my family and am glad to say that we are highly satisfied with the accuracy of his predictions. Joshiji has thoroughly studied the subject and has published very useful and exhaustive books. His horoscopes are marked by the correctness of his mathematical calculations. His love of his subject is great and his productions and profession are never mercenery. He is much cultured and his company is pleasant and the All India tour and his many best associations have broadened his outlook very much. Sd/. J. P. Trivedi.

---

## બેરીસ્ટરનો મત.

B. B. Joshi, King's Circle, Matunga,
Barrister. G. I. P. Railway.

I had an occasion to discuss very casually a point or two on astrology with Mr. Someshwar Pandit of Kapadwanj about three years back, and I find now that his reading is absolutely correct. Mr. Someshwar

had not before him all the data usually placed before a Jyotishi and yet his interpretations of the positions of the stars, differing widely from the normal current of opinions, have been well borne out by the subsequent events.

Bombay. Sd/- B. B. Joshi,
14th October 1928. (Bar-at-Law).

---

એડવોકેટનો મત.

B. J. Mistry Building,
493, Kalbadevi Road,
Bombay, 12th November 1929.

I have the pleasure to know Mr. Someshwar Dwarkadas Joshi of Kapadwanj for the last about 12 years, during which period I have had several occasions of availing myself of his super knowledge in the Science of Astrology. I am happy to say that every time I consulted him I was thoroughly satisfied. His predictions have so far always been very accurate. I have recommended him upto date to several of my friends who all have spoken in very praiseworthy terms about his work and worth in connection with Astrology. I have no hesitation in recommending him hereby to one and all as a very reliable Astrologer and I am absolutely confident that none, who will come into his contact will have any reasons to grieve for having consulted him in matter of Astrology.

I wish him more and more success.

Sd/- **Kantilal C. Thakore,**
Advocate High Court, Bombay.

---

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ૧૯૩૦.

**PUBLISHER :**
**JOSHI SOMESHWAR DWARKADAS.**

ગ્રંથ કર્તા—જોશી, સોમેશ્વર દ્વારકાદાસ.



**જન્મ** સંવત ૧૯૩૧. શાકે ૧૭૯૭. શ્રાવણ વદી ૩૦ ને સોમવારે સૂર્યોદયથી ૪૪ ઘડી ૨૯ પલ ૨૪ તા૦ ૩૦–૮–૧૮૭૫.

જ્યોતીષ કલ્પતરૂ, બાલાર્કજ્ઞાતીની ઉત્પત્તી ને આધુનીક વસ્તી પત્રકના કર્તા, તથા જાતકપારીજાત ને અન્યવિષયસહિત મુહૂર્તમાર્તંડનું ભાષાન્તર કર્તા.

**ઠે૦—મોટા રામજી મંદિર, રાવળપોરમાં. મુ. કપડવંજ.**

॥ ॐ श्रीगणेशाय नमः ॥



# કાશ્મીરનું વર્ણન.

## પ્રવાસ ૧ લો.

### મુંબઈથી શ્રીનગર.

### દૃશ્ય ૧ લું.

#### મુંબઈથી જમ્બુ.



જનસમાજના મુખથી જેનાં આશ્ચર્ય ઉત્પન્ન કરનારાં, અત્યાનંદદાયક ને સંખ્યાબંધ એવાં અદ્દ્ભુત વર્ણનો સાંભળવામાં આવ્યાં છે, જેનાં પુસ્તકો દ્વારા પણ ઝળકતી ઉજ્વલ સુકીર્તિનાં ચમત્કારિક ગુણગાનો ઘણાં વાંચવામાં આવ્યાં છે, જે દેશમાં પર્વતરાજ હિમાલયનાં ઉંચાં ગગનગામી અસંખ્ય શિખરો આવી રહ્યાં છે, કે જેમાંથી અનેક નદીના જળપ્રવાહો વહી રહી આખા દેશને પવિત્ર કરે છે, જ્યાં અઢારભાર વનસ્પતિનું નિવાસસ્થાન છે, જ્યાં સુંદર વૃક્ષો, મધુર અને મીઠાં ફળ, ફૂલથી લચી રહ્યાં છે, જ્યાં દ્રાક્ષના બગીચાઓ કુદરતી જ બનેલા છે, જ્યાં અસંખ્ય કમળોથી સુશોભિત મોટા વિસ્તારવાળાં, મનોહર, સુંદર, શીતલ, મીઠાં ને સ્વચ્છ એવાં અગાધ જળથી ભરેલાં સરોવરો છે, ને જ્યાં લક્ષ્મી અને સરસ્વતીનો પણ નિરંતર નિવાસ છે; વળી પૃથ્વી-

પર દિગ્વિજય કર્યા બાદ જે પવિત્ર ભૂમિમાં સ્થળે સ્થળે વિચરી શાસ્ત્રાર્થમાં વિજય મેળવી શ્રીમદ્ જગદ્ગુરૂ આદ્ય શંકરાચાર્ય મહારાજ પણ જ્યાં દેવીના મધ્યપીઠપર બિરાજ્યા હતા, જે ભૂમિમાં પૂર્વે અસંખ્ય ઋષિમુનિઓ તપશ્ચર્યા કરી જપ, તપ, ધ્યાન, ને સમાધિ દ્વારા ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાને શક્તિમાન્ થયા હતા, વળી જ્યાં આકાશગામી યક્ષો, ગંધર્વો, કિન્નરો, ને અપ્સરાગણ સહિત દેવો પણ આનંદદાયક નાના પ્રકારના વિહાર કરવાની ઇચ્છાથી વખતોવખત આવતા, વળી જેને સ્વર્ગમાં આવેલા ઈંદ્રના નંદન વનની ઉપમા આપવામાં આવેલી છે, એટલુંજ નહિ પણ અનેક ગણોના સમૂહ સહિત સાક્ષાત્ ભગવાન્ શ્રી પાર્વતીપતિ શંકરનું અતિ પવિત્ર, મોક્ષપ્રદ ને દિવ્ય, એવું **અમરનાથ** નામે ઉત્તમ ધામ પણ જે દેશમાં આવેલું છે, એવા પરમપવિત્ર, ઘણા ચમત્કારોથી ભરપૂર, અતિરમણીય ને સમસ્ત પૃથ્વીના ભૂષણરૂપ, અતિ મનોહર ને સુવિખ્યાત દેશ-જેને **કાશ્મીર**ના પ્રાચીન નામથી ઓળખવામાં આવે છે, તેને પ્રત્યક્ષ જોવાની મારા મનમાં ઘણાં વર્ષોથી સચોટ ઇચ્છા વખતોવખત ઉત્પન્ન થતી હતી, તેવામાં પરમકૃપાળુ પ્રભુની કૃપાથી, સંવત્ ૧૯૮૩ના જેઠ સુદ ૭ ને વાર સોમે; તા. ૬-૬-૧૯૨૭ ને દિને હું જોષી સોમેશ્વર દ્વારકાંદાસ કપડવંજવાળાને મારાં ધર્મપત્ની **મહાલક્ષ્મી,** અને ચિ૦ પુત્રી **ચતુરલક્ષ્મી** સહિત સહકુટુંબને સદ્ભાગ્યે ત્યાં જવાનો શુભ અવસર પ્રાપ્ત થયો.

## સાથે રાખવાનો સામાન.

ઠંડીનો મુલક હોવાથી પાથરવા, ઓઢવા ને પહેરવાનું પુરતું સાધન રાખવું, તેમાં વિશેષે કરીને પહેરવાને પૂરતાં ગરમ લુગડાં રાખવાં. જો પોતાની સાથે કેટલુંક ત્યાંના બરનું જોઈતું સાધન રાખ્યું ન હોય તો રાવળપીંડી, કે જમ્મુમાંથી એક બે દિવસ રહીને જોઈતું સાધન લઈ લેવું. તેમ પણ બની શકયું ન હોય તો શ્રીનગરમાં જઇને, ત્યાં જે જે વસ્તુની જરૂર જણાય તે તે સર્વે ત્યાં મલે છે માટે ત્યાંથી જ ખરીદવું.

## ગરમ કપડાં.

ખાસ કરીને બને તો પહેરવાના ત્રણ કોટ, પાટલુન ને ગંજી-ફ્રાક, ત્રણ કાનટોપી, બે ત્રણ બંડી, બે ગલપટ્ટા, હાથ ને પગના મોજાની બે ત્રણ જોડ, ઓવરકોટ, બનુસ, લુઈ, રગ–સાલો, વિગેરે; ને સ્ત્રીઓએ પણ તેજ પ્રમાણે રક્ષણ પૂરતાં લુગડાં સાથે લેવાં.

## સુતરાઉ કપડાં.

કબજા ૪, રૂમાલ દીલ લોવાના ૨, ધોતીજોટા ૨, ખેશ ૨, પાટલુન, રજાઈ, બિસ્તરો ને બિસ્તરાના ઉપરનું વરસાદથી ન ભિંજાય તેવું બાંધવાનું કવર, વરસાદનો ઓવરકોટ, છત્રી અને સ્ત્રીઓએ પણ પોતાને જોઈતાં પૂરતાં ગરમ લુગડાં સાથે રાખવાં.

## પરચુરણ સામાન.

ગડી વળી શકે તેવો મજબૂત ખાટલો, ફોલ્ડીંગ ચૅર, ફાનસ, વિજળીની બત્તીવાળી બૅટરી, મીણબત્તીઓ, ચપ્પુ, કાતર, સ્ટવ, ઉપયોગી દવાઓ, કૅમેરા, દુરબીન, બૂટની જોડી, ચંપલ, લાકડી, બે નાની શેત્રંજી, લુગડાં ભરવાને લોઢાની ટ્રંકો કે ચામડાની પેટીઓ, મોટી જસતની બાટલી, ન્હાવાનો સાબુ, પોતાને ઉતારે રસોઈ કરનારે રાંધવાનાં પૂરતાં વાસણો, સ્ટવ ને કુકર.

શિકાર કરવાના શોખીને જો બ્રિટીશ રાજ્યનો આખા હીંદુસ્થાન માટેનો પરવાનો લીધો હોય તો રિવૅાલ્વૅાર, તમંચો કે બંધુક, રાયફલ, વિગેરે લેવું, પણ અમો હિંસાથી વિરુદ્ધ છીએ.

## ત્યાં જવાની સીઝન.

ફાગણ એટલે એપ્રીલથી ત્યાં જવાની સીઝન ગણાય છે. તે છેક સપ્ટેંબર સુધીના ૬ માસની છે. તેમાં એપ્રીલ, મે માં ખાસ શ્રીનગરમાં રહેવા લાયકની હવા છે, જ્યારે બીજા માસો કાશ્મીરના ઉંચાણના પ્રદેશમાં જ રહેવાને માટે ઘણા સારા છે.

## રેલ્વે માહીતી.

કાશ્મીર જવા માટે, બી. બી. એન્ડ સી. આઈ. કે જી. આઈ. પી. એમ બે રેલવે તે તરફ જાય છે. મુંબઈથી બી. બી. રેલવે વડોદરેથી ગોધરે થઈ દીલ્હી જાય છે. જ્યારે જી. આઇ.

પી. રેલવે મુંબઈથી દક્ષિણ તરફ થઇ પરભારી ગ્વાલિયરને રસ્તે દીલ્હી જાય છે. તે પછી બન્નેનો રસ્તો દીલ્હીથી છેક પેશાવર સુધીનો એક જ છે. બન્નેને જવાના ટાઇમો જુદા જુદા છે, ને તે ટાઇમમાં વખતોવખત ફેરફાર થાય છે તેથી મુસાફરે જતી વખતે તેની તપાસ કરીને જવું. ભાડું થર્ડકલાસ રૂપીઆ ૨૬, સેકન્ડ કલાસ ૭૫, ને ફર્સ્ટકલાસ ૧૫૦ ના આશરાનું જંબુ સુધીનું છે. જ્યારે રાવળપીંડી જવા માટે કંઈ વધારે ભાડું હોય છે. તેમાં પણ વધઘટ થાય છે તે તપાસ કરવાથી જણાશે. થર્ડકલાસવાળાને થર્ડના ભાડામાં જ દીલ્હીથી ઇન્ટરકલાસ બેસવા મલે છે. જેને ઓછે ભાડે થર્ડમાં જવું હોય તેણે સામટી ટીકેટ ન લેતાં દીલ્હી સુધીની થર્ડકલાસની ટીકેટ લઈને દીલ્લીથી બીજી થર્ડ-કલાસની ટીકેટ લેવી તો આશરે ૨૦ થી ૨૨ રૂપીઆમાં જઈ શકાશે, તેમજ હીલ સ્ટેશનો માટે સેકન્ડ ને ફર્સ્ટકલાસની સીઝન ટીકેટો ઓછે દરે, ૬ માસ સુધી ચાલી શકે તેવી પણ મળે છે. કાશ્મીર, મુખ્ય બે રસ્તે થઇને જવાય છે. પ્રથમ રસ્તે જમ્બુ જવું પડે છે. ને ટીકેટ જમ્બુની લઈ શકાય છે; તેમાં વચમાં લાહોર, પછી આઠ, દશ, સ્ટેશને વજીરાબાદનું સ્ટેશન આવે છે, ત્યાં જંબુ જનારે ઉતરી બીજી જમ્બુની ગાડીમાં બેસવું.

બીજો રસ્તો વજીરાબાદ ન ઉતરતાં, એની એજ ગાડીમાં રાવળપીન્ડી જવું. મુંબઈથી જમ્બુ કે રાવળપીંડી પહોંચવાને રેલવેમાં ૪૬ કલાક લાગે છે.

તેમજ મુંબઈના બેલાર્ડપિયરમાંથી વિલાયતના મેલના પેસેંજરોને લઈને જે સ્પેશ્યલ મેલ ઉપડે છે, તે આશરે ૩૮ થી ૪૦ કલાકમાં પહોંચાડે છે. પરંતુ ગાડીઓના ટાઇમમાં, ગાડી-ભાડામાં, પહોંચવાના વખતમાં ને કેટલી વખત જેટલી ગાડીઓ જાય છે, તેમાંથી જતી આવતી ગાડીઓ ઓછી કરી હોય, અથવા તો તે ગાડીઓમાં વધારો થયો હોય. તેમજ મેલ શિવાયની, પણ ઓછે ભાડે બધાં સ્ટેશન કરતી જે, ગાડી જાય છે તેમાં ભાડું ઓછું છે, પણ વખત વધારે જાય છે. તેમજ કદાચ ઠેઠ સુધી એકજ

ગાડી ન જતાં દીલ્લી વિગેરેમાં ગાડી બદલવી પડે છે, તે સર્વેની જનાર મુસાફરે આગમચથી તજવીજ કરી પોતાને યોગ્ય લાગે તે ગાડીમાં જવું.

અમોએ બી. બી. રેલ્વેના પંજાબ મેલમાં મુસાફરી કરી હતી. પ્રથમ જમ્બુ જોવાની ને જમ્બુથી કાશ્મીરના શ્રીનગર સુધીનો રસ્તો જોવાની ઇચ્છાથી હમો જમ્બુ ગયાં હતાં.

## દશ્ય ૨ જું.

## જમ્બુપ્રવેશ.




જીરાબાદથી ૨૫ માઈલપર રેલ્વેને રસ્તે-તવી નદીના ડાબા કિનારે સ્ટેશન, ને જમણે કિનારે જમ્બુ શહેર આવેલું છે.

સ્ટેશનથી શહેરમાં જવા માટે ભાડુતી વાહનો મલે છે, ત્યાં રસ્તે જતાં ૦॥ માઇલ જેટલા લાંબા પટની નદી કે જેનું નામ **તવી** છે. તેને અત્રે નદી ન કહેતાં તવી **દરિયા** કહે છે. કાશ્મીરમાં હરેક મોટી નદીને નદી ન કહેતાં **દરિયા** કહે છે. આ તવી નદીના ઉપર ઝૂલતો પૂલ બાંધેલો છે. બીજા ઝૂલતા પૂલો કરતાં ફરક માત્ર એ છે કે નદીમાં અડધા અડધા ફરલાંગને અંતરે સીમેંટથી ને ઈંટથી ચણેલા નદીના લેવલ કરતાં ત્રણ માથોડા ઉંચા ને મજબૂત થાંભલા (પિલર) આખી નદી દરમ્યાન ૮ જગ્યાએ ચણેલા છે, ને તે પિલરની ટોચથી બે ફૂટ નીચે બાખાંઓ રાખી તે દરેકમાંથી જસતનાં સળંગ દોરડાંઓ નાખ્યાં છે, તેથી આઠે પિલરોના જાણે જુદા જુદા ૮ ઝૂલતા પૂલો હોય તેમ જણાય છે, ને તે પૂલની બન્ને બાજુએ મજબૂત આઠ આઠ, એટલે પૂલની જમણી બાજુએ ૮ ને ડાબી બાજુએ ૮ મલીને ૧૬ એવાં ૧॥

૧ અમારા બનાવેલા ભૂવૈકુંઠગમન નામના પુસ્તકના પૃષ્ઠ ૩૦૮ માં ઝૂલતા પૂલનું વર્ણન છે, તે જોવું.

થી ૨ ઇંચની ગોળાઈનાં ઘણાં જાડાં જસતના તારોથી ગુંથીને વણેલાં મજબૂત દોરડાં નાખેલાં હોય છે.

પૂલ પછી આગળ જતાં, સોપારી, તમાકુ, કાપડ, વાસણ, વિગેરે કેટલીક નવી ચીજોપર જકાત લેવાય છે, તેથી ત્યાં હાજર રહેલા નોકરો દરેક સામાન તપાસ્યા પછી જ આપણને જવા દે છે. તે પછી શહેરમાં જવાનો ચડાવ શરૂ થાય છે. શહેર આશરે ૨૦૦ ફૂટ ઉંચાઇના પહાડની ટેકરીપર છે.

હમો સરકારી વકીલ, (પબ્લીક પ્રોસીક્યુટર) હરબંસલાલને ત્યાં ઉતર્યા હતાં, મુસાફરોને ઉતરવા માટે અત્રે બે ધર્મશાળા ને સરકારી ડાકબંગલો પણ છે. ગાડીવાળાઓને કહેવાથી તેઓ ધર્મશાળાએ કે ડાકબંગલે લેઇ જાય છે. યુરોપીઅન, પારસી, મુસલમાન, વિગેરેને ઉતરવા માટે ત્યાં હોટેલ પણ છે. સર્વ કરતાં સારો ગામના મધ્યભાગે આવેલો સરકારી ડાકબંગલો છે, ત્યાં દિવસના રૂ. ૪ ભાડું આપવું પડે છે. પરંતુ તેમાં વિજળીની બત્તી, ફરનીચર, પલંગ, વિગેરેની સારી સગવડ છે.

## જમ્બુદેશનું વર્ણન.

કાશ્મીરના મહારાજાના તાબામાં ત્રણ દેશ છે. **જમ્બુ, કાશ્મીર ને લદાખી ટીબેટ,** તેમાંનો એક, જે પંજાબની પૂર્વ ઉત્તર તરફ આવેલો છે. તેને **જમ્બુ** કહે છે. આ દેશની ઉત્તરે કારાકોરમ, કયુન્લુન, ને તુર્કસ્તાન છે. દક્ષિણે બ્રિટીશ સામ્રાજ્યનો મુલક, પંજાબ, રાવળપીંડી, જેલમ, ગુજરાત, ને શીયાલકોટ છે. પૂર્વમાં ચીની ટીબેટ ને નેપાળ રાજ્યની હદ છે, ને પશ્ચિમે અફગાનિસ્થાન, હિન્દુકુશ પર્વત, ને રાવળપીંડી આવેલાં છે. એ પ્રમાણે ચારે સરહદોના મધ્યમાં આવેલા દેશને જમ્બુદેશ કહે છે.

તે દેશની જમીનના ત્રણ વિભાગ કરેલા છે. જેમાંનો ૧ લો પંજાબથી પૂર્વ ઉત્તર તરફનો સપાટ પ્રદેશનો ભાગ, ૨ જો જેમાં પહાડો જ છે. તેવો ભાગ; ૩ જો તે પહાડોની વચ્ચેનો કાંઈક સપાટ, પ્રદેશનો ભાગ છે.

## જમ્મુના તાબાનાં ખંડીઆં રાજ્યો.

આ દેશમાં છોટી રીયાસતો ૪ છે, એટલે કાશ્મીરના મહારાજાના તાબાનાં નાનાં ૪ રાજ્યો છે, તે સર્વે નાના રાજ્યોમાં સર્વેથી મોટું ૧ લું પુંજનું રાજ્ય છે, ને તે ઘણું-ખરૂં કાશ્મીર દેશની નજીકમાં જ છે, ને તે રાજ્યના રાજાની ઘણીખરી, સ્વતંત્ર સત્તા ચાલે છે, કેમ જે મરહુમ મહારા-જાના કાકાના કુમારશ્રી રાજા **બલદેવસિંહ** સાહેબ બહાદૂર, કે. સી. આઈ. ઈ. હાલ રાજ્યની ગાદીપર છે. આ રાજ્યની આવક આશરે ૮ થી ૧૦ લાખ રૂપીઆની છે.

૨ જું **ભદરવા,** તે મરહુમ, મહારાજાના નાનાભાઇ મરહુમરાજા અમરસિંહજી બહાદૂર, કે. સી. એસ. આઈ. ની જાગીર છે એમના પછી ગાદી વારસ, રાજા **હરિસિંહજી** હતા, પણ તે નામદાર તો હાલમાં કાશ્મીરના **મહારાજા** છે. આ ભદરવાની આબોહવા, ખાસ કાશ્મીરના જેવી છે, અને તેથી તેને **છોટી કાશ્મીર** કહે છે.

૩ જું **રામકોટ,** આ રાજ્ય કાશ્મીરના મહારાજા, રણ-જીતસિંહે પોતાની બે દીકરીઓનાં લગ્ન વખતે કન્યાદાનમાં પોતાના જમાઈ રાજા **રઘુનાથસિંહ**ને બક્ષીસ આપેલું છે.

૪ થું **ચીની**નું રાજ્ય છે; કે–જેની કન્યાનાં કાશ્મીર મહારાજા સાથે લગ્ન કર્યાં હતાં. આ ચારે રાજ્યોને કાશ્મીરના મહારાજા તરફથી રાજાના ખેતાબો પણ બક્ષવામાં આવ્યા છે.

## જમ્મુ ઈલાકાના જીલ્લાઓ.

જમ્મુ દેશને જમ્મુ ઈલાકો કહે છે. ને તે ઈલાકામાં ૫ જીલ્લા છે. ૧ લો **જમ્મુ,** ૨ જો **જશરોટા,** ૩ જો **ઉધમપુરા,** ૪ થો **રીયાશી,** ને ૫ મો **મીરપુર** છે.

જમ્મુજીલ્લામાં લોઢું, કોલસા ને ઝવેરાતમાં લીલમની ખાણો છે. રીયાશીથી ૭ માઇલપર વૈષ્ણવી દેવીનું મંદિર છે.

આ દરેક જીલ્લામાં એક એક મોટો અધિકારી રહે છે.

જેમ આપણે જીલ્લાના મોટા અધિકારીને કલેકટર કહીએ છીએ તેમ અત્રેના અધિકારીને-વજીર, વજારત, કહે છે. બધા કલેકટરોનો ઉપરી જેમ ઇલાકાનો ગવરનર હોય છે, તેમ બધા જીલ્લાના અધિકારી કલેક્ટરો ઉપર મુખ્ય જે ઈલાકાનો અધિકારી છે તેને ગવરનર જ કહે છે. તે જમ્બુમાં રહે છે. ને તેની આગળ દરેક, જીલ્લાનું કામ કાજ જાય છે, ને રાજ્યનાં મુખ્ય દફતરો પણ ત્યાંજ રહે છે.

## દરેક જીલ્લાના તાલુકાઓ.

જમ્બુ જીલ્લાનો ૧ લો-**જમ્બુ,** બીજો-**શ્રી રણવીરસિંહપુરા,** ૩ જો-**અખનોર,** ૪ થો-**સાંબહ** છે. સાંબહ તાલુકામાં પાણીની બે ઝીલ છે. એક **સરવીસરની,** ને બીજી **માનસરની** છે. તેમજ બે હિંદુનાં તીર્થ પણ છે, જેને **ઉત્તરવેણી** ને **પુરમંડન** કહે છે.

જશરોટા જીલ્લાના-**કટોઆ; જશમેરગઢ,** ને **ખશોહીલી,** એમ ત્રણ તાલુકા છે.

ઉધમપુર જીલ્લાના-**ઉધમપુર, રામનગર, રામવન,** ને **કષ્ટવાર,** એ ચાર તાલુકા છે. રીયાશીના-**રીયાશી,** ને **રામપુર,** એ બે છે.

મીરપુરના-**મીરપુર, તીમબર** ને **કોટલી,** એ ત્રણ છે, મીરપુર મોટું શહેર છે. અત્રેનાં મનુષ્યો, ઘણાં ખુબસુરત, હોંશિયાર, ને મહેનતું છે. અત્રે ઈલાકાને પ્રાન્ત, જીલ્લાને-જીલ્લો, ને તાલુકાને **તેહેશીલ** કહે છે.

આ ઈલાકામાં ૪ મુખ્ય શહેરો છે. ૧ લું **જમ્બુ,** બીજું **વજીરાબાદ,** ત્રીજું **ઉધમપુરા,** ને ૪ થું **અખનોર** છે. જમ્બુથી ત્રણ માઈલપર **સતવારીની છાવણી** છે, ને ત્યાં કાશ્મીર મહારાજાનું **લશ્કર** રહે છે, ને રાજ્યની **કોઠી** પણ છે.

## જમ્બુ શહેરનું વર્ણન.

રાજ્યનું ને દેશનું નામ જેમ જમ્બુ છે, તેમ તેની રાજ-

ધાનીના મુખ્ય શહેરનું નામ પણ જમ્બુ જ છે, આ સ્થળ સ્ટેશનથી ૦।।। માઇલપર દરિયાની સપાટીથી ૧૦૦૦ ફૂટની ઉંચાઇએ વસેલું છે, ને તેમાં, ૫૫૦૦૦ માણુસોની વસ્તી છે. તેમજ આ સ્થળ, જમ્બુની રાજધાનીનું મુખ્ય પાટ નગર હોવાથી કાશ્મીરના મહારાજા સાહેબ, ઠંડીની મોસમના ૬ માસ, અત્રે રહે છે, ને ગરમીની મોસમમાં કાશ્મીરની રાજધાની **શ્રીનગર** શહેરમાં ઘણે ભાગે રહેવા જાય છે; અત્રે મહારાજાનો મહેલ, મહારાજા અમરસિંહનો બનાવેલો રાજમહેલ, બાહુનો કિલ્લો, રાજ્યની મુખ્ય કોર્ટ, કચેરીઓ, પ્રીન્સ ઑફ વેલ્સ કૉલેજ, રામનગર, અજાયબઘર, હાઇસ્કૂલ, રમત ગમતનાં સ્થાનો બગીચાઓ, યાંત્રિક કારખાનાં, તોપખાનું, ઘોડેસ્વાર, પાયદલ પલટનોનું લશ્કર, સંસ્કૃત ને વેદશાળા વિગેરે છે. તેમજ મોટા શહેરોની માફક સારી સડકો; ને કેટલાંક ભવ્ય મંદિરો પણ શહેરની રોનકમાં વધારો કરી રહ્યાં છે.

ગામથી ૧।। માઇલ દૂર વિજળીનું **પાવરહાઉસ** છે. ત્યાં મોટી નેહેર દ્વારા પાણી આવી, ૨૫ ફૂટ નીચાઇએ ગોઠવેલા મશીનોમાં પડી; નીચેની નેહેરમાંથી તે પાણી પસાર થાય છે, ને તેથી વિજળી ઉત્પન્ન થાય છે. તે વિજળીથી શહેરમાં ઘણે ઠેકાણે બત્તીઓ થાય છે, અત્રે મુસલમાન કરતાં હિંદુની વસ્તી વધારે છે ને હિંદુમાં પણ જૈનોની વસ્તી સારી છે.

## રઘુનાથજીનું મંદિર.

આ મંદિર ભર બજાર આગળ, લગભગ ૧૨ એકર જમીનના વિસ્તારમાં છે, ને તેને ફરતો કોટ પણ છે. આ મંદિર રાજ્ય તરફથી બનેલું છે, અને તેનો થતો સર્વે ખર્ચ રાજ્ય તરફથી થાય છે, ને દેખરેખ પણ રાજ્યની જ છે, અને તેમાં ઠેકઠેકાણે પૂર્વે થઇ ગયેલા મહારાજાઓની છત્રીઓ (સમાધિસ્થાનો) છે, ને તે દરેક છત્રીઓનાં પોતપોતાનાં નામનાં અલગ અલગ દેવળો બનાવેલાં છે. આ મંદિરના પ્રથમના મોટા

દરવાજામાં દાખલ થયા પછી એક મોટું છુટું ચોગાન આવે છે, તેમાં લગભગ ૧૦૦ ફૂટ સીધા જતાં બીજો કોટનો દરવાજો આવે છે. તે દરવાજાપર મકાન છે.

તેમાં દાખલ થઈ ઉપલા મકાન નીચેથી ૨૦ ફૂટ અંદર જતાં છોબંધ બીજો મોટો ચોક આવે છે તે ચોકના મધ્ય ભાગમાં **રઘુનાથજી**નું વિશાળ મંદિર છે. જેમાં, રામ, લક્ષ્મણ ને સીતાની મનોહર ચિત્તાકર્ષક પ્રતિમાઓ દર્શન કરવા લાયક છે.

આ દેવળના ચોકને ફરતા કોટના દરવાજાની બહાર ચારે બાજુએ તે કોટની જ દિવાલોમાં ફરતાં ઘણાં શિખરદાર બનાવેલાં દેવળોમાં જૂદા જૂદા દેવો ને દેવીઓની સ્થાપના કરેલી છે.

તેવીજ રીતે તે કોટના અંદરના ચોકમાં પણ દેવળો છે. જેમાં શ્રીકૃષ્ણ, દત્તાત્રેય, ગણપતિ, શંકર, કાર્તિકસ્વામી, વિગેરેની જુદી જુદી ઘણી દેવમૂર્તિઓ છે. તે સર્વ દેવોનાં દર્શન મુખ્ય, દેવળની પરિક્રમા કરતાં થાય છે. તેમજ ત્યાંના પૂજારીને દક્ષિણા આપવાથી તે સાથે રહીને દરેક દેવનાં નામ ને હકીકત કહી દર્શન કરાવે છે, ને તે સર્વે દેવોનાં દર્શન કરવા લાયક પણ છે.

વળી વિશેષ ખુબી તો અત્રે એ જોવામાં આવી કે અંદરનાં ને બહારનાં તે સર્વે દેવળોમાંના કેટલાંક મુખ્ય દેવળોમાં અસંખ્યાત ગોળાકાર બે આંગળના ઘેરાવાના ને એક આંગળ ઉંચાઈના સ્થાપિત કરેલા બે બે આંગળને અંતરે સંખ્યાબંધ શાલિગ્રામો, રસ્તાની જમીનથી ઉંચે ઉંચે ભીંત તરફ ત્રણ ફૂટ જેટલી ઉંચાઇ સુધી ઢળાવદાર જગ્યામાં સ્થાપન કરેલા છે.

એટલું જ નહિ પણ, દેવળોમાં ચાલવાના બે ફૂટના રસ્તા શિવાય, જ્યાં ચોગાન વધારે હોય છે ત્યાં પણ હજારોની સંખ્યામાં શાલિગ્રામો સ્થાપન કરેલા છે, કે જેથી કેટલાંક દેવળો તો માત્ર શાલિગ્રામમય જ બની ગયેલાં છે, અને આ સંખ્યાબંધ, મંદિરોના બધા દેવો તથા બધા શાલિગ્રામો વિગેરેનું દરરોજ નિયમસર પૂજન કરવામાં આવે છે.

ને તેમનાં પૂજન, અર્ચન, ભોગ, સામગ્રી પણ સમયાનુસાર ઘણી સરસ રીતે કરવામાં તેમજ વસ્ત્ર, વાઘા, શણગાર, પહેરાવવામાં આવે છે. ને તેને માટે ૬૦ પૂજારી કાયમના પૂજા કરવામાટે નીમી રાખેલા છે.

## બહારનાં ત્રણ મુખ્ય દેવળો.

પ્રથમના દરવાજાના કોટની અંદરના ચોગાનમાં આ ત્રણે દેવળો છે, જેમાંના પ્રથમના દેવળમાં પેબલના ચસ્માની જાતના કાચનું સહેજ પીળાશ પડતું સ્ફટીકના જેવું પારદર્શક, એક-વેંત ઉંચાઇનું, ને ૪ આંગળના ઘેરાવાનું સુંદર, દર્શનીય, શિવ-લિંગ જળાધારીમાં છે, તેની બાજુના બીજા મંદિરમાં પણ પાષાણનું શિવલિંગ છે.

## શિખરદાર સોનાનું મંદિર.

આ એક મુખ્ય મંદિર છે. તેના ઉપલા આખા ઘુમટ ઉપર સોનાનાં પતરાં જડેલાં છે, તેથી બહારથી જોનારને તે દેવળ, સાફ સોનાનું હોય તેમ દેખાય છે. જ્યારે સૂર્યનાં કિરણો તેના ઉપર પડે છે. ત્યારે દૂરથી તે શિખરનો ઘુમટ પ્રકાશમાન, તેજદાર અને સુશોભિત લાગે છે. આ દેવળમાં પણ પેબલનું પ્રથમના દેવળમાં વર્ણવેલા લિંગની માફકનું સ્ફટીકનું શિવલિંગ છે. આ ત્રણે દેવળો રાજ્યના મુખ્ય, મહા-રાજાની સમાધિનાં સ્થાનપર કરેલાં છે.

દરેક હિંદુ મુસાફરને–આ દેવળ અવસ્ય જોવા લાયક છે. હિંદુ શિવાયનાં બીજાં મનુષ્યોને અંદર જવા દેતા નથી. ઘણે દૂરથી આ રઘુનાથજીનું દેવળ જોતાં તે મોટા શિખરોના સમૂહો-થી શોભતું એવું તે સ્થળ, મનોરંજક ને આશ્ચર્યકારક લાગે છે.

## બીજું શંકરનું દેવળ.

### એકાદશ રુદ્રોનાં દર્શન.

આ દેવળ બજારથી બે ફરલાંગ દૂર એક બગીચામાં છે. શરૂઆતમાં ૧૦ થી ૧૨ પગથીઆં ચઢીને છૂટા ચોકમાં

જવાય છે. ત્યાંથી દેવળના મુખ્ય, દરવાજામાં દાખલ થવાય છે, ને તે પછીના બીજા દ્વારની અંદરના ખંડના મધ્ય ભાગમાં, એક ફૂટના ઘેરાવાની ને ૧।। ફૂટની ઉંચાઈની જળાધારી છે. તેના મધ્યમાં એક ૧।। વેંત ઉંચું ને પાંચ આંગળના ઘેરાવાનું શિવલિંગ છે. તેની ફરતાં ગોળાકારે, એક વેંત ઉંચાઇનાં ને ચાર આંગળના ઘેરાંવાનાં, બીજાં ૧૦ શિવલિંગો છે. એમ બધાં મળી **૧૧ શિવલિંગો** તે એક જ જળાધારીમાં સ્થાપિત કરેલાં છે, ને તે અતિ સુશોભિત, ચિત્તાકર્ષક ને આનંદદાયક લાગે તેવાં છે. તે પછીના ખંડમાં પૂજારીને બક્ષીસ આપી જઇ શકાય છે. ત્યાં અંદર એક ગજ ઉંચી બેઠકપર જળાધારીમાં પણ પેબલના કાચનાં પારદર્શક **૧૧ શિવલિંગો** છે. અને તે દરેક શિવલિંગોપર પૂર્વે ગત થઇ ગયેલા મહારાજાઓના જુદા જુદા નામોના અક્ષરો કોતરેલા છે.

આ પ્રમાણે એકાદશ રુદ્રો પ્રથમ દ્વારમાં, ને તે પછી અંદરના દ્વારમાં બીજા એકાદશ રુદ્રો, એમ જુદા જુદા બે ખંડોમાં એકાદશ રુદ્રોનાં ચમત્કારિક દર્શન આ શિવાલયમાં છે. આવાં તેજદાર, દેદીપ્યમાન, મનોહર, ધ્યાન ધરવા લાયક, શિવલિંગો જોતાં મુસાફરને અત્યંત આનંદ થાય તેમ છે.

જમ્મુમાં હમોએ એક દિવસ રહી, આ દેવળો, પાવરહાઉસ, શહેર, ને રાજ્યમહેલ જોઇને બીજે દિવસે કાશ્મીર જવાની તૈયારી કરી.

## મોટરની વ્યવસ્થા.

અત્રે કેટલીક મોટરકંપનીઓ છે, ને તેથી જોઈતી મોટરો સસ્તે દરે પણ મલી શકે છે. મોટરલારીઓમાં ૮ થી ૧૦ રૂપીઆ એક મનુષ્યનું ભાડું લે છે, ને તેમાં ૧૫ થી ૨૦ માણસને બેસાડે છે. જેને સ્પેશ્યલ સગવડથી જવું હોય તેને માટે ૪ થી ૬ માણસ બેસી શકે તેવી નાની મોટરના ૮૪ થી ૧૨૦ રૂપીઆ સુધી ભાડું લે છે,

ને તે જ્યારે આપણે જવા ઈચ્છીએ તે ટાઇમે લઈ જાય છે, ને તે આપણાં મકાન આગળ આપણને લેવા આવે છે, જ્યારે મોટી લારી તેની મરજીમાં આવે તે વખતે ઉપડે છે, ને તેના મથક-પર પેસેન્જરને જવું પડે છે ને તેમાં બોજાને માટે બંગાલી ૧૫ થી ૨૦ શેર વજન, માણુસદીઠ, બાદ કરી બાકીના વધારાના બોજા માટે જુદા પૈસા આપવા પડે છે. અત્રેના મોટરવાલાના બોલવાપર ભરોંસો રાખવો નહી કેમ જે તે બોલ્યા પ્રમાણે વર્તન કરતા નથી.

અમોને **સવારે** ૭ વાગે બોલાવ્યાં હતાં, ને **૮ વાગે** તો મોટર જરૂર ઉપડી જશે તેમ કહ્યું હતું, તેથી હમો ખાધા વગર ૭ા વાગે મોટરપર દાખલ થયાં હતાં, તે છતાં અનેક કારણો બતાવીને તે મોટરને **બપોરે બે વાગે** ઉપાડી હતી, તેને અમે ખાસ ખંતીને કહ્યું હતું કે ઉપડવાનો ખરો વખત કહો, તો પણ તેણે અમને ૮ વાગે તો ઉપડી જશે એમ સ્પષ્ટ કહ્યું હતું. તેમજ તે લારીમાં ભારખાનું ભરીને માણુસોને પણ ખીચોખીચ ભરે છે, તેથી બેસવામાં પગ ને શરીર અકડાઈ જાય છે. હમોએ ફક્ત ૪ માણુસ બેસે એમ આગલી સીટમાટેનો બંદોબસ્ત કરી પાછલી સીટના જ્યારે ૮ રૂપીઆ હતા, ત્યારે આગલી સીટના અમે દશ રૂપીઆ આપવા છતાં તેણે કરેલો કરાર તોડીને ૧ માણુસ વધારે બેસાડયું હતું. જો હમે તેની મોટરમાં ન બેસીએ તો સવારથી બે વાગ્યા સુધી ખોટી થયા ને આપણા એકલા માટે તરત બીજી મોટર મલે નહિ, ને દિવસ નકામો જાય, તેથી હમારે તે કબૂલ કરવું પડયું હતું. અત્રેથી આખા કાશ્મીર સુધીના મોટરવાળાઓ ઘણાખરા એવા જ હોય છે.

બીજી વખતે જ્યારે હું અમારા સ્નેહી સારાભાઇ ઉત્ત-મરામ વકીલને લઇ કાશ્મીર ગયો ત્યારે તો ઘણીજ સસ્તી મોટરો મલતી હતી, અને આવતી વખતે સીઝન ખલાસ થવાથી ચાર ચાર રૂપીએ મોટરો મલી હતી, માટે ભાવમાં પણ પૂછ-પરછ કરવી.

## દશ્ય ૩ જું.

## કાશ્મીરના શ્રીનગર શહેરમાં જવાના રસ્તાઓ.

### જમ્મુથી શ્રીનગર સુધીના રસ્તામાંનાં રહેવાનાં રહેઠાણો વિગેરે.

| નંબર | નામ. | આગળના રહેઠાણુથી છેટું. | ઉંચાઈ, ફૂટ. | રીમાર્કસ. |
|---|---|---|---|---|
| ૧ | જામુ તવી | | ૧૦૦૦ | પો, [2] ટે, [3] રે, [4] ડા. |
| ૨ | ઝાઝર | ૨૧ | ૩૦૦૦ | પો, રે, ડા. |
| ૩ | ઉધમપોર | ૨૧ | ૨૦૦૦ | પો, ટે, રે, ડા. |
| ૪ | ધરમથાલ | ૧૩ | ૩૭૦૦ | પો, રે, ડા. |
| ૫ | બટોટ | ૨૫ | ૩૮૦૦ | પો, ટે, રે, ડા. |
| ૬ | રામબાણ | ૧૭ | ૨૪૦૦ | પો, ટે, રે, ડા. |
| ૭ | રામસુ | ૧૬ | ૪૧૦૦ | પો, રે, ડા. |
| ૮ | બનીહલ | ૧૧ | ૫૭૦૦ | પો, ટે, રે, ડા. |
| | પાસ, બંનીહલ× ટનલ | | ૮૦૦૦ | |
| ૯ | મુન્ડા | ૩૦ | ૭૦૦૦ | રે, ડા. |
| ૧૦ | વેરીનાગ | | ૬૫૦૦ | પો, રે, ડા. |
| | અનંતનાગ, ખાનાબલ, } | ૨૧ | ૫૩૦૦ | પો, ટે, રે, ડા. |
| ૧૧ | અવંતીપુરા | ૧૩ | ૫૨૫૦ | પો, રે, ડા. |
| ૧૨ | શ્રીનગર | ૧૮ | ૫૨૫૦ | પો, ટે, ડા, (દરેક કોમ માટે) |
| | | ૨૦૬ | | |

૧, પો—પોસ્ટ ઑફિસ, ૨, ટે—ટેલીગ્રાફ, ૩, રે—રેસ્ટહાઉસ, ૪, ડા—ડાકબંગલો,

× અત્રે રહેવાનું સ્થળ નથી, ને ઘોર જંગલ છે, પણ, બુગદાના રક્ષક, ચોકીદારો, ને અધિકારીઓ રહે છે, અને મોટો પહાડ કોરી, બુગદો પાડેલો છે, જેથી પહાડની એક બાજુથી બીજી બાજુ જઇ શકાય છે.

## કાશ્મીર જવા માટેના માર્ગો.

કાશ્મીર જવા માટે હિન્દુસ્થાનમાંથી ઘણા રસ્તાઓ છે, પણ તેમાં મુખ્ય સગવડ ભરેલા બે રસ્તા છે, ને તે બે રસ્તે જ ઘણા મુસાફરો જાય છે.

૧–લો. જમ્બુનો, ને બીજો રાવળપીંડીનો તેમાં પણ જમ્બુ કરતાં એ રાવળપીંડીનો વધારે સારો ને સીનસીનેરીથી ભરપૂર છે.

## ડાકબંગલા બાબત.

જમ્બુથી કાશ્મીર દેશનું મુખ્ય શહેર શ્રીનગર ૨૦૬ માઇલ છે, મોટરમાં ત્યાં બે દિવસે જવાય છે, અને વચમાં જ્યાં જ્યાં રાત રહેવું પડે ત્યાં ત્યાં ડાકબંગલા રહેવાને માટે મલે છે, ને રાવળપીંડી વિગેરેના રસ્તાઓમાં અને કાશ્મીરમાં પણ કેટલાંક મુખ્ય મથકોમાં પણ તેવા ડાકબંગલાઓ હોય છે, એ ડાકબંગલાઓ પાકી બાંધણીના બંગલાના આકારના સુશોભિત જેમાં બેથી ત્રણ પાટીવાળા ખાટલા હોય છે, પરંતુ બીસ્તરો તો આપણી સાથે જ રાખવો. કારણ કે ત્યાં ગાદલાં ઢોલીયાપર હોતાં નથી, ને હોય છે તો ફાટીતુટી હાલતનાં હોવાથી ઉપયોગમાં આવે તેવાં હોતાં નથી. પણ તેમાં શેતરંજી, ટેબલ, અરીસો, ખુરસીઓ, વિગેરે એક ગૃહસ્થ મુસાફરને જોઈતી દરેક સગવડ હોય છે, અને ત્યાંના નોકરચાકરો જે વસ્તુ જોઇએ તે મુસાફરોને લાવી આપે છે. તેનું ભાડું (ભાડાને **કિરાયા** કહે છે) માણસદીઠ એક દિવસનો એક રૂપીઓ લે છે, એટલે જેટલાં માણસ તેટલા રૂપીઆ લે છે, ને તે ડાકબંગલાનો એક ખંડ રહેવા મલે છે, તેની સાથે પેશાબ ને જાજરૂની અલગ જગા પણ હોય છે. જો એક જ કુટુંબનાં માણસો સાથે રહેવા ચાહે તો એકજ ખંડમાં રહે, પણ જો જુદા જુદા રહેવું હોય તો એક એક રૂપીઆમાં પોતપોતાના જુદા જુદા ખંડ લઈ તેની અંદર રહેવું વધારે સારૂં છે, દરેક ડાકબંગલાનું ભાડું જુદું જુદું હોય છે. કોઈમાં ફક્ત એકજ રૂપીઓ લઇને ત્રણ ચાર માણસોને રહેવા દે છે, જ્યારે ઓછામાં ઓછું એક

દિવસનું રૂ. ૦ાા થી તે રૂ. ૫) સુધી ભાડું બંગલાની ઓછીવત્તી સગવડતા ને જરૂરીઆત પ્રમાણે લેવાય છે. કેટલાક ડાકબંગલાઓમાં એક જ ખંડમાં ગમે તેટલાં માણસ રહે તો પણ દરરોજનું જે લેવાતું હોય તેટલું જ દામ લે છે, પણ માણસદીઠ લેવામાં આવતું નથી. ને કેટલાક ડાકબંગલાઓમાં સોડાલેમન, રાશબરી, જીંજર વિગેરે પણ વેચવામાટે રાખેલાં હોય છે. ભાડા ઉપરાંત જો ગ્યાસલેટની બત્તી વાપરીએ તો તેના ત્રણ આના ને જો તાપવાને માટે સઘડી સળગાવી આપે તો તેના ચાર આના જુદા આપવા પડે છે. જો બત્તી ને સઘડીની જરૂર ન હોય ને પોતાની પાસે રાખેલી મીણબત્તીનો દીવો કરે તો તેને તે વધારાના પૈસા આપવા પડતા નથી. જેમ માણસદીઠ ભાડાનો રૂપીઓ લે છે તેમ બત્તી ને સઘડીના પૈસા માણસદીઠ લેતા નથી, પણ એક ખંડમાં ગમે તેટલાં માણસ હોય તો પણ તેના પૈસા ઓરડા દીઠ લેવાય છે. અત્રે દરેક ખંડને **કમરા** કહે છે. તેમજ જતી વખતે આનો બે આના ત્યાંના નોકરને બક્ષીસ આપવા પડે છે. ઘણી જગ્યાએ અત્રેથી કાશ્મીરમાં બક્ષીસ માગવાનો ને આપવાનો ઘણો ખરો રિવાજ જણાય છે. જેને ડાકબંગલાનું ભાડું પરવડે નહિ તેને માટે કેટલાક મુકામોમાં હોટેલ પણ હોય છે તેના આઠ આના રહેવાના લે છે. કોઇ વખત વધારે માણસ એક જ ખંડમાં ઉતરે તો તે ચાર આનાના હિસાબે પણ ભાડું લઈ શકે છે. ડાકબંગલામાં જેને મુસલમાનના હાથનું જમવાનું ચાલી શકે તેને જમવાનું પણ પૈસા આપવાથી કરી આપે છે. તે રાંધનાર બબરચીને ત્યાં **ખાનસામા** કહે છે. અને તે જતી વખતે મુસાફર પાસે કેટલા દિવસ રહ્યા તેનું નામ, ગામ ને ઠેકાણું પણ પોતાની બુકમાં લખાવી લે છે, ને તેમાં ડાકબંગલાના રક્ષકે મુસાફર સાથે ચલાવેલી વર્તણુક પણ લખી શકાય છે.

અત્રે એ યાદ રાખવાનું છે કે મુસલમાન, યુરોપીઅન, પારસી તો શું પણ હિંદુ માત્ર અને તેમાં પણ અત્રેના બ્રાહ્મણો કે જેને કાશ્મીરી પંડિતો કહે છે તે સર્વે માંસાહારી છે. ફરક

માત્ર એટલો કે તે બ્રાહ્મણ હોવાથી પોતાની જાતના કે બીજા તેવા બ્રાહ્મણના હાથનું રાંધેલું ખાય છે, મુસલમાન વિગેરેનું રાંધેલું બીલકુલ ખાતા નથી. એમ તેઓ ખાવા પીવામાં ને આચાર વિચારમાં ભિન્ન હોવાથી ગુજરાતના બ્રાહ્મણાદીકોને તેમનું કાંઇ પણ ખાવાનું ચાલે જ નહિ, અન્ન ફળ શાકનો ખોરાક ખાનાર ત્યાં કવચિત જ હોય છે. બલ્કે છે જ નહીં. જેથી બહારગામથી આવેલા કોઇક જ અન્ન ફળના આહાર કરનારા મુસાફરો હોય છે.

વળી કેટલેક સ્થળે તો વસ્તીવાળાં ગામો પણ આવે છે ત્યાં બજાર પણ હોય છે. જોઇતી ચીજો પણ મળે છે, અને વેપારીઓ પોતાની દુકાનના મેડાઓ ઉપર ૨ કે ૪ આનાના ભાડાથી ઉતારો પણ આપે છે. તેમજ કેટલેક સ્થળે પોસ્ટ તાર ઑફિસો ને રેસ્ટહાઉસ પણ છે, તે ઉપલા કોષ્ટકમાં જોવાથી સમજાશે. ત્યાં ડાકબંગલામાં મુસાફરને જોઇતી કેટલીક વસ્તુઓ વેચાતી પણ મળે છે અને તેના ભાવોનું રાજ્ય તરફથી નક્કી કરેલું લીસ્ટ ઈંગ્રેજીમાં તે ઓરડામાં જ ચોટાડેલું હોય છે. આ ડાકબંગલાઓમાં આઠ દિવસથી વધારે રહેવા દેતા નથી. મુસાફર થોડા હોય તો એક એક ઓરડામાં અલગ જગા સ્વતંત્ર આપે છે પણ વિશેષ મુસાફર હોય તો એક ઓરડામાં બેથી ત્રણ જણને જુદી જુદી જાતના હોય તો પણ રહેવું પડે છે. અને તે પ્રમાણે બીજાઓને એક રૂમમાં રાખી શકાય તેવા કાયદા પણ છે. કાયદા કરતાં વધારે મુસાફરો હોય તો તેમને રહેવાને જગા મળતી નથી જેથી તેમને બીજો બંદોબસ્ત કરી લેવો પડે છે.

તેમજ ગમે તે ઠેકાણેથી રેલ્વે મૂક્યા પછી શ્રીનગર જનારે ત્રણચાર દિવસ પહોંચે તેટલી ખોરાકી સાથે રાખવી. જો કે રસ્તામાં આવતાં મથકોએ ખોરાકી વિગેરે મલે છે પણ ચોખ્ખું ને પોતાને જોઇતું મલતું નથી. જેથી કદાચ મોટર કે ગાડીના થતા અકસ્માતે રસ્તામાં એકાદ દિવસ વધારે રોકાઇ જવું પડે તોપણ હરકત પડે નહીં.

## કાશ્મીરનો રસ્તો

જમ્મુથી બટોટ સુધીના રસ્તાના દેખાવો જોકે આપણા દેશ કરતાં ઘણા સારા છે પણ વિશેષ જાણવા જેવું નથી, પણ બટોટથી બનીહલ ટનલ (બનીહલ નામના બુગદા) સુધી તો રસ્તાની બન્ને બાજુએ દૂર દૂર દેખાતા પહાડોના દેખાવો ને કેટલાક સપાટ પ્રદેશમાં ડાંગેરના પાકોથી ભરપૂર લીલાછમ જેવા લાગતા દેખાવો તેમજ નવાં વૃક્ષ, લતાઓ પણ દેખાવ દે છે. ગરમીના દેશમાંથી તરત આવી શીત પ્રદેશમાં પ્રથમ પ્રવેશ થતો હોવાથી મીઠી ને મધુરી મધુરી લાગતી થોડી થોડી ઠંડી એ બધું પ્રવાસીના હૃદયને ને નેત્રોને નવીન ને અત્યાનંદદાયક લાગવાથી જાણે હર્ષને વધારતું હોય તેમ મનની પ્રસન્નતામાં વિશેષ વૃદ્ધિ કરે છે. રસ્તામાં જ્યાં ત્યાં રસ્તાની બન્ને બાજુએ દૃષ્ટિ કરતાં વગર વાવે ઉગેલી અસંખ્ય દાડમડીઓ તો જાણે એક બગીચાનું રૂપ ધારણ કરતી હતી. એવી નૈસર્ગિક રચના તો અત્રે જાણે ડગલે ને પગલે ઠેકઠેકાણે વિસ્તરેલી માલમ પડે છે. મોટરના ચાલતા વેગમાં એક બાજુનું દૃશ્ય જોતાં બીજી બાજુનું જોવાનું તો જાણે અધુરૂં જ રહી જતું હતું, ને દર પળે આનંદનો વધારો થતો જ હતો, એવી રસ્તાની અવર્ણનીય ને અતિસુંદર શોભા મનને આનંદદાયક લાગી શીતલતાને વધારનારી હતી.

આગળ જતાં એક ઝૂલતો પૂલ ઉતરવાનો આવે છે, ને ત્યાં માણસદીઠ સવા આનો કરનો આપવો પડે છે. અત્રે આજુબાજુના પર્વતોપરથી પાણીના પડતા ધોધના ચિત્તાકર્ષક દેખાવો ને રસ્તાની બન્ને બાજુની સીનસીનેરી જોતાં જ મનને અત્યાનંદદાયક લાગે છે. તે પછી ૮ હજાર ફૂટની ઉંચાઇના પહાડની ટોચે ચડવાનું આવે છે, ત્યાં ચડતી ને ઉતરતી મોટરોના દેખાવો પણ હેરતભર્યા જણાય છે. જ્યારે તે નીચેથી પહાડપર ચડે છે ત્યારે આશ્ચર્ય ઉત્પન્ન કરી નાખે છે. એ વખતે નીચેથી જોનારને પહાડપરના, ૭ માઇલની લંબાઇના, ચકરાવો લેતા, એક ઉપર એક, એમ ૬ રસ્તાની લાઇનના રસ્તે મોટરો ટોચ સુધી

જતી પહાડ નીચેથી ખુલ્લી જણાય છે. તે જ પ્રમાણે ઉતરતાં પણ ઓર જ દેખાવ નજર આગળ ખડો થાય છે. વળી અત્રે વિશાળ ગગનગામી ઉંચા શિખરોવાળા વિક્રાળ ને ભયાનક લાગતા પહાડોની ટોચોપર જ્યાં ત્યાં બગલાની પાંખ જેવો સફેત ઢંકાયેલો બરફ પહેલી જ તકે જોનારને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવો હોય છે, જેથી પહેલી જ વાર જનાર મુસાફરને તે ધારી ધારીને જોવાનું મન થાય છે, ને તે બરફમાં પડતા સૂર્યના તાપ વખતે બરફપરના દેખાતા ને બદલાતા, જાતજાતના આકાશમાં થતા મેઘધનુષ્યની માફકના રંગો તો તે મુસાફરને અચંબો પમાડતા અપૂર્વ એવા અત્યાનંદદાયક લાગે એવાં અત્રે મોટાં મોટાં ગગનગામી હિમાલયનાં બરફાચ્છાદિત ઉચ્ચ શિખરો અત્યંત શોભાયમાન ને મનોહર આવી રહેલાં છે.

પ્રથમ ૬ માઇલનો રસ્તો પૂરો કરીને મોટર પાછી ફરે છે, તે પછી ૬ માઇલે આવીને પાછી રસ્તો બદલી ફરી જાય છે, એમ ૬ વખત ફરીને આખા પહાડની ટોચપર જાય છે. જ્યાં પહાડ પૂરો થાય છે ત્યાં જેમ મુંબઇથી પુના કે નાશક જતાં પહાડમાં કોરેલા બુગદા આવે છે તેવો બુગદો ૧ થી ૧ાા માઈલ જેટલો આવે છે. તેને **બનીહાલટનલ** કે **બનીહાલપાસ** કહે છે. તે બુગદામાં પ્રવેશ કરી પહાડની સામી બાજુએ જતાં પાછો સર્પાકારના રસ્તે કાશ્મીર તરફનો તેજ પહાડ ઉતરવાનો આવે છે. ત્યાં ખડબચડા પહાડોમાં કેટલેક ઠેકાણે તેની કઢણમાંથી પસાર થતાં વાંકવળીને ઉતરતી મોટરની બીજી બાજુ હજારો ફૂટની નીચાણની મોટી ખાઇ મુસાફરને ભયંકર ને બિહામણી દેખાવા છતાં નવા દેખાવોથી આનંદમય લાગે છે. તે પછી સપાટ જમીનમાં કાશ્મીરના ખુદ પ્રદેશમાં જવાનું શરૂ થાય છે. પ્રથમના ૮૦૦૦ ફૂટની ઉંચાઇના પહાડના ટોચની હવા ઘણી જ ઠંડી હોવાથી ત્યાં ટાઢ વિશેષ લાગે છે, ને ગરમીના મુલકમાંથી એકદમ કદિ ન અનુભવેલી એવી ટાઢ લાગે છે કે જેથી મુસાફરને જરા ગભરાટ પણ થાય છે. માટે તે વખતે પહાડ ચડતા પહેલાં જ ગરમ કપડાં પહેરી રાખવાં. મોટર જ્યારે નીચે ઉતરે છે ત્યારે પાછી

ટાઢ ઓછી થઇ હવા ગરમ લાગે છે. તે પછી ગરમ કપડાંની શ્રીનગર સુધી જરૂર પડતી નથી.

ત્યારબાદ પૂરતા પ્રમાણમાં સડકની બન્ને બાજુએ માઇલોના વિસ્તારમાં લીલાછમ જેવા ભાતના પાકથી ભરપૂર દેખાતો સપાટ પ્રદેશ છેક શ્રીનગર સુધીનો શરૂ થાય છે. ને સડકની બન્ને બાજુએ સફેતાનાં (પોપલરનાં) ઝાડો ફૂટ કે ૨ થી ૩ ફૂટને અંતરે તાડ કે નાળીએરીની માફકની ઉંચાઇનાં થડમાંથી સફેત દેખાતાં ને ઉપરથી ગુચ્છાદાર સોટીયોની ઘટાવાળાં આખી સડકે રોપેલાં હોવાથી આખો ૪૫ થી ૫૦ માઇલ સુધીનો રસ્તો અતિ રળીઆમણો, દેદીપ્યમાન, દમાંમદાર, બીજે કોઇ સ્થળે ન જોવામાં આવ્યો હોય તેવો સુરમ્ય ને ચિત્તવેધક લાગે છે. પહેલી જ તકે નવું જોનારને જાણે સ્વર્ગ-સ્થળનું સાક્ષાત્ ભાન કરાવે તેવો સુંદર દેખાવનો ચિતાર તાદ્દ-શ્ય ખડો કરી મુસાફરને નવી દુનિયાનો અવર્ણનીય નવો જ આનંદ પ્રથમ દૃષ્ટિએ પ્રકટ કરે છે. આ કુદરતી દેખાવોનું વર્ણન કરવું અશક્ય છે કારણકે તે સમયે પ્રવાસી પોતાના દેશને ઘડીભર વિસરી જઇ જાણે પ્રત્યક્ષ સ્વર્ગદ્વારમાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી બન્યો હોય તેમ તેને તાદૃશ્ય જણાય છે. આવાં અદ્ભુત ને અપૂર્વ દૃશ્ય નિહાળતો પ્રવાસી કાશ્મીરના પાટનગર શ્રીનગર શહેરમાં પ્રથમ પ્રવેશ કરે છે.

## રાવળપીંડી.

જમ્બુ ન જનારે રાવળપીંડી આવવું. અત્રેથી પણ મોટર વિગેરેનો સારો બંદોબસ્ત શ્રીનગર જવા માટેનો થઇ શકે છે.

આ રાવળપીંડી લેહ નદીના ઉત્તર કિનારે ૧૭૨૫ ફૂટની ઉંચાઈ-પર આવેલું છે, અને તે પંજાબમાં આવેલું જીલ્લાનું સ્થળ છે. શહેરમાં ૭૨૦૦૦ માણસની વસ્તી છે, અને તેમાં ઘણો ભાગ મુસલમાનની વસ્તીનો છે. અને ઘણાં મોટાં બજારો છે. જેલખાના પાસે એક પબ્લીક બાગ છે. ઇંગ્રેજી સ્કૂલો અને દવાખાનું છે. કમીશનર અને કલેકટર વિગેરેની કચેરીઓ છે. પંજાબના મુખ્ય લશ્કરના સેનાપતિ પણ અત્રે જ રહે છે.

અત્રે લશ્કર ઘણું રહે છે અને શહેરથી દક્ષિણ દિશા તરફ તેની મોટી છાવણીનું મથક છે, જેમાં ઘણું પંજાબના બચાવ માટેનું લશ્કર રહે છે. અત્રેની લશ્કરી બરાકો તો બાદશાહી મહેલની માફક દેખાય છે. તે બરાકોને ફરતો મજબૂત કોટ બાંધેલો છે.

અત્રે મુસાફરોને રહેવાને માટે ધર્મશાળાઓ બે છે, જેમાંની એક અત્રેના બજારમાં **લાલા મુકારામ** ધર્મપુરા અને બીજી બજારમાં **લાલા ઠાકુરદાસ** ધર્મપુરા કહેવાય છે. આપણા દેશમાં જેમ ધર્મશાળા કહેવામાં આવે છે તેમ અત્રેની ધર્મશાળાને **ધર્મપુરા** કહે છે, જેમાં દરેક હિંદુને મફત ઉતરવા દેવામાં આવે છે. અત્રે યુરોપીઅન ને પારસીને લાયક હૉટેલો ને મુસલમાનોને માટે મુસાફરખાનાઓ પણ છે.

## રાવળપીન્ડીથી શ્રીનગર રસ્તો ૨ જો.

| નંબર | નામ. | આગલા સ્થળથી છેટું. | ઉંચાઈ ફૂટ. | રીમાર્ક્સ. |
|---|---|---|---|---|
| ૧ | રાવળપીન્ડી | | ૧૭૨૫ | પો, ટે, હૉ, ધર્મશાળા. |
| ૨ | લશ્કરી બરાકાઊ | ૧૪ | ૧૮૦૦ | |
| | સતારા માઈલ્સ | ૩ | ૨૦૦૦ | અહીંયાં ટોલ, (પેરો.) આપવો પડે છે. |
| | છતર | ૨ | ૨૧૦૦ | રે. |
| ૩ | ટ્રેટ | ૭ | ૨૦૦૦ | પો, ટે, અને ડા, બં. |
| | ઘોરગલી | ૯ | ૫૦૦૦ | પો, ટે, |
| ૪ | સનીબૅન્ક | ૨ | ૬૦૦૦ | પો, ટે, ડા. |
| × | મરી | ૩ | ૬૫૦૦ | પો, ટે, ડા, હૉ. |
| × | છીકાગલી | ૨ | ૬૫૦૦ | ધર્મશાળા. |
| × | બગલા | ૫ | ૫૫૦૦ | ધર્મશાળા. |
| ૫ | ફગવારિ | ૭ | ૩૦૦૦ | ધર્મશાળા. |

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | કોહાલા | ૧૪ | ૧૯૦૦ | પો, ટે, અને ડા, આર, ટોલ. |
| ૭ | દુલાઈ | ૧૧ | ૨૦૦૦ | ડા. |
| ૮ | દોમેલ | ૧૦ | ૨૨૦૦ | પો, ટે, ડા, ટોલ આપવાનો |
| ૯ | ગરહી | ૧૪ | ૨૭૦૦ | પો, ટે, રે. |
| ૧૦ | ચીનારી | ૧૬ | ૩૫૦૦ | પો, ટે, રે. |
| ૧૧ | ઉરી (યુરી) | ૧૮ | ૪૪૦૦ | પો, ટે ડા. |
| ૧૨ | રામપોર | ૧૩ | ૪૯૦૦ | પો. |
| ૧૩ | બારામુલ્લા | ૧૬ | ૫૧૦૦ | પો, ટે, ડા, રે. |
| ૧૪ | પાટન (પતન) | ૧૬ | ૫૨૦૦ | પો, ટે, રે. |
| ૧૫ | શ્રીનગર | ૧૮ | ૫૨૦૦ | પો, ટે. અને હો, (હરેક કોમ સારૂ) |
| | | ૧૯૬ | | |

પો,.......પોસ્ટઑફિસ, ડા,.......ડાકબંગલો, હૉ,....હૉટેલ.
ટે,.......ટેલીગ્રાફઑફિસ,.......રે,.......રેસ્ટહાઉસ.

## રાવળપીંડીથી શ્રીનગર. (રસ્તો ૨ જો).

આ રસ્તો મરી થઇને જાય છે, ને ત્યાં બધી જાતની સગવડ છે તેથી ઘણા મુસાફરો તે રસ્તેથી જાય છે.

રાવળપીંડીથી ૧૪ માઇલે **બારાકાઉ** નામનું સ્થળ આવે છે, ને ત્યાં લશ્કરી છાવણી છે. અત્રેથી ૩ માઇલની ચઢાઇ ચડવા પછી **સતરમાઇલે** પહોંચાય છે.

અત્રેથી રસ્તો ટોલને માટે અટકાવેલો હોય છે. ટોલ આપવાથી રસ્તાપરનો આડો નાખેલો સળીયો ઉપાડી લે છે, એટલે આગળ જવાય છે. જંબુના રસ્તા કરતાં આ રસ્તે ટોલ ઘણો વધારે આપવો પડે છે. અત્રેથી ૨ માઇલ જતાં **છત્તર** સ્થળે પહોંચાય છે. અત્રેની ટેકરીઓને કિનારે ફૂલના બગીચાનો સુંદર ને મનોહર દેખાવ પ્રથમ જોવાને મલે છે. ચઢાણ ચાલુ જ રહે છે. શાલિગ્રામ પૂલ ઓળંગવા પછી, છૂટા છૂટા શંકુની આકૃતિ-

વાળા ઝાડમાં થઈ ઉંચી ટેકરીઓમાંથી રસ્તો પસાર કરતાં **ટ્રેટ** આવે છે.

અત્રે ડાકબંગલો છે. રસ્તાપર એક દુકાન ને ઠંડા પાણીની ટાંકી છે. અહીંથી એક સરખી વધારે, આકરી ચઢાઈ આવતી જાય છે, ને તે મરી સુધીની છે, ને આજુબાજુની વિશાળ ખીણોનો દેખાવ જોઈ શકાય છે. વાંકી ચુંકી ચઢાઈ ચઢવા પછી **છરાપાનીનું** સ્થળ આવે છે. આ સ્થળે ટેકરીમાંથી ઠંડા પાણીના જોસમાં નિકળતા ઝરાઓ પ્રથમ દૃષ્ટિએ પડે છે. અંત્રેથી ઝાડોના દેખાવો ઘણા રમણીય દેખાય છે. ત્યાંથી આગળ **ઘોરગલી** આવે છે–અહીં બજાર અને વૉચટાવર છે. થોડું ચઢાણ ચડવા પછી **સનીબૅન્ક** આવે છે. આ ઠેકાણેથી કાશ્મીરની સડકના રસ્તાથી જમણી બાજુના બીજી સડકને રસ્તે જતાં ૧ માઇલપર **મરી,** એક સુંદર ટેકરીવાળું હવા ખાવાનું મથક આવે છે.

## મરી બાબત.

મરીને યુરોપીઅનો **મરીહીલ** કહે છે. તે ૭૪૦૦ ફીટની ઉંચાઇએ આવેલું અતિ સુશોભિત સ્થળ છે. માર્ચથી શરૂ થતી ગરમીની મોસમમાં ખરેખર મરી અતિ રળીઆમણું લાગે છે. અત્રેની ઉત્તમ આબોહવા મનુષ્યના જીવનને તાજગી બક્ષનારી હોવાથી તે રહેવા લાયકનું ઉત્તમ સ્થલ છે. જેથી તે **સેનેટેરીઅમ સ્ટેશન** પણ કહેવાય છે. અત્રે ટાઢ વધારે પડે છે. ભર ઉનાળામાં પણ જરાએ ગરમી લાગતી નથી. જેથી શીઆળાની મોસમમાં એટલે અકટોબર બેસતાં ઘણાખરા લોકો અત્રે ન રહેતાં નીચે ઉતરી જાય છે. તે વખતે ત્યાંના ખુદ ગરીબ વતનીઓ યાને વાડીબંગલાના રક્ષકો જ ફક્ત ત્યાં રહેલા હોય છે, તેથી તે વખતે ત્યાં ઘણુંખરૂં ઉજ્જડ જેવું દેખાય છે.તે વખતે ત્યાં રસ્તાઓપર પાંચથી ૬ ફુટ જેટલો બરફ જામી જાય છે,જ્યારે તેની ઊંચી ટેકરીઓપર ૧૫થી ૨૦ ફૂટ જેટલો બરફ જામેલો હોય છે. તે વખતે ઘરો, બંગલા વિગેરેના છાપરાઓ ઉપર પણ બરફ પડેલો જ હોય છે, જેથી ત્યાંના રહેનાર લોકો રાતદહાડો પોતાના ઘરમાં સઘડીઓ સળ-

ગાવેલી રાખે છે ને તેના ગરમાવાથી જ રહી શકે છે. તેવી સઘડીઓ અત્રે બંગલાઓ કે ઘરોમાં ભીંતની અંદર કોલસા સળગાવવાની ભઠ્ઠીના આકારની સઘડી કાયમની દરેક ખંડમાં કરેલી હોય છે અને તેની ધૂણી જવાને માટે ભીંતની અંદર મૂકેલાં ભુંગળાંનું મોઢું છેક છાપરા ઉપર કહાડેલું હોય છે, જેથી તેમાં થઇને ધૂણી બહાર ચાલી જતી હોવાથી ઘરમાં બીલકુલ ધૂમાડો થતો નથી. જેથી દરેક ઘરો ઉપર આવા ભુંગળાની ચીમનીઓ જ્યાં ત્યાં છાપરા ઉપર જણાય છે. ને જ્યાં જ્યાં કાશ્મીરમાં પણ વધારે ઠંડી પડે છે ત્યાં ત્યાં ડાકબંગલાઓમાં ને ગુલમર્ગ વિગેરે ઠેકાણે બંગલાઓમાં આવી ભીંતમાં રાખેલી ભઠ્ઠીની ચીમનીવાલી સઘડીઓ કરેલી હોય છે. તેવી સખત ઠંડીને લીધે તેઓ દરરોજ ન્હાતા પણ નથી. તે વખતે યુરોપીઅન સોલ્જરો પાવડાઓ લેઇ રસ્તા સાફ રાખવાને માટે અવારનવાર રસ્તામાં પડેલો બરફ કાઢી નાખતા જ રહે છે.જ્યારે ઉનાળાની મોસમ શરૂ થાય છે ત્યારે પાછા લોકો મરીમાં હવાખાવા આવે છે, જેથી ઉનાળાની મોસમમાં અત્રે એક ઘણી વસ્તીવાળું શહેર વસી જાય છે. આ મરીહીલની આજુબાજુના દેખાવો અતિ રમણીયતાંથી ભરપૂર છે. ત્યાંના દેખાતા વિશાળ પહાડોમાંની વિશાળ ખીણો, તેમાં ઉગેલાં તરેહ તરેહનાં ગીચ ઝાડો ને કુદરતી સીનસીનેરી વિગેરે મનોહર, મોહક, ને આનંદદાયક લાગે છે. વિશેષ મહત્તા તો તેની આજુબાજુના લાગેલા અસંખ્ય ઝાડોની ઘાડી ઘટામાં છે.

અત્રેનાં પાઈન, ચીડ ને દેવદારનાં મોટાં મોટાં અગણિત ફૂટની ઉંચાઇનાં વૃક્ષોની લાગેલી ઘાડી ઘટાની અલગાર જોતાં ચારે બાજુએ મુસાફરોને આરામ આપવા ઉપરાંત અચંબો પમાડે તેવાં છે.

અત્રે સરકારનો ઝાડ કાપવાને માટે એવા સખત કાયદો છે કે ઝાડ પોતાની માલીકીનું હોય તોપણ સરકારની પરવાનગી મેળવ્યા વગર માલીકથી તે ઝાડ કાપી શકાતું નથી, ને તેથી જ ઝાડોથી ભરપૂર મરીનું સ્થળ સુશોભિત બની રહેલું છે.

આ પાઇનનાં ઝાડોમાં કેટલાક એવા પ્રવાહી પદાર્થ છે કે કદાચ કાળ ચોઘડીઆમાં કોઈ કારણને લીધે તેમાંથી એકાદ સળગે છે તો માઇલોના વિસ્તારમાં જાણે લંકા લાગી હોય તેમ એકદમ ઝપાટાબંધ બધું સળગી જાય છે.

અત્રે ગાડીઓ કે મોટરો મરી આગળ અમુક ઠેરવેલી હદ સુધી જ જઈ શકે છે જેથી ત્યાંની મોટી સડકો ને બજાર વિગેરે સ્થળોએ ઘોડાપર, ડંડીમાં બેસીને કે પગે ચાલીને ફરવા જવાય છે.

અત્રેના કેટલાક સારા બંગલાઓ ને ભવ્ય મકાનો મુંબાઇની માફક સુશોભિત રોનકદાર બનાવેલાં છે; તેમજ છૂટા છૂટા નાના નાના બંગલાઓ ને ઘરો પણ હોય છે.

તેમજ, રસ્તાઓ પણ પાકી સડકના વિશેષ પહોળાઈવાળા શહેરોની માફક સુંદર ને સ્વચ્છ બનાવેલા છે; ને તે સડકો ઉપર યુરોપીઅનના બરની વેચાતી મોટી મોટી અને જથાબંધ માલની સુશોભિત દુકાનો પણ આવી રહેલી છે, પરંતુ બધી ચીજો ઘણે મોંઘે ભાવે વેચે છે. ત્યાંની બજાર પણ એક રોનકદાર દેખાવ રજુ કરે છે.

મોસમ વખતે ખાવાની વસ્તુઓ, શાકભાજી વેચનારાઓ, નેસ્તીઓ ને પરચુરણ ખોરાકી સામાન વિગેરે વેચનારાઓની પણ એક મોટી બજાર ભરાય છે. તે બજાર ઉપલી સડકથી શરૂ થઇ નીચાણમાં ઢળાવ પડતી જગ્યામાં ચાલવાના રસ્તામાં જડેલા પત્થરની સડકના મધ્ય ભાગે જતી મેલા પાણીની ખુલ્લી ગટરવાળી જગ્યામાં છે, તેમજ મુખ્ય રસ્તાઓ શિવાયના આજુબાજુના રસ્તાઓ પત્થર જડેલા અને ઢળાવવાળા નીચા ઉંચા કે જેમાં ચડવા ઉતરવાને મુશ્કેલી પડે તેવા કઠણ હોય છે.

આ સ્થળે પંજાબ ગવરમેંટના હોદ્દેદારો ને ઘણા યુરોપીઅનો મોસમમાં આવીને રહે છે. તેમજ આ લશ્કરી સ્ટેશન હોવાથી જાહેર રસ્તાઓમાં જ્યાં ત્યાં સોલ્જરોનાં ટોળાં ફરતાં દેખાય છે અને દરેક રૂષ્ટપુષ્ટ લાગતા યુરોપીઅનોનાં મોઢાઓ ઉપર લાલ ચણોઠી જેવું લોહી તરી આવેલું તેમના દેખાતા ગુલાબી ગાલો

ઉપરથી જણાય છે. અત્રે ઘણે ભાગે યુરોપીઅનોની વિશેષ વસ્તી છે ને તેથી ઉતરતે ભાગે પંજાબીઓ જોવામાં આવે છે. તેઓ પણ યુરોપીઅનોની માફક ગોરા શરીરના રતાશ પડતા ગુલાબી ગાલવાળા નજરે પડે છે. ને તેઓની સ્ત્રીઓ મડમોને મળતા સ્વરૂપની હોય છે. જેથી તે રૂપસુંદરીઓને જો યુરોપીઅન ડ્રેસ પહેરાવ્યો હોય તો તે પંજાબી છે તેમ કોઈ વરતી શકે નહી. તે ખરેખર યુરોપીઅન લેડીના જેવી જ દેખાય છે. પુરૂષો પણ યુરોપીઅનોના જેવા કદાવર ને સોહામણા દેખાય છે. અત્રે રહેવાનું ને ખાવા પીવાનું મોંઘું મળતું હોવાથી સાધારણ માણસોને આ ઉત્તમ હવા હોવા છતાં પણ અત્રે રહેવું પરવડી શકે તેમ નથી.

અત્રે પાણીની ઘણી અછત છે જેથી ઉનાળાની મોસમ પહેલાં સરકાર તરફથી મોટી ટાંકીઓ ભરાવી રાખી પાણી પુરૂં પાડવામાં આવે છે. જે વર્ષે વરસાદ ઓછો પડે છે તે વર્ષે ટાંકીમાં ભરેલું પાણી નળ મારફતે લોકોને કરકસરથી આપવામાં આવે છે. કેટલીક વખત ઘણી વસ્તીના વધારાને લીધે કોલેરાનો રોગ પણ ફાટી નીકળે છે જ્યારે કોઈ વખત ધરતીકંપ પણ થાય છે.

અત્રે સીઝનમાં ઘણાં માણસો આવતાં હોવાથી કેટલીક હોટેલો પણ છે, પરંતુ તેના ઘણા મોટા ચાર્જ સાધારણ માણસોને પરવડે તેમ નથી. અત્રે રમત ગમતને માટે કલબ ટેનીસકૉર્ટ એક મેસોનીક લૉર્જ અને સીનેમા પણ છે. છોકરાઓને ભણવામાટે ચાર ઈંગ્લીશ સ્કૂલો ને યુરોપીઅનોને માટે સુધરેલી ઢબનું સારૂં દેવળ (ચર્ચ) પણ બંદગી કરવામાટે બંધાવેલું છે.

અત્રે ચામડાં અને લોખંડી સામાન વજીરાબાદથી આવે છે. તેના કારીગરો વજીરાબાદમાં સારા વખણાય છે. અત્રે ડેપ્યુટી કમીશનર દરેક બાબતમાં સારી દેખરેખ રાખે છે. કારણકે લશ્કરના માણસો અત્રે રહેતા હોવાથી માંસાહારીઓને ખાવાના ખોરાકની વસ્તુઓની તે પુરતી તપાસ રાખે છે, જેથી તે ખોરાક સ્વચ્છ ને સારો મળે છે, તેમજ અત્રે દૂધ પણ જ્યારે ગામડાઓમાંથી

આવે છે ત્યારે ઇન્સ્પેક્ટર તે દૂધને તપાસીને ચોકખું હોય તોજ મરીમાં જવા દે છે.

અત્રેની ઘણી ઉંચાઈ હોવા ઉપરાંત હવાને શુદ્ધ કરનારાં અગણિત વૃક્ષોની ઘાડી ઘટાને લીધે ખરા ઉનાળામાં પણ આ પ્રદેશમાં શીતલતા પ્રસરી રહેલી હોય છે. મરીથી દૂર દૂરની દેખાતી ઝાડોની ભરપૂર ખીણોના દેખાવો, તેમજ સૂર્યના તેજથી વિશાળ પર્વતો ઉપર પડતો ચળકાટ, ને કેટલેક ઠેકાણેના પહાડોપરથી નીચે સરી પડતા દૂધના ફીણ જેવા દેખાતા પાણીના ધોધોની રચનાની ખુબી જોતાં પ્રેક્ષકને ઓર આનંદ આપે છે. તેમાં ખાસ ખેંચાણકારક અત્રેના બે પોઈન્ટો માણસને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવા છે; એક **કાશ્મીર-પોઇન્ટ,** કે જ્યાંથી કાશ્મીર તરફના દૂર દૂરના જંગલોના ચિત્તવેધક, મનોરંજક, અદ્‌ભુત ને આશ્ચર્યકારક દેખાવો નજરે પડે છે; ને તેજ પોઇન્ટપર પાંચ પાંડવોના નામની ટેકરી પણ જોવા જેવી છે. ત્યાં દર વર્ષે ૧-લી-જુલાઈએ મેળો ભરાય છે. બીજું **પીંડી-પોઇન્ટ,** કે જે ઉપરથી રાવળપીંડી તરફના આશ્ચર્યકારક ને અપૂર્વ દેખાવો મુસાફરને અજાયબીમાં ગરકાવ કરી નાખી અત્યાનંદ આપે તેવા છે.

દરરોજ ઘણાખરા માણસો આ પોઈન્ટોપર સવાર-સાંજ ફરવા અને હવાખાવાને માટે જાય છે. ત્યાં જાતજાતનાં હરતાં ફરતાં મનુષ્યો, તથા હવાખાવા આવેલાં જુગલજોડાં જોનારની નજરે પડે છે, પીંડીપોઇન્ટ એક એવું સ્થળ છે કે તેના છેક છેડે એક ગોળ ચક્કર પહાડની પાછળ ફરતી સડક કહાડેલી છે, જ્યાંથી ચોખ્ખા દિવસોમાં દૂર દૂરના દેખાવો ને પીંડી સુધીનું મેદાન પ્રત્યક્ષ સહેલાઇથી જોઇ શકાય છે.

ખરેખર, **મરીહીલ** ગરમીની મોસમમાં જઈને રહેવા લાયકનું સ્થળ છે. તેની સ્વચ્છ હવા તંદુરસ્તીને સુધારનારી, આનંદદાયક છે, જેથી આ એક હવાખાવાના ઉચ્ચ મથકોમાંનું ચડતા દરજ્જાનું એક ઉત્તમોત્તમ મથક લેખાય છે.

કાશ્મીરમાં ગુલમર્ગ વિગેરે સ્થળોએ તો હવા ઘણી ઠંડી છે, પણ શ્રીનગર શહેર કરતાં અત્રે વધારે ઉંચાઇ હોવાથી ઠંડી વિશેષ પડે છે.

અત્રે હવાખાવા ઘણા લોકો આવે છે, પરંતુ તેમાં મુખ્ય યુરોપીયનો જ અત્રે વધારે પ્રમાણમાં આવે છે, જેથી સીઝનમાં ૧૦ થી ૧૨ હજાર મનુષ્યોની વસ્તી હોય છે, જ્યારે ઠંડીમાં ફક્ત પંદરસોથી બે હજાર માણસો મરીમાં હોય છે.

મરીથી પાછા **શનીબેંક** આગળ થઈને જ કાશ્મીર તરફની સડકે જવાય છે.

અત્રેથી **કોહાલા** સુધીમાં પાંચ હજાર ફૂટ નીચે ઉતરાણ આવે છે ને અત્રેથી કાશ્મીરની ઝાંખી સુંદરતાની શરૂઆત થાય છે.

મુખ્ય રસ્તાની જમણી બાજુએ, ઉંચામાં ઉંચી ટોચે, **છીકાગલી**નું બજાર આવે છે. અહીંથી ઝાડોના જંગલમાં થઇને પાંચ માઇલની ઉતરાઇએ **બાગલા** આવે છે, જેમાં નાનું બજાર ને ધર્મશાળા પણ છે. અહીં પાણીની તંગાસ પડે છે. અત્રેથી ઉતરાણના વાંક આવતા જાય છે. ત્યાંથી ૭ માઇલ **ફગવારી** આવે છે. અહીંથી એક સરખા ઉતરાઇના વાંકો આવતા જાય છે. ત્યાંથી **કોહાલા** જવાય છે. અત્રે વરસાદ હોય તો લપસવા-પાણું થાય છે ને તેથી પગે ચાલનારા ઉતારૂઓને અગવડ પડે છે. કોહાલા એક નાનું ગામ છે. તેમાં શીખોની ધર્મશાળા છે ત્યાં હિંદુઓને ઊતારો મળે છે. ત્યાં એક ડાકબંગલો છે; હવા ગરમ છે. અત્રે નદીનો પૂલ ઓળંગવામાટે ટોલ આપવો પડે છે. પૂલની આજુબાજુ અત્રે અંગ્રેજી હદ ખતમ થાય છે અને પૂલની પેલી બાજુથી કાશ્મીરની હદ શરૂ થાય છે, એટલે બે રાજ્યોની સરહદ અત્રે હોવાથી ગુનો કરનાર ગુનાવાળા રાજ્યની હદમાંથી બીજા રાજ્યની હદમાં જતો રહે છે ત્યારે તેનું પકડાવું ઘણું જ મુશ્કેલ થઇ પડે છે.

અત્રેના આજુબાજુના વિસ્તારમાં ખેતીનો ભરપૂર પાક લીલોછમ જેવો દેખાય છે, ને દૂર દૂરનાં ગાંમડાંઓનાં ઘરો

પણ નજરે પડે છે, તેમજ પર્વતો, એક એકની સ્પર્ધા કરીને જાણે આભને ટેકો દેતા હોય તેવા અદ્ભુત દેખાય છે ત્યારે મુસાફરના મનને એમ ભાન થાય છે કે આવા મનપસંદ, સુરમ્ય દેખાવો સ્વદેશમાં કદી સ્વપ્ને પણ જોવામાં આવતા નથી.

કોલાહાથી **બારામુલ્લા** સુધી જેલમ નદીને કિનારે ડાબી બાજુએ રસ્તો જાય છે.

થોડા માઇલના ધીમે ધીમે ચડીયાતા ચઢાણ પછી એકાએક વાંકોચુંકો અને આડો અવળો રસ્તો પસાર કરતાં **છતર** મુકામ આવે છે. પછી એક સુંદર પહોળી ખીણ ને ઘણાક ઝરાઓના ગર્જના કરતા અવાજ સહિતના સુંદર આકર્ષક દેખાવો દેખાય છે. ને થોડું ચઢાણ ચઢયા પછી **દોલાઈ** આવે છે. ત્યાં ડાકબંગલો છે, ને અત્રેથી એકની પાછલ બીજી ને બીજીની પાછળ ત્રીજી એમ એક પછી એક દેખાતી ટેકરીઓની ટોચોના મધ્યમાંથી આ રસ્તો પસાર થાય છે. ને એક પછી એક પહાડ કોરીને કરેલા ત્રણ ટુંકા, ભુગદા (ટનલ)માં થઇને **દોમેલ** જવાય છે. (દો મેલ એટલે બેનું ભેગું થવું તે) અત્રે બે નદી ભેગી મલે છે તેથી દોમેલ નામ પડયું છે. ત્યાં આગળ **જેલમ** તથા **કૃષ્ણ-ગંગા**નો સંગમ થાય છે. ને અત્રે જેલમ ઉપર સુંદર ઝુલતો પૂલ છે. ત્યાંથી **મુઝફરાબાદ** ને **એબટાબાદ** જવાય છે. દોમેલમાં દવાખાનું પણ છે. ત્યાં દરેક માણસના નામની નોંધ થાય છે, અને તેને તપાસવામાં આવે છે. આ નોંધ પોલીસખાતામાટે છે. અત્રે ટોલ આપવો પડે છે. તેમજ રસ્તામાં કેટલીક બીજી જગાએ પણ ટોલ આપવા પડે છે. નવી ચીજોના માલ ઉપર જકાત લેવાય છે. લીલોતરીથી ભભકદાર સુંદર ટેકરીઓમાં થઇને આ રસ્તો પસાર કર્યા પછી, જેલમનો ઝુલતો પૂલ પસાર કરીને, ૧૪ માઇલે **ગરહી** પહોંચાય છે.

અત્રે નાની બજાર છે. અહીંથી રસ્તો નદીથી છૂટો પડે છે, અને તે ટેકરી આગળ થઇને ઘણા વાંકછોંક લઇને પડતા ધોધો અને જોસમાં દોડતા ઝરાઓના ને પર્વતોની હારમાળાઓના

અવનવા ને અદ્‌ભુત દેખાવો પસાર કરી ૧૬ માઇલે **ચીનારી** આવે છે. રસ્તો વાંકોચુંકો ચડઉતરવાળો આવે છે. તે વળાંક પછી એક સુંદર લીલુંછમ મેદાન ને ભાતના ખેતરોનો દેખાવ આવે છે. આ સ્થળે પહાડોમાં રીંછની વસ્તી છે. કાશ્મીરી ભાષામાં રીંછ ને **બાલુ** કે **ભાલુ** કહે છે. આ રીંછો રાત્રે મકાઇના ખેતરોમાં પેશી જઇ મકાઇ ખાઇને ખેતીને ઘણું નુકસાન કરે છે, ને અખરોડના ઝાડ પર ચઢી જઇ અખરોડ પણ ખાઇ જાય છે.

આખા કાશ્મીર પ્રદેશનાં જંગલોમાં સિંહ કે વાઘ હોતા નથી, તેમજ સાપ કે વીંછી જેવાં ઝેરી જંતુઓ પણ નથી, તેથી ગમે ત્યાં તંબુ ઠોકી રહેવાને હરકત આવતી નથી. કવચિત જ શ્રીનગરમાં ગરમીની મોસમમાં નાના સાપ જોવામાં આવે છે. રસ્તો પહાડ કોરીને કરેલો છે ને તે પછી **ઉરી** પહોંચાય છે.

ઉરીનું સ્થળ મોટાં ખેતરોનાં વિસ્તરવાળું છે જેથી તંબુ નાંખી રહેવાને માટે ઘણી સરસ જગા છે. અહીંથી પહાડોને કોરીને જ રસ્તા કહાડેલા છે. કોહાલાથી ૭૭ માઇલે **મહુરાઇલેકટ્રીક-પાવરહાઉસ** છે; જે જેલમના કિનારા ઉપરથી દેખાય છે. લાકડાનાં પાટીયાં ગોઠવીને બનાવેલા ૪. ફૂટ ઉંચી ને ૩ ફૂટ પહોળી એવી ૬ માઇલની લંબાઇની નેહેરમાં જેલમનું પાણી રસ્તાથી ૪૦૦ ફીટની ઉંચાઇએ ચડાવેલું છે. આ નેહેરને ઘણા મોટા ખર્ચે અગાધ બુદ્ધિબળથી બનાવેલી છે એમ તાદૃશ્ય જણાય છે. એન્જીનીયરીંગ કામની ખુબીમાંની એક અજાયબી ભરેલી ખુબીથી આ નેહેર બનાવેલી છે. તે જોતાં અતિઆશ્ચર્યકારક લાગે છે, ને અત્રે જે વિજળી ઉત્પન્ન થાય છે, તેથી શ્રીનગર વિગેરે સ્થળોને વિજળીકની રોશની મળે છે.

અત્રેથી હવે રસ્તાના કિનારાપર લીલી ઘટાથી છવાયેલી ટેકરીઓ ઠેકઠેકાણે દેખાય છે. ૧૩ માઇલ જતાં **રામપુર** આવે છે, ને જેમ જેમ ઉંચાઇએ ચઢતા જઇએ છીએ તેમ તેમ હવા બદલાતી જઈ ગરમીનું નામનિશાન જતું રહી શીતળ ઠંડીની મધુરી હવા લાગવા માંડે છે. ખીણ અહીં પહોળાઈમાં વધારે છે, અને ચાલુ

ભાતના ખેતરોના દેખાવો અતિ મોહક જાદુઇ અસર ઉપજાવતા અતિરળીઆમણા લાગે છે. રસ્તો લગભગ નદીના લેવલમાં જ છે. નીચાણની ટેકરીઓના ચકરાવાવાળા રસ્તા પૂરા થતાં ૧૬ માઇલે કાશ્મીર દેશની ખીણનું મોટુ ગામ **બારામુલ્લા** આવે છે.

બારામુલ્લાનું ખરૂં નામ **વરાહમૂલ** છે, કારણ કે વિષ્ણુ ભગવાનનો ત્રીજો વરાહનો અવતાર આ સ્થળે થયેલો હોવાથી જ તેનું નામ વરાહમૂલ પડેલું છે, આ બારામુલ્લા, તે કાશ્મીર પ્રદેશમાં પ્રવેશ કરવાનો મુખ્ય દરવાજો કહેવાય છે. અહીં સુધી હાઉસબોટો આવતી હોવાથી આ ગામ એક નાના બંદર જેવું લેખાય છે. પ્રથમ આ ગામને મોટો કિલ્લો હતો તે ધરતી કંપથી હાલ દટાઇ ગયેલો છે. અત્રે મોટું શહેર છે ને મોટું બજાર છે, ને ઉદ્યોગ ધંધો સારો ચાલે છે. આ ગામ પાઘડીપને લાંબું વસેલું છે ને આજુબાજુના પહાડોમાં ઝાડોની ઘાટી ઘટા છવાયેલી જણાય છે. અત્રેથી થોડે દૂર સીતા, રામ, લક્ષ્મણ ને હનુમાનની મૂર્તિઓનાં દર્શન કરી શકાય છે.

અત્રે નદી ઉપર એક મજબૂત લાકડાનો પૂલ બાંધેલો છે ને તંબુના પડાવને માટે વિસ્તારવાળી સપાટ ને સુંદર જમીન પણ છે. અત્રેથી શ્રીનગર જવાના બે રસ્તા છે, મોટરમાં સડકને રસ્તે તેમજ **વુલરસરોવર**માં થઇ હાઉસબોટમાં બેસીને પણ શ્રીનગર જવાય છે. કેટલાક મુસાફરો અત્રેથી હાઉસબોટમાં વુલરતલાવને રસ્તે **સાપોર** ગામે થઇને શ્રીનગર બે દિવસે જાય છે. સડકના રસ્તા કરતાં આ રસ્તો ઘણો જ સારો છે, ને મુસાફરોને વુલરસરોવરની મુસાફરી કરવાથી પ્રથમ દૃષ્ટિએ જ સરોવરના ચોતરફના પહાડોના અજબ તરેહના દેખાવોની અદ્‌ભુત સીનસીનેરી જોવાની પણ ઉત્તમ તક મળે છે. આ રસ્તે જતાં **સોપુર, દબગામ, બાન્ડીપુર, હજન, સંબલ, સાદીપુર,** વિગેરે ગામો આવે છે, ને તે ૪૦ માઇલનો રસ્તો છે, સોપુર આગળ વુલરલેકમાં જેલમ મલી જતી દેખાય છે, ત્યાં એક શિવાલય પણ છે.

સાપોર ગામનું બીજું નામ **કુંબુર** છે. આ ગામ **નદીના**

બન્ને કિનારે વસેલું છે, ને ત્યાં નદી ઉપરના બે બાંધેલા પૂલો-પર થઇને ગામમાં જાઆવ થઇ શકે છે.

આગળનો રસ્તો તેની સુંદરતાને માટે દુનિયામાં સૌથી સારો રસ્તો છે. તેની બન્ને બાજુએ સીધાં સફેતા ( પોલપર ) નાં ઝાડો નજીક નજીકમાં ૧ ફૂટથી–૪ ફૂટના અંતરે રોપેલાં છે. આ ઝાડોની ડાળીઓ પણ ગુચ્છાદાર ઉંચાઇએ જાય છે અને રસ્તાપર બન્ને બાજુની ડાળીઓ ભેગી થઇ જવાથી એક ઘટાથી છવાયેલો રસ્તો બનેલો દેખાય છે, અને તે ઘટાની વચમાં આકાશ તરફ જોતાં, એક સરખી ને સીધી તે ઝાડો વચ્ચેની ફાટ એક લાંબી આસમાની પટ્ટીના આકારે અતિ સુંદર દેખાય છે. ૧૭ માઇલ જતાં **પાટણ** ગામ આવે છે. અત્રે જૂના વખતના ખંડેરના રૂપમાં મોટા, કાળા, પત્થરોનાં હિંદુઓનાં દેવળો છે. ત્યાં ચિનારનાં ઝાડ નીચે થોડે ઠેકાણે તંબુ નાખીને રહેવા લાયકની જમીન પણ છે.

અત્રેના સફેતાના ઝાડોની સડકપરની બન્ને બાજુની હારોની વચ્ચેથી પસાર થતો રસ્તો, પોતાની સુંદરતાને દીપાવતો; નાના નાના ગામડાંઓ આગળ વહેતી નહેર ઉપર ને ભાતના ખેતરોની આજુબાજુમાં થઇ, છેક શ્રીનગર સુધી ચાલ્યો જાય છે, અને ૧૮ માઇલે, છેવટે કાશ્મીર દેશની રાજધાનીનું મુખ્ય શહેર **શ્રીનગર** આવે છે, કે જેને **સૂર્ય**નું શહેર પણ કહે છે.

આ રસ્તો જ્યારે બરફથી ઢંકાઇ જાય છે ત્યારે પુષ્કળ માણસોને કામે લગાડી રસ્તાપરનો બરફ ખસેડી નંખાવી અઠવાડીઆમાં તે રસ્તો ચાલુ કરવામાં આવે છે, તેમજ તે પછી પણ રસ્તાની દેખરેખ ને સમારકામ કરવાને માણસો કાયમ રાખેલાં જ હોય છે, જેઓ કંઇ પણ બગાડો થતાં તત્કાલ તેને સુધારી લે છે.

## ૩ જો. ગુજરાતના સ્ટેશનથી કાશ્મીર જવાનો રસ્તો.

૩. ગુજરાતના રેલ્વે સ્ટેશનથી **પીરપંજાલ**ની ખીણના ખીણુ ટુંકા પણ વિકટ રસ્તે શ્રીનગર જવાય છે, ને તે રસ્તે

**પીરપંજાલપાસ**, ૧૧ હજાર ફૂટની ઉંચાઈની પસાર કરવી પડે છે. મે. થી અકટ્રોમ્બર સુધી આ રસ્તો ખુલ્લો રહે છે. તે પછીના સમયમાં પીરપંજાલની ખીણમાં બરફ જામી જવાથી રસ્તો બંધ થઇ જાય છે. ત્યાંના દેખાવો પણ ઘણા જ સુંદર છે. આ રસ્તે પગે ચાલીને કે ઘોડા ઉપર જવાય છે. ગાડી, કે મોટરનું સાધન મલતું નથી, તેમ ખાધખોરાકી પણ કેટલેક સ્થળે મલવાનો સંભવ નથી. ને ઠેકઠેકાણે બરફ જામેલો જ જણાય છે. પ્રથમ **દોલતનગરને કોટલા** થઈને જતાં ૨૮ માઈલપર નદીના કિનારે **ભીંબર** નામનું શહેર આવે છે. તેની દક્ષિણ શિવાયની બીજી ત્રણ બાજુએ ડુંગરોનો જ કોટ બની રહેલો છે. મોસમમાં મુસાફરોને ખોરાકીનો સામાન ને રહેવાની જગ્યા અત્રે મળે છે.

ભીંબરથી ૧૫ માઈલે **સૈદાબાદ** આવે છે, તે રસ્તો સખત ચઢ ઉતરનો છે, ને નાની મોટી ઘણી નદીઓ ઉતરવી પડે તેવો છે. પ્રથમ ચઢાઈને તે પછી ઉતરાઇ આવે છે. ત્યાંથી થોડે દૂર ડુંગર ઉપર એક **કિલ્લો** છે. ત્યાંથી આશરે ૧૩ માઇલ ઉપર **તવી** નદીને કાંઠે **નવશેરા** શહેર છે. રસ્તો ચઢાઈનો છે. ઘણાં નદી નાળાં ઓળંગીને જવું પડે છે. આજુબાજુના ડુંગરોની વનલીલાના દેખાવો અત્યંત રમણીય લાગે છે. જ્યાં ત્યાં મોટા વિસ્તારના ખેતીના પાક દેખાય છે. પ્રથમ ૫ માઇલ જતાં **કમનગોશી** નામના પર્વતની હાર શરૂ થાય છે, જ્યાં ૧ માઇલની સખત ચઢાઈ છે, ટોચપર જતાં **પીરપંજાલ** નામનું હિમાચ્છાદિત શિખર, જાણે અમૂલ્ય રત્નોથી ગીચોગીચ ભરેલું હોય તેમ અદ્ભુત દેખાવોથી ભરપૂર હોવાને લીધે જોનારના મનને જાણે આહ્લાદિત કરે છે. ત્યાંથી છેવટે ૩ માઇલની ઉતરાઈ ઉતર્યા પછી **નવશેરા** શહેરે પહોંચાય છે. એક મોટા વિસ્તારના સપાટ પ્રદેશમાં આ શહેર વસેલું છે. મુસાફરોને રહેવાને એક **મોટી ધર્મશાળા** તેમજ કેટલાંક જોવા લાયક સ્થળો પણ અહીં છે, અત્રેથી ૧૪ માઈલે **ચાન્દાસસરાઈ** નામનું ગામડું આવે છે, રસ્તો તવી નદીના કિનારે કિનારે જાય છે, ચડ ઉતર બહુ કઠણ છે. આ

ઠેકાણે મેવા ને ફળનાં નાના પ્રકારનાં ઝાડો મોટા પ્રમાણમાં જંગલોમાં સ્થળે સ્થળે દેખાય છે. અત્રે ગગનચુંબિત હિમાલયનાં ઉચ્ચ શિખરોની અનુપમ શોભા વિશેષ ચિત્તાકર્ષક હોવાને લીધે પ્રવાસીનું મન રંજિત થાય છે. ચાન્દાસ નજીક તવીને સામે કિનારે સુંદર **ડાકબંગલો** છે. ત્યાંથી ૧૪ માઇલે **રાજોરી** નામનું નાનું પણ સુંદર શહેર છે. રસ્તાની સુંદરતા મનને આનંદદાયક લાગે છે. તવી નદીના કિનારા ઉપર પૂર્વે આ **રાજધાની**નું શહેર હતું, **તેથી** હાલ પણ ત્યાં જુના વખતનાં સુંદર મકાનો મોજુદ છે. જુના વખતનો ડાકબંગલાવાળો બાગ ને રાજ્યનાં મકાનો જોવા જેવાં છે. ત્યાંથી કેટલેક દૂર **રતનપીર** અથવા **પીરપંજાલ** પર્વ-તના ઉપર **ભાગસર, નીલસર, નંદમસર, કાસરનાગ,** વિગેરે **સરોવરો** ઉપર જવાનો ખીણમાં થઈને રસ્તો છે, આ સરોવ-રોમાંથી, **લાડી, રીંબેરા, રૂપરીમ**, વિગેરે નદીઓ નીકળે છે. રાજોરી પછી ૧૪ માઈલ ઉપર તવીના કાંઠે **થાણામંડી** ગામ છે. ત્યાં પંજાબથી આવતા જતા માલનું તથા વિશેષે કરીને **મીઠાની** મોટી વખારોનું મથક છે. રસ્તો ઘણો ચઢ ઉતરનો જંગલોનો છે, ને દેખાવો પણ મનોરંજક છે, ત્યાંથી નજીક **રત્નપીર** પર્વત જણાય છે. ત્યાં સુંદર ડાકબંગલો છે, અત્રે-થી જ રત્નપીર પર્વતપર ચઢવાનું શરૂ થાય છે. રસ્તો ઉભી ચઢાઈનો છે, પણ ઉત્સાહને વધારનારી ઠંડી ને અનુકૂલ હવા હોય છે. ગગનગામી પહાડોનાં શિખરો નાના પ્રકારના વૃક્ષ લતાદિકની ઘાટી છાયા, વનનાં પંચરંગી સુંદર ફૂલોની મધુર સુવાસનું આવવું, એ સર્વે પ્રવાસીને મુસાફરી દરમ્યાન થયેલા પરિશ્રમને તદ્દન ભુલાવી દઈ ઓર આનંદયુક્ત બનાવે છે. થાણામંડી પછીથી થોડે દૂર **પુંજની રાજધાની**માં જવાનો ડાબી બાજુ તરફનો રસ્તો આવે છે, **રત્નપીર** પર્વતની ટોચે પહોંચ્યા પછી જ્યાં ત્યાં માઇ-લોના વિસ્તારમાં એકથી એક અધિક ઉંચાઈની સ્પર્ધા કરતાં હિમા-ચ્છાદિત અરણ્યમય વિશાળ પહાડોનાં શિખરોમાંથી વહીને નીચે પડતા, સ્ફટિક જેવા ઉજવલ દેખાતા જળપ્રવાહો, ઈત્યાદિ સૃષ્ટિ-

સૌંદર્યનું અવલોકન તો જાણે મુસાફરોને સંસારની ઘટમાળમાંથી મુક્ત કરતું હોય એમ એક અદ્‌ભુત દૃશ્ય ખડું કરે છે, અહીંથી ૧૮ માઈલ **બારામંગળા** તરફ ખાઈમાં જતો એક સરખો ઉતરાઈનો રસ્તો છે.

આ સ્થળ પુંજના રાજાના તાબામાં છે. મુસાફરોને માટે રાજ્ય તરફથી સારી સગવડ કરેલી છે. ત્યાં ખાવા પીવાની સર્વે વસ્તુ મલી શકે છે. અત્રે એક ઉંચેથી પડતો **ધોધ** જોવા જેવો છે. હવા ઘણી જ ઠંડી છે. બારામંગળાથી ૧૦ માઈલ **પોશીઆના** નામે ગામડું છે. રસ્તો ઉતરાણનો છે. વચમાં **ચીતાપાણી** નામની નદી ઉપરનો પૂલ ઉતરીને જવું પડે છે, બારામંગળાથી થોડે દૂર **શનીમર** ગામ આવે છે. ત્યાં ઘણા **લુહાર** લોકોની વસ્તી છે, અને તેઓ **ઘોડાના નાળ** બનાવે છે, અને વેપાર પણ નાળ ને લોખંડનો મોટા પ્રમાણમાં ચાલે છે. પોશીઆના નજીક જતાં એક વિકટ ચઢાવ શરૂ થાય છે. આ રસ્તો અગવડવાળો હોવાથી ઘણી મુશીબતે પસાર થાય છે. ઘોડાને ચાલતાં પણ અગવડ પડે છે. અત્રે ખોરાકી સામાન મલતો નથી; તેથી મુસાફરે પ્રથમથી ખોરાકીનો સામાન પાસે રાખવો. રસ્તો વિકટ છે, પરંતુ પર્વતોની વિશાળ ખીણોમાંથી પડતા પાણીના ધોધો જોવાની અતિશય ગમ્મત પડે છે. પોશીઆનામાં મોસમમાં જ થોડી વસ્તી હોય છે, ને તે ધાન્યનો વેપાર કરે છે.

અત્રે શિઆળામાં પુષ્કળ બરફ પડે છે તેથી ઉતરવાની પૂરતી સગવડ નથી, જેથી આ સ્થળે મુસાફરો તંબુ ઠોકીને રહે છે. ત્યાંથી ૧૦ માઈલ **અલીઆબાદ સરાઈ** નામના ઠેકાણે પહોંચાય છે. રસ્તે **ચીતાપાણી** નદી મૂકવા પછીથી **પીરપંજાલ પર્વતોની** હારમાળા શરૂ થાય છે. આ પ્રદેશ બરફના ઢગલાઓથી ભરપૂર છે. આ ઠેકાણે મોટાં, મોટાં, તોફાનો પણ **પવન** વરસાદ વિગેરેથી થાય છે, **પીરપંજાલ**ની ટોચપર આવી પહોંચ્યા પછી તો જાણે આકાશ સાથે મલી ગયેલા ને બરફથી ઢંકાયેલા પર્વતનાં શિખરો જ્યાં ત્યાં દેખાય છે. ત્યાં વાયવ્ય ખુણામાં **સૂર્યાસ્તશિખર** નામનું જે

ઉંચું શિખર છે, તે જોતાંજ મનુષ્ય આશ્ચર્યચકિત બની જાય છે, આ સ્થળપરથી હિંદુસ્થાનના સપાટ પ્રદેશનાં **લાહોર** વિગેરે મોટાં, મોટાં, શહેરો પોતાની દૃષ્ટિ આગળ તાદૃશ્ય દેખાય છે તેથી જોનારને ચિત્તવેધક અસર થાય છે. પીરપંજાલની ખીણોમાં ઘણા **કસ્તૂરી-મૃગો** રહે છે, અને કોઇ કોઈ વખત તે મુસાફરોના જોવામાં પણ આવે છે. પીરપંજાલની ખીણ ઓળંગીને આગળ જતાં **રોંબેરા** નદીને કાંઠે **અલીઆબાદસરાઈ** આ નામની મોગલ પદ્ધતિપર બાંધેલી ઇમારત આવે છે. ત્યાં મુસાફરને ઉતરવા જેવી જગા નથી, છતાં પવન, વરસાદનાં સખત તોફાનના વખતે તે ઇમારત, બચાવ કરવાનાં સાધનરૂપ થઇ પડે છે. આ ઠેકાણે ખાવાની ખોરાકી વિગેરે કાંઈ પણ મલવાનો સંભવ નથી, કેમ જે પર્વતની ટોચ ઉપર ઘણે ભાગે બરફથી ઢંકાયેલું આ મથક હોવાથી ત્યાં કોઈ પ્રવાસીઓ ન રોકાતાં **શાહાપુર** જઈને રહે છે. અલીઆબાદસરાઈથી ૧૩ માઈલ ઉપર **હીરપુર** ગામ આવે છે. રસ્તો ચઢ ઉતરનો ને કેટલોક સીધી ચઢાઈનો છે. આ ઠેકાણે નીચે મોટી ખીણો હોવાથી તે ખીણની બાજુએ એક મજ-બૂત ભીંત ચણેલી છે, તેથી મુસાફરો સુરક્ષિતપણે એ રસ્તે જઈ શકે છે. પૂર્વે મોગલ બાદશાહ આ જ માર્ગે કાશ્મીર આવજાવ કરતા હતા, અને આજ ઠેકાણે ઘણાં જ મૃત્યુ થયાં હતાં તેથી તે વખતે આ મજબૂત ભીંત બાંધવાનો બંદોબસ્ત કરેલો છે. આ સ્થળને **લાલગુલામ** કે **પોશીઆન** કહે છે.

જ્યારે સને ૧૬૬૪ માં શાહાજહાંનનો પુત્ર **ઔરંગજેબ** સ્વારી સહીત કાશ્મીર ગયો હતો ત્યારે તેની સાથે પ્રચંડ સૈન્ય અને મોટો પરિવાર હતો. ૩૫૦૦૦ ઘોડે સ્વાર, ૧૦૦૦૦ પાયદળ, મોટું અને નાનું તોપખાનું. ને પોતાનું જનાનખાનું પણ સાથે હતું. જનાનખાનાની બીબીઓ હાથી ઉપર બેસીને જતી હતી. પોતાનો સરસામાન વિગેરે ઉપાડવાને માટે ૩૦૦૦૦ મજૂર કર્યા હતા, એ પ્રમાણે સ્વારી સહિત પીરપંજાલ આવી પહોંચી, તેના

ઘાટમાં ઉતરતો હતો. તેવામાં જનાનાના એક હાથીનો પગ ખસ્યો તેથી તે પછવાડેના બીજા હાથીના અંગ ઉપર પડયો. તેજ પ્રમાણે બીજો હાથી ત્રીજા હાથી ઉપર પડયો. એ પ્રમાણે ૧૫ હાથી એક એકના ઉપર પડયા, ને જનાનાની સ્ત્રીઓ બેભાન બની ગઇ, ને તેમાંથી ત્રણ જણનું મૃત્યુ થયું, ને હાથી તો પંદરે મરી ગયા. એવો આ વિકટ ને ભયાનક રસ્તો છે. તેમ આ જગોએ ટાઢ પણ સખત લાગે છે. તેપછી કેટલેક દૂર જતાં **શાહ્નકોટ** નામનો જૂનો **કિલ્લો** આવે છે. તે મૂકીને જરા ઉતરાણમાં ઉતરી **રીંબેરા** નદીને કાંઠે પહોંચતાં **શીખસરાઇ** નામે ધર્મશાળા આવે છે. ખરી રીતે કાશ્મીર પ્રદેશની સરહદનો આરંભ અત્રેથી શરૂ થાય છે.

અત્રેથી વિવિધ પ્રકારના એક પછી એક મનોરમ્ય, ચિત્તાકર્ષક દેખાવો દેખાવા લાગે છે. અત્રેથી હીરપુર સુધીનો માર્ગ ઘણો સારો છે. **હીરપુર** એક સાધારણ ગામડું રીંબેરા નદીના કાંઠે જમણી બાજુએ છે, ત્યાં મુસાફરોને ઉતરવા લાયકની જગ્યા છે. પરંતુ જોઇતી સગવડ નથી. જરૂરીઆતનો સામાન અહીં મલે છે. અહીંથી થોડા માઇલપર **શીરૂ** નામના ગામ આગળ **હરીબળ** નામનો સુપ્રસિદ્ધ ધોધ ઘણી ઉંચાઇએથી પડે છે, તે જોવા માટે ઘણા લોકો જાય છે, અત્રેના સૃષ્ટિસૌંદર્યતાના કુદરતી અદ્ભુત દેખાવો પણ અવર્ણનીય છે, કે જે જોતાં જ પ્રવાસી આશ્ચર્યચકિત બની જાય છે. હીરપુરથી, ૮ માઈલ જતાં **સુપીયન** નામનું ગામડું આવે છે ત્યાંથી ૮ માઇલ સુધીના બધા રસ્તામાં સુંદર નૈસર્ગિક સૃષ્ટિસૌંદર્યતાનાં અનુપમ દેખાવો નજરે પડે છે, તે જોઇને માણસ આનંદની લેહેરોમાં ગરકાવ થઈજાય છે. સુપીયનમાં મોટો વેપાર ચાલે છે. અત્રેના લોકો મજબૂત બાંધાના ને રૂષ્ટ પુષ્ટ હોય છે. સુપીયનથી ૧૨ માઇલપર **રામુગામ** સાધારણ ચડ ઉતરના રસ્તે આવે છે. રસ્તામાં કેટલાંક જોવા જેવાં સ્થળો છે, જેમાં કેટલીક જગાએ છેક સેંકડો ફુટની નીચાણની ઉંડી ખીણમાં ઠંડુ બરફ જેવું પાણી ખળખળ શબ્દ

કરતું વહ્યું જાય છે. આવા મનોરંજક દ્રશ્યોના દેખાવો આખા હિંદુસ્થાનમાં ફક્ત હિમાલય શિવાય બીજા કોઇ પણ સ્થળે જોવામાં આવે તેમ છે જ નહીં.

રામુંગામ ઘણું મોટું છે. મુસાફરોને ઉતરવાની સારી સગવડ છે, અને મુસાફરને દરેક જોઇતી વસ્તુ ઘણું કરીને અત્રે મલી શકે છે. હવે પછી એક લંબાઇનો ટપ્પા કે જેના રસ્તાની બન્ને બાજુ **પોપલર, ચીનાર** ઇત્યાદિક સુંદર વૃક્ષોથી છવાયેલા સારા માર્ગવાળો છે, જ્યાં અનેક પ્રકારના કુદરતી રમણીયતાથી, ભરપૂર દેખાવો અને નાના નાના સુંદર ગામો થોડે થોડે અંતરે આવતાં હોવાથી અનુપમ સૃષ્ટિસૌંદર્યતાથી આનંદદાયક લાગે છે. અને ગરમ પ્રદેશોમાં જીંદગીમાં નહિ જોયેલી એવી અનેક રચનાની કુદરતી લીલા જોવાથી માર્ગમાં લાગેલા થાક અને ત્રાસને તદ્દન ભૂલી જવાય તેમ છે. રામુથી ૧૭ માઇલપર **શ્રીનગર** છે. પ્રથમ કહેલા હીરપુર ને સુપીયાન એ બે સ્થળેથી શ્રીનગર જવાને માટે જુદા જુદા રસ્તા પણ છે. તેમજ ત્યાંથી જેલમ નદીના જળમાર્ગે પણ શ્રીનગર જઈ શકાય છે, તેથી પ્રવાસી પોતાના ધ્યાનમાં આવે તે રસ્તે જઈ શકે છે. તે બધામાં સૌથી સારો અને નજીકનો રસ્તો **રામુ**નો છે. રામુથી ૬ માઇલ પર **ખાનપુર** ગામના મુકામે રહેવાની સગવડ છે, ત્યાંથી ૫ માઇલપર **વહનુર** નામનું એક સારૂં ગામ છે. અહીંથી સડક જેવા સુંદર રસ્તો શરૂ થાય છે. રસ્તાની બન્ને બાજુએ સુંદર ઝાડો અને ઘટા આવી રહેલી છે. ત્યાંથી આગળ જતાં **દૂધગંગા** નદીના કાંઠે જમણી બાજુ **રામબાગસરાઇ** ને મહારાજા ગુલાબસિંહની **છત્રી**ની બે સુંદર અને ભવ્ય ઇમારતો આવે છે. ત્યાંથી આગળ જતાં **લશ્કરીછાવણી** આવે છે, ને ત્યાંથી લગાર આગળ જતાં **શ્રીનગર**માં પ્રવેશ થાય છે.

## રસ્તો ૪ થો.

ત્રીજે માર્ગે થઈને પ્રથમ **થાણામંડી**એ જઇને ત્યાંથી **પુંજ**ની રાજધાનીમાં જવાનો જે રસ્તો છે તે રસ્તે પુંજની રાજ-

ધાનીમાં થઈને **શ્રીનગર** જવાય છે. પીરપંજાલનો રસ્તો અને તેની ખીણો ઠંડી રૂતુમાં જ્યારે બરફથી ઢંકાઇ જાય છે ત્યારે મુસાફરો થાણામંડીથી પુંજને રસ્તે થઇને **શ્રીનગર** જાય છે.

### રસ્તો ૫ મો.

પંજાબથી આવનાર **જેલમ** શહેરના સ્ટેશનેથી નીકળી **શિકારપુર, ટંગરોટ** વિગેરે સ્થળે થઈ પુંજને રસ્તે ૧૪૦ માઇલ પર જતાં **ઉરીમાં** આ રસ્તો રાવળપીંડીના રસ્તા સાથે મલી જાય છે. તે રસ્તે ડાકબંગલો કે ખાવાના પદાર્થો ઘણા મલી શકતા નથી. જંગલોમાંના પર્વતોના ને નદીઓના અદ્‌ભુત ને અતિ રમણીયતાથી ભરપૂર દેખાવો દૃષ્ટિએ પડે છે, અને ત્યાંથી શ્રીનગર જવાય છે.

આ માર્ગ ઘણો કઠણ છે ને રસ્તામાં દરેક મુકામે જોઈતી ખોરાકીની સામગ્રી મલવી કઠણ થઇ પડે છે. આ માર્ગે ત્યાંના વતનીઓ પહાડી લોકોજ જઈ શકે છે. મુસાફરોએ એ રસ્તે જવાનું સાહસ કરવું નહિ. **જેલમ** શહેરથી પુંજ થઇને **ઉરી** સુધી જવાને ૧૨ ટપ્પા થાય છે, અને તેના આશરે ૧૪૦ માઇલ છે. તે પછી બારામુલ્લે જઇ ચાહે જલમાર્ગેથી કે પગરસ્તેથી જઈ શકાય છે. ઉરીથી શ્રીનગર સુધીના ૪ ટપ્પાં યાને ૫૭ માઇલ છે.

### રસ્તો ૬ ઠ્ઠો.

**કાશ્મીર** તરફના પહાડોપર નવેમ્બરથી બરફ પડવાની શરૂઆત થાય છે. ડીસેમ્બરથી ફેબ્રુઆરી સુધીમાં દરેક પર્વત બરફથી ઢંકાઇ જાય છે. તે વખતે ત્યાં સખ્ત ઠંડી પડવાથી જવાના રસ્તાઓ પણ બરફથી ઢંકાઈ જાય છે. શિયાળામાં જ્યારે **મરી**ની સડકનો રસ્તો બરફથી ઢંકાઈ જાય છે, ત્યારે ટપાલ ને ઉતારૂઓ **એબોટાબાદ**ને રસ્તે જાય છે. તે રસ્તો મરીના રસ્તાને **ડુમેલ** આગળ મલે છે. મુસાફરો પ્રથમ તો **હસનઅબદાલ** નામના રેલ્વે સ્ટેશને ઉતરીને ૪૦ માઇલે એબોટાબાદ જતા હતા ત્યારે વચમાં **હેદૂર, હરીપુર, સીરાઇકાલાં ને હવેલ્યન** આવતાં હતાં. પરંતુ હાલમાં તો રાવળપીંડીથી આગળ **ટેક્ષલા** સ્ટેશનથી બીજી

બ્રાન્ચ રેલ્વે લાઇન નીકળી છે તે છેક હવેલ્યન સુધી લઈ જાય છે તેથી જ્યારે હસનઅબદાલ સ્ટેશનેથી ૪૦ માઇલે એ બોટા-બાદ આવે છે ત્યારે ટેક્ષલાથી છેક હવેલ્યનના સ્ટેશને ઉતરવાથી ફક્ત ૮ માઇલે જ એ બોટાબાદે જવાય છે; તેમજ રાવળપીંડીથી મોટર પણ ટેક્ષલા ઉપર થઇને એ બોટાબાદને રસ્તે છેક શ્રીનગર જાય છે. તે મોટરવાળા સાથે સરત કરી હોય તો વચમાં ટેક્ષલા જોવા ત્યાં ત્રણ ચાર કલાક થોભીને શ્રીનગર જવાય છે. રસ્તામાં એબોટાબાદથી **મનશેરા, ગરહીહબીબુલ્લા મુજફરાબાદ** ને **ડુમેલ** આવે છે. એબોટાબાદથી ડુમેલ ૫૦ માઇલ છે; ને ડુમેલથી મરીવાળો જ રસ્તો સાથે જોડાઈ જાય છે.

આ રસ્તો વિકટ અને હિંસક પ્રાણીઓ જેવાં કે રીંછ, નાહાર, ચિત્તા વિગેરેની વસ્તીવાળો છે: પરંતુ પર્વતોના ભવ્ય દેખાવો, તેનાપરથી સરી પડતા જળપ્રવાહો, અનિવાર્ય ને પ્રચંડ ફૂંકાતો તીવ્રવાયુ, પાતાલ જેવી પહાડોની ભયંકર લાગતી ખીણો, હરતાં ફરતાં મૃગાદિ પશુઓ અને વનચરો વિગેરેથી આ રસ્તો વિકટ ને ત્રાસદાયક હોવા છતાં ટુંકો ને ચિત્તાકર્ષક લાગે છે. આ રસ્તે બેસવાનું સાધન મલતું નથી, તે સડક શિવાયનો ઘણોખરો પગરસ્તો જ છે, તેથી બરફ પડવાના વખતમાં જ ખાસ જનારને ઉપયોગી છે.

## રસ્તો ૭ મો.

તેમજ સિમલાથી પણ કાશ્મીર જવાનો રસ્તો છે.

## રસ્તો ૮ મો.

આ રસ્તો વિકટ ને સાધનવિનાનો છે. **બનીહાલ** નામની ખીણમાં થઈને રસ્તો જતો હોવાથી રસ્તાનું નામ **બનીહાલમાર્ગ** પડયું છે.

## રસ્તો ૯ મો.

ચંબાને રસ્તે થઈને પણ શ્રીનગર જવાય છે. પણ તે સાધન-વિનાનો રસ્તો છે.

આ શિવાય બીજા ઘણા રસ્તાઓ, થોડા વપરાશના, ત્યાંના

વતનીઓને જવા આવવા માટેના, સડક વિનાના, ખાડા ટેકરાવાળા, પગે ચાલીને જવા જેવા, ઘોડાગાડી, મોટર વિગેરે વાહન કે મજુરના બંદોબસ્ત વિનાના હોવાથી તેમાંના હરકોઇ રસ્તે જનારને ખોરાકી સામાન સહિત પોતાની ખાસ સ્વતંત્ર સગવડો અને બંદોબસ્ત કરવો પડે છે; પણ કુદરતનું નિરીક્ષણ કરવામાં જેને આનંદ લાગે છે તેવા મુસાફરો પોતાનો સ્વતંત્ર બંદોબસ્ત કરી અગવડો ભોગવીને પણ તે રસ્તે કુદરતની લીલાની બલિહારી જોવાને જાય છે. તે બે આડફાંટે રસ્તે ઘણા જ સુંદર કુદરતના દેખાવો પોતાનાં નેત્રોને આનંદ આપી મનોહર લાગતા જણાય છે, અને તેવા કુદરતના દેખાવો ખાસ નેત્ર સમક્ષ નિહાળતાં કુદરતની અગાધ અજાયબીઓથી ભરપૂર અવનવાં ને અદ્ભુત દશ્યો અનુભવતાં પોતાનું મનુષ્યજીવન સફળ થયું હોય તેમ લાગે છે.

## જંબુથી નીકળવું.

અમો **જમ્મુથી** બે વાગે મુસાફરી શરૂ કરી, **બટોટના** ડાકબંગલામાં રાત રહી બીજે દિવસે રાત્રે ૯ સ્ટેન્ડર્ડ ટાઇમે **શ્રીનગર** શહેરમાં દાખલ થયાં હતાં.

જમ્મુમાં વકીલ હરબંશલાલને ત્યાં અમે ઉતર્યાં હતા. તેમણે સનાતનધર્મપ્રતાપભવનના રક્ષક ઉપર ચીઠ્ઠી આપી હતી. તે બતાવતાં જગા ખાલી ન હોવાથી તેમને રહેવાની જગ્યામાંથી એક ઓરડી ખાલી કરી અમને રહેવાની સગવડ તેમાં આપી હતી.

બીજે દિવસે અમોએ અમીરાકદલમાં રેશમી કાપડના વેપારી કે જેઓની શીખધર્મશાળાના સામેના મકાનના પહેલે માળે વેપારની **કેનાડકંપની** એ નામની વેપારની પેઢી છે તેમજ મહારાજગંજના ચોકમાં **ભગત શ્યામદાસ ભીખમચંદ** કે જેઓ રેશમી કાપડના મોટા વેપારી છે તેમના ઉપરના ભલામણપત્રો તેમને આપતાં તેઓની મારફત ૬૫ રૂપીઆના માસિક ભાડે એક **હાઉસબોટ** નક્કી કરીને અમો હાઉસબોટમાં રહેવાને માટે ગયાં.

## દશ્ય ૪ થું.

## ઉતરવાનાં સ્થળો ને હાઉસબોટ વિગેરેની બાબત.

### શ્રીનગરમાં મુસાફરોને ઉતરવાનાં સ્થળો.




રેક કોમને માટે થોડા કે લાંબા વખત માટે જમાનાને અનુસરતાં રહેવા, જમવા વિગેરેની જોઇતી સગવડ મેળવી શકાય તેવાં સ્થળો શ્રીનગરમાં નીચે મુજબ છે:—

૧. **ખાલસાહિંદુહૉટેલ**, પહેલો પૂલ, ઠે૦ શીખની ધર્મશાળાના સામે, પહેલે માળે.

૨. **કાશ્મીરહિંદુહૉટેલ**, પહેલા પૂલની નજીક, જેલમ નદીમાં, હાઉસબોટમાં.

૩. **મુસ્લીમસતારાહૉટેલ,** પહેલા પૂલ પાસે.

૪. **નેડોજહૉટેલ,** યુરોપીઅન ઢબની જે પોલોગ્રાઉન્ડ પાસે છે.

આ સર્વે હૉટેલોમાં રોજના ૩ થી ૭ રૂપીઆ સુધીનો ચાર્જ લે છે, યાતો માસ એકનો સામટો ચાર્જ નક્કી કરીને પણ રહી શકાય છે; પરંતુ તે દરેકમાં માંસાહારી ખોરાક હોય છે, જેથી અન્ન ફળના ખોરાકવાળાને તેમાં જમવાની સગવડ મળશે નહીં, ફક્ત રહેવાને માટે જગ્યા મળે છે અને જો તેને જાતે રાંધી જમવું હોય તો હૉટેલના માલીકને કહેવાથી રાંધવાની જગાનું થોડું વધારે ભાડું લઈને સગવડ કરી આપે છે.

બીજી ઘણી જગ્યાઓ દરેક હિંદુઓને માટે છે કે જ્યાં જગ્યાઓ ખાલી હોય તો મુસાફરોને તેના ઠેરવેલા નિયમને અનુસરીને થોડા વખતને માટે ફક્ત **મફત** રહેવાને મલે છે જે સ્થળો નીચે પ્રમાણે છે:—

૧. **સનાતનધર્મપ્રતાપભુવન**—પહેલો પૂલ.

૨. **શીખધર્મશાળા**—પહેલો પૂલ.

૩. **આર્યસમાજમંદિર**—કૉલેજરોડ, હજુરીબાગ.

૪. **દશનામીનો અખાડો**–ફક્ત સાધુ સંત અભ્યાગતને માટે, પહેલો પૂલ.

૫. **નારાયણમઠ**—બંગાલી સાધુઓ માટે, રેશમની ફેક્ટરી પાસે.

૬. **દુર્ગાનાગમંદિર**—માત્ર સન્યાસીઓ ને સાધુઓ માટે, શ્રી શંકરાચાર્યના પહાડની તળેટી આગળ.

૭ **રામબાગ**—માત્ર સંત સાધુઓ માટે, ફ્લડ ચેનલપાસે.

ઉપલા સ્થળે જો ખાલી જગ્યા હોય તો વત્તામાં વત્તા આઠ દિવસ રહેવા દે છે. તે પછી વધારે રહેવા માટેનો બંદોબસ્ત કરી લેવો પડે છે. પરંતુ જો મુસાફરોથી જગા ભરાયેલી હોય તો તે મલતી નથી.

## સ્વતંત્ર રહેવા માટે બંગલા કે ઘરની સગવડ.

આખી સીઝન કે થોડા માસને માટે **કોઠી** (બંગલો) જોઇએ તો ઋતુની શરૂઆતમાં કોઇ પણ આડતીઆ મારફતે બંદોબસ્ત કરવો, કેમ જે સીઝનમાં રહેવા લાયક બંગલાઓ જુજ જ છે. તે વેળાસર જો ન રખાય તો મોડેથી મલી શકતા નથી, ને તેનું આખી સીઝનનું ભાડું લેવામાં આવે છે. કોઇ વખત ત્યાં જઈ જાતે તપાસ કરતાં જો ખાલી બંગલો હોય તો આખી સીઝન કે દરમાસના ભાડેથી પણ મલે છે, પરંતુ તે મલશેજ એમ વિશ્વાસ રાખી શકાય નહીં.

## ઘરોની સગવડ.

તેમજ થોડે ખરચે સાધારણ સ્થિતિવાળાને રહેવા માટે પહેલા પૂલની આજુબાજુના બજાર આગળની સડક ઉપર ને ગલીઓમાં જગાઓ મલે છે, ને ત્યાં પહેલા પૂલ આગળ પુછ-પરછ કરવાથી તે જગા મલી શકે છે, પણ તે ગીચ વસ્તીવાળા ભાગમાં હોવાથી ઉત્તમ આબોહવાનો મુસાફરને પુરેપુરો લાભ મળતો નથી.

વળી હાલમાં સનાતનધર્મપ્રતાપભુવન તરફથી નવું મકાન બનેલું છે, તેમાં રોજના એકથી બે રૂપીઆ લઇને કે માસિક

ભાડાથી પણ રહેવાની જગા મલે છે.

બંગલામાં ફરનીચર વિગેરે કેટલીક ઉપયોગી વસ્તુઓ હોય છે. જ્યારે ભાડાના ઘર કે પ્રતાપભુવન વિગેરેમાં ફક્ત રહેવાની જગા મલે છે, તેવે ઠેકાણે મુસાફરોને ભાડાનું ફરનીચર ને ખાટલા વિગેરેનો ઉપયોગ કરવો પડે છે, યાતો પોતાની પાસેના રાખેલા સામાનથી જ ચલાવી લેવું પડે છે.

જેઓને ખુલ્લી હવામાં રહેવાનો શોખ છે તેઓને માટે તો ત્યાંની છુટી બગીચા જેવી જમીનમાં તંબુ ઠોકીને જ રહેવું ફાયદાકારક છે, ને ત્યાં તંબુ ઠોકવા માટેની જગાઓ પણ છે. જેઓને ઉપલી જગાઓમાંની કોઇ પણ જગા ન મલે ને હાઉસ-બોટનું ભાડું પરવડી ન શકે તેઓને માટે પણ તંબુમાં ખુલ્લી હવામાં રહેવાને માટે તો ત્યાં જવા પછી પણ જગ્યા મલવામાં વાંધો આવતો નથી, ને ત્યાં તંબુ ભાડે આપનારી કંપનીઓ છે ત્યાં પોતાને પરવડે તેવા વધારે કે ઓછા ભાડાથી તંબુ મલી શકે છે, જેથી કોઇપણ જગ્યા ન મલે તો છેવટે તંબુનો ઉપયોગ કરવો.

ઉપર મુજબનો જાતે બંદોબસ્ત ન થઇ શકે તો ત્યાં કોઇને પુછીને ભાડે બોટ, મકાન વિગેરે રખાવી આપનારી એજન્સી-વાળા હોય છે તેમને મલવાથી તેઓ પણ બંદોબસ્ત કરી આપે છે.

## હાઉસબોટનું વર્ણન.

આ એક પાણીમાં રહેવાનું લાકડાનું, કે જે બન્ને છેડેથી સાંકડું અણીદાર, ને જેનો મધ્યભાગ પહોળો હોય તેવા વગર સઢના વહાણના આકારનું પાણીમાં **તરતું મકાન** છે, જેને **હાઉ-સબોટ** કહે છે. ફરક માત્ર એ છે કે વહાણનો પાણીમાં જતો ભાગ અણીદાર હોય છે, જ્યારે આ હાઉસબોટનું પાણીમાં જતું તળીયું ચપટું હોય છે. શ્રીનગરમાં હવા ખાવા આવનારામાંના ઘણાખરા મુસાફરો આવી હાઉસબોટોમાં જ રહે છે.

તે નાનામાં નાની ૩૦ ને મોટામાં મોટી લગભગ ૭૦ ફુટ સુધીની લાંબી હોય છે. તેનો મધ્ય ભાગ ૬ થી ૧૨ ફુટ સુધીની પહોળાઈનો ને તેમાં ઓછામાં ઓછા ૩ ને વત્તામાં



જેલમ નદીમાંની હાઉસ બોટનો દેખાવ



જેહલમ નદીમાં બોટ હંકારી જતા માણસનો દેખાવ

વત્તા ૧૨ સુધીના ખંડો હોય છે, તેનું ભાડું દરમાસે રૂ. ૫૦ થી તે ૬૦૦ સુધીનું છે. ભાડાના પ્રમાણમાં તેની રોનક નકશી કામ, સુશોભિત બારણાં, બારીઓ, સુવાના બિછાના, માંસાહારીને બરનાં કાચનાં ને ચીનીનાં વાસણો, છરી, કાંટા, દીવાબત્તીના લૅમ્પો, ફાનસો, ખુરસીઓ, ટેબલો, પલંગો વિગેરે સર્વ ઘરસામાનથી તૈયાર ભરેલી હોય છે; ને તેમાંની કેટલીક રોગાનથી રંગેલી ને વિજળીની બત્તીવાલી, સુવા, બેસવાની, જમવાની, સામાન મુકવાની, ન્હાવાની, કપડાં બદલવાની, ને ટટ્ટી, પેશાબ, કરવા વિગેરેની પૂરતી સગવડવાલી હોય છે. તેનું ભોંયતળીઉ શેત્રંજી, ગાલીચા, ઝાજમો, નમદા, કે રગ વિગેરે પાથરીને સુશોભિત કરેલું હોય છે. બારી બારણામાં પણ સુશોભિત કપડાના પડદાઓ સાથે દિવાલોપર જાતજાતની ટાંગેલી છબીઓ સહિતની દેશમાંના એક સારા બંગલાની બરોબરી કરી શકે તેવી સ્વચ્છ સુંદર રોનકદાર ને ઉત્તમ સગવડોથી ભરપૂર હોય છે જેથી સાધારણ મુસાફરને તો તેમાં ઘર કરતાં પણ સારી સગવડતા મળે છે.

શ્રીનગરમાં આવી હજારો હાઉસબોટો મહિનાના, કે આખી સીઝનના ભાડાથી મળે છે, અને તેમાં દરવર્ષે મુસાફરોને અનુકૂલ આવે તેવા સુધારાઓ પણ વખતો વખત કરી મુસાફરોને ઉપયોગી બનાવવા માટે તેમાં તેઓ ખંતથી ઓર વધારો કરતા જ રહે છે. એટલુંજ નહીં પણ તેથી મુસાફરોને શ્રીનગરમાં ઘર કે બંગલામાં રહેવા કરતાં પાણીની જગામાં ખુલ્લા મેદાનમાં બોટમાં રહેવાથી વધારે સ્વચ્છ હવાનો લાભ પણ મળી શકે છે.

તેમાંની કેટલીક માળ વિનાની ને કેટલીક હાઉસબોટો એક માળવાળી પણ હોય છે, તેમાંની ઘણીખરી બોટોનાં બારી બારણાં કાચનાં, ને તારની જાળીનાં, એમ ડબલ હોય છે. તે ઉપરાંત કપડાંના પડદા પણ જુદી જુદી જાતની ફેશનના હોય છે. આ બારીઓમાંથી અંદર બેઠાં બેઠાં પાણીમાંના આજુબાજુના દેખાવો ઘણા સરસ રીતે જોઇ શકાય છે. બોટની છતમાં લાકડાનું પ્લાસ્ટર ઑફ પેરીસની ઢબનું નકશીકામ પણ કરેલું હોય

છે. જેમ ઘરને અગાશી હોય છે તેમ, કેટલીક બોટ ઉપર અડધામાં છાપરૂં ને અડધા ભાગમાં પાટીઆં જડી આજુબાજુ કઠેરો કરી બેસવાની બેઠકવાળી અગાશી બનાવેલી હોય છે. ત્યાં સાંજને વખતે શેત્રંજી નાખી અથવા ખુરશી ટેબલ મુકી પત્તાં, ચોપાટ, વિગેરે રમત ગમત કરવા બેસી મીજબાની પણ કરી શકાય છે. તેમજ આજુબાજુનાં દ્દશ્યો ખુલ્લામાં બેસી જોઇ શકાય છે. તેમજ જતી આવતી બોટો, કિચનબોટ, લાકડાં ભરી જતી બોટો, જુદા જુદા દેશનાં ને જુદી જુદી જાતનાં શીકારામાં બેસી સેહેલ કરવા જતાં આવતાં મનુષ્યો, શીકારામાં માલ વેચનારા ફેરીયાઓ, શાકભાજી વેચનારાઓ, જેલમ નદીના બન્ને કિનારાપરની ભવ્ય ઇમારતો, ને તે કિનારાપરની સડકોપર જતાં આવતાં મનુષ્યો ને ગાડી ઘોડા, મોટરો વિગેરે જાતજાતના દેખાવો જોવાની પણ મજા પડે છે. તે અગાશીવાળી બોટોમાં કેટલીકને તો ચારે બાજુથી ખુલ્લું ને ઉપર છાપરૂં પણ હોય છે, જ્યારે કેટલીકને તાર કે કાચનાં બારી બારણાં રાખી બંગલી જેવું બનાવેલું હોય છે. અગાશીમાં જવા માટે જ્યાં સગવડ હોય ત્યાં નિસરણી પણ મુકેલી હોય છે, ને તેનું છાપરૂં લાકડાની એકેક ફૂટની લાંબી ને ત્રણ ઈંચ પહોળી ચીપાટો કરી, એક ઉપર એક નળીઆંની માફક નળીઆંની જગાએ ગોઠવીને જ બનાવેલું હોય છે.

બોટની બહાર ચારે બાજુએ ફરી શકાય તેવાં ફરતાં એક એક ફૂટનાં પહોળાં પાટીઆં પણ જડી લીધેલાં હોય છે.

જેમ મુંબાઈમાં કેટલાક મકાનનું નામ પાડેલું હોય છે તેમ કેટલીક હાઉસબોટોનું નામ પણ પાડેલું હોય છે, ને તે દરેક બોટોનો નંબર પણ હોય છે, જેથી મુસાફરોના દેશથી આવતા કાગળો પહોંચાડવા વિગેરે પોસ્ટનું દરેક કામ થઈ શકે છે. તેથી જે સ્થળે હાઉસબોટ ઉભી હોય તે સ્થળનું નામ, હાઉસબોટનું નામ ને તેનો નંબર તથા લેનારના નામનું સરનામું કરવાથી પોસ્ટમૅનો ત્યાં કાગળ વિગેરે બરાબર આપી જાય છે. કેટલીક બોટોનાં નામ ઈંગ્રે-

જીમાં પાડેલાં છે, ને તેમાંની કેટલીકના માલીકો યુરોપીઅનો પણ છે. પ્રથમ બોટની શરૂઆત અત્રે એક યુરોપીઅન કે જેનું નામ એન. ટી. કેનારડે હતું તેણે સને ૧૮૮૮ માં અત્રે બોટ બનાવી રહેવાના ઉપયોગમાં લીધી. તે પછી હાલ તો અસંખ્ય બોટો સુધારા વધારા સાથે જમાનાને અનુસરતી સગવડવાલી થઇ ગઇ છે.

## બોટરક્ષક માંજીઓ.

તેઓ મુસલમાન છે, ને તેમનો તે વર્ગ ૩૦ થી ૩૫ હજાર જેટલો છે. તે લોકો બીજી જાતના ધંધાદારી મુસલમાનો કરતાં હલકી જાતના ગણાય છે. બોટના રક્ષકને **માંજી** કે **ખલાસી** કહે છે. માંજી લોકો મજબૂત મહેનતુ, અને હુકમને માન આપનારા, કામ કરવામાં ઉત્સુક, જોઈતી ચીજો લાવી આપી નોકરી બજાવનારા હોય છે. તેમની સ્ત્રીઓ પણ મોહક ચહેરાવાળી ગોરી ને મજબૂત હોય છે. પણ મેલાં કપડાં ને હાથે પગે દરરોજ ન્હાતા નહિ હોવાથી મેલના થર જામેલા હોય છે. તેઓ ગરીબ ને અણસમજુ છે. તેમની સ્થિતિ ગુલામ કરતાં પણ વધારે ખરાબ છે. તેઓ હાઉસબોટ સાથેની કિચનબોટમાં, પોતાના કુટુંબ સાથે બારે માસ ઘરની માફક રહે છે. આ હાઉસબોટ તેજ તેમનું ઘર ને તેમાં જ તેમની આખી જીંદગીની ઉપયોગી વસ્તુઓ ને રાચરચીલું વિગેરે હોય છે.

એક બોટ સાથે બીજી બોટ અને એક કીસ્તી સાથે બીજી કીસ્તી જ્યારે સાથે જતાં હોય છે ત્યારે તેઓ ચડસા ચડસીની સરતો કરે છે, ને એક સ્થળેથી બીજે સ્થળે જ્યારે બોટ લઈ જાય છે ત્યારે તેને ચલાવતાં **યાપીર, દશગીર, દોહીતન, ગમપોશ,** આવું એક જ માંજી બોલતાં બીજા માંજીઓ તેને ઝીલીને સામટા બોલે છે ત્યારે મુસાફરને સાંભળવાની ગમ્મત પડે છે. તેમની બૈરીઓ પણ હલ્લેસાં મારી હાઉસબોટ્ કે શીકારા વિગેરેને હંકારવામાં ઘણી વખત મદદ કરતી જણાય છે. વળી તેઓ

ઈંગ્રેજ લોકોના બબરચીઓને રાંધતાં જોઇ તેવી ઢબનું રાંધવાનું પણ સરસ રીતે રાંધી શકે છે, એટલુંજ નહીં પણ તેઓ પકાવવામાં એવા ઉસ્તાદ બન્યા છે કે બબરચીઓ કરતાં પણ કોઈ વાર લહેજતદાર વાનીઓ બનાવી, મુસાફરને ખુશ કરી આશ્ચર્ય પમાડે છે.

મોટી બોટની સાથે બોટના પૈઠેલા જ ભાડામાં ૧ રસોઈની નાની બોટ (કીચનબોટ) અને હંમેશાં ફરવા જવાનો ૧ શીકારો પણ હોય છે, તેમજ ૧ થી ૬ માણસો આપણા કામકાજ માટે વગર પગારે બોટના ઓછાવત્તા ભાડાના પ્રમાણમાં રોકાયલા પણ હોય છે. બોટના માલીકો જુદા હોય છે. તેઓએ માંજીઓને પગાર આપીને બોટના રક્ષણ માટે રાખેલા હોય છે. જ્યારે કોઈ મુસાફર બોટ ભાડે રાખીને જ્યાંસુધી રહે ત્યાંસુધી જ માંજીઓને પગાર મળે છે, બાકી તો ફક્ત તેમને કિચનબોટમાં રહેવાનું જ મફત મળે છે. તેઓ બોટનું સર્વ કામકાજ ને રહેનાર મુસાફરોની સગવડો પુરી પાડે છે.

તેમજ જેને નદીમાં કે તળાવમાં કે નાળામાં અહીં તહીં બજાર, પોસ્ટ, બેંક વિગેરે ઠેકાણે નજીકમાં માઇલ બે માઇલ સુધી જવું હોય તો બોટના માંજીઓ બોટમાં રહેનારને કાંઈ પણ નવો ચાર્જ લીધા શિવાય લઈ જાય છે, પરંતુ દૂર દૂરની મુસાફરીમાં ફરવું હોય તો તેને માટે જોઈતા હાંકનારા વધારાના માણસોના ખર્ચ જુદો આપવા પડે છે. જેમને મુસલમાનોનું રાંધેલું ખપે છે તેઓ જો પોતાના રસોઈઆથી રસોઇ ન કરાવે તો ખાવાપીવા સાથે બોટમાં રહેવાનું દરમાસે ઉચ્ચક પૈઠીને પણ રહી શકાય છે.

ટટ્ટી સાફ કરવા માટે મુસલમાન ભંગી, બોટના પાછલા ભાગથી આવીને સાફ કરી જાય છે, ને તેને હાઉસબોટના ભાડામાં જ પૈઠણ કરીને રાખી શકાય છે. જો પ્રથમથી તેનો કરાર ન કર્યો હોય તો તેના ૧૦ થી ૧૫ રૂપૈયા જુદા આપવા પડે છે, માટે તે લખત કરતાં ધ્યાન રાખીને લખાવી લેવું, ને લખાણ લખાવી સહી કરાવીને જ રહેવા જવું. તેમ નહીં કરવાથી પાછ-

બથી તેઓ જુઠું બોલીને મુસાફરને કનડગત કર્યા વિના રહેતા નથી. લખત કાશ્મીરી ભાષામાં થાય છે, ને ત્યાંના મહિનાના દિવસો ઈંગ્રેજી તારીખોની પેઠે વત્તા ઓછા હોય છે તેથી મહિનાના કેટલા દિવસો છે ને કઈ તારીખે મહીનો પૂરો થાય છે તે યાદ રાખી મહીનો પૂરો થાય તેજ દિવસે ખાલી કરી જવું. જો એક દિવસ વધારે થયો તો પાછા આખા મહિનાનું ભાડું આપવું પડે છે. છતાં જો બે ચાર દિવસ વધારે રહેવું હોય તો તેને પ્રથમથી પૂછીને જો તે હા કહે તો પછી તેટલા જ વધારાના દિવસનું હિસાબે ભાડું આપવાનું કહીને રહી શકાશે.

કાશ્મીરમાં ઉનાળાની સીઝન ગાળવા માટે હાઉસબોટમાં રહેવું એ એક ગમ્મત ને રમત આપનારૂં, સુખકારક ને આનંદદાયક સગવડવાળું સાધન જીંદગીમાં અનુભવવા જેવું છે. પરંતુ બોટરક્ષક માંજીઓની આપણી સાથેની પૈસા કઢાવવાની ઠગબાજી રમવાની યુકિત, બેઈમાનીપણું, ચોરીનું કરવું, ને જુઠું બોલવું તેવું તેમનું વર્તન રોજનું હોવાથી આપણી મલતી મજામાં તેઓ એક દખલરૂપ છે. તેમજ પરદેશી મુસાફરો જ હાઉસબોટમાં રહે છે, પરંતુ શ્રીનગરના રહીશોમાંથી તો કવચિત જ કોઈ વખત હવાફેર કરવા હાઉસબોટોમાં રહેવા જાય છે, બાકીના સર્વે રહીશો તો જમીનપર બાંધેલા ઘરોમાં જ રહે છે. અને જ્યાં બોટો હોય છે ત્યાં આ નદીના બન્ને કિનારા નજીક પાણીમાં હજારો બોટોથી હલગાર એક પછી એક લાગી રહી જાણે મોટું હાઊસબોટાનું જ શહેર વસી ગયું હોય તેમ જણાય છે.

## ડુંગાબોટ બાબત.

તેનું ભાડું રૂ. ૨૫ થી ૧૦૦ સુધી છે. આમાં પણ ત્રણથી પાંચ ખંડ હોય છે. બારી બારણાં ને લુગડાંના કે ઘાસની સાદડીના પડદા ને છાપરૂં પણ ઘાસનું જ હોય છે. તેમાં પણ જોઈતું રહેવા માટેની સગવડ ને હલકી જાતનું ફરનીચર વિગેરે દરેક સામાન હોય છે. છાપરૂં ઘાસનું હોવાથી વરસાદમાં પાણી ટપકવાનો ભય પણ આમાં રહે છે, ને કેટલીમાં

રસોઈ માટે કીચનબોટ હોતી નથી જેથી તેજ બોટમાં રસોઇ કરવી પડે છે, કેટલીક ડુંગાબોટ સાથે કીચનબોટ ને શીકારો હોય છે. કેટલીકને ફક્ત કીચનબોટ જ હોય છે ને શીકારો હોતો નથી, જ્યારે કેટલાકને શીકારો જ હોય છે, ને કીચનબોટ હોતી નથી. જેને કીચનબોટ હોતી નથી તેવી ડુંગાબોટમાં માંજી પણ તે બોટના પાછલા ભાગમાં કુટુંબ સહિત રહે છે. હાઉસબોટને જેલમ નદીના મોટા પટમાં રહેવા દે છે પણ ડુંગાબોટને તો નદીના ફાંટાઓમાં જ રહેવા જવું પડે છે. મોટા રસ્તાપર રહેવા દેતા નથી. હાઉસબોટને પણ મોટા રસ્તાપર જેલમ નદીમાં મુકરર કરેલી જગાએ જ રાખવી પડે છે. જ્યારે કેટલીક સારી ને સગવડવાલી જગ્યા માટે માસિક રૂ. ૫ ભાડું આપવાથી સરકારી નીમેલો અધિકારી ત્યાં રહેવાની પરવાનગી આપે છે, ને તેવું રહેવું ઘણું જ સ્વચ્છ ને સગવડ ભરેલું હોય છે. હાઇકોર્ટની નજીકના કિનારા પાસે પહેલા પૂલથી ચઢતે પાણીએ ડાબા હાથ તરફ તેવી ભાડેથી મલતી જગાનું રહેઠાણ છે.

આ બોટને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવા માટે નાની મોટી બોટના પ્રમાણમાં ઓછામાં ઓછા ૩ થી વત્તામાં વત્તા ૧૦ સુધીના માણસો રૂપીઆ એકના રોજે જોઇએ છે. ઉતરતે પાણીએ બોટ જતાં તેઓ દશ માણસ છતાં હલેસાથી કે વાંસડાથી હંકારે છે, ને ઓછી મહેનતે સહેલાઈથી ને જલદી લઈ જાય છે, જ્યારે ચડતે પાણીએ જતાં દોરડું બાંધી ખેંચવાથી ને હલેસા મારી ઘણી મહેનતે ને વધારે માણસોથી ચલાવવા છતાં ઘણા જ ધીમે વેગે જાય છે. હાઉસબોટ કરતાં ડુંગાબોટ માટે એક સ્થળેથી બીજે સ્થળે જતાં હંકારવાને તેના કરતાં ઓછા માણસો જોઇએ છે.

## શીકારા બાબત.

માણસોને હરવા ફરવા સેલ કરવા કે દરેક ઠેકાણે કામે કાજે શહેરમાં બજારમાં વિગેરે સ્થળે જવા માટે જે નાનું વહાણ વપરાય છે તેને **શીકારો** કે **કીસ્તી** કહે છે. તેનો આકાર પણ વહાણના જેવો બન્ને બાજુ અણીઓવાળો ને ૮ થી ૧૦ ફૂટ લાંબો ને જેનો વચલો ભાગ ૨ થી ૩ ફૂટ પહોળાઇનો હોય છે, જેમાં બે માણસો સાથે બેસી

શકે તેવો પહોળાઇનો હોય છે. જેથી તે વચલા ભાગમાં અવળાસવળી મોઢે ચાર માણુસો બેસે છે, ને સામી બાજુએ પણ બે માણુસ બેસી શકે છે, ને તે શીકારાના વચલા ભાગમાં ૪ થી ૫ ફૂટ લંબાઇના ૪ ડંડાઓ રોપી તેના ઉપર ૪ ફૂટની ઉંચાઇની ઘાસની બનાવેલી છત છાંયો કરવા કરેલી હોય છે,

ભાડે ફેરવવા માટેના જે શીકારા હોય છે તેમાં નીચે રંગબેરંગી પાથરણું પાથરી, ગુંથેલા ગાદી તકીઆ મૂકેલા હોય છે, ને મલાજો જાળવવા કપડાના પડદા પણ નાંખેલા હોય છે. ઉપલી છતના ભાગને પણ પડદા, ઝાલર, વિગેરેથી શણગારીને સુશોભિત કરેલી હોય છે. દેશમાં જેમ ભાડાની ગાડીઓ મલે છે તેમ અત્રે ફરવા જવાને શીકારા મલે છે, ને જેમ ગાડીઓ જમીનની સડકોપર લઇ જાય છે તેમ હાઉસબોટ, ડુંગાબોટ, ને શીકારારૂપી વાહનોમાં બેસાડી પાણીરૂપી સડકોપર મુસાફરોને ઠેકઠેકાણે લઇ જાય છે. પરંતુ જ્યારે પવનનું જોર હોય ત્યારે તેને કિનારાપર ચલાવવું પણ પાણીના મધ્યમાં ચલાવવું જોખમભરેલું છે તેથી પવનના તોફાન વખતે માંજીઓ કિનારે થોભી જાય છે અને તોફાન બંધ પડે ત્યારે જ પાછા ચલાવે છે.

## કીચનબોટ.

ડુંગાબોટના આકારની ને એકજ ખંડની હોય છે. તેમાં સાદડીના પડદાથી જુદો વિભાગ કરીને બોટનો રક્ષક માંજી તેના કુટુંબ સાથે તેમાં રહે છે. તે માંજીઓ તે કીચનબોટમાં રાંધવાનું બબરચીનું કામ પણ કરે છે. યુરોપીઅનો માટે ખાણું તૈયાર કરી તેઓ બોટમાંના ડાઇંગ રૂમમાં લઈ જાય છે. પણ તે કીચનબોટ, માંસ વિગેરેની વાસ મારતી હોવાથી અન્નફળ શાકના ખોરાકવાળાને તે રાંધવા માટે બીલકુલ કામ લાગે તેમ નથી. તેણે તો જમીન ઉપર તંબુમાં જ રસોઈ કરવી ઠીક થઈ પડશે. અમોએ બોટમેન સાથે સરત કરી હતી કે અમે જ્યાંસુધી રસોઈ કરીએ ત્યાંસુધી તે મુસલમાન કીચનબોટની બહાર જ બેસી રહે,

પરંતુ કીચનબોટમાં તપાસ કરતાં ઘણી વાસ મારવાથી તેમાં હમારાથી રસોઇ બની શકી ન હતી. જેથી અમો જમીનપર તંબુમાં જ રસોઈ કરતાં હતાં, અને જમીનમાં જ બેસી તે તંબુમાં જ જમતાં હતાં.

## માલ લઈ જનારી બોટો.

તેમજ અનાજ, લાકડાં, ઘાસ, ને દરેક વેપારને લગતું કામ ને સરસામાન એક સ્થળેથી બીજે સ્થળે પણ લઈ જવાનું કામ બીજી વહાણ જેવી બનાવેલી બોટોથી થાય છે, કે જેને **પડાવ** કહે છે, તેમજ ચાલુ સમયમાં પણ **સ્ટીમ બોટો** કે મશીનથી ચાલતી **સ્ટીમ લાંચ** કે **ઝાલીબોટો** પણ કદાચ ભાડેથી મલી શકે છે.

શ્રીનગર ગામની નદી શિવાયની વસ્તીવાળા ભાગમાં ઘોડાગાડી, કે મોટરો પણ ફરવાહરવા માટે ભાડાથી મલી શકે છે. ઉપલા શીકારાનું તથા ઘોડાગાડી મોટર વિગેરેનું ભાડું દિવસના હિસાબે, કલાકના હિસાબે, તેમજ અમુક જગ્યાથી અમુક જગ્યા સુધીનું પેઠીને નક્કી કરી શકાય છે, ને તેના છાપેલા ભાવો સરકાર તરફથી મોતમીન દરબારની ઑફિસમાંથી મેળવી શકાય છે. ને તે ભાડું ફકત શ્રીનગર મ્યુનીસીપાલેટીની હદ માટે જ જાણવું, પણ તે હદની બહાર તો નકકી કરવાથી જ જઇ શકાય છે. તે લખેલું ભાડું જેઓ જાણતા નથી તેઓ પાસેથી જુઠું બોલી વધારે ભાડું લઇ લે તેવા તેઓ હોય છે.

તેમજ અત્રેની સરકાર પણ દરેક બોટવાળા પાસેથી દરવર્ષે કર વસુલ કરે છે પણ ગમે ત્યાં પાણીમાં સરકાર તરફથી મનાઇ કરેલી જગ્યા શિવાય તેને ગમે તેટલા દિવસો કે મહિનાઓ સુધી રાખી હોય તેનું ભાડું લેવામાં આવતું નથી. જેઓ માંસાહારી છે ને જેઓને હરકોઈના હાથનું રાંધેલું ખપે છે તેમને માટે તો હાઉસબોટ એક ઉત્તમ બંગલાની ગરજ પુરી પાડે તેવું સારૂં સગવડવાળું સાધન છે; પરંતુ જેઓને ઉપલો ખોરાક ચાલતો નથી ને જેઓ બ્રાહ્મણના હાથે કરેલી રસોઈજ જમે છે. તેવા-

ઓને માટે તો હાઉસબોટ રહેવા ખાવાની સગવડવાળું સાધન ગણી શકાય નહીં છતાં હાઉસબોટની મોજ પૂરી પાડવી હોય તેવાઓને માટે નદીના કિનારાપરની જમીનમાં ભાડાથી મલતો તંબુ ઠોકી તેની અંદર રસોઇ કરવી, મે મુસલમાનના બદલામાં ત્યાં શીખ નોકરો મલે છે તેમને પાણી ભરવા વિગેરે કામોને માટે રાખવાથી તેમાં પણ ધર્મ સાચવીને સુખરૂપ રહી શકાશે.

અમો જમવા સાથે રૂ. ૧૨નો દરમાસે પગાર આપી રાખેલા શીખ નોકર પાસે પાણી ભરવાનું, લુગડાં ધોવાનું ને વાસણ માંજવાનું કામ કરાવતા. ને તે નોકર રાત દિવસ અમારે ત્યાંજ રહેતો હતો, એટલુંજ નહીં પણ અમે શ્રીનગરથી જ્યાં જ્યાં બહારગામ જતા ત્યાં ત્યાં તે સાથે જ આવતો હતો. અત્રેના નોકરો સ્વભાવે નરમ, માયાળુ ને તાબેદારી ઉઠાવનારા હોય છે. તેમને ખાવામાટે જો આપણે ભેગું ન રાખવું હોય તો રોજના ૪થી ૬ આના આપવાથી તેઓ પોતાને ત્યાં જમીને આખો દિવસ કામ કરે છે, અને જો સુવાની સગવડ ન હોય તો રાત્રે તેને ઘેર જઈ સવારમાં પાછા આવે છે; પણ શ્રીનગરથી બહારગામ જઇએ ત્યારે તો તેને ખાવાની સગવડ તે પોતે જ કરી લે છે, ને સુવાની સગવડ તેને કરી આપવી પડે છે.



## દશ્ય ૫ મું.

### દેશનું વર્ણન, ઉત્પત્તિ, ને થોડાક કાશ્મીરી ભાષાના શબ્દો.



બ્રહ્માએ પ્રથમ દેવોને માટે સ્વર્ગની રચના કર્યા બાદ પૃથ્વીમાંના પુણ્યવાન પ્રાણીઓને માટે આ બીજું સ્વર્ગ જ રચ્યું છે, જેથી તેમણે આખી દુનિયાની ઉત્પત્તિ કરી તેમાં કાશ્મીરને સર્વોત્તમ બનાવ્યું છે. એમ કહેવાય છે કે તે બન્ને સ્વર્ગો વચ્ચે ફરક માત્ર એ છે કે દેવોને તેમના સ્વર્ગના સુખભોગ તો માત્ર જોવા પૂરતા જ છે, જ્યારે આ પૃથ્વીના સ્વર્ગના સુખભોગો તો જોવા જાણવા ઉપરાંત ભોગવ-વાના પણ છે, જેથી પૃથ્વીના આ સ્વર્ગનું સુખ તો ખરેખર તે પુણ્યવાન પ્રાણીઓને ભોગવવા માટે જ નિર્માણ કર્યું છે, એમ પ્રત્યક્ષ માલૂમ પડે છે.

જે પ્રદેશ **હિંદુસ્થાન**માં છે, ને જે કાંઇક **વાયવ્ય** ખુણામાં ને કાંઇક તેની **ઉત્તર** તરફની સરહદપર **કૃષ્ણગંગા** ને **ચિનાબ** એ બે નદીઓની વચમાં આવેલો છે. જે દેશમાં સિંધુ નદીની શાખા જેલમ (વિતસ્તા) નામની પરમપવિત્ર નદી વહે છે, જ્યાં શૂરવીર પુરૂષો સાથે સાધુઓ વસે છે, જેની ઉત્તરે પરમપવિત્ર **કૈલાસ ને માનસરોવર** પણ આવી રહેલાં છે, તેમજ હિંદુસ્થાનમાં તો શું પણ પૃથ્વીના તમામ દેશોમાં પણ સર્વથી શ્રેષ્ઠ, રમણીય ભૂમિની, સુંદર ને ઘણી ફળદ્રુપ ખીણ પણ જે વિસ્તૃત પ્રદેશમાં છે, વળી **જહાંગીર** જેવા મુગલ બાદશાહો પણ જે દેશમાં પોતાની માનીતી પ્રિય બેગમોને લઇને ગરમીની મોસમમાં અતિ ઉત્સા-હભેર વારંવાર આનંદ ભોગવવા દરવર્ષે જતા હતા, અને જે પ્રદેશની યુરોપના વિદ્વાનો **સ્વીટ્ઝરલાંડ** ને **ગ્રીસ**ના પ્રદેશો સાથે સરખામણી કરીને **શ્રીનગર** શહેરને **વેનીસ** શહેરની ને **જેલમ**

નદીને **ટેમ્સ** ને **આરનો** નદીની ઉપમા આપી, તે સર્વના કરતાં પણ જેનું વિશેષ ચઢીયાતાપણું વગર શકે, મુક્તકંઠે, વર્ણવેલું છે.

એવા સુખમય, મનોહર, દિવ્ય ને અત્યુત્તમ પ્રદેશવાળા સ્થળને **કાશ્મીર** કે **કૅશ્મીર** નામનો દેશ કહે છે, ઈંગ્રેજીમાં તેને **કૅશ્મીરવેલી** એટલે કાશ્મીરની ખીણ પણ કહે છે, અને જેમ જમ્બુ (જમુ)નો પ્રદેશ કાશ્મીરના **મહારાજા**ના તાબામાં છે તેમ, આ બીજો ખુબસુરતીથી ભરપૂર સૌંદર્યના ખજાનારૂપ મનોહર દેશ પણ કાશ્મીર મહારાજાના તાબાનો જ પ્રદેશ છે. આ પ્રદેશ પંજાબથી ઇશાન ખુણામાં ને આખી દુનિયામાં જાણીતા એવા સર્વથી વિશાળ હિમાલય પર્વતમાં, ને હિમાલયની પશ્ચિમે દરિયાની સપાટીથી ૫૨૦૦ ફૂટની ઉંચાઈએ આવેલો છે.

આ પ્રદેશ એટલે આખા હિંદુસ્તાનને માટે વાયવ્ય દિશાની સરહદના બચાવનો એક જબરદસ્ત કિલ્લો છે, ને તેનો સપાટ જમીનવાળો પ્રદેશ ૮૫ માઇલ લાંબો ને ૪૫ માઇલ પહોળો છે, ને તેની ચારે બાજુએ ગગનગામી, વિશાળ બરફાચ્છાદિત પર્વતોની હારમાળાઓ આવી રહેલી હોવાથી જાણે એક અભેદ્ય કિલ્લો બનેલો છે, જેથી તેવા અનુપમ કિલ્લાના મધ્યમાં આ રળીઆમણો ને ફળદ્રૂપ પ્રદેશ આવી રહેલો છે.

દરેકે દેશ પોતાના કોઇપણ મુખ્ય ગુણને લીધે કે કોઇ ઉત્તમ પદાર્થોની ઉત્પત્તિને લીધે પ્રસિદ્ધિમાં આવેલો હોય છે તેજ પ્રમાણે આ કાશ્મીરનો પ્રદેશ પણ ઉત્તમ પ્રકારના ઘણા પદાર્થો ઉત્પન્ન કરવાથી; નેત્રોને ઠંડક આપી આનંદદાયક લાગતા સૃષ્ટિસૌંદર્યની અદ્ભુત રમણીયતાથી: આરોગ્યવર્ધક, ઉત્તમ આબોહવાથી; અસંખ્ય ને અખૂટ એવા નિર્મળ, સુંદર, વિશાળ ને અગાધ જળથી ભરેલી નદીઓ ને સરોવરોથી પાણીના પાચક, મીઠા ને મધુર ઝરાઓથી; બરફાચ્છાદિત, ગગનગામી પહાડોના અદ્ભુત દેખાવોથી: અનેક જાતની વનસ્પતિઓની ઉત્પતિથી માઈલોના વિસ્તારમાં લીલાંછમ હરિયાળાં દેખાતાં ખેતરોના ભરપૂર પાકોનાં કારણથી; ઠેકઠેકાણે ફૂલ ને ફળોથી લચી પડતાં જાત-

જાતનાં ફૂલ ને ફળનાં અસંખ્ય સુંદર ઝાડોના અને દ્રાક્ષોના અગણિત, મનોહર લાગતા સુશોભિત બાગ બગીચાઓથી જ્યાં ત્યાં, અતિમોહક લાગતા, ચિત્તાકર્ષક, ભપકભરેલા કુદરતના દમાંમદાર ને મનોહર દેખાવોથી, તેમજ અત્રે વસતી અતિ મનોહર રમણીય રામાઓનાં અદ્‌ભુત ને આશ્ચર્યકારક તેજપુંજના પ્રભાવવાળા સ્વરૂપથી; વિગેરે બીજાં પણ તેવાં જ અનેક કારણોથી, આ અદ્વિતીય, રત્નરૂપ પ્રદેશની જગપ્રસિદ્ધિ થયેલી છે. આવો રમણીય દેશ એશિયા ખંડમાં નથી એટલુંજ નહિં, પણ આખી પૃથ્વીમાં આના બરોબરી કરી શકે એવો રમણીયતાથી ભરપૂર બીજો કોઈપણ દેશ નથી, એવું કહેવામાં કાંઈપણ અતિશયોક્તિ જેવું છે જ નહિ.

પર્વતરાજ હિમાલયનો વિસ્તાર તો ઘણે સ્થળે હોવા છતાં હિમાચળમાં આવેલા કાશ્મીરના મનોહર પ્રદેશને જગતના વિદ્વાનોએ જે **ભૂસ્વર્ગની** ઉપમા આપેલી છે, તે ઉપમા મનુષ્યોને અદ્વિતીય ને અત્યાનંદ આપે તેવી તેની અદ્‌ભુત રચના હોવાથી યથાર્થ જ આપેલી છે, કારણ કે અત્રેનું સૃષ્ટિસૌંદર્ય આખા ભૂમંડલમાં પણ નથી. જેથી આ પ્રદેશ સ્વર્ગતુલ્ય (બેહસ્ત) જ લેખાય છે.

આખા વર્ષ દરમ્યાન આ દેશમાં વરસાદની ઋતુમાં વધારેમાં વધારે માત્ર ૨૦ થી ૨૫ ઈંચ જેટલો જ વરસાદ વરસે છે.

## દેશની ચારે બાજુએ આવેલી હદો.

આ દેશની **ઉત્તર** સીમાએ કોહીસ્તાન, ત્યાકબન, હરમુખ પહાડ, ગરટાવટ પહાડ ને કોહસાંહીજા નામનો પહાડ આવેલો છે.

**દક્ષિણ**માં,–જુનબન, વિસ્તરવન, કમલીવન, અગવાબરારી, મરીયું, આડવન, ને **અમરનાથ**નાં સ્થળો છે.

**પશ્ચિમે**-કોહીસ્તાન, તાશા મેદાન, સીનમીની, કરાંગશંકર, અબરોટા, કાદ્રાન, ને ડરનાહનાં સ્થળો છે.

**પૂર્વે**–કાશ્મીર મહારાજાનાં પોતાનાં જ રાજ્યની જમ્મુપ્રદેશની હદો આવેલી છે.

## દેશની જમીનના વિભાગો.

કાશ્મીરની જમીનના બે વિભાગો છે, એક વિભાગ સપાટ જમીનના મેદાનનો છે કે જેને **કાશ્મીરની ઘાટી** કહે છે, ને જેની ચારે તરફ વિશાળ, ઉંચા, એક મજબુત કિલ્લાના આકારના, અભેદ્ય ગઢની માફકના, બરફાચ્છાદિત પહાડો આવેલા છે, જેમાંથી જેલમ વિગેરે નદીઓ નીકળી, તે મેદાનોમાં ઠેકઠેકાણે વહી રહી, મેદાનની જમીનને ફળદ્રૂપ બનાવે છે.

બીજો ઉત્તર તરફનો ભાગ, કે જેમાં તમામ પહાડો આવી રહ્યા છે ને જેને કાશ્મીરી ભાષામાં **ગ્રીસ** નામથી ઓળખે છે તે છે. એમ બે વિભાગ કાશ્મીર દેશની જમીનના છે.

## તાબાનાં ખંડીઆં રાજ્યો.

આ દેશમાં પણ મહારાજાના તાબામાં નાનાં પાંચ રાજ્યો છે. પહેલું **કુઠાઈ.** આ જાગીરનો રાજા મુસલમાન હોવાથી રાજ્ય તરફથી તેને **સુલતાનનો ખેતાબ** આપેલો છે, બીજું **ખોરી**, ત્રીજું **ઉરી**, ચોથું **દુપટ્ટ**, અને પાંચમું **ગંગેથ**. એમ આ પાંચ કાશ્મીર મહારાજાના તાબાનાં ખંડીઆં રાજ્યો છે. તેમાં ચાર રાજ્યો હિંદુનાં હોવાથી તેમને **સુબાના** ખેતાબની પદવી આપેલી છે, એટલે તેમને **સુબા સાહેબ** કહે છે.

## દેશના જીલ્લાઓ.

કાશ્મીરના બે મુખ્ય જીલ્લા છે. પહેલો **શ્રીનગર** ને બીજો **મુજફ્ફરાબાદ** છે.

## દરેક જીલ્લાના તાલુકાઓ.

**શ્રીનગર જીલ્લામાં**, શ્રીનગર, પ્રતાપસિંહપુરા, અનંતનાગ કે ઇસ્લામાબાદ, કોલહગામ, અવંતીપુરા, બારામુલ્લા કે વારાહમુલ ને ઉત્તર મચ્છીપુરા એમ **૭ તાલુકા** છે.

**મુજફ્ફરાબાદ જીલ્લામાં**, મુજફ્ફરાબાદ, ઔરી કે ઉરી, ને કરનાહ એમ **ત્રણ તાલુકા** છે. ઉરીમાં રામપુર ગામની પાસે બુચપાડ છે જ્યાં વિજળિક બળથી લાકડાં વહેરવાનું કામ થાય છે.

## કાશ્મીરની ઘાટીનો પ્રદેશ.

જેને **કાશ્મીરની ઘાટી** કહે છે તેવા સપાટ પ્રદેશની લંબાઇ ૮૪ માઇલ ને પહોળાઇ ૪૫ માઇલની છે. તેનું ક્ષેત્રફળ ૩૭૮૦ ચોરસ માઇલનું થાય છે, ને તેની ચારે દિશાઓમાં આવી રહેલા અત્યુચ્ચ શિખરોવાળા પર્વતોને લીધે જાણે દુર્ગમ્ય, અભેદ્ય, અજીત, ને ગઢની માફકનો મજબૂત કુદરતી કિલ્લો બન્યો હોય તેવો તે પ્રદેશનો આબેહુબ દેખાવ જણાય છે. તેમાં જ વસ્તીનો ભાગ વધારે છે, ને તેમાં ૧૦ લાખ માણસોની વસ્તી છે, ને તેઓની રીતરસમ થોડીઘણી આપણા દેશના રીતરિવાજને મલતી જ છે.

## દેશની ઉત્પત્તિ ને કાશ્મીર નામ પાડવાનું કારણ.

### હકીકત ૧ લી.

જ્યારે આ કાશ્મીર દેશ બીલકુલ વસ્તી વિનાનો તદ્દન ઉજ્જડ જંગલ જેવોને જળમય પ્રદેશ હતો, ત્યારે પ્રથમ આ સ્થળે આવી કશ્યપ નામના ઋષિ તપશ્ચર્યા કરતા હતા.

'કાશ્મીર'ની ભાષામાં **મરગ**નો અર્થ જંગલ, મુકામ, સ્થળ કે આશ્રમ થાય છે.

તે **કશ્યપ** કે કાશ્યપ ઋષિનો આ આશ્રમ હોવાથી આ સ્થળને પ્રથમ **કશ્યપ-મરગ** અથવા **કાશ્યપ-મરગ** કહેતા હતા.

સમય જતાં તે કાશ્યપ ઋષિના વંશનો વિસ્તાર વધતો ગયો. તે વંશની કશ્યપ ઋષિથી જ ઉત્પત્તિ થયેલી હોવાથી તેમની **કાશ** જાતિ કહેવાઇ, અને તે **કાશ** જાતિવાળાઓની પ્રથમ આ સ્થળે વસ્તી થઇ તેથી **કાશમરગ** નામ પણ કહેવાયું.

એ પ્રમાણે કશ્યપ કે **કાશ્યપ-મરગ ને કાશ-મરગ** નામો પૂર્વે આ દેશનાં હતાં. તેમાં **કાશ્યપ-મરગ**નો કાળે કરી લોપ થઇ ગયો, પણ **કાશ-મરગ** નામ ચાલુ રહ્યું. તે પછી વખત જતાં તેનો અપભ્રંશ થતો ગયો. તેથી પાછળના ગકારનો લોપ થતાં ને તે પછી અપભ્રંશમાં મ પાછળ ઈ લગાડી બોલતાં **કાશ્મીર** થયું.

તેને પણ હાલ ત્રણ નામથી ઓળખવામાં આવે છે. દૂર દેશના લોકો **કાશ્મીર** ને અંગ્રેજ લોકો **કૅશ્મીર** કહે છે, જ્યારે અત્રેના કાશ્મીરીઓ ને પંજાબીઓ તેને **કશમીર** કહે છે. એ પ્રમાણે કશ્યપ ઋષિનાં નામને લીધે આ સ્થળનું **કાશ્મીર** નામ પડયું છે, ને દેશના નામ **કાશ્મીર** પરથી ચાલતી ભાષાને પણ કાશ્મીરી ભાષા કહે છે.

## હકીકત ૨ જી.

'રાજતરંગિણી' નામના ગ્રંથમાં લખ્યું છે કે **જવાળા** નામના દેવે પોતાના પ્રભાવથી આ સર્વ પ્રદેશને પાણીમાં ડુબાડી દીધો. તેથી લોકોને મહાન્ સંકટ ઉત્પન્ન થયું. તે વાતની **કશ્યપ** ઋષિને ખબર પડવાથી લોકોનું સંકટ દૂર કરવા માટે **નવવદન** નામના પર્વત ઉપર રહી ઘણાં વર્ષ સુધી **શંકરનું** તપ કરવાથી શંકરે પ્રસન્ન થઇને તે જવાળા દેવનો નાશ કરવા વિષ્ણુ તથા બ્રહ્માને મોકલ્યા. તેઓએ તેની સાથે ઘણાં વર્ષો સુધી યુદ્ધ કરી **બારા-મુલ્લા**ના ડુંગરને તોડી નાખી સરોવરનું પાણી વહેતું કરવાથી પાણીને તળીએ ગુપ્ત સંતાયેલા જવાળા દેવને પકડીને તેનો નાશ કર્યો. એમ કશ્યપ ઋષિએ આ પ્રદેશનો ઉદ્ધાર કરીને ત્યાં પોતે વસ્યા. ત્યાંની ભાષામાં વસવાનાં સ્થળને **મરગ** કહે છે. જેથી કશ્યપ ઋષિના વસવાનું સ્થળ (**મરગ**) હોવાથી તેનું નામ **કાશ્યપ મરગ** પડયું, અને આગળ કહ્યા પ્રમાણે અપભ્રંશથી **કાશ્મીર** કે **કૅશ્મીર** પડયું.

## હકીકત ૩ જી.

પૂર્વે ડલસરોવર એટલે સતીસર ૮૦ માઈલ લંબાઈ પહો-ળાઇના વિસ્તારનું હતું. તે વખતે આખો કાશ્મીર દેશ જલમગ્ન હતો. ત્યાં વસ્તી વસે તેવા વિચારથી દેવોએ શંકરની આરાધના કરવાથી તેમણે પ્રસન્ન થઇને બારામુલ્લા આગળ પોતાનું ત્રિશૂલ મારીને પાણી જવાનો મોટો રસ્તો કર્યો તે વખતે જમીનમાં પ્રથમ **પહેલગામ** આગળ વસ્તી વસી, ને તેથી તે ગામ **કાશ્મી-**

રમાં પ્રથમ વસેલું હોવાથી તેનું નામ **પહેલગામ** પડયું એમ અમરનાથનો પંડયો કહેતો હતો.

## હકીકત ૪ થી.

પૂર્વે ઘણા જ પ્રાચીન સમયમાં આ દેશને ઠેકાણે એક મોટું સરોવર હતું. તેનું નામ **સતીસર** હતું તે વખતે આ પ્રદેશ જળમય હતો, ને તેમાં **જલદેવ** નામનો એક રાક્ષસ રહેતો હતો. તે સરોવરના બધા મચ્છને ખાઈ ગયો, અને આજુબાજુની ટેકરી ઉપર રહેનારા માણસોને પણ ખાવા લાગ્યો, તેથી ત્યાંના લોકો ગભરાઈને કશ્યપ ઋષિને શરણે ગયા, તે ઋષિએ સરોવરના વાયવ્યખુણે **બારામુલ્લા**નાં સ્થળ આગળ ત્રિશૂલ માર્યું તેથી તે સરોવરનું પાણી વહી જઇને જમીનનો ભાગ ખુલ્લો થયો, ને રાક્ષસ મરી ગયો. ત્યારપછી આ ફળદ્રુપ ખીણ જણાઈને વસ્તીનો વધારો થતો ગયો.

## હકીકત ૫ મી.

વળી એમ પણ કહેવાય છે કે બધા લોક કશ્યપ ઋષિને શરણે ગયા ત્યારે કશ્યપ ઋષિએ તપશ્ચર્યા કરી તેથી દેવી પ્રસન્ન થયાં, ને તે દેવીએ **સારિકા** પક્ષીનું રૂપ ધારણ કરી પોતાની ચાંચમાં એક મોટો પર્વત ઉપાડી જેવો તે રાક્ષસ પાણીમાંથી બારામુલ્લા આગળ બહાર નીકળવા લાગ્યો કે તરત જ તે પર્વત તેના ઉપર નાખ્યો. તેથી રાક્ષસ મરી ગયો, ને બારામુલ્લા આગળનો પાણીનો કિનારો તુટી જઇ પાણી વહી ગયું ને જમીન દેખાઇને આ દેશ બન્યો, તેથી તે **સારિકાદેવી**ની આ દેશમાં યાદગીરી રાખવા હરિપર્વતના કિલ્લામાં તેની સ્થાપના કરી હતી. હાલમાં પણ તે દેવીની પ્રતિમા ને મંદિર હરિપર્વતમાં છે.

## હકીકત ૬ ઠ્ઠી.

આ સુખમય વિસ્તૃત પ્રદેશને **કાશ્મીર** કે **કેશ્મીર** કહે છે, તેનું કારણ એ છે કે મુગલ બાદશાહ બાબરના ચરિત્રમાં લખે છે કે સિંધુની ઉત્તર તરફ હિમાલયના પ્રદેશમાં રહેનારા

**કાશ** જાતિના લોકો ઉપરથી એ દેશનું નામ **કાશ્મીર** પડયું છે.

### હકીકત ૭ મી.

મુસલમાનોના કહેવા પ્રમાણે કાશ્મીર દેશ એક મોટા સરોવરના રૂપમાં જળમય દેશ હતો. તેને મુસલમાનોના જાદુગર મોટા પેગમ્બર નામે સુલેમાનનો એક **કાસુફ** નામે રાક્ષસ ગુલામ હતો. તેણે સુલેમાનના હુકમથી બારાબુલ્લા આગળના ડુંગરને ખોદીને તળાવના પાણી જવાનો માર્ગ ખુલ્લો કર્યો તેથી તે ગુલામના **કાસુફ** નામને લીધે, અને તલાવને સંસ્કૃતમાં **સર** કહેવાથી **કાસુફસર** એવું આ સ્થળનું નામ પડયું. તે પછી તલાવનું પાણી વહી જતાં જમીનનો જે ભાગ પ્રથમ દેખાયો ત્યાં તે કાસુફ રહ્યો, જેથી કાસુફને રહેવાના સ્થળનું નામ પણ **કાસુફમર્ગ** પડયું ને તેને અપભ્રંશથી હાલ **કાશ્મીર** કહે છે.

### હકીકત ૮ મી.

ભૂગર્ભશાસ્ત્રી (જમીનની અંદર રહેલા પદાર્થોનું જ્ઞાન ધરાવનારા) ઓના મત પ્રમાણે પૂર્વના વખતમાં આ ઠેકાણે એક મહાન્ વિસ્તારવાળું ખારા પાણીનું સરોવર હતું. લાંબે વખતે તેમાંથી પાણી જતું રહી માત્ર સુકા ખારના જ થરો થઇ રહ્યા હતા. એટલે ભૂગર્ભશાસ્ત્ર સંબંધી જે સબલ પ્રમાણ મળે છે, તે પ્રમાણે પ્રથમ આ સરોવર ૯૦૦ ફૂટ ઉંડું હતું, તે પછી કેટલોક સમય જતાં ત્યાં થયેલા મોટા ધરતીકંપને લીધે આ સરોવરની નીચેનો કેટલોક ભાગ રેતી પત્થરો વિગેરેના થરો ઉથલપાથલ થઈ બદલાઇ જતાં હાલ વેરીનાગના ચશ્મામાં આ સરોવરનું કેટલુંક પાણી સમાઈ જઇ પાતાળમાં ગયું, ને ૯૦૦ ફૂટની ઉંડાઇ જતી રહી ફક્ત ૨૦૦ ફૂટની ઉંડાઇનું ને ખારા પાણીને બદલે મીઠા પાણીનું એક મોટું સરોવર આ આખા પ્રદેશનું બની ગયું. તે પછી જ્યારે બીજી વાર ધરતીકંપ થયો, ત્યારે રેતી, પત્થર, વિગેરેનો ભાગ ઉલટ પાલટ બદલાઇ જઇને **વરાહમુલ** (બારામુલ્લા) આગળ પાણી જવાનો રસ્તો થયો, એટલે પાણીમિશ્રિત પોચી, રૂ જેવી ને ફળદ્રૂપ જમીન

જ્યાંથી જેલમ નદી વહે છે ત્યાંથી શ્રીનગર સુધીની કાદવકચરાવાળી ૧૫ માઇલ પહોળી ને ૧૮ માઇલ લાંબી થઇ ગઇ. તે પછી ધીરે ધીરે ત્યાં વસ્તી થતાં થતાં આખો **કાશ્મીર** દેશ બની ગયો.

ઉપર પ્રમાણેની હકીકતોમાં નં. ૨.ની હકીકત તદન મળતી જ છે. ને તે ખરી હોવાનું કારણ ગ્રંથોદ્વારા જણાય છે, જ્યારે ૯ મી હકીકત ખરી માનવાનું પણ કેટલુંક સબળ કારણ છે. બાકીની હકીકતો ના પાયાદાર કાંઇ પણ ખરા આધાર વિનાની ને કલ્પી કહાડેલી હોય એમ જણાય છે.

## કેટલાક કાશ્મીરી ભાષાના શબ્દોનો ગુજરાતી તરજુમો.

| કાશ્મીરીનું ગુજરાતી. | કાશ્મીરીનું ગુજરાતી. | કાશ્મીરીનું ગુજરાતી. |
|---|---|---|
| **અનાજ** | છત્તર—છત્રી | **શાકભાજી** |
| બાગલા—તુવેર | દુઊત—ધોતીયું | અલ—કોળું |
| બાગલાદાળ—તુવેરદાળ | **વાસણ** | આલુ—બટાટા |
| મહરેરખાંડ—સાકર | ગાગર—પીતલનો દેગડો | સીન—હરેક શાક |
| આટ—લોટ | દમચુલા—સગડી | આલ—દુધી |
| તુમુલ—ચોખા | ગાગર—તાંબાનો દેગડો | મંજ—નોળકોળ |
| વેસન—ચણાનો લોટ | નોટ—લોઢાનો દેગડો | ખીરા—કાકડી |
| સફેદ સીવર—બાંસમતીના ચોખા | ખાંસ—વાડકી | હાખ—એક જાતની ભાજી છે |
| મુંગ—મગ | ભાન—વાસણ | મુજ—મુળો |
| મુંગદાળ—મગની દાળ | સીમટ—સાંઢસી | **મેવો** |
| ડાંઈ— } ડાંગેર | કચ્છ—કડછી | સેવસુંઠ—સફરજંદ |
| ક્યાલી— } ડાંગેર | સન્ની—તાવેતો | ગ્લાસ—જાંબુ જેવાં |
| મકાઇવટ—મકાઇડોડા | પૈતલ—તપેલી | દછ નાંનો—દ્રાક્ષ |
| **વસ્ત્ર** | દામુર—ચૂલો | અંગુર—મોટા દાણાની દ્રાક્ષ |
| સતરંડ—શેતરંજી | | તુત—સેતુર |

છલ્લીકેળ–કેળાં
નાખ અથવા બણુગોસા } 
ટંગ–પેરૂ

**મસાલો**

નુંન–મીઠું
તીંબરહંદી–આંબલી
મરચવંગત–મરચું
અદરક–આદુ
લેદર–હલદર

**ઝાડ**

કુલ્લે–ઝાડ
યડ–ચીલના જેવું ઝાડ

**પશુ**

ગુડ–ઘોડો
ગાવ–ગાય
નહુ–કુતરો
મેષ–ભેંસ

**સંખ્યા**

અખ–એક
ઝ–બે
ત્ર્ય–ત્રણ
ચોર–ચાર
પાંચ–પાંચ
છે–છ
સથ–સાત
અઠ–આઠ
નવ–નવ
દહ–દશ
કાહ–અગીઆર
બાહ–બાર
ત્રુવાહ–તેર
ચોદાહ–ચૌદ
પંદાહ–પંદર
સુડાહ–સોલ
સદા–સત્તર
અડદા–અઢાર
ઊનવું–ઓગણીસ
વુહ–વીસ
ત્રહ–ત્રિસ
સોહથ–૧૦૦
ઝહથ–૨૦૦
ત્ર્યહથ–૩૦૦
ચોરહથ–૪૦૦
પાંચહથ–૫૦૦
છહથ–૬૦૦.
સતહથ–૭૦૦
અઠહથ–૮૦૦
નવહથ–૯૦૦
દશહથ–હજાર

**હવા રૂતુ**

સખત તાપ–ઘણો તડકો

**અવયવ**

અતખ–આંખ
અસ–મોઢું
અય–હાથ
ઝંગ–પગ
યડુ–પેટ
અયઅંગજ–આંગળીઓ
ખોરઅંગજ–પગની આંગળીઓ
કાહ્લ–માથુ

**સગાઇ**

મોજ અથવા હેદી } મા
બબો–બાપ
બેઈહેવ–બહેન
કાક–ભાઇ
ચચ્ચા–કાકા
માઊનકોટ–છોકરો
મેયકુટ–છોકરી
મેઈજનાન–બૈરી
જ્યાનખાવંદ–ધણી

**પ્રવાહી પદાર્થ**

તીલ–તલનું તેલ
મેંચ તીલ–ત્યાસતેલ
ગોર–ગોળ
ધ્યઊ–ઘી
આબ–પાણી
ઓનદુદ–દુધ
જામુદદુ–દહીં
થાંઇ–માખણ

**પરચુરણ શબ્દો**

માવો–માવો

લકુટ-નાનુ
બોહન ટુડ-ઘણી ટાઢ
વાનવેલ-દુકાનદાર
સચન-સોય
પન-દોરા
ઊદુર-ભીનું
મલ-કાદવ
બુઢ-મોટા
બ્યઠ-વજનદાર
રૂદ-વરસાદ
ટચુક-ચાંલ્લા
શીન-બરફ
પોજાર-જોડા
ટાંગ-ગાડી
ચાનગામ કયાછુ-તમારૂં ગામ કયું
ગંધકડબી-દીવાસલી
નશવાર-છીંકણી
ચારપાઈ-ખાટલો

સાબન-સાબુ
કુલુફ-તાળું
બર-બારણું
દર-બારી
મ્યોન-મારૂં
મંજી તથા ચારપાઇ } ખાટલો
કમરા-ઓરડો
વલચુડ-અહીં આવ
રટસ-લે
ગચ્છ-જા
લોત લોત-આસ્તે આસ્તે
જલ જલ-જલદી જલદી
લોત લોતપક-ધીરે ધીરે ચાલો
જલ જલપક-ઉતાવળે ઉતાવળે-ચાલો
પક-ચાલો અથવા ચલો
વલ-આવ
ગચ્છ ગચ્છ-જા, જા
રૂદ-વાદળાં
કોહ-પહાડ
ચોગ-દીવો
ચપુ-ઓટને હલેચાં મારવાનું (પંજાબી ભાષામાં)
ખૂર-ઓટને હલેચાં મારવાનું (કશ્મીરીભાષામાં)
ખામ રૂપીયા-ાા રૂપીઓ
ચીલકી રૂપીઆના -દશ આના
ડબલ પૈશા-એક પૈસો
ખામ પૈશા-અડધો પૈસો



શ્રીનગર-અમીરા કદલ નામે જેલમ નદીપરનો ૧-લો પુલ

Lakshmi Art, Bombay, 8



જેલમ નદીમાં પડેલા પુલનજીક પસાર થતા શીકારાનો દેખાવ

## દૃશ્ય ૬ ઠ્ઠું.

## જેલમ નદી, દેશની મુખ્ય વસ્તી ને ધર્મ બાબત.

### જેલમ નદી:


આ નદીને કૅશ્મીરીઓ **જેલમ** કહે છે, જ્યારે સંસ્કૃતમાં તેનું નામ **વિતસ્તા** છે. કેટલાક તેને **સ્વર્ગનદી** પણ કહે છે. શ્રીનગરથી જમ્બુ જતી સડકે ૫૩ માઈલપર ઇશાન ખુણા તરફના વિશાળ પર્વતની તલેટીમાં આવેલો **વેરીનાગનો ચશ્મો** છે તેમાંથી તે નીકળે છે. શરૂઆતમાં તેના પટની પહોળાઈ ૧૦ થી ૨૦ ફૂટની છે. ને તે પછી જેમ જેમ આગળ જાય છે તેમ તેમ તેમાં આજુબાજુના ડુંગરોમાંના બરફમાંથી નીકળતું પાણી વહી આવીને તેમાં મળે છે, ને તેવી જ રીતે ઠેકઠેકાણેના ચશ્માઓ, નદીઓ વિગેરેના પ્રવાહો પણ તેમાં આવીને જેમ જેમ મળે છે તેમ તેમ તેનો પટ વધારે ને વધારે પહોળો થતો જાય છે. તે પટ વધીને શ્રીનગર આગળ ૨૭૦ ફૂટની પહોળાઇનો થાય છે, તેમજ શ્રીનગરના સાતમા પૂલના બાંધેલા બંધ પછી તો તેનો પટ વિશેષ પહોળો થાય છે, ને છેવટે રાવળપીંડીથી વજીરાબાદની વચમાં જેલમ સ્ટેશન આગળના જેલમ નદીના ૧॥ માઇલની લંબાઈના બાંધેલા મજબૂત લોખંડના પૂલ પછીથી ચીનાબને તે મલી જાય છે. તે ઠેકાણાનો પટ ૧। થી ૧॥ માઈલના વિસ્તારની પહોળાઇનો થાય છે.

તેનું પાણી ખાસ પ્રથમ આસ્માની ભુરા રંગનું છે, જ્યારે અનંતનાગ પછીથી બીજાં નદી નાળાં મલતાં સહેજ ભુખરા રંગને મલતું બીલોરી કાચના રંગના 'આકાર જેવું થઈ જાય છે. જેલમનું પાણી મીઠું, સ્વાદિષ્ટ, ઠંડું, પાચક ને સ્વચ્છ છે, છતાં શ્રીનગર આગળ હાઉસબોટોમાંથી તેમાં ખડતી ગંદકી, અને ઘરોમાંથી નંખાતો કચરો વિગેરે કારણોથી શ્રીનગરમાં પાણી ડોળા-

ચેલું ને અસ્વચ્છ રહે છે, તેથી ત્યાં જેલમનું પાણી ફક્ત ન્હાવા, ધોવા કે વાસણ માંજવા જેવા કામોમાં જ વપરાય છે. તેને પીવાના ઉપયોગમાં મુસાફરો લેતા નથી. જેથી રાજ્ય તરફથી આખા શહેરમાં મૂકેલા નળનું પાણી પીવાના ઉપયોગમાં લેવાય છે, છતાં ત્યાંના વતનીઓ ને માંજી લોકો તે જેલમનું પાણી પીવાના પણ ઉપયોગમાં લે છે.

આ નદી **અનંતનાગ**થી તે **શ્રીનગર** સુધીમાં શાન્ત ને ગંભીરાઇથી સ્થિર થઇ વહે છે, જ્યારે કેટલીક જગ્યાએ અનંતનાગથી ઉપલી બાજુ અને સાદીપોરથી નીચાણમાં તો તે મોટા મોટા પહાડોની ખાઇઓમાં થઇને વાંકીચુંકી સર્પાકારે વહી પથ્થરોમાં પછડાતી, ઘુઘવાટા કરતી, ફૂંફાડા મારી શબ્દાયમાન થતી, સડસડાટ પૂર જોસથી દોડતી હોય એમ વહી જાય છે.

શ્રીનગરમાં આ જેલમ નદીનું ને તેમાંથી નીકળતા ફાંટાઓનું પાણી ઘણુંખરૂં સ્થિર હોય છે. કોઈ કોઇ વખત પવનના ઝપાટાથી તે ઉછાળા મારે છે.

તેમાં ઘણી નદીઓનું પાણી મલી જઇને શ્રીનગરથી ઉત્તરોત્તર નીચાણમાં જતાં તે નદીનો દેખાવ અગાધ જળથી ભરપૂર સમુદ્રના જેવા દેખાય છે. ને તેથી કાસ્મીરી લોકો જેલમને નદી કહેતા નથી પણ **જેલમ દરિયો** જ કહે છે. આ નદી પણ ગંગા યમુનાની માફક મોટા વિસ્તારવાળી છે. કાસ્મીરી હિંદુઓ તેને ગંગાની માફક પવિત્ર પણ ગણે છે. વેરીનાગના ચશ્મામાંથી નીકળી કાસ્મીર દેશમાં વહીને તેને પવિત્ર કરી, સાહાબાદ, અનંતનાગ, બ્રિજબિહારા, પામ્પુર ને શ્રીનગર વિગેરે સ્થળે થઈ બાંડીપુર આગળ વુલરસરોવરમાં દાખલ થઈને તે પીરપંજાલના પર્વત આગળ બારામુલ્લાની ખીણમાં થઈ વુલરસરોવરમાંથી પાછી બહાર નીકળે છે. વેરીનાગથી તે બારામુલ્લા સુધી તેની લંબાઇ ૧૩૩ માઇલની છે. ને તેમાં ૭૦ માઇલ સુધી હાઉસબોટ વિગેરે જઇ શકે છે. બારામુલ્લા પછી છેક રાવળપીંડી વિગેરે

સ્થળે થઈ બારામુલ્લા પછીથી ૨૮૭ માઇલ લાંબી વહે છે, એટલે **વેરીનાગ**થી ૪૨૦ માઇલ સુધી વહીને છેવટે તે **તીંજુ** નામના ગામ નજીક **ચીનાબ**ને મલે છે.

તેના **કિનારાપરનાં મુખ્ય ગામો**—શ્રીનગર, સાહાપોર, જેલમ, પીંડદારખાન, મીયાની, ને ભેરામ વિગેરે છે.

શ્રીનગરમાં આ નદીના ઉપર સાત પૂલ બાંધેલા છે. તેમાંના છેલ્લા સાતમા પૂલ આગળ ૨૭૦ ફૂટની પહોળાઈનો મોટો બંધ બાંધેલો છે. તેથી તેનું પાણી શ્રીનગરમાં સ્થિર જણાય છે. ને વધારાનું પાણી તે બંધના ઉપર થઈને સતત ચાલ્યું જાય છે. આ બંડ (બાંધેલો બંધ) ઉપર થઈને હાઉસબોટ વિગેરે જઈ શકતાં નથી તેથી તેમને માટે બાજુમાં જ જવા આવવાનો રસ્તો કરેલો છે. જ્યારે જેલમમાં મોટું પૂર આવે છે ત્યારે જેલમ નદી તોફાની બની જાય છે. તે વખતે આ બાંધેલા બંધની ઇન્જીનીઅરો બહુ કાળજી રાખે છે.

સન્ને ૧૮૯૩ માં આ નદીમાં મોટી રેલ આવી હતી. તે વખતે તે બાંધેલા બંધ ઉપર થઇને હાઉસબોટો, મછવા, શિકારા, વિગેરે ચાલ્યા જતા હતા, ને બધી કાશ્મીરની ખીણોમાં પાણી ભરાઇ જઇ ત્યાંના સરોવરોનો વિસ્તાર દશ ગણો થઇ ગયો હતો.

જેઓને તરતાં આવડતું નથી તેઓએ બોટમાં રહેતાં, તેમજ ખાસ કરીને અણસમજુ બચ્ચાઓને બોટમાં રાખતાં ખૂબ સંભાળવું, કેમજે અજાણે ભૂલેચૂકે જો પગ ખસી જાય તો જેલમના પાણીમાંથી બહાર નીકળવું કઠિણ થઇ પડે તેમ છે, માટે બચ્ચાંને હાઉસબોટમાં છૂટથી એકલાં ફરવા દેવાં નહિ.

## જેલમને મળનારી નદીઓ.

**શેષનાગસરોવર**માંથી નીકળેલી શેષનાગ નદી પહેલગામ આગળ લેધર નદીને મળે છે, ને લેધર **અમરનાથ**ના પર્વતમાંથી નીકળીને **અનંતનાગ** આગળ જેલમમેં મલી જાય છે. **નૈનસુખ** નદી લોસુર નામના સરોવરમાંથી નીકળી પાટણ ગામ આગળ મલે છે,

**વિશ્વાનદી** કોશરનાગના સરોવરમાંથી નીકળે છે. તેના પ્રવાહથી **હરિબળ** નામનો ધોધ પડે છે, ને તે જેલમને મળે છે.

**સીંધ,** અમરનાથની નજીકના પર્વતમાંથી નીકળી, સાદીપુર આગળ જેલમને મલે છે.

**મારવાર** નદી, પોહોરાનદીને મળી, પોહોરા સાપોર આગળ જેલમને મલી જાય છે.

પીરપંજાલમાંથી આવતી **દૂધગંગા** શ્રીનગર આગળ સાતમા પૂલ પછી જેલમને મળે છે.

બાલટીસ્તાનથી આવેલી **કીશનગંગા** (**કૃષ્ણગંગા**), શ્રીનગરથી રાવળપીંડી જતા રસ્તામાં **દુમેલ** આગળ, જેલમને મળે છે.

આ નદીમાં રેલ્વેના પાટા નીચે નંખાતી લાકડાની સ્લીપરો અને તેટલીજ લંબાઈના ત્રણ ઈંચના ઘેરાવાથી માંડીને બે ફૂટના ઘેરાવા જેટલા ગોળાકાર લાકડાના ટુકડાઓ, નદીના મૂળ તરફથી પાણીમાં નાખે છે. તે પાણીમાં તરતા તરતા ચાલ્યા જાય છે. તે લાકડાં છેક જેલમના સ્ટેશન આગળ કહાડી લઈને તેને દરેક ઋતુને અનુકૂળ થાય તેવું ( સીઝનવુડ ) બનાવે છે, તે પ્રથમ નવું જોનારને આશ્ચર્યકારક લાગે છે.

શીઆળામાં જે વર્ષોમાં વધારે ઠંડી પડવાથી બરફ વધારે બંધાય છે, ત્યારે તો આ જેલમ વિગેરે નદીઓ ને મોટાં સરોવરો વિગેરે જળાશયોમા ઓછામાં ઓછો ૪ ઈંચથી વત્તામાં વત્તો ૧ ફૂટ જેટલો જાડાઈનો બરફનો થર પાણીની ઉપર જામી જાય છે, ને તે વખતે ઘરોપર, બગીચાઓમાં, ને વસ્તીવાળા ભાગોમાં પણ બરફ જામી જઈ, જ્યાં ત્યાં દૃષ્ટિ કરતાં જાણે બરફમય દુનિયાં બની હોય એમ સર્વ સ્થળે દેખાય છે.

## દેશમાં મુખ્ય વસ્તીની જાતો.

અત્રે વસતી પ્રજાઓના મુખ્ય ત્રણ વર્ગ છે. **ક્ષત્રિયો, પંડિતો,** ને **મુસલમાનો** તેમાં રાજ્ય કરતી કોમના **ડોગ્રા** જાતના ક્ષત્રિયો કરતાં પંડિતો વિશેષ છે, ને પંડિતો કરતાં ઘણી વિશેષ વસ્તી



કાશ્મીર દેશના બ્રાહ્મણ પંડીત પુરૂષો અને બાળકો

Lakshmi Art Bombay, 8.

તો મુસલમાનોની જ છે; એટલે દેશમાં સેંકડે ૭૦ ટકા તો ફક્ત મુસલમાનોની જ વસ્તી છે, જ્યારે ૨૫ ટકા પંડિતોની ને બીજા ૩ ટકાની બીજી વસ્તી છે, અને તે શિવાય ૨ ટકા, બીજા દેશોમાંથી આવેલી શીખો, પંજાબીઓ ને યુરોપીઅનો વિગેરેની પરચુરણ વસ્તી પણ થોડી ઘણી છે.

## રાજ્યની વસ્તીના મુખ્ય ત્રણ વર્ગો.

૧ લો, **ડોગરા** ક્ષત્રિવર્ગ—(ડોગરા) ક્ષત્રિ જાતના છે. તેઓ હાલના રાજ્યકર્તાની કોમના છે. તેમની વસ્તી શ્રીનગર કરતાં જંબુમાં વધારે છે.

તેઓ ખરા કશ્મીરીઓ નથી, પરંતુ પોતાના હાથમાં રાજ્ય હોવાથી તેઓ અત્રે આવી રહેલા છે. ને રાજ્યના લશ્કરમાં ઘણી ખરી ભરતી એ લોકોની જ કરેલી છે.

૨ જો. વર્ગ—રાજ્યમાં કરતા હરતા **બ્રાહ્મણો** કે જેમને **પંડિતો** કહે છે, તેમનો છે. તેઓ સારી મગજશક્તિ ધરાવનારા, ભણેલા ને દીર્ઘદૃષ્ટિવાળા હોય છે. તેમની સામે લાંબી ફરીઆદ ચાલી શકતી નથી. પંડિત લોકો રાજ્યકારોબારમાં મોટા હોદ્દેદારો હોઇ રાજ્યની નોકરી કરે છે. તેઓ બીજા ધંધા કરતાં નોકરી કે હોદ્દો મેળવવાનું વધારે પસંદ કરે છે. શારીરિક મહેનતનું કામ તેઓ બીલકુલ પસંદ કરતા નથી; ને થોડાઓ ધર્મગુરૂ, મહેતાગીરી, લખવાનું, ખેતી, ભિક્ષાવૃત્તિ, જોશીનું કે વેપારનું કામ કરે છે. વળી તેઓમાંના ઘણાખરા એવા વિચાર ધરાવે છે કે જેઓ મગજ ચલાવી બુદ્ધિ વાપરે છે, તેઓ અંગ મહેનત કરનારાઓ ઉપર પોતાનો હુકમ ચલાવી શકે છે. તેઓ ઘણાખરા ઉંચા રૂષ્ટપુષ્ટ, મજબૂત બાંધાના ઘણા ગૌરવર્ણના દેખાવડા ને હસમુખા હોય છે.

તે કાશ્મીરમાં શ્રેષ્ઠ અને માનદાર પ્રજા છે. તેઓની વસ્તી થોડી હોવા છતાં લાગવગમાં વધારે ચડતી છે. અત્રેના પંડિતો માંસ અને મચ્છાહારી છે. તેઓ મીજાજી હોઇ રસ્તામાં જતાં

કોઇને સલામ ભરતા નથી. બીજા કાશ્મીરીઓ કરતાં ઘણા મગરૂર છે, ને તેથી જ તેઓ હલકો કે નીચ ધંધો કરતા નથી. તેઓની કોમ રાજ્યમાં વધારે લાગવગ ધરાવનારી ને પૂરી રાજ્યસત્તા ધરાવવાવાળી છે, પણ હાલમાં તેમની રાજ્યસત્તામાં થોડો ઘણો ઘટાડો થતો જાય છે. પંડિતોમાં પણ બે વર્ગ છે, એક **અજાચક** એટલે કોઇ પાસેથી કાંઈ પણ ધર્માદા લેવું નહીં તેવો વર્ગ છે, જ્યારે બીજો વર્ગ **જાચક**નો છે જે યજમાનને ત્યાં લગ્નક્રિયા કરાવી, દાન દક્ષિણા લઇ ભિક્ષાવૃત્તિ પણ કરે છે. દાન લેનાર કરતાં દાન નહિ લેનાર વર્ગ ઉચ્ચ કોટિનો ગણાય છે. આ વર્ગ કાશ્મીરી દરેક પ્રજામાં આગેવાની ધરાવનાર ને સુખી વૈભવી છે.

મુસલમાનોની માફક અત્રેના હિંદુઓ પણ ઘણાખરા દાઢી રાખે છે. ખાવું પીવું વિગેરે રહેણી કરણી અત્રેના હિંદુઓની મુસલમાનોને મલતી જ છે. કાશ્મીરીઓ મધ્યમ કદના ઘઉંના કરતાં સહેજ ઉઘડતા રંગના, ને કેટલાક યુરોપીઅન જેવા ગોરા હોય છે, ને તેઓ રાજ્યધાનીના મુખ્ય શહેરમાં ને તેવા જ બીજા મોટા શહેરોમાં જ ઘણે ભાગે રહે છે, જ્યારે ક્વચિત્ છુટા છવાયા ગામોમાં પણ રહે છે.

૩જો વર્ગ, **મુસલમાનોનો**—સર્વથી મોટી વસ્તીવાળો છે. તેમના **સીયા** ને **સુની** બે પંથ છે. ને સીયા કરતાં સુની મુસલમાનો કાશ્મીરમાં વધારે છે. તેઓમાંના ઘણાખરાના હાથે પગે મેલના થર બાઝેલા ને ગંદા હોય છે. તેઓ વાળ છૂટા રાખે છે, અને તે તેલ લગાડવાથી ચીકણા ને સુગ લાગે તેવા હોય છે. છતાં ગરીબમાં ગરીબ માંજી કે ભીખારીનાં છોકરાં પણ શરીરે રૂષ્ટપુષ્ટ, ગુલાબી ગાલ, માંજરી આંખો, ને શરીરે ગૌર વર્ણનાં હોય છે. તેમના ધર્મગુરૂઓ, મુલ્લાંઓ, ધર્મના જ્ઞાનના સારા વાકેફગાર ને વિદ્વાનો હોય છે. તેઓ માથે સફેત ફેંટો કે સફેત ટોપી ઘાલે છે, ને મહેનતુ હોય છે. મુસલમાનોમાં ભણેલો વર્ગ બહુ



ડાંગેર ખાંડતી કાશ્મીરી બોટમેનની સ્ત્રીયોનો દેખાવ



કાશ્મીરી મુસલમાન છોકરાંઓનો દેખાવ

Lakshmi Art Bombay 8

જ ઓછો છે, ને અભણ વર્ગ ઘણો છે. ને તેથી તેઓ વેપારનું, ખેતીવાડીનું, બોટ હંકારવાનું, નકશીની કારીગરીનું, સુથાર કડીઆનું, દુકાનદારીનું, શાકભાજી વેચવાનું, ઊનનાં કપડાં વણવાનું, કાપડપર ભરતકામ કરવાનું, શેત્રંજી બનાવવાનું, ધાતુ ને લાકડાપર કોતરકામ કરવાનું કામ ઘણું સરસ જાણે છે. કેટલાક ગામડાના ગરીબો ટોપલીઓ બનાવવાનું, ઝુંપડાં બાંધવાનું, દોરડાં વણવાનું, સાદડી ચટાઇ વિગેરે બનાવવાનું ને સીપાઇગીરીનું કામ પણ કરે છે. તેઓ મુસલમાન હોવા છતાં સ્વભાવે હિંદુ જેવા, રાજ્યના કાયદાને અનુસરીને જ ચાલનારા હોય છે. તેઓમાંના ઘણા થોડા રાજ્યમાં સત્તા ધરાવે છે. ઘણાખરા ખેતી વેપાર રોજગાર કરે છે. તદ્દન ગરીબવર્ગ હાઊસબોટ વિગેરેના માંજીને મજુરીનું કામકાજ શાલ ને રેશમી કાપડપર ભરતકામ વિગેરે કરી ગુજરાન ચલાવે છે. પૂર્વે અત્રે બધા હિંદુઓ જ હતા, પરંતુ ૧૪ મા સૈકામાં મુસલમાની રાજ્ય થતાં અત્રેના હિંદુઓને વટલાવવાથી અત્રે મુસલમાનોની વસ્તીનો વધારો થયેલો છે.

## અત્રેના અસલ વતનીઓ.

અત્રેના પહાડોમાં ઝુંપડાં બાંધીને રહેનારા લોકોને **પહાડી લોકો** કહે છે, અને કાશ્મીર દેશના અસલ વતનીઓ તો ખરેખર એજ લોકો છે. તે બિચારા મજબુત ને તનદુરસ્ત છે, પરંતુ ઘણી જ મહેનત મજુરી કરીને પેટ ભરે છે. ઘણા ડુંગરોના સ્થળોમાં માત્ર મજુરો તરીકે રહેલા છે, જેથી એ લોકોની સ્થિતિ એક ભારવાહક પશુના જેવી છે. તેઓ અસલના વખતમાં શૂરવીર લડવૈયા ને સર્પના (નાગના) પૂજારીઓ હતા, પણ ત્યાર પછી હિંદુસ્થાનમાં બ્રાહ્મણોએ અત્રે આવી, બૌદ્ધ ધર્મની જડ ઘાલી, ૧૩૦૦ વરસ સુધી રાજ્ય કર્યા પછી તાર્તરીના લડવૈયાઓએ આ દેશ લઇ લીધો હતો.

## સ્ત્રીપુરૂષોનો પહેરવેશ.

અત્રેના હિંદુ મુસલમાન વિગેરે સ્ત્રીપુરૂષોનો પહેરવેશ

તદ્દન સાદો, ઘણો ખરો સફેત રંગનો, ને બધાઓનો એક સરખો હોય છે. તેઓ અંગમાં ફક્ત એક જ સફેત લુગડાનું કુરતું ગળાથી તે પગની એડી સુધીની લંબાઇનું કાબુલી પઠાણની માફક કે સાધુઓની કફનીના જેવું લાંબી ને પહોળી બાંહ્યોવાળું પહેરે છે, અને અંદરની બાજુ પાયજામો પહેરે છે. એ કપડાં એટલાં બધાં ચીકણાં ને મેલ ખાઈને જાડાં થઇ ગયેલાં હોય છે કે તેમાં ઠંડી હવા સુદ્ધાં પેસી શકતી નથી. કામ કરતી વખતે તે ઝભ્ભાની બાંહ્યોને હાથ ઉપર ઉંચી ચડાવે છે, ને ગરીબ વર્ગની સ્ત્રીઓ શીઆળામાં હલકી જાતના ઉનનાં ફરાક પણ અંદરની બાજુ પહેરે છે ને માથે ચાર હાથનું કપડું ઓઢી રાખે છે ને ઉનાળામાં સુતરાઉ કપડાં પણ પહેરે છે. ખેતી કરનારા લોકો માથે ટોપી ઘાલે છે, ને નાના બાળકોને માથે રંગબેરંગી ટોપીઓ હોય છે.

પંડિતાણીઓ સફેતને બદલે રંગીત મોટું કુરતું, કમરમાં સફેત પટ્ટો, અંદરની બાજુ કબજા જેવાં પહેરણો ને માથે સફેત ટોપીની બન્ને બાજુ બે કાણાં રાખે છે: ને તેની અંદર જેમાં કોડીઓ જડેલી હોય છે તેવાં રૂપાનાં ઘરેણાં પહેરે છે, ને માથા ઉપર નાનું ઓઢણું ઓઢે છે. મુસલમાન સ્ત્રીઓ ને પંડિતાણીઓ વચ્ચે ફરક માત્ર એટલો જ છે કે, મુસલમાન સ્ત્રીઓનાં કપાળમાં ચાંદલો હોતો નથી જ્યારે પંડિતાણીઓના કપાળમાં લાલ કે કેશરીઆ રંગનો પાઇ જેટલો ગોળાકાર ચાંદલો હોય છે. અત્રેની મુસલમાન ગરીબ માંજી લોકો (બોટમૅન)ની સ્ત્રીઓ નદીના કિનારે એક લાકડાનો ખાયણીયો મૂકીને ઘાટ ઘટમ વિનાનો એક લાકડાનો કકડો આપણા દેશના સાંબેલાને બદલે વાપરી બે જણીઓ સામાસામી ઉભી ઉભી જ્યારે ડાંગેર વિગેરે ખાંડે છે, ત્યારે તે ખાંડવાની રમુજી રીત જોવાની ઓર મજાહ પડે છે.

## પંડિતોના પહેરવેશ.

તેઓનો પહેરવેશ મુસલમાનના સરખો છે. તેઓ પારસી-

ઓના મોબેદ દસ્તુરોના જેવી સફેત પાઘડી પહેરે છે, ને તેજ પાઘડી સારા યા માઠા અવસરે પણુ હંમેશ પહેરે છે.

શરીરપર બદન પહેરી, તેનાપર પ્રથમ કહેલો ઝભ્ભો પહેરે છે. કામ કરતી વખતે તેઓ બાંહ્યોને ઉંચી ચડાવે છે. અંદરની બાજુ પહેરણુ ને જાકીટ પહેરે છે. કેટલાક પંડિતો માત્ર ઝભ્ભામાં લંગોટી પહેરે છે, અને કેટલાક સુરવાલ પહેરે છે. હવે તો કેટલાક કોટપાટલુન ને ઇજાર પણુ પહેરે છે, ને કવચિત્ ધોતીયું પણુ પહેરે છે. જે સુખી સ્થિતિના છે તેઓ ઉંચી જાતના પશ્મીનાઓની સાલો ઝભ્ભાપર નાખે છે, જ્યારે ગરીબવર્ગ ખેસની માફક હલકું ગરમ લુઇનું કપડું નાખે છે. મુસલમાનો ને પંડિતો વચ્ચે ફરક માત્ર એ છે કે પંડિતો ખભે ખેસ નાખી, કપાળમાં લાંબું કે અર્ધચંદ્રાકારનું કંકુ, ચંદન, કે કેસરનું તિલક કરે છે.

## કાશ્મીરીઓની ચાલચલણુ ને રીતરિવાજ.

કાશ્મીરીઓ ઘણાખરા ચતુર ને તીવ્ર બુદ્ધિવાળા હોવા છતાં એકલપેટા, કપટી, ખટપટી, વહેમી, અભણુ, લુચ્ચા, દગાખોર, અભિમાની, એદી, અપ્રમાણિક, ચુગલીખોર, નિર્દય, જુઠા, સારા હુન્નરોની આવડતવાળા ને મહેનત કરી શકે તેવા હોવા છતાં આળસુ, ગંદા વાદવિવાદમાં ઉતરનારા, નરમ હૃદયના સ્વભાવના, દુઃખને સહન કરનારા, થોડા સુખે સુખ માનનારા, સંતોષી, ને મેલાં કપડાંવાળા, અણુગળેલું ને ગંદુ પાણી પીનારા, મહિનામાં એકકે બે વખત જ ન્હાનારા, બાયલા, નીચ, હીચકારા, અવિશ્વાસુ, ડરકણુ, રમતગમતમાં મશગુલ રહેનારા, સ્વતંત્ર જીંદગી ગુજારનારા, દેખાદેખી સ્પર્ધામાં ઉતરનારા, વાતોના તડાકા ને ઠંડા પહોરનાં ગપ્પાં મારવાની ટેવવાળા, મારણુ, મોહન, ઉચ્ચાટન, વશીકરણુ, ભૂતપ્રેત, ડાકણુ, શાકણુ, મૂઠ, ચોટ, મંત્ર, યંત્ર, તાવીજો, ને યોગસિદ્ધિથી ઉદ્ભવતી અજબ ચમત્કારની વાતોને સંપૂર્ણ માનનારા, ને તેવી વાતો કરીને આનંદ પામનારા, મોટા માણસોનાં વખાણુ કરનારા, ખુશામતીયા, રાજ્યની

બડાઈ મારનારા, વ્યભિચારી, સ્વમાનની પરવા વિનાના, ને તા-બેદારીમાં જ મઝાહ મારનારા હોય છે. વળી તેઓ ઝપાટાબંધ આંખ્યોમાંથી પાણી કાઢીને રોવાનો ઢોંગ કરવાની આવડતવાળા, ને જંગલી જેવા હોવાથી જ આ કાશ્મીર જેવો ફળદ્રુપ દેશ કે જે એક સોનાની ખાણ સમાન હોવાની તેમને અમૂલ્ય કુદરતી બક્ષીસ હંમેશની મળેલી હોવા છતાં તેનો પૂરેપૂરો ઉપયોગ કરવો તો બાજુએ રહ્યો પણ યત્કિંચિત્‌પણે તેનો ઉપયોગ કરી જાણતા નથી ને તેથી જ તેઓના નશીબે લાચારી, હીચકારી-પણું ને બેવકુફાઇ જ લખેલી દેખાય છે ને તેઓ મુસાફરી કરવામાં આનંદ માનનારા હોય છે. તેઓ ઘણે ભાગે તપખીર સુંઘે છે, જ્યારે ઘણાઓ દારૂના વ્યસની પણ છે, છતાં તેઓમાંના ઘણાખરા ગાયનકળામાં ઘણા જ હોંશીઆર હોય છે, ને કાશ્મીરી પ્રજા ગાયનની શોખીન પણ છે, જેથી મધુર આલાપથી તેઓ ગાય છે. તેમની સ્ત્રીઓ મહેનતુ હોય છે; ને ઘણે ભાગે સ્ત્રીઓ પોતાના તાબામાં પુરૂષને રાખી શકે છે, જેથી પુરૂષો કરતાં સ્ત્રીઓનું ચલણ વધારે હોય છે ને તેઓ અણગળ્યું ને ગંદુ પાણી પીએ છે.

## સ્ત્રીઓના પહેરવેશ ને દાગીના.

અત્રેની દરેક જાતની સ્ત્રીઓ પણ ઘણે ભાગે પુરૂષના જેવાં જ કપડાં પહેરે છે. વિશેષમાં તેઓ માથે વહોરાના જેવી એક ટોપી ઘાલે છે, ઘરેણાં બહુ થોડાં અને રૂપાનાં જ પહેરે છે. અત્રેનાં સ્ત્રી પુરૂષો ખુબસુરત દેખાવડાં ઉઘડતા ગોરા રંગનાં, તાકાતવાન, કદાવર ને મજબૂત બાંધાનાં છે.

## ખોરાક બાબત.

અત્રે ઘણે ભાગે ચોખાનો પાક હોવાથી ભાત ખાવાનો ઘણો જ રિવાજ છે. ગૃહસ્થ વર્ગના લોકો ઉંચી જાતના ચોખા ખાય છે.

## ધર્મ બાબત.

આ દેશમાં ઘણા જ જુદા જુદા ધર્મો થઈ ગયા છે. આર્યો-

ની પહેલાં આ દેશમાં ઘણા પ્રાચીનકાળમાં અત્રેના મૂળ વતનીઓનો ધર્મ, વૃક્ષો, અને નાગોની આરાધના ને પૂજા કરવાનો હતો. ઇસ્વીસન પૂર્વે ૯૦૦ વર્ષ પહેલાં થોડી હિંદુધર્મની સ્થાપના થઇ તેની સાથે નાગપૂજા પણ સામેલ રહી, ને ઇસ્વીસન પૂર્વે ૬૦૦ વર્ષપર સીથીયન લોકો ઉત્તર હિંદુસ્થાનમાંથી આવ્યા ને તેમણે પણ નાગપૂજા ચાલુ જ રાખી ને તેમની અટક (સરનેઈમ) પણ **નાગ**ની જ હતી, ને તે વખતના થયેલા રાજાના નામોને છેડે પણ **નાગ** શબ્દ જ વપરાતો હતો. તે ઘણાખરા બૌદ્ધ ધર્મીઓ હતા, ને તે રાજાઓનાં નામપરથી પહાડોમાંથી નીકળતા પાણીના ચશ્માઓ પણ **નાગ** નામથી પ્રસિદ્ધિ પામેલા છે. ત્યારબાદ કેટલોક સમય ગયા બાદ વૈદિકસનાતનધર્મનો વિશેષ પ્રચાર અત્રે ચાલુ થયો. તે પછી પાછો બૌદ્ધ ધર્મ પ્રવર્ત્યો, ને તેથી તે સમયે રાજાઓ પણ બૌદ્ધધર્મી હતા, છતાં વૈદિકધર્મને વગર દ્વેષે માનતા હતા એટલે બૌદ્ધ ધર્મીઓએ વૈદિકનો ને વૈદિકોએ બૌદ્ધ ધર્મનો નાશ કરવાનો બીલકુલ વિચાર કર્યો જ ન હતો, ને તે બન્ને ધર્મો તે વખતે એક જ કક્ષામાં જોડાઈને જ પ્રવર્તતા હતા.

**નાગ** એ કાશ્મીરી ભાષાનો શબ્દ છે, અને પ્રાચીનકાળમાં સર્પપૂજા ચાલુ થઇ હતી તેથી કરીને જ્યાં જ્યાં ઉત્તમ જલાશયો હતાં તેમનાં નામને છેડે **નાગ** શબ્દ લગાડવામાં આવ્યો હતો. કેટલાક કાળ સુધી અત્રે અગ્નિપૂજાનો પણ સંપ્રદાય હતો, પરંતુ તે હાલ જોવામાં આવતો નથી. ઇસ્વીસન પૂર્વે ૨૫૦ વર્ષ ઉપર અશોક રાજાના વખતમાં બૌદ્ધ ધર્મની વિશેષ પ્રવૃત્તિ થઈ તે પછી **શાહમાર** નામનો પહેલો કાશ્મીરમાં મુસલમાન રાજા થયો. ઇ. સ. ૧૩૪૧ ના સુમારમાં તે રાજ્ય કરતો હતો, ને તેજ વખતે તેણે ટીબેટનું રાજ્ય આ રાજ્ય સાથે જોડી દીધું હતું. તેના પછી ૪ થો રાજા **બુતસીકંદર** એટલે મૂર્તિને તોડનારો થયો; તેણે ઘણી હિંદુઓની ને બૌદ્ધોની મૂર્તિઓને તોડી નાખી હતી.

ત્યારબાદ, મુસલમાનના રાજ્ય અમલમાં હિંદુનાં દેવળો, બૌદ્ધોનાં વિહારસ્થાનો ને જાણીતાં મુખ્ય મથકો તેમજ મૂર્તિઓને છિન્ન ભિન્ન કરી લાખો વૈદિકો ને બૌદ્ધ હિંદુઓને બળજબરીથી મુસલમાન બનાવ્યા, જેથી મુસલમાનની વસ્તી અત્રે વધી ગઈ ને મુસલમાનની વસ્તીવાળો આ દેશ બની ગયો, છતાં કાશ્મીરમાં હિંદુસનાતનવૈદિકધર્મ અદ્યાપિ ચાલુ જ છે. બૌદ્ધ ધર્મ કાશ્મીરમાં નહિ જેવો થઇ તે ધર્મ હાલ ટીબેટના લદ્ધાક પ્રાન્તમાં ઘણોખરો ચાલુજ છે. જૈન ધર્મ જમ્બુના પ્રદેશમાં હાલ પણ છે. તે શિવાય કાશ્મીરમાં સીખો, આર્યસમાજીઓ ને ખ્રીસ્તી ધર્મ પણ કંઈક છે.

પંડિતોમાંના ઘણાખરા ઋગ્વેદી, સારસ્વત બ્રાહ્મણો કહેવાય છે. કવચિત્ યજુર્ ને સામવેદી પણ છે, તેઓ વેદ શાસ્ત્રનો અભ્યાસ કરે છે, ને શિવ, દુર્ગા, રામ, બ્રહ્મા, ગણપતિ, વિગેરે દેવોને શ્રદ્ધા પૂર્વક માની તેમનું પૂજન અર્ચન કરે છે. (શક્ત્યોપાસક ) દેવી ધર્મ સંપ્રદાયવાળા, તાન્ત્રિક ને માન્ત્રિક માર્ગને અનુસરનારા કેટલાક બ્રાહ્મણો પણ છે. તેઓ શિવરાત્રિ, એકાદશી વિગેરે વ્રતો કરે છે. તેઓ પુનર્લગ્ન કરતા નથી. આ દેશમાં શિવધર્મનાં સ્થાનકો બે છે. (૧) શંકરાચાર્યનું ને (૨) અમરનાથનું. ઘણે ભાગે રામમંદિરો શ્રીનગરમાં વધારે જોવામાં આવે છે.

જ્યારે કોઇ પણ કોમમાં ધર્મ સંબંધી ઝગરો ઉત્પન્ન થાય ત્યારે તેનો નિર્ણય રાજ્ય તરફથી જ કરવામાં આવે છે.



## દશ્ય ૭ મું.

### શ્રીનગર શહેર, દેશની આબોહવા, દેશની જાણવા જેવી હકીકત, વિદ્યા, બાર પ્રસિદ્ધ બાબતો, જુદા કાશ્મીરીઓમાટે સેખસાદીનાં વચનો અને કેટલીક સૂચનાઓ.

### શ્રીનગર.




શ્મીર દેશ તે એક કુદરતી સૌંદર્યથી ભરપુર ખુબીઓનો ખજાનો છે, તેમાં પણ આખા કાશ્મીર દેશમાં વિશેષે કરીને **શ્રીનગર** શહેરને કુદરતી બક્ષીસનો ઘણો સારો હિસ્સો પ્રાપ્ત થયેલો છે.

આ શહેર આખા કાશ્મીર દેશની રાજ્યધાનીનું મુખ્ય સ્થળ છે, અને **જેલમ** નામની નદીના બન્ને બાજુના કિનારાપર જ શહેરની વસ્તીનો ઘણોખરો ભાગ હોવાથી, બન્ને કિનારાપર ખીચોખીચ ઘરોથી તે ભરપૂર છે. તે ઘરોની પછીતો બન્ને બાજુના કિનારા તરફ છેક પાણીને અડકેલી હોઇ તે પછીતમાં બારીઓ, જાળીઓ, ઝરૂખાઓ મૂકેલા હોવાથી નદીમાંના દેખાવો તેઓ જોઇ શકે તેમ છે. જ્યારે ઘરમાં પેસવાનું દ્વાર કેટલાક શહેરના જાહેર સડક જેવા રસ્તાઓમાં નાની નાની ગલીઓમાં કે તેવા જ મોહોલ્લાઓમાં હોય છે. એવી સગવડ પુરતી બાંધણીનું પાઘડીપને ૪ થી ૫ માઇલ સુધીની લંબાઇનું **હરિ** અને **શંકરાચાર્ય** એ બે પર્વતોની વચ્ચે, ને દરિયાની સપાટીથી ૫૨૩૫ ફૂટની ઉંચાઇએ તે શહેર આવેલું છે.

તેના મધ્યભાગમાંથી પસાર થતી જેલમ નદી તે ખાસ જાણે શહેરની મુખ્ય સડકના રસ્તાની ગરજ પુરી પાડે છે. નદીના પાણીના લેવલથી શહેરની જમીનની સપાટીની ઉંચાઇ ૧૮ થી ૨૦ ફૂટની છે. આ શહેરમાં નદીના બન્ને કિનારે લોકોના ઉપયોગને માટે ઠેકઠેકાણે પાકા પથ્થરના ઘાટો અને ડક્કા બાંધેલા

છે, તેમજ મંદિરો, મસીદો, **શહેરની મોટી** ઇમારતો, ઘરો, દુકાનો, ઑફિસો, બેંકો, કચેરીઓ વિગેરે પણ નદીના કિનારાઓપર જ છે. આ શહેરનું બીજું નામ **સૂર્યનગર** પણ છે. તેમાં એક લાખ અને ત્રીસહજાર માણસોની વસ્તી છે. આખા કાશ્મીરમાં આ શહેર સર્વથી મોટું અને આખા કાશ્મીર દેશના **કેન્દ્રસ્થાનરૂપ** દુનિયામાં જાણીતું, રમતગમત, બાગબગીચા, હરવા ફરવા અને મોજ મઝાનાં હરેક સાધનવાળું છે, એટલે વસંત ઋતુના સમયમાં તો આ શહેર અતિ રળીયામણું લાગે છે.

આખા કાશ્મીરમાં જ્યાં જવું હોય ત્યાં અત્રેથી જવાય છે, ને જવાનાં પૂરતાં સાધનો વિગેરેની સગવડો પણ અત્રેથી જ થઇ શકે છે. આ શહેરથી ઘણા માઈલોપર દૂર દૂર જોતાં, બરફાચ્છાદિત પહાડો ચારે બાજુએ આવી રહેલા નજરે પડે છે. શહેર જરા નીચાણની સપાટ જમીનમાં હોવાથી ગરમીમાં વિશેષ ગરમી અને ઠંડીમાં અતિશય ઠંડી પડે છે, છતાં ઉત્તમ સગવડ અને ચોકખી હવાવાળી માઇલો સુધીના વિસ્તારની સપાટ જમીનવાળી શહેરને વસાવા લાયકની જ આ જગ્યા છે.

કેટલાક આ શહેરની તુલના પાશ્ચિમાત્ય યૂરોપના **વેનીસ** નામના શહેર સાથે કરે છે, તેમજ કેટલાક યુરોપીઅન ગ્રંથકારો યૂરોપના **નેપલ્સ** સાથે તેની સરખામણી કરે છે, જ્યારે કેટલાક તેને **સ્વીત્ઝરલૅંડ** સાથે સરખાવે છે; તેમાં શ્રીનગરને **ફલોરેન્સ** શહેરની, ને જેલમ નદીને **ટેગ્સ** કે **આરનો** નદીની ઉપમા આપે છે. ઇસ્વીસન ૫૯ ની સાલમાં આ નગર રાજા **પ્રવરસેને** વસાવ્યું છે એમ કહેવાય છે, જ્યારે કેટલાકના કહેવા પ્રમાણે બૌદ્ધ ધર્મના રાજા **અશોકે** વસાવેલું હતું. કેટલાક કહે છે કે શ્રીનગરથી ૬ માઇલપર **પદ્રીસ્થાન** નામે જે સ્થળ છે ને જે હાલ ખંડીયેર જેવી હાલતમાં છે તે કાશ્મીર દેશનું શ્રીનગર વસાવ્યા પૂર્વેનું મુખ્ય રાજ્યધાનીનું શહેર હતું.

## જેલમ નદી ઉપરના પૂલો.

આ શહેરના મધ્યભાગે નદી હોવાથી જાણે તે બે ભાગમાં વહેંચાયેલું જૂદા બે ગામ જેવું જણાય છે, જેથી તે નદીની એક બાજુથી બીજી બાજુના વસ્તીવાળા ભાગમાં આવવા જવામાટે જેલમ નદીને તેની નેહેરો ઉપરના બધા મલીને ૧૩ પૂલો જુદાં જુદાં નામ આપી લાકડાના બાંધેલા છે. તેમાંના ૬ પૂલો તો તે જેલમ નદીમાં મળનારી નેહેરોપરના છે અને ૭ પૂલો જેલમ નદીના ખાસ મોટા વિસ્તારવાળા પટપર જ બાંધેલા છે. તેમાંનો પહેલો પૂલ **અમીરાકદલ,** બીજો **હવાકદલ,** ત્રીજો **ફતેહક-દલ,** ચોથો **જૈનાકદલ,** પાંચમો **અલીકદલ,** છઠ્ઠો **નવાકદલ,** ને સાતમો **સફાકદલ** કહેવાય છે. પૂલને કાશ્મીરી ભાષામાં **કદલ** કહે છે. અકબર બાદશાહના વખતમાં આ શહેરમાં એક બાજુથી બીજી બાજુ જવામાટે ફકત બે પૂલો જ હતા. તે પૂલો ઉપરથી ગાડીઓ, ઘોડા, મોટરો, ગાડાં ને પગે ચાલનારા મનુષ્યો વિગેરે બન્ને કિનારે જા આવ કરી શકે છે. શહેરના લોકો નદીના કિનારા ઉપર ફરવા જવું, નદીમાં ન્હાવું, દેવમંદિરમાં દર્શ-નાર્થે જવું, શિકારામાં બેસીને સેલગાહ કરવી, સારાં કપડાં પહેરીને શરીરને શોભાવવું, રાજ્ય દરબારમાં અને કોર્ટ કચે-રીમાં જવું, મહારાજા સાહેબને મુજરો કરવો, ને પોતાના ધંધા ઉપર જવું, એ વિગેરેમાં આનંદ માને છે. વળી આ સ્થળે લખવું જોઇએ કે અત્રે મેલું ઉપાડવાનું ભંગીનું કામ મુસ-લમાનો જ કરે છે.

## કાશ્મીરમાં રહેવાની ઋતુઓ.

અત્રે આવનારા મુસાફરો કાશ્મીરમાં મે માસની શરૂઆ-તમાં આવી, બે માસ શ્રીનગરમાં રહી, આજુબાજુની જોવા જેવી જગ્યાઓએ જોવા જાય છે. ને જ્યારે જુલાઇમાં શ્રીનગરમાં ગરમી પડે છે, ત્યારે ઠંડી હવાવાળા **ગુલમર્ગ, સુનમર્ગ, પહેલગામ, ગાંધારબલ** વિગેરે શ્રીનગરથી ઉંચાઇના સ્થળોએ જાય છે, ને

સપ્ટેમ્બરમાં શ્રીનગરમાં પાછા આવી, જોઇતો માલ ખરીદી, અક્ટોબરમાં અત્રેથી સ્વદેશ ચાલી જાય છે.

## શ્રીનગરના મુખ્ય રસ્તાઓ.

આપણા દેશમાં જેમ સડકો ઉપર ગાડી, ઘોડા, મોટર, સાઇકલ વિગેરેમાં બેસી દરેક સ્થળોએ જઇ શકાય છે તેમ કાશ્મીરમાં પણ જેલમ નદી અને તેના ફાંટાઓમાં પાણીરૂપી સડકો ઉપર હાઉસબોટ, ડુંગાબોટ, કે શિકારારૂપી ઘોડાગાડી કે મોટર મારફતે, બજારો, દુકાનો ને ઘરોના વસ્તીવાળા ભાગોમાં, ઘણા મોટા પ્રમાણમાં, એક સ્થળેથી બીજે સ્થળે ને એક કિનારેથી બીજે કિનારે જવા આવવાનો દરેક વહેવાર અત્રેના લોકો કરી શકે છે. શિકારા વિગેરે ફરવા માટે ભાડે મલી શકે છે, એટલું જ નહિ પણ જેમ આપણા દેશમાં માલ કે હરકોઇ સરસામાન ગાડાં, ખટારા કે લારીઓમાં ભરીને એક સ્થળેથી બીજે સ્થળે જમીનપર લઈ જાય છે તેમ, આ નદીમાં પણ માલ ભરવાની બોટોમાં રેલવેગાડીના વેગનની પેઠે સેંકડો ટન વજન ભરી, બોટો આ પાણીના રસ્તે લાવ લઇ જવાના ઉપયોગમાં લેવાય છે, તેથી યૂરોપમાં ઇટલી રાજ્યમાં આવેલા **વેનીસ** નામે શહેરમાં, નદી મારફતે જેમ જા આવ ને માલની આવક જાવક થઈ શકે છે તેમ, અત્રે પણ થઈ શકે છે. આ દેખાવ પહેલી જ વાર નજરે જોનારને અચંબો પમાડી ઘણી જ નવાઈભરેલો, અને તે ઉપરાંત ગમ્મત ઉપજાવનારો, આનંદદાયક લાગે છે. ઘણાખરા મુસાફરો તે નદી અને તે નેહેરોના પાણીમાં જ પોતે ભાડે લીધેલી હાઉસબોટ કે ડુંગાબોટમાં જ આનંદથી રહેવાનું પસંદ કરે છે.

તેમ છતાં, તે નદીની બન્ને બાજુએ વસેલી શહેરની વસ્તીના પ્રદેશમાં, મોટી બજારોની મોટી સડકો તેમજ બીજા રાહદારીના રસ્તાઓ પણ છે કે જ્યાં ગાડી, ઘોડા, મોટર, સાઇકલ કે પગે

ચાલીને પણ જઈ શકાય છે. તેમજ નદીની એક બાજુના કિનારાપરથી બીજી બાજુના કિનારે જવા આવવા માટે પ્રથમ કહેલા તે પૂલોનો પણ ઉપયોગ કરવામાં આવે છે. આ શહેરનો ત્યાંના વતનીઓની વસ્તીવાળો ભાગ દૂરથી જોવામાં જે મઝા પડે છે તેટલી તેની અંદર ફરવામાં પડતી નથી.

શહેરના રસ્તાઓ સાંકડા વાંકાચુંકા ને ગંદકીવાળા છે. ઘરની બાંધણી એવી ખોડવાળી હોય છે કે જેથીગટર વિગેરેના અભાવે આ ગંદકી કાયમની ઝામેલી જ રહે છે.

## હમામખાના બાબત.

અત્રે ઘણાંખરાં ઘરોને સંડાસ હોતાં નથી, તેથી જેઓને ત્યાં સંડાસ નહિ હોય તેઓ દરરોજ દિશાએ જવા માટે નદીના કેટલાક ઘાટોની આજુબાજુએ જ્યાં છૂટી પડતર જમીન હોય છે, ત્યાં દિશાએ જવા બેસે છે. વળી કેટલાકને ત્યાં સગવડ પુરતી ન્હાવાની પણ જગ્યાઓ હોતી નથી, તેમજ તેઓમાંના ઘણાખરા દરરોજ ન્હાતા પણ નથી, તેથી જ્યારે અઠવાડીઆમાં એકાદ વખત તેમને ન્હાવાની ઈચ્છા થાય છે, ત્યારે તેઓ ઘણાખરા નદીએ જ જાય છે.

જે ઘાટોપર છૂટી પડતર જગ્યાઓ નથી, અથવા જેઓ છૂટી જગ્યામાં બેસતાં સ્હેજ પણ શરમાય છે, તેવાં સ્ત્રીપુરૂષો તો ખાસ દિશાએ જવા કે ન્હાવાને માટે હમામખાનાનો જ વિશેષ ઉપયોગ કરે છે.

જેમ આપણા દેશમાં દિશાએ જવા માટે **સંડાસ**, ને નહાવા માટે **સ્નાનગૃહ** કે **બાથરૂમ** હોય છે, તેમ આ દેશમાં દિશાએ જવા ને ન્હાવા માટેનદીના કમ્મરપુર પાણીમાં લાકડાની બનાવેલી નાની નાની કોટડીઓવાળી જગ્યા હોય છે, તેને તેઓ **હમામખાનું** કહે છે, ને તેનાં નીચેનાં ચોકઠાંનાં દરેક લાકડાં પાણી નીચેની જમીનની અંદર સજજડ ઠાટી. દઈને મજબૂત બેસાડેલાં હોય છે, કે જેથી તે બીલકુલ હાલી શકતાં નથી.

આ હમામખાનું ૧૨ ફૂટ સમચોરસ છે ને તેની ચારે બાજુએ પાટીયાં જડી લીધેલાં હોય છે, તે પાણીના લેવલથી ૫. ફૂટની ઉંચાઈના મોટી પેટીના ખોખા જેવા ઘરના આકારનું હોય છે.

બાજુએ કિનારા તરફની ૧૨ ફૂટની લંબાઇના ચાર ચાર ફૂટના એમ ત્રણ વિભાગ કરી, તેમાંના વચલા ભાગમાં જવા આવવાનો રસ્તો રાખી, નદીના **મુખ** તરફના ભાગમાં દિશાએ જવા માટે ૧૨ ફૂટની પહોળાઈમાં ત્રણ ત્રણ ફૂટને અંતરે પાટીયાંના પડદા ભરી લઈને ૪ કોટડીઓ કરેલી છે, ને તેની બેસણી પાણીના લેવલથી ૬ ઈંચ ઉંચી હોય છે. નદીના **મૂળ** તરફ પણ તેવા જ માપની ૪ કોટડીઓ ન્હાવાને માટેની બારણા વગરની બનાવેલી હોય છે.

સ્ટેશનો ઉપર જેમ હારોહાર સંડાસની કોટડીઓ હોય છે તેવી જ ઢબની આ હમામખાનાની કોટડીઓ બનાવેલી હોય છે.

નદીના મુખ તરફની **કોટડીઓ**માં પગ મૂકવા માટે તે કોટડીઓમાં બન્ને બાજુએ પાટીયાં જડી વચલો ભાગ પાણી જણાય તેવો પોલાણનો રાખેલો હોય છે. આ કોટડીઓના ખુલ્લા બારણાવાળા ભાગને લૂગડાનો પડદો નાંખીને તેઓ તેમાં દિશાએ જવા બેસે છે અને વચલા બાકોરામાંથી મળ મૂત્ર સીધું વહીને પાણીમાં ચાલ્યું જાય છે.

નદીના મૂળ તરફની **કોટડીઓ** ફક્ત ન્હાવાના ઉપયોગમાં જ લેવાય છે, તેથી તે **કોટડીઓ**માં ખીલીયો લાકડાં મારેલી હોય છે, ત્યાં લૂગડાં ભેરવીને બારણાના ભાગને લૂગડાના પડદાથી ઢાંકી દે છે. કોટડીની અંદર એક બાજુએ ૯ ઈંચનું પાટીયું આડું જડેલું હોય છે, તેથી તેના ઉપર બેસીને, અથવા ત્યાં જ નદીના પાણીની અંદર ઉતરીને લોકો ન્હાય છે. જેથી પવનથી પડદો હાલતાં કે ખશી જતાં તેમની નગ્નસ્થિતિ ઘણી વખત શિકારામાં ફરનારાઓના જોવામાં આવે છે. તે છતાં તેઓ બીલકુલ

શરમાતાં હોય એમ લાગતું નથી. તેથી તેમની તેવી નિર્દોષતા જોઇ મુસાફરો તાજુબ થાય છે. આવી હમામખાનાની કોટડીઓ જેલમ નદીના બન્ને કિનારા ઉપર દરેક ઘાટે ઘણે ભાગે માલમ પડે છે.

શહેરમાં ઠેકઠેકાણે થતી ગંદકીથી ઘણી વખત કોલેરા જેવા ઉપદ્રવો પણ થાય છે છતાં તેનો ઉપાય કરવામાં આવતો નથી, પણ હવે દિવસે દિવસે કેટલોક સુધારો થતો જાય છે.

## ચાલતી ભાષા બાબત.

કાશ્મીરી ભાષા તદ્દન જુદી છે ને તે ઘણીખરી પરશીયન ભાષાને મળતી છે. કાશ્મીરી ભાષામાં આશરે ૪૦ ટકા પરશીયન અને તુર્કી, ૨૫ સંસ્કૃત ને પંજાબી, ૧૫ હિંદુસ્થાની અગર ઉર્દુ, ૧૦ અરબ્બી ને ૧૦ ટકા ટીબેટયન એ રીતે સો ટકાની તે ભાષા થયેલી છે; જેમાં હવે અંગ્રેજી ભાષાના પણ કેટલાક શબ્દો ઉમેરાયેલા છે. ખુદ કાશ્મીરી લખાણને **શારદા અક્ષર** કહે છે. અને તે લિપિ દેવનાગરી લિપિને મલતી છે. અત્રે જુદા જુદા પ્રાન્તોમાં થોડા થોડા ફેરફાર સાથે કાશ્મીરી ભાષા જ વપરાય છે, પરંતુ ઘણાખરા મોટા ગામોના જાણકાર લોકો હિંદુસ્થાની ભાષા સમજીને બોલી પણ શકે છે, જ્યારે કેટલાક હિંદુસ્થાની ભાષા થોડી ઘણી સમજી જ શકે છે. ગામડાઓમાં તો ફક્ત કાશ્મીરી ભાષા જ બોલવામાં ને સમજવામાં આવે છે. અત્રે રાજ્યનાં દફતરો **ફારસી ભાષામાં** જ લખાય છે. પ્રથમ આ દેશમાં ભૂર્જપત્રપર પુસ્તકો લખાતાં હતાં. તે ભૂર્જપત્રોપર લખેલા ગ્રંથો પાણીમાં ડુબાડવા છતાં પણ બીલકુલ બગડતા નથી, પણ તેમને જ્યારે વિશેષ ગરમી લાગે છે ત્યારે કાંઇક ખરાબ થાય છે.

## ઘરવર્ણન.

અત્રેનાં ઘરો ઘણાંખરાં લાકડાનાં જ બનાવેલાં હોય છે, દિવાલો પણ દેવદાર, અખરોડ કે ચીનાર વિગેરેના લાકડાની જ છે. કેટલાંક ઘરોના ઉપર હાઉસબોટનાં છાપરા જેવી લાકડાની

ચીપાટોનાં નળીઆં હોય છે. કેટલાંક ઘરો ઉપર ભૂર્જપત્ર પાથરી તેના ઉપર ૪ ઈંચ જેટલો માટીનો થર કરી લે છે. જેથી વરસાદનું પાણી ભૂર્જપત્રનેલીધે ઘરમાં આવતું નથી અને કેટલાક તો તેવા છાપરાઓ ઉપર ફૂલ, વેલાઓ, ભાજી પાલો પણ વાવે છે ને તે માટીના થર ઉપર પડતા ધુમ્મસ, બરફ ને ઠંડી હવાને લીધે વગર પાણીએ ઉગે છે, તેથી જોનારને રળીયામણા ને રોનકદાર બગીચા જેવાં લાગે છે.

કોઇ કોઇ ઘર કે બંગલા ઈંટો ને ચુનાથી ચણેલા હોય છે, પણ તેની દિવાલોને કફલાત કે પ્લાસ્ટર કરેલું હોતું નથી, તેમજ ઘણાખરા ઘરના લાકડકામને કે બારીબારણાંને રંગરોગાન પણ હોતો નથી, પણ તેમાં નમુનેદાર કોતરકામની ભરપૂર નકશી કરેલી હોય છે. પહેલા પૂલથી જેલમ નદીના ચઢતા પાણી તરફની બેંકો, ઑફિસો ને નદીના બન્ને કિનારે આવેલાં ઘરો વિગેરે પાકી બાંધણીનાં નવી ઢબનાં અને રોનકદાર છે, એટલું જ નહિ પણ જેમ પહેલા પૂલ પછી ઉતરતા પાણીએ કિનારા તરફ ઘરોની પછીતો જ્યારે છેક પાણીના લેવલને લાગેલી છે ત્યારે અત્રે કિનારા તરફ દરેક મકાનોના આગળના દ્વારવાળા દેખાવો આવી રહેલા છે. પરંતુ તે દ્વાર કંઇ પાણીના લેવલ નજીક નથી પણ ૧૫ ફૂટની ઉંચાઈના કિનારાપર ૮ ફૂટની સડક મૂકી તે પછી જ ઘરનાં કમ્પાઉન્ડ કે દ્વાર આવેલાં છે. યુરોપીઅન લોકો એજ લત્તામાં ઘણાખરા રહે છે, ને ઘણી સારી ઈમારતો ને રહેવા લાયક બંગલા પણ ત્યાં જ છે. બંગલાને **કોઠી** કહે છે.

પહેલા પૂલથી ઉતરતા પાણી તરફના ૪ થા પૂલ સુધીમાં પંડિતો ને મુસલમાન ગૃહસ્થોની કેટલીક સારી પાકી બાંધણીની ઇમારતો ત્રણ ચાર મજલાની છે, જેમાં ચોથે મજલે જોખમી કિમતી વસ્તુઓ ને જવાહીર રાખે છે, બીજે ને ત્રીજે મજલે પોતાને રહેવાની જગા હોય છે, ને ભોંયતળીએ સરસામાન ભરે છે. અત્રેનાં કેટલાંક પુરાતની ઘરોમાં કાશ્મીરનું જુનું અસલનું શિલ્પી કામ જોવા લાયક હોય છે.

ઘરની બાંધણી ઘણી મજબૂત કરતા નથી, પણ ધરતીકંપ વખતે ટક્કર ઝીલી શકે તેવાં હોય છે. ઘણેભાગે ઘરો લાકડાના બનાવવાનું કારણ પણ એજ છે કે શરદી ને ગરમી વખતે માણસનું સારી રીતે રક્ષણ થાય ને પડેલા બરફથી લાકડાની દિવાલોને લીધે ભીંતમાં ભેજ ન થાય તેવી ઢબનાં મકાનો ત્યાંની આબોહવા અને સગવડને અનુસરીને જ બનાવેલાં છે.

## ગામડાંનાં ઘરો.

ગામડાઓમાં ઘરો એકએકને અડકીને હોતાં નથી, ને ઘણે ભાગે છાપરાની જગ્યાએ ધાબું હોય છે. દરેક ઘરની પાસે કે પછવાડે જેમાં ફૂલ, કે ફળઝાડ હોય તેવો બગીચો હોય છે. ઘરમાં પુષ્કળ સામાન કે ફરનીચર બીલકુલ હોતાં નથી, ને ઘરની બાજુમાં કે સામી બાજુએ લાકડાનો બનાવેલો ગોળાકાર અનાજ ભરવાનો **કોઠાર** હોય છે. તેમાં ઉપરથી અનાજ નંખાય છે, ને તે બહાર કાઢવા માટે નીચે બાખા જેવું હોય છે તે દ્વારે કાઢી શકાય છે. ગામડીઆઓ ઘણે ભાગે કૂતરાઓ પાળે છે, જેથી તે ઘર ને ખેતીનાં રક્ષણ કરવાના ઉપયોગમાં આવે છે. ત્યાંનાં બનાવેલાં ઘરો ઉનાળાની ઋતુમાં બહુ જ રહેવા લાયક છે પરંતુ શિયાળામાં બહુજ અગવડ ભરેલાં છે. મોટાં શહેરોમાં કવચિત્ વિજળીની બત્તીઓ છે, ને કેટલેક સ્થળે ગ્યાસલેટના ને તેલના દીવા કરવામાં આવે છે. ગામડાઓમાં સદ્‌ગૃહસ્થોને ત્યાં તેલના દીવા હોય છે ને બાકીનાં લોકો પાઈન ને ચીડનાં લાકડાં સળગાવી દીવાના ઉપયોગમાં લે છે.

## આબોહવા.

દરેક દેશની સુખાકારીનો આધાર તેની હવા તથા પાણી ઉપર જ રહે છે. આ દેશની હવા ખુલ્લી, શીતળ, આરોગ્યદાયક ને આયુષ્યવર્ધક છે, એટલું જ નહિ પણ અત્રે વિશેષ ઠંડીના કારણે આ હવા ખાસ વિલાયતી હવાના જેવી જ લેખાય છે. તેજ

પ્રમાણે, પાણી પણ નિર્મલ, ઠંડું, સ્વચ્છ, અમૃત જેવું મીઠું, લોહના મિશ્રણવાળું, ભૂખને લગાડી પાચનશકિતને વધારનારૂં, પુષ્ટિકારક અને વીર્યવર્ધક છે, જેથી આ હવા અને પાણી એટલાં તો સરસ છે કે આખા્ દિવસમાં વારંવાર ખાવાની રુચિ થયાં જ કરે છે ને ગમે તેટલું ખાવા છતાં તે પચી પણ જાય છે.

અત્રેની ઠંડા પ્રદેશની હવા, મનુષ્યોની પાચનશક્તિને સુધારી, નીરોગી બનાવી, તાકાત આપી જીવનને વધારનારી છે, છતાં અત્રેના ઉચ્ચ પ્રદેશોની હવા તો એથી પણ ઘણી જ વિશેષ ઠંડી હોય છે જ્યારે અત્રેની નીચાણની ખીણોમાંના પ્રદેશોમાં તો સહજ ગરમી પણ જણાય છે. કેટલીક વખત ઝાકળ ને ઝીણો ઝીણો બરફ પણ ધુમ્મસની પેઠે પડે છે, ને તેવી સ્થિતિ શિયાળામાં વધારે થાય છે, જેથી ત્યાં વસતા મનુષ્યોને ભરશિયાળાની મોસમ તો સખત દુઃખદાયી લેખાવા છતાં તે નીરોગી હોઇ આયુષ્યવર્ધક ને આનંદદાયક જણાય છે. તે સમયે અત્રેના દેશનાં મનુષ્યો, “ **ગંગરી** ” નામની સઘડીમાં દેવતા ભરીને, બહાર ફરવા જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સાથે જ રાખીને, તેને ગળામાં ભેરવી, પેટની એક બાજુ તરફ લટકતી રાખે છે.

ઉનાળાની ઋતુ તો ત્યાંના ખુદ રહીશોને તેમજ ત્યાં આવનારા પરદેશીઓને ખાસ સ્વર્ગનાં સુખ સમાન, ને એશારામની વૃદ્ધિ કરનારી, અત્યાનંદદાયક લાગે છે.

માર્ચની ૧૫ મીથી જુનની ૧૫ મી સુધીમાં હવા બહુ ખુશકારક છે. જે સમયે અત્રેનાં ઘણાંખરાં ઝાડોને ફલ આવે છે તથા નવાં પાંદડાં ફૂટે છે તે સમયે, જ્યાં ત્યાં અત્રેની સૃષ્ટિસૌન્દર્યતામાં વિશેષ વૃદ્ધિ થઈ રહી આનંદદાયક લાગે છે. તેજ પ્રમાણે, સપટેમ્બરની ૧૫ મીથી ડીસેમ્બરની ૧૫ મી સુધીના દિવસો પણ ઘણા ખુશકારક ને સ્વચ્છ આબોહવાના હોય છે, જેથી તેની ખરી મોસમ (સીઝન) વખતે હજારો યુરોપીઅનો ને દેશીઓ તે હવાનો લાભ લેવાને તેમજ ત્યાંના સૃષ્ટિસૌન્દ-

યંની રચના જોવા માટે અત્રે આવે છે. એટલું જ નહિ, પણ યૂરોપને મલતી કે તેથી પણ વિશેષ સરસ હવા પાણીના સબબે, યુરોપીઅનોના મનને ગમતો સમય હોવાથી સીઝન વખતે તેમની સારી સંખ્યામાં હાજરી હોય છે.

જેમ જેમ તેના ઉંચા પ્રદેશોમાં જઇએ છીએ તેમ તેમ તેની હવા બદલાતી જઇ શરીર સુખાકારીને વધારે છે, અને તે હવાના બરનાં ત્યાં ભિન્ન ભિન્ન જાતિનાં પશુ પક્ષિઓ પણ નજરે પડે છે.

જેમની તબીયત અશક્ત ને નાદુરસ્ત હોય તેમને માટે આરામ મેળવી રોગમુક્ત થવાને આખા હિંદુસ્થાનમાં હવા ખાવાને માટેનાં જે સ્થળો છે તે સર્વે સ્થળો કરતાં અતિ ઉત્તમમાં ઉત્તમ હવા ખાવા માટે આ સ્વર્ગસમાન કાશ્મીરનું સ્થાન જ છે; એટલું જ નહિ પણ ક્ષયરોગ જેવા ભયંકર રોગોમાંથી પણ અત્રેની હવાથી ઘણાખરા લોકોનો બચાવ પણ થાય છે.

વળી જેઓને પુષ્કળ મહેનત કરવાથી જીર્ણજ્વર લાગુ પડયો હોય, કે મજ્જાતંતુનો વિકાર થઇ નબળાઈ થઈ હોય, કે જેઓની પાચનશકિત બગડેલી હોય તેવા માણસોને માટે પણ, ઔષધ કરતાં કાશ્મીરની આબોહવા જ રામબાણ ઉપાય છે.

વળી અત્રેની આબોહવામાં એક ચમત્કારી અજબ પ્રકારનો એવો ગુણ છે કે તબીયતમાં બગાંડો હોવાને લીધે, કે ગર્ભાશયના બગાડાના કારણે, કે ગમે તેવા ગુપ્ત દરદોની પીડાનાં કારણુથી જ સ્ત્રીઓ ગર્ભ ધારણ ન કરી શકતી હોય તેવી સ્ત્રીઓ પણ અત્રે ત્રણ ચાર માસ રહીને, શ્રીનગરથી પણ ઉંચી જગ્યાઓપર જઈને ઉત્તમ આબોહવામાં રહેવાથી, ગર્ભાશયના અનેક દરદોને દૂર કરી ગર્ભને ધારણ કરનારી **બાળકની માતા** બને છે, એવા ઘણા દાખલાઓ બનેલા છે. અને તેને માટે એક યુરોપીઅને પોતાના ગ્રંથમાં લેવું ખાસ લખેલું પણ છે.

અત્રે શ્રીનગરમાં જ્યારે જુલાઇ ને ઑગસ્ટમાં ગરમી પડે છે ત્યારે બરફ ઓગળવાથી જેલમ નદીમાં રેલ આવે છે. તે વખતે ગરમીના સબબે ત્યાંના વતનીઓ પણ શ્રીનગરથી ઉંચી ટેકરીઓની શીતલ હવા ખાવાને માટે ત્યાંના દૂરના મથકોપર જાય છે.

કેટલાક કહે છે કે સખત ઠંડીને લીધે અત્રે દારૂ પીવાની જરૂર પડે છે, તેમજ દરરોજ અત્રે ન્હાવું તે પણ જોખમ ભરેલું છે; પરંતુ તે વાત તદન જ ખોટી છે, કારણ કે ખુદ કાશ્મીરના વતનીઓ પણ કેટલાક એવા છે કે જેમણે જીંદગીમાં દારૂ પીધા નથી, અને નિયમિત સ્નાન પણ હંમેશાં કરે છે, એટલું જ નહિ પણ, હવે કેટલાક તો માંસ પણ ખાતા નથી, તેમ છતાં તેઓ સંપૂર્ણ તનદુરસ્તી ભોગવી ત્યાંજ જીંદગી સુધી રહી શકે છે. આ સ્થળે ઈશ્વરની અદ્‌ભુત ને અખૂટ રમણીયતાનો વરસાદ વરસી રહ્યો છે, જેથી હિંદુસ્થાનમાં આવા સુંદર પ્રદેશનો સમાવેશ હોવાથી ખરેખર હિંદુસ્થાન પૂર્ણ ભાગ્યશાલી દેશ જ લેખાય છે એમાં જરાએ શંકા કરવા જેવું નથી.

## દેશની કેટલીક જાણવા જેવી બીનાઓ.

અત્રે **સુફ** ને **શારદા** ગામે **લોઢાની ખાણો** છે. તેમજ **એશ** મુકામે **તાંબાની ખાણ** છે તે હાલમાં બંધ છે. તેમજ **ગજમાનસબલ** નામની પાણીની ઝીલ છે, ત્યાં **સોનાની ને હીરાની ખાણો** છે. તે નેહેર છેક ગજમાનસબલથી તે **સુનમર્ગ** સુધીના પહાડોમાં છે પણ તેને સરકાર તરફથી ખોદી કાઢવાનો હુકમ નથી.

**બારામુલ્લા** આગળ **ગ્યાસલેટના ઝરાઓ છે, ને પ્રતાપપુર તેહેશીલ**માં **બેરાદ** નામની એક જોવા લાયક **ગુફા છે.**

**શ્રીનગરની નજીકમાં નૌશેરા** નામનું સ્થલ છે. ત્યાં કાગળો બનાવવાનું સરકારી કારખાનું છે.

**પુતીહાર** પ્રાન્તમાં ચંદનનાં ઝાડો છે. **ચશાર** નામના

કસબામાં મુસલમાન ધર્મની **ગુરૂદાનની કબર** પૂજનીય છે.

નાગ કસબામાં **નીલનાગ** નામનો ચસ્મો છે. આ દેશમાં ખાટાં લીંબુ બીલકુલ થતાં નથી. **દેવપુર** પાસે પાણીનો વહેતો ચસ્મો છે. **હજન** ગામે સરકારી ઘોડાઓ રાખવાની **ઘોડાસર** છે. **અનંતનાગ તેશીલમાં, મરખ** નામનો ગંધકનો ચસ્મો છે, તેમાં કેટલીક વખત પાણીનો રંગ બદલાય છે. અત્રે એક ગુફા છે. તે **મેઘવાહન** રાજાએ બનાવી છે એમ કહે છે. તેમાં એક હિંદુમંદિર છે. **સુપીઆનથી** ૩૦ માઇલપર **કોશલનાગ** નામે સ્થલ છે, ત્યાં ટાંગામાં કે પગે ચાલીને જવાય છે, ને ત્યાંથી ૦ા થી ૦ાા માઇલની ઉંચાઇના . પહાડપરથી આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો જોવા લાયક અદ્ધર **પાણીનો મોટો ધોધ** પડે છે.

અનંતનાગ તેશીલમાં (મટન) કસબામાં સોના સરખા ચસ્માનું પાણી છે, અને તેજ તેશીલમાં **ત્રિસંધ્યા, પવનસંધ્યા** ને **રૂદ્રસંધ્યા** નામનાં **કુકનાગ**ની નજીકમાં **પ્રખ્યાત તીર્થો** છે.

આ તીર્થોનો અદ્‌ભુત ચમત્કાર છે એમ કહેવાય છે. કહે છે કે રૂદ્રસંધ્યાના ચસ્મામાં અમુક હદે જ્યારે પાણી જાય છે કે તેમાંનું તરત જ બધું પાણી ખાલી થઇ જાય છે. પાછું ફરીથી ભરાઇ તે હદે પાણી પહોંચતાં પાછું ખાલી થઇ જાય છે, એમ વારંવાર બને છે. ત્રિસંધ્યાના ચસ્મામાં સવારે, બપોરે ને સાંજે એમ દિવસમાં ત્રણ વખત જ પાણી ઉભરાય છે, ને તેવો બનાવ આષાઢ તથા શ્રાવણ માસમાં જ બને છે. બાકીના વખતમાં તે ઉભરાતું પાણી નરમ પડે છે. પવનસંધ્યાના ચસ્માનું પાણી પવનના સપાટા હોય તે વખતે જ તેમાં ઉભરાણ ચડે છે. બાકીના વખતમાં તે શાન્તપણે વહે જાય છે, એમ કહે છે. આ ત્રણે ચસ્મા હમે જાતે જોયા નથી કે હમો ત્યાં ગયા નથી, પરંતુ ત્યાંના જાણીતા માણસના કહેવાથી જ ઉપલી બીના લખી છે.

**હરનાગ** ને **કારકૂટ**નાં પાણીના ચસ્મા પાચનકારક છે. **કોગા** ગામે **કોનસલ** નામની **ઝીલ** છે.

**અવંતીપુર તેશીલે ખરૂ** ગામની પાસે **પહાડી ગુફા**

છે, જેમાં **વસિષ્ઠેશ્વર**નું મંદિર છે. અત્રે રંગબેરંગી **પથ્થરો છે.** ઉત્તર **મચ્છીપુરા તેશીલ બાંડીપુર** કસબામાં **વુલરલેકની ઝીલ** છે. રીંછના શિકારને માટે મોટું જંગલ છે. ત્યાં ઉંચી જાતના મૃગો છે. **કસ્તુરીમૃગ** પણ તેમાં હોય છે. **શારદા** ગામે હિંદુનું તીર્થ છે ને ત્યાં લશ્કર પણ રહે છે.

**બદ્રીનારાયણ**માં જેમ **ચીડ**ના ઝાડના વચલા ગર્ભનું **લાકડું દીવાની માફક બળે છે** તે પ્રમાણે, અત્રે **નશા** નામના લાકડાનો વચલો ગર્ભ દીવો કરવાના કામમાં આવે છે.

અત્રેની જમીનમાં ખોદતાં કેટલાક જૂના સિક્કાઓ ને બૌદ્ધનાં પુતળાંનાં કોતરકામો પણ નીકળે છે.

**સોપ** નામના સ્થલની નજીકના ડુંગરોમાં સીસું, તાંબુ, રૂપું, ને જેમાં ઘણી ધાતુઓનું મિશ્રણ છે એવી મિશ્ર ધાતુઓ, વિગેરેની ખાણો છે, પરંતુ તેને કાઢવાનો કોઈ ઉદ્યોગ કરતા નથી.

**કેસરનાગ** નામનું **સરોવર ફત્તેપંજાલ** નામના પર્વતની ઉત્તર તરફ છે. તે ૦ાા માઈલ લાંબું ને ૪૨૫ વાર પહોળું છે, જેમાં આસપાસનો બરફ પીગળીને પાણીરૂપે વહી આવે છે.

**ઉતીહારી** પ્રાન્તની ઉત્તર તરફ **હરથનત** આગળ **તાંબાની ખાણો** છે.

અત્રેના જંગલોમાં પુષ્કળ માંખ્યો હોવાથી **પહાડી મધ** પણ પુષ્કળ પેદા થાય છે.

## વિદ્યા બાબત.

આ દેશમાં **શારદા** નામે પ્રાન્તમાં **સરસ્વતીપીઠ** નામનું **મહાવિદ્યાલય,** વિદ્યાને માટે જગપ્રસિદ્ધ હતું. જેમ પ્રાચીન સમયમાં યુરોપમાં આવેલા **ગ્રીસ** અને ઈટાલી વિગેરે **દેશો** વિદ્યા અને હુન્નર ઉદ્યોગની કળામાં સુપ્રસિદ્ધ હતા તેમ, પૂર્વે કાશ્મીર પણ એશીઆ ખંડમાં સર્વ વિદ્યા ને હુન્નરકળામાં અગ્રસ્થાન ભોગવતું હતું; તેમજ, સંસ્કૃત ભાષાના અસંખ્ય ગ્રંથો કાશ્મીરમાં હાલ પણ મોજુદ છે, તેથી એમ અનુમાન થાય છે

કે પૂર્વે કાશ્મીર દેશમાં સંસ્કૃત ભાષાનો પુષ્કળ પ્રચાર હોવો જ જોઇએ.

## કાશ્મીરની બાર જાણીતી બાબતો.

(૧) **ટટ્ટુ**–ઘોડા, (૨) **પટ્ટુ**–કોટ બનાવવાનું કપડું, (૩) **ચટ્ટુ**–ખાંચણીઓ ને સાંબેલું, (૪) **શાલી**–ડાંગર, (૫) **શાલ**–દુશાલા, (૬) **શલગમ**–કરમ નામની ભાજીના શાકનો નીચેનો ગઠ્ઠો, (૭)**બાદી**–વાયુની બીમારી, (૮) **બાદ**–ગરમીની બીમારી, (૯) **બલગમ**–કફ બલખમની બીમારી, (૧૦) **કુસ**–વ્યભિચાર, (૧૧) **કીસ્તી**–શિકારા હાઉસબોટ, ને (૧૨) **કાંગડી**–ગંગરી કે સઘડી; એ બાર બાબતો માટે કાશ્મીર દેશ સુપ્રસિદ્ધ છે.

## કાશ્મીરીઓ માટે શેખશાદીનાં વચનો.

ફારશી ભાષામાં કાશ્મીરીઓ માટે કહેવત છે કે–" **કશ્મીરી બે પીરઅસ્ત, બે મુર્સદ અસ્ત, બીશીઆર દરોગો, કદરે કસમ, નમે દાણંદ.** "

ભાવાર્થ—કાશ્મીરી મુસલમાનોના કોઈ પીર નથી, ને હિંદુઓના કોઈ ગુરૂ નથી. કાશ્મીરીઓ કેટલાક બહુ જ જુઠ્ઠા હોય છે. તેઓ સોગન ખાવાની કદર જાણતા નથી, જેથી તે જુઠ્ઠા સોગન હંમેશાં ખાય છે, માટે તેમના સોગનપર ઇતબાર રાખવો નહીં.

**" ગર હોશીઆર અસ્તી, બર કસમ કશ્મીરી ઇતબાર મત્ત, મત કર ગર ઈતબાર કુની જીંદાએ દરગોરે, ઘોર મેદહી ડાલેગા. "**

ભાવાર્થ—જો તું હોંશીઆર હોય તો પણ તેઓના સોગનોપર બીલકુલ ઇતબાર કરીશ નહીં. ને જો તારી હોંશીઆરીપર મગરૂર રહી કાશ્મીરીઓપર વિશ્વાસ કરીશ તો તું જાણજે કે તને જીવતા જાગતાને પણ તેઓ કબ્બરમાં નાખશે.

તેને માટે કહે છે કે–એક વખત **શેખશાદી પીરે** જ્યારે કાશ્મીરની મુસાફરીમાં ઠેકઠેકાણે ફરતા હતા ત્યારે કેટલાક કાશ્મીરીઓ તેમને માન આપી નમનતાઈથી ઘણી મોટી મોટી

લાલચો, કપરા સોગનો ખાઇને આપતા હતા, છતાં તેમાં કાંઈ પણ સચ્ચાઈ નહિ હોવાથી તેઓને તેમાંના ઘણાખરા જુઠ્ઠા ને વિશ્વાસઘાતી જ માલુમ પડયા હતા.

તેમાંનો એક દાખલો એવો છે કે શેખશાદીને કેટલાએક કાશ્મીરીઓએ કહ્યું કે આપને ફરવાને હવા ખાવાની ઉત્તમ જગ્યાઓ હમો બતાવીએ, માટે હમારી સાથે આપ આવો.

આ ઉપરથી તેઓ તેમનાં વચન ને સોગનપર વિશ્વાસ રાખી સાથે ગયા, તો ત્યાં ઘોર જંગલમાં લઈ જઇ અસબાબ લૂંટી લઇ, વાઘ, વરૂ ને રીંછોથી વસાએલા તે જંગલમાં તેમને એકલાને મૂકી તેઓ નાશી ગયા. તેવાં જુઠ્ઠાં કારણો ઘણાં પોતાના જાણવામાં જ્યારે આવ્યાં ત્યારે જ તેમણે ઉપલી કહેવત કહેલી છે.

ઉપરની દંતકથા યા હકીકત સત્ય હોય એમ માની લઇએ તોપણ તેથી બધા કાશ્મીરીઓ દોષિત ઠરતા નથી. વળી, શેખશાદીના સમયને ઘણો વખત થઇ ગયો છે, ને જમાનો બદલાવા સાથે ત્યાંના લોકોના રીતરિવાજોમાં પણ ઘણો ફરક પડી ગયો છે, ને વખત જતાં ઘણો ફરક પડતો પણ જાય છે, તેમજ પરદેશીઓના સમાગમમાં પણ હવે તેઓને વધારે આવવું પડે છે, ને પરદેશ સાથેના વેપારનો પણ વધારો થતો જાય છે; તેથી હવે વધારે જુઠાણું નભી શકતું નથી, છતાં નોકરવર્ગ ને ફેરીઆઓ વિગેરે મતલબની ખાતર આપણા દેશના નોકરો ને ફેરીયાઓ વિગેરેના કરતાં વધારે જુઠું બોલે છે ખરા. જ્યારે કેટલાક સદ્‌ગૃહસ્થો ને વેપારીઓ અત્રે પણ પ્રમાણિક ને વિશ્વાસપાત્ર મારા અનુભવ પ્રમાણે મને માલુમ પડેલા છે, જેથી આ કાશ્મીર દેશના દરેકે દરેક માણસો માટે એવો ખરાબ અભિપ્રાય બાંધવો નહિ; તેમજ પૂરો અનુભવ થયા સિવાય, અજાણ્યા માણસનો પૂરેપૂરો વિશ્વાસ પણ કરવો નહિ.

## સૂચના.

જ્યાં જ્યાં **ચસ્માનું પાણી** પીવાનું મલતું હોય ત્યાં ત્યાં, તે દુરથી લાવવાનું હોય તો પણ ચસ્માનું જ પાણી પીવું.

ચસ્માનું પાણી ન મલતું હોય ને જ્યાં **નળ** હોય ત્યાં નળનું પીવું, કેમ કે **નળનું પાણી** મોટા ભરી રાખેલા તળાવોમાંથી 'ફ્રીલ્ટર' થઇને આવે છે; જેથી સ્વચ્છ હોય છે. જો એમાંનું કાંઇ પણ મળી શકે તેમ ન હોય તો જ, છેવટે **નદીનું પાણી** પીવું.

ચસ્માનું, નળનું કે નદીનું પાણી ગમે તેવું હોય તો પણ તેને લૂગડેથી ગાળીને પીવું. વરસાદથી અથવા બરફ પીગળીને આવતું હોવાથી નદીનું પાણી ડોળાયેલું હોય છે, માટે તે પાણીને ત્રણ ચાર કલાક ઠરવા દઈ, ગળીને જ પીવું.

જેને મુસલમાનનું રાંધેલું ખાવાનું ખપતું હોય તેને તેઓ રાંધી આપે છે. જેને તે ન ખપતું હોય તેણે રસોઇઓ લઈ જવો કે પોતાને હાથે જ રસોઈ કરવી. માંસાહારી સિવાયના બોટમાં રહેનાર મુસાફરોએ કિનારાપર તંબુમાં જ રસોઈ કરવી.

જ્યારે જ્યારે શ્રીનગરથી બહારના પ્રદેશની મુસાફરી કરવી હોય ત્યારે ત્યારે પહેરવા ઓઢવાનાં ગરમ લૂગડાં, બીસ્તરો, સુવાનો ખાટલો (ફોલ્ડીંગ ચૅર), તંબુ, ટટીનો તેમજ રસોઇનો નાનો તંબુ, તથા રસોઈ કરવાનાં પૂરતાં વાસણો, તેમજ જ્યારે જ્યારે બોટમાં એક ગામથી બીજે ગામ જવું હોય ત્યારે ત્યારે જેટલા દિવસો રસ્તામાં થતા હોય તેનાથી એક બે દિવસ વધારે ચાલી શકે તેટલી ખોરાકી ને સીધુસામાન સાથે લેવાં.

---

## અમારા ગુજરાતી ભાષાનાં જ્યોતિષનાં પુસ્તકો.

| | |
|---|---|
| **૧ લું જ્યોતિષ કલ્પતરૂ**—ગણિત વિભાગ. | રૂ. ૬-૦-૦ |
| **૨ જું જ્યોતિષ કલ્પતરૂ**—ફળાધીશ વિભાગ. | રૂ. ૫-૦-૦ |
| **૩ જું જાતકપારિજાત**—ફળાધીશ ગ્રંથ. | રૂ. ૫-૦-૦ |
| **૪ થું અન્ય વિષય સહિત મુહુર્તમાર્તંડ.** | રૂ. ૬-૦-૦ |
| **૫ મું ભૂવૈકુંઠગમન**—બદ્રીનારાયણની યાત્રાનું સંપૂર્ણ માહીતી આપનારૂં. | કિંમત રૂ. ૬-૦-૦ |

## દશ્ય ૮ મું.

## વેપાર, હુન્નર, ઉદ્યોગ, ખેતી, ખોરાક, સ્ત્રીઓના રૂપનું વર્ણન, ને દેશની પડતી થવાનું કારણ.

### દેશનો વેપાર અને હુન્નરઉદ્યોગ.



આ દેશના વેપારનું મુખ્ય સ્થાન **શ્રીનગર** છે, ને તેમાં ઘણો વેપાર થઈ શકે તેમ છે, પરંતુ અત્રેની પ્રજા પાસે ધન ને વેપારની પુરતી માહીતી નહીં હોવાને લીધે કોઈ પણ જાતનું નવું વેપાર ઉદ્યોગ કે હુન્નર-કલાનું સાહસ તેઓ ખેડી શકતા નથી. તેમજ, અત્રેના વતની-ઓમાંના થોડા પંડિતો, જમીનદારો ને કેટલાક શાહુકાર વેપા-રીઓને બાદ કરતાં, આખા દેશની પ્રજા અભણ, કોઈ પણ જાતનાં જ્ઞાન વગરની ને ઘણી ગરીબ સ્થિતિની છે, જેથી વેપા-રની વૃદ્ધિ અત્રે જોઇએ તેવી થઇ શકતી નથી.

અત્રેના કારીગરો ઘણા હુન્નરમંદ, આખો વખત કામ ઉપર મચ્યા રહેનારા, ને ઉત્તમ પ્રકારની કારીગરીમાં એવા તો અક્કલમંદ, હોશીઆર ને એક્કા છે કે તેમના જાણીતા હુન્નરમાં હિંદમાં તેઓની બરાબરી બીજા કોઇ પણ સ્થળનો કોઇ પણ કારીગર કરી શકે તેમ નથી. ખોદકામ, નકશીકામ, મીનાકારી-કામ, ઉન ને રેશમી લુગડાંનું શીવણ ગુંથણ, વણવાનું કામ, ને શિલ્પકળા, વિગેરે જાતજાતનાં કામો અજબ પ્રકારનાં હેરતભર્યા ઉત્તમ કરી શકે તેવા અત્રેના મુસલમાન વેપારીઓ ને કારીગરો છે.

આ દેશનો વેપાર જાપાન, યારકંદ, ટીબેટ, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન ને પંજાબ સાથેનો છે. કાશ્મીર દેશને જોઇતો ને બીજા દેશોમાં બનેલો માલ, જેવો કે સ્ટેશનરી, વાસણો, મીઠું, સાકર,

તમાકુ, ગાંજો, ગ્યાસલેટ, પેટ્રોલ્યમ, દવાઓ, કેટલીક જાતનાં બીઆં, મશીનો, મોટરો, હથીઆરો, ચામડાંઓ, દારૂઓ, કરીઆણું, સારા કાગળો, સુતરાઉ કાપડ, તાંબું, પીતળ ને બીજી ધાતુઓ વિગેરે પરદેશોથી આવે છે, જ્યારે કાશ્મીરમાં ઉત્પન્ન થયેલો માલ, જેવો કે ચોખા, ફળ, વનૌષધિ, જાતજાતનાં બીઆં, જમીનમાંથી નીકળતાં ઘણી જાતનાં કંદમુળીઆં, ચામડાં, ટોપલીયો, સાદડી, દોરડાં, ઈમારતી લાકડું, કેસર, શાલો, પસ્મીનાઓ, ગાલીચાઓ, ચાંદી ને લાકડા ઉપરનું કોતરકામ, રેશમી પલંગનું ને ટેબલનું કપડું, રૂમાલો, ચાદરો, ઉનનાં કપડાં, બીછાનું, કોટનું કપડું, લુઈ, કામળીઓ, ગલપટ્ટા, ટોપીઓ, મોજાં, ભરતકામ, પટુકામ, કલીનાપેપર, ચામડાની પેટીઓ, ઘોડાનાં જીન, લાકડાંની પેટીઓ, પડદા, કબાટ, ટેબલ, ટીપાઇઓ વિગેરે ને નકશી કામથી ભરપૂર બીજી પણ લાકડાની બનાવટો, ને દ્રાક્ષ, સફરજન્દ, વિગેરે ફળોનો બનેલો જુદી જુદી જાતનો દારૂ વિગેરે યૂરોપ ને બીજા દેશોને જરૂરીઆત પુરતો તે દરેક જાતનો માલ પરદેશ મોકલવામાં આવે છે. એ પ્રમાણે દરશાલ ૩.થી ૩ા લાખ પાઉંડનો માલ દેશાવર જાય છે, જેમાં ફક્ત દશલાખ રૂપીયાનું તો માત્ર લાકડકામ જ જાય છે.

શિયાળામાં શ્રીનગર જ્યારે બરફમાં દટાયેલું રહે છે ત્યારે આ હુન્નરમંદ કારીગરો તેઓના ઘરોમાં ઝળકતી વીજળીની બત્તીઓ કરી, આખો વખત ત્યાં જ બેસી, બારીબારણાં બંધ કરી, શાલ બનાવવામાં, તેમજ ચાંદીનું બારીક નકશીકામ ને અખરોટનાં ચીવટ લાકડાં ઉપરનાં કોતર કામની કારીગરી કરવામાં, પોતાનો સઘળો વખત ગુજારે છે. શહેરની વસ્તીનો ખરો ઉદ્યોગી લત્તો ને દરેક માલના વેપારી બજારો પહેલા પૂલથી ચોથા પૂલ સુધીમાં જ આવેલાં છે.

## શાલનો ઉદ્યોગ.

અત્રે શાલો ઘણી સારી બને છે. પસ્મીના પણ સરસ બને છે. તેનાં કેટલાંક અલૌકિક કારીગરીનાં કામો જોવામાં આવે છે.

શાલની બનાવટનું કામ, અમદાવાદી કે સુરતી કીનખાબના કામને લગભગ મલતું આવે છે. અત્રેની શાલ બનાવવાનો ઉદ્યોગ સન્ને ૧૪૦૦ માં શરૂ થયો છે, ને હાલમાં તો તે આખી દુનિયામાં જગજાહેર ને જાણીતો થયો છે.

શાલના પાલવને છેડાઓની કિનારીઓમાં તરેહતરેહના વેલબુટ્ટા ભરેલાં નકશીદાર કામો અત્રે ઘણાં જ સરસ થાય છે. તેમજ, પટુક્લૉથ વિગેરે ઉનનું કપડું પણ મોટા પ્રમાણમાં થાય છે. ને તે કંઈક સસ્તું પણ છે, જ્યારે કેટલુંક ઉંચી જાતના ઉનનું કાપડ ટીબેટ પ્રદેશમાંના લદાક શહેર તરફથી આવે છે. જેમ કુમાસદાર ને ઝીણું બનેલું કપડું હોય તેમ તેની કિંમત પણ વધારે હોય છે. યુરોપીઅનો પણ નવાઇની ખાતર અત્રેનો ઘણો માલ ખરીદી યૂરોપ લઈ જાય છે.

ઉંચી જાતની શાલો, રૂ. ૧૦૦ થી રૂ. ૧૦૦૦ સુધીની એક એ ભાવે મળી શકે છે, તેમ કવચિત્ તેથી વધીને અત્રે પાંચ હજાર રૂપીઆની પણ એક શાલ બની શકે છે. હાલમાં પણ તેવી મોંઘી શાલો બનાવી શકે તેવા કારીગરો છે, ને તે ઉંચી શાલો બનાવવાને માટે ટીબેટના ચારકંદથી ઘેટાંનું લાંબા, સુંવાળા, રેશમ જેવા, પાતળા, ઝીણા ને ચળકતા વાળવાળું ઉન આવે છે. કાશ્મીરનાં ઘેટાંનાં ઉનથી તેવી ઉંચી શાલો બની શકતી નથી, જેથી તે ઉનની થોડી કિંમતવાળી હલકી જ શાલો બને છે. તે સિવાય ચોગે, ચાદર, મલીદા, નમદા, ટેબલ કલૉથ, પલંગ કલૉથ, પટુ, કોટનું કપડું, લુઇ, કામળા, ગલપટ્ટા ને ટોપીઓ પણ ઉનનાં અત્રે બનાવે છે, ને થોડી મજુરીમાં તે કામ કરે છે, પણ હાલમાં શાલનો ધંધો ઓછો ચાલતો હોવાથી કેટલાક ગાલીચા વણવાનું કામ પણ કરે છે. આશરે ૧૩ થી ૧૫ લાખ રૂપીઆની શાલો દરવર્ષે કાશ્મીરની બહારના દેશાવરોમાં વેચાતી હશે એમ કહેવાય છે.

કાશ્મીરમાં બનતી શાલોમાંની ૭૫ ટકા ફ્રાન્સમાં, ૮ ટકા

અમેરિકામાં, ૮ ટકા હિંદુસ્થાનમાં, ૪ ટકા ઇટલીમાં, ૨ ટકા રશિઆમાં, ૨ ટકા ઈંગ્લાંડમાં, અને ૧ ટકો બીજા દેશાવરોમાં જાય છે, ને તે શાલો વેચવાને માટે યુરોપના લંડન શહેરમાં તેનો મુખ્ય એજંટ પણ છે.

હાલમાં પણ જો પરતી કિંમત આપી ઑર્ડર આપવામાં આવે છે, તો ગ્રાહકોને મનપસંદ માલ ખાત્રીપૂર્વક બનાવી આપે છે. પણ તે લોકોનો વાયદો સાચો હોતો નથી જેથી વખતસર કામ મલી શકવું મુશ્કેલ થાય છે. ઉંચી જાતની શાલો ધોવાનું કામ ચસ્મેશાહી કે ડલસરોવરને કિનારે **બદમ્રગ** નામે ગામડું છે ત્યાં થાય છે. શાલો વેચનારા દુકાનદારો ઘણાખરા **મહારાજગંજ**ના ચોકવાળા બજારમાં છે.

## ચાંદીકામ.

જેલમ નદીના બીજા પૂલથી ત્રીજા પૂલ તરફ જતાં ઉતરતા પાણીએ ડાબા હાથ તરફના કિનારાપર, ચાંદી, સોના ને લાકડાનું કોતરકામ, ને કાગળપર ચિત્રકામ કરનારા ને વેચનારાઓનાં સ્થળો છે. આ પ્રજા ગરીબ ને અભણ હોવા છતાં રૂપા ને તાંબાનાં વાસણોપરનું નકશીનું કોતરકામ કચ્છના કામને મલતું કરી શકે છે, ને તે એટલું સફાઇદાર ને ઉત્તમ કારીગરીથી ભરપૂર કરે છે કે આપણે તે જોઇને તાજુબ જ થઈ જઇએ છીએ. એકે એક કોતરકામથી કાઢેલી આકૃતિઓ ને ડીઝાઇનો કાઢવામાં કાંઇ પણ મણા રાખતા નથી, તેવા ચાંદીનાં નકશી કામોપર સોનાનો ઢાળ ચઢાવે છે, તેમજ તેવી જ તાંબાની કરેલી નકશીપર ચાંદીનો ઢાળ પણ ચઢાવે છે.

દરતોલે બે આનાથી એક રૂપીઆ સુધીનો હલકો કે ભારે કારીગરીના પ્રમાણમાં મજુરીનો દર લે છે. વખણાયેલું કચ્છ કે દીલ્હીનું નકશીકામ આની આગળ કાંઈ પણ વિસાતમાં નથી. કોતરકામની માફક ચાંદી ઉપર મીનાકારી કામ પણ જેપુરની માફક બહુ વખાણવા લાયક અત્રે બનાવી શકે છે. તેમજ, ચાંદી પણ વધારે ચોકખી, અને મજુરીમાં સસ્તું ને સારૂ હોવાથી,

મુંબઇમાં મોટી મોટી નામીચી દુકાનોમાં વેચાતું ચાંદીનું તરેહ તરેહનું કોતરકામ, કાશ્મીરથી જ મંગાવેલું હોય છે, ને તેનું મથક ત્રીજા પૂલ નજીક ને મહારાજગંજ (બજાર મારકેટ) માં છે, જ્યાં તે તૈયાર પણ મળે છે.

## જંગલોના લાકડાંનો વેપાર.

કાશ્મીરમાં જંગલો પણ ઘણાં ને જાણીતાં છે, ને તે જંગલોમાં જાતજાતનાં ગીચોગીચ અસંખ્ય ઝાડો વગર ઉછેરે કુદરતી રીતે જ ઉત્પન્ન થયેલાં હોય છે. તેમાં મુખ્ય દેવદાર, અખરોટ, ચીડ ને પાઇનનાં ઝાડો, સાગના લાકડા જેવાં લંબાઇમાં વધારે ને મજબૂત હોય છે. તે ઘર બનાવવાના ને કોતરકામનું ફરનીચર વિગેરે બનાવવાના ઉપયોગમાં લેવાય છે. ઘણે ભાગે તેની રેલ્વે સ્લીપરો બને છે. ઉનાળામાં તેને જંગલોમાંથી કાપી લાવી, તેના ત્રણથી ચાર ફૂટના ટુકડા બનાવી, તેને વહેરાવી, નાની નાની રેલ્વે સ્લીપરો બનાવે છે. તેમજ વળી એક ફૂટના કંપાસના ઘેરાવા જેટલી જાડાઇ સુધીના પણ ગોળ ત્રણ ચાર ફૂટ જેટલા કટકા કરે છે. ત્યારબાદ જ્યારે ઉનાળામાં પહાડોપરથી બરફ ઓગળી નદીઓમાં પૂરની માફક પાણી આવે છે. તે વખતે તે લાકડાંને તે નદીઓના પાણીમાં નાખે છે, જેથી તે તરતાં તરતાં શ્રીનગરમાં આવે છે, ત્યાં ખપ પૂરતાં લાકડાં કાઢી લઇ વધારાનાં જે લાકડાં હોય છે તેને પાછાં જેલમ નદીમાં નાખે છે, તે છેક પંજાબમાં આવેલા જેલમના પૂલ પાસે તે લાકડાં તરતાં તરતાં ચાલ્યાં જાય છે. ત્યાં જતાં તે લાકડાં કાઢી લઇ તેનું વેચાણ કરે છે.

## પેપરમશી નું કામ.

આ ચીજો જાતજાતની ઘણીજ સુંદર ને તરેહવાર બને છે, ને તે કાગળ જેવા તદ્દન પોચા લાકડાની બનાવેલી ચીજો હોય છે. મીનબત્તી રાખવાનું સ્ટૅન્ડ, બાંલવાંજ, ઇલેકટ્રીક બત્તી રાખવાને ટેબલપરના લૅમ્પો, રમકડાંઓ ને ઘર શણગારના સામાનો હોય છે, ને તે દરેકપર રંગ ચઢાવી, તેમને સુદર શોભાયમાન કરેલાં હોય છે.

## લાકડકામ.

અત્રેનું સુતારનું લાકડાનું કોતરનું નકશીકામ ને રંગીતકામ એ હુન્નરો પણ વખાણવા જેવા છે. બંદુકનું પાછળનું લાકડું ગનસ્ટૉક્ષ, ફરનીચરને લગતું કામ, જેવું કે દાબડાઓ, લાકડાની નાની ટીપાઇઓ, ટેબલો, પેટીઓ, કબાટો વિગેરે અસંખ્ય જણસો તરેહતરેહની નકશી કે જાતજાતની કારીગરીની કે સાદી રંગીન નકશીવાળી, તેમજ ઘણી જાતના રંગોથી રંગેલી જાતજાતની ચીજો, આપણને હેરત પમાડે તેવી કારીગરીનાં કામોથી ભરપૂર બનેલી હોય છે, કે જે જોતાં જ દીલ ખુશ બની જાય છે. એ બધી ચીજો બનાવવા માટે દેવદાર કે અખરોડના લાકડાને સીઝનવુડ, ઋતુને અનુકૂળ આવે તેવું બનાવી તેને કાળાશ પડતો રંગ આપવા માટે તે લાકડાને ધૂમાડાનો પાશ આપે છે. તેમજ, કેટલીક જાતનાં ઝાડોની છાલોથી લાકડાને રંગવાનું ને ઢોળ ચઢાવવાનું કામ પણ અત્રે થાય છે. વળી મોઘી કિંમતના સુખડનાં લાકડાંપર પણ તેવું જ કામ કરે છે. કેટલીક વસ્તુઓને શાલના છેડાઓની પેઠે ગુંથીને ફૂલો, ફૂલઝાડો, દ્રાક્ષના વેલાઓ ને દ્રાક્ષનાં લચી પડતાં લુમખાંઓ, વેલબુટ્ટાઓવાળી જાળી, બારી, બારણાં, પડદા, વિગેરે કમાડમાં આરપાર જાળી પાડીને કરેલું કોતરકામ, અખરોડના લાકડાપર એક એક ફૂલની કળી ને રંગનો શેડ વિગેરેના મનપસંદ ચિત્તાકર્ષક દેખાવો, તેઓ સરસ આબેહૂબ કુદરતી રંગને મળતા જ ચીતરે છે. એમ છતાં થોડાં, સાદાં, દેશી હથીઆરોથી યૂરોપ અમેરિકાના ઉત્તમ કારીગરોનાં કામને પણ ટક્કર મારે એવાં આ કારીગરો આશ્ચર્યકારક ને હેરતભર્યાં ઉત્તમોત્તમ કામો કરી દેખાડે છે, ને તે કામો સસ્તાં પણ હોય છે, જેથી જોનાર મુસાફરનું મન તે લેવા લલચાયા વિના રહેતું જ નથી, જેથી કેટલાક યુરોપીઅનો પણ આ સુતારી કારીગરીનાં કરેલાં નકશી કામોની જાતજાતની વસ્તુઓ યૂરોપમાં પણ લઇ જાય છે. એટલું સરસ કામ હોવા છતાં

તે સુતારી કામના ઘણા સારા કારીગરોની પણ જોઈએ તેવી સારી કદર ને પ્રસિદ્ધ થઈ નથી તે દેશનું દુર્ભાગ્ય છે.

## વહાણ બાબત.

અત્રે બોટો બનાવવાનો ઉદ્યોગ પણ વખાણવા જેવો છે. કાશ્મીરના સુતારી કામના કારીગરો લાકડાના કોતરકામમાં હોંશીઆર હોવાથી અત્રે હાઉસબોટો બનાવવાનો ઉદ્યોગ ધમધોકાર ચાલે છે. આ બોટો માણસોને ઘર કે બંગલા માફકની રહેવા લાયકની પૂરતી સગવડવાળી હોય છે. હરવા ફરવા જવાના શિકારા વિગેરે તેમજ માલ લઈ જવા લાવવા માટે ૨૫ થી ૩૦ ટન વજન ઉપાડી શકે તેવી બોટો પણ તેઓ અત્રે જ બનાવે છે. જો તેમને પૈસાની મદદ ને સારી જોઇતી સગવડો કરી આપે તો તેઓ ઘણી જ સરસ બોટો બનાવી દેશને ઘણો મોટો ફાયદો કરી આપે તેમ છે.

## રેશમનો ઉદ્યોગ.

આ દેશમાં રેશમના મોટા પ્રમાણમાં કીડા ઉછેરે છે ને તેની જ પેદાશનું રેશમ અત્રે બને છે, ને તે ઉદ્યોગ હજારો વર્ષોનો પુરાતની છે, ને તેમાં હાલ કેટલોક સુધારો પણ થયો છે.

## રેશમના કીડાનો ઉછેર.

હાલમાં રેશમના કીડાનાં ઈંડાંઓ દરવર્ષે ફ્રાન્સ ને ઈટલીથી આવે છે, ને ઠંડીના વખતમાં શ્રીનગરની આજુબાજુના ગામડાઓના ખેડુતોને સરકાર તરફથી તે તદ્દન મફત ઉછેરવા માટે આપવામાં આવે છે, ને ખેડુતો તે ઈંડાંઓપર સેવણ બેસાડે છે. તેમાંથી પાંખોવાળા કીડા થતાં, (શેતુર) મલબેરીનાં લીલાં પાંદડાંઓના ખોરાકપર તેમને ઉછેરવામાં આવે છે. તે મોટા થતાં પોતાના મોઢાની કાઢેલી લાળના તાર એટલે રેશમના દોરાથી પોતાની આજુબાજુ ફરતા વીંટાળી વીંટાળીને ખારેકના જેવડી ઈંડાકૃતિના જેવી કોકડી તૈયાર કરે છે. તે કોકડીની અંદરની બાજુ તે જીવતો કીડો પણ હોય છે. તેવી તૈયાર થયેલી કોક-

ડીને **કોશેટો** (એટલે રેશમના તારની કોકડી) કહે છે, ને તે કોશેટાઓને ખેડુતો મોટા કપડાના થેલાઓમાં ભરી પોતાની પીઠપર ઉંચકી શ્રીનગરમાં આવેલી રેશમની ફેક્ટરીમાં લઈજઇને સરકારે નીમેલા ભાવે વેચી જાય છે.

## શેતુરના ઝાડનો ઉછેર.

જેમ રેશમનાં ઈંડાં ખેડુતોને સરકાર મફ્ત ઉછેરવા આપે છે તેમજ તેના ખોરાકને માટે શેતુરના ઝાડના નાના રોપાઓ પણ ઉછેરવા માટે મફ્ત આપે છે. તે ઝાડોપર સરકાર પણ ખૂબ દેખરેખ રાખે છે, ને તેને માટે ખાસ એક સુપરીટેન્ડેન્ટ રોકવામાં આવ્યો છે, જે હરકોઇ વખતે હમેશાં ખીણોમાં જઈ ઝાડોની તપાસ લે છે, ને તે પર દેખરેખ રાખે છે, ને ઝાડો કરમાઇ ન જાય તેની પૂરતી સંભાળ રાખે છે. સરકાર તરફથી મોટી મોટી ખીણોના લાંબા વિસ્તારમાં આ ઝાડો અસંખ્ય ઉછેરેલાં જણાય છે, ને ખેડુતો પણ તે ઝાડોને પોતાની માલીકીની જમીનોમાં મોટા પ્રમાણમાં ઉછેરે છે.

## રેશમની બનતી વસ્તુઓ.

અત્રે રેશમનું જાતજાતનું કામ બને છે, જેવું કે રેશમની સાડીઓ, ફ્રાક, પોલકાં, ચણીઆ, પલંગ કલૉથ, ટેબલ કલૉથ, રૂમાલ વિગેરે તે પર રેશમનું ભરતકામ પણ તરેહતરેહવાર વેલબુટ્ટાઓનું, જાતજાતના રંગનું, પશુ પક્ષિઓના આબેહૂબ ચિત્રો સહિતનું મનપસંદ ને કિંમતમાં કંઈક સસ્તું અત્રે થાય છે. તેમજ કસબનું, ઝીકનું, આરીનું ભરતકામ પણ જાતજાતનું, તરેહવાર થાય છે, ને તેમાં દિનપ્રતિદિન સુધારો વધારો થતો જાય છે, તેથી હવે આવી ઉંચી જાતનો માલ પણ ઑર્ડર આપવાથી બનાવી આપે છે.

## રેશમની જંગી ફૅક્ટરી.

ત્યાં રાજ્યની માલીકીનું એક મોટું **રેશમનું કારખાનું** ( ફૅક્ટરી ) છે. તે રામબાગના રસ્તા ઉપર ફ્લડચૅનલની પાસે

અમીરાકદલથી આશરે ૧ માઇલપર છે. તેમાં સારા ઈજીનીયરો, ને રેશમ બનાવનાના કામના પુરા અનુભવીઓને રોકી, ઉંચી જાતની મશીનરીથી સુધરેલી ઢબે કામ કરવામાં આવે છે. તેમાં હરરોજ આશરે ૩ હજાર માણસો કામ કરે છે. પ્રથમ આ ફૅકટરીમાં વપરાતા સાંચાઓ કાશ્મીરમાં જ બનાવેલા વપરાતા હતા, તેથી નફો જુજ થતો હતો. તેમાં હાલ સુધારો કરી મશીનરીનું દરેક સાંચાકામ ને તેને લગતાં જોઈતાં વાસણ વિગેરે ચાલુ જમાનાની છેલ્લી સુધરેલી રીત પ્રમાણેનાં ઇટલીથી મંગાવેલાં હોવાથી, માલની જાત સુધારવા ઉપરાંત વિશેષ રદ્દી માલ ન જવાથી ને વધારે જલદી કામ થવાથી, પ્રથમ કરતાં ઘણો સારો નફો મેળવાય છે છતાં હજુ પણ કેટલુંક કામ હાથથી પણ કરવામાં આવે છે. દુનિયામાં મોટામાં મોટી રેશમની ફૅકટરીઓમાંની આ એક છે, કે જેમાં દરવર્ષે આશરે ૧૫૦૦૦ મણ સારી જાતનું કાચું રેશમ કઢાય છે, ને તે માલ બહાર દેશાવર ખાતે વેચાય છે, ને તેથી કાશ્મીર રાજ્યને દરવર્ષે મોટો નફો થાય છે.

અત્રે પણ ખાસ કીડાને ઉછેરવાનો જુદો જ વિભાગ રાખેલો છે, ને તે કીડાઓની પૂરતી કાળજીથી સંભાળ લેવામાં આવે છે. નબળા પડેલા રોગી કીડાઓની દવા કરવાને અત્રે **દવાખાનું** પણ રાખેલું છે. ત્યાં દવા કરી કીડાઓને થતો રોગ મટાડવામાં આવે છે. પ્રથમ ખરીદેલા કોશેટાઓની હલકી જાતના રેશમ આપનારા ને ઉંચી જાતના રેશમવાળા કીડાઓની પરીક્ષા કરી, તેને નોખા પાડી તેઓની જૂદી જૂદી જાતો તારવી, તેના જૂદા જૂદા ગુદામો ભરે છે. જ્યારે તાર કાઢવા તેમને ચરખાપર ચઢાવવાનો સમય આવે છે ત્યારે તેમને બાફ આપવામાં આવે છે; ને પછી તેમને ખળખળતા ઉના પાણીમાં નાખી ફોગાવા દઇને નરમ બનાવી, એક બ્રશ જેવું લોખંડના તારનું હથીયાર ગરમ પાણીના વાસણમાં નાખી ખુબ હલાવે છે, જેથી રેશ-

મનો તાર તે બ્રશમાં ભરાઇ જાય છે. તે ભરાયેલા તારોવાળી કોશેટાની કોકડીઓ પછી ગરમ પાણીના વાસણમાંથી બહાર કહાડી તેમાંના છુટા પડેલા તારોને શોધી કહાડી ફરકડીઓ ઉપર ચઢાવી, વિજળીથી ચાલતા મશીનોમાં કંતાયા પછી તે રેશમની આંટીઓ તૈયાર કરે છે. આ ફૅક્ટરીમાં ફક્ત આંટીઓ જ તૈયાર થાય છે, પણ વણવાનું કામ કરવામાં આવતું નથી.

આ વિશાળ ફૅક્ટરીવાળા કમ્પાઉન્ડના મધ્યભાગમાં એક **પાવરહાઉસ** છે. ત્યાં એક મોટા વિશાળ મકાનમાં સેંકડો મનુષ્યો પાંચ કોશેટામાંથી પાંચ તાર લઇ તેને ચરખાપર ચઢાવીને તે આખા કોશેટાપરનો રેશમી તાર ઉકેલીને તેને ચરખાપર વીંટાળીને આંટીઓ બનાવે છે. તે કમ્પાઉન્ડમાં વચગાલે જવા આવવાનો ૬ ફૂટનો રસ્તો રાખીને બન્ને બાજુ હારબંધ ગોઠવેલા સાંચાઓથી ચાલતા દરેક ચરખાએ ત્રણ ત્રણ માણસો કામ કરતા હોય છે. એમ સેંકડો મનુષ્યો કોશેટાના તારમાંથી રેશમ કાઢી આંટીઓ તૈયાર કરવાનું કામ કરે છે. આ કામ જોતજોતામાં કોશેટામાંથી રેશમનો દોરો કાઢવાની, તે દોરાને સાંધવાની, ચરખાઓ ચલાવવાની, વિગેરે તે કામ કરનારા કારીગરોની ચપળતાપૂર્વક અતિઝડપી દેખાતી કાર્યદક્ષતા આપણને હેરત પમાડે તેવી છે. આ ફૅક્ટરી જેલમ નદીના પ્રવાહથી ઉત્પન્ન થતી વીજળીના બળથી ચલાવવામાં આવે છે.

બીજી તરફ, રેશમની જાત ને કિંમત નક્કી કરવાનું, રેશમની આંટીઓનાં બંડલો બાંધવાનું ને તેની પેટીઓ ભરવાનું કામ થાય છે. એક વિશાળ ઓરડામાં ( રેશમના કોકડાવાલા કીડા ) કોશેટા નોખા પાડવાનું ખાતું છે, ને છેક છેવટના ભાગમાં કોશેટા રાખવામાટે માલ ગુદામો છે; તેમજ કોશેટાના તારો ચરખાપર ચઢતાં તે સહેલાઇથી ઉકલે તેથી તેમને બાફ આપવા માટેના યાંત્રિક બળથી ચાલતા બૉયલરો ને તેના ઉપયોગનાં મોટાં વાસણો પણ છે. આ ફૅક્ટરીમાં ૭૨-

સાલ લગભગ બે લાખ રતલ રેશમ નીકળે છે, ને તેનો મોટો ભાગ તો રેશમના તારની આંટીઓ બનાવી તેને યુરોપ મોકલવામાં આવે છે. બાકીનું અત્રે જ વપરાય છે, ને તેથી કાશ્મીર મહારાજાને દરસાલ ઘણો મોટો નફો થાય છે.

## રેશમી લૂગડાં વણવાનું કારખાનું.

આ કારખાનાનો પાછલો ભાગ **ટેંકીકદલથી** જતી, ઉતરતા પાણીએ ૦ાા માઇલપર, નહેરના કિનારાપર આવેલો છે; જેથી શિકારામાં બેસીને ત્યાં જઈ શકાય છે. તેમજ **અમીરાકદલથી** મહારાજગંજ તરફ જતાં સડકને રસ્તે તેના આગલા ભાગના કમ્પાઉન્ડમાં થઈને પણ ત્યાં જવાય છે.

આ કારખાનું સારૂં ચાલતું હતું, પણ તે સને ૧૯૨૪ ના અરસામાં આગ લાગવાથી બળી ગયું છે; છતાં, હાલમાં રેશમી સાડીનું કાપડ, રેશમી રૂમાલ, ફેંટા વિગેરેનું વણાટ કામ કરવામાં આવે છે. રૂમાલ વિગેરે રેશમી કાપડ ત્યાં વેચાતું પણ મળે છે. તેમજ, રેશમને રંગવાનું, ધોવાનું ને તેને વિશેષ નરમ, સુંવાળું ને ચળકાટવાળું પણ બનાવવામાં આવે છે. આ સિવાય કેટલાક વણવાનું કામ કરનારા કારીગરો તે રેશમની જાતજાતની ચીજો બનાવે છે, ને તેનો ખપ પણ દિનપરદિન વધારે થતો જ જાય છે.

## ઉનના ગાલીચા વણવાનું કારખાનું.

આ રેશમના કારખાનાથી ૨૦૦ ફૂટ દૂર મહારાજગંજ તરફ જતી સડકે ગાલીચા વણવાનું કારખાનું છે, જેમાં તરેહ તરેહની ડીઝાઈનના હલકા તેમજ ભારે ઉનના ગાલીચા બનાવવામાં આવે છે. તેમાં ફક્ત આગળનો ભાગ જ્યાં થોડા માણસો કામ કરે છે, ત્યાં જોવાને જવા દે છે, પણ ઓળખાણવાળા કે લાગવગવાળાઓને જ તે બધું કારખાનું બતાવવામાં આવે છે.

## હલકા ઝવેરાતના પથ્થરોનું કામ.

અત્રે વીંટી વિગેરે દાગીનાઓમાં ઝવેરાતનાં નંગો બેસાડ-

નારા પંચીગર કારીગરો છે. અત્રેના પહાડોમાંથી જાતજાતના ઝવેરાતના પથ્થરો નિકળે છે, તેમાં હરમુખ પહાડના શિખરપર ઝવેરાતની ખાણ છે. **લદાખ** અને **યારકંદમાંથી** દાગીનાઓમાં બેસાડવાના **હકીક** જેવા પથ્થરો પણ આવે છે. શ્રીનગરમાં **તર્કવાંઇન** નામનો પથ્થર ( સ્ટોન ) છે, તેની પણ નકશીદાર કામની ઘણી સારી બનાવટો થાય છે. તે ઝવેરાતના પથ્થરોપર મોનોગ્રામો પણ પાડે છે, ને અત્રે તેમને સોના રૂપાના દાગીનાઓમાં જડીને પણ પહેરે છે, ને તેમને દેશાવર પણ મોકલવામાં આવે છે.

## ચામડાનું કામ.

ચામડાનું કામ પણ સારૂં ને સોંઘું થાય છે, ને તે બનાવનારા પણ હોંશીઆર કારીગરો છે. કુરીઅરબેગ, લગામ, ગજવાની પાકીટો, ધનકેસ, ફીલટા ચપલી, જીન, બુટ વિગેરે તરેહ તરેહનો સામાન તેઓ બનાવે છે, તેમજ તરેહ તરેહના રંગોને ચામડાપર ચઢાવવાનું કામ પણ કરે છે.

## લુહારકામ.

લોખંડનાં છરી, ચપ્પુ, પીસ્તોલ, તલવાર, બંદુક ને બંદુકની નળીઓ, ભાલા, ગુપ્તી વિગેરે લડાઇનાં હથીઆરો બનાવવાના હુન્નરમાં કુશળ કારીગરો આ દેશમાં છે, ને તેઓ તારીફ કરવા લાયક કામો કરી શકે છે, એટલું જ નહિ પણ, તે ઉંચી ઢબની તોપો બનાવવાનું કામ પણ જાણે છે, તેમજ ડાકટરી ઓજારો પણ બનાવે છે, કે જે હાલની કેટલીક ઇસ્પીતાલોમાં પણ તે વપરાય છે.

## સુતરાઉ કાપડ.

અત્રે સુતરાઉ કાપડ ઉપર પણ નકશી કામ સારૂં કરે છે. પલંગ કલૉથ, ટેબલ કલૉથ, રૂમાલ, બારી બારણાંના પડદા વિગેરેપર નકશીનું ભરત કામ ઘણું ઉત્તમ કરે છે. તેમજ, શેત્રંજી વણવાની અત્રે બે ફેકટરીઓ પણ છે. એક શેત્રંજી વણ-

વામાં ૬ થી ૧૦ માણસો કામે લગાડેલાં હોય છે, ને તે માણસોને સમજ આપનારો એક માણસ બાજુમાં બેસી **લાલ બે દોરા, કાળો એક દોરો, પીળા ૩ દોરા,** એમ બોલે છે; એ પ્રમાણે તે વણનારા તેના કહેવા પ્રમાણે વણવાનું આબાદ કામ કરે છે. તે બારીક કામમાં, એક ઈંચ જેટલા વણાટ કામમાં ૧૦ દોરા સુધીના ઝીણા નકશી કામની જાતજાતની ડીઝાઈનનું કામ કરે છે. ડીઝાઈનો ગોઠવી આપનાર પણ એક અનુભવી **ઇન્સ્પેકટર** હોય છે.

## ભૂર્જપત્ર વિષે.

અત્રે ભૂર્જપત્રનાં ઝાડ ઘણાં છે. અત્રે બજારમાંથી સામાન ખરીદતાં તે સામાન જેમ આપણા દેશમાં કાગળોમાં બાંધી આપે છે તેમ અત્રે તે ભૂર્જપત્રમાં બાંધીને આપે છે. તેને છાપરાપર પણ નાખે છે; તેમજ શીયાળામાં તેના મોટા કટકાઓને ખુલ્લી જાળી કે નાની બારી બાકાવાળી જગ્યાએ હવા બંધ કરવામાટે પણ જડી લે છે. જ્યારે કાગળોની બનાવટ નહોતી ત્યારે આ પત્રોપર લખવાનું કામ પણ થતું હતું. હાલમાં તે ભૂર્જપત્રના કાગળો પણ બનાવે છે પણ તે હલકી જાતના હોઇ ટકાઉ રહેતા નથી. હલકા માલના રૂ. ૩ થી સારા માલના રૂ. ૭ સુધીનો દર બંગાળી મણ પ્રમાણે તેનો ભાવ હોય છે.

## ચોખાનો વેપાર.

અત્રે અનાજમાં મુખ્ય **ડાંગર** છે, ને તેનો વેપાર ખેડુતોને ધીરધાર કરીને રાજ્ય પોતે કરે છે. આસપાસના ગામોમાંથી મછવાઓ ભરી ડાંગર મંગાવે છે, ને તેના ચ્યાસલેટની મોટી ટાંકીઓ કરતાં પણ ઉંચા ને પહોળા લાકડાના ગોળાકાર કોઠારો ભરી રાખી ત્યાંના વતનીઓને સહેજ વધારે નફો લઇને સસ્તે ભાવે આપે છે. પ્રથમ જ્યારે વેપારીઓ ખેડુતો પાસેથી ડાંગર લઇને પછી ભાવ ચઢાવી મનગમતા દામ લેતા હતા ત્યારે અત્રેની રૈયતને તે પરવડતું નહોતું. તે બાબતની ફરિયાદ રાજ્યમાં વારં-

વાર જવાથી સરકાર પોતે તે માલ ખરીદ કરીને પ્રજાના લાભને માટે આ વેપાર કરે છે. તેથી ગરીબો જે કોઠારપર જઇને ડાંગર લઈ આવે તેમને ઘરનાં જેટલાં માણુસ હોય તેટલાંને માસ ૧ ના હિસાબે જોઈતી ડાંગર આપે છે. વર્ષ ૧ નું કોઈને સામટું આપતા નથી, તેથી જેને જોઈએ તે દરમાસે લેવા જાય છે. આથી ગરીબોને સસ્તી ડાંગર મળી શકે છે, ને તેથી હલકા પ્રકારની પણ ડાંગર તે ગરીબો ખાઇને પોતાને થોડી કમાઇ હોવા છતાં પણ સંતોષથી પોતાનો નિર્વાહ કરી શકે છે.

એ ઉપરાંત કાશ્મીરથી કેટલીક જાતનાં બીયાં, ને જમીનમાંથી નીકળતાં ઘણી જાતનાં મૂળીઆં, ને જાતજાતની વનસ્પતિઓ વિગેરે, બહાર દેશાવર જવા ઉપરાંત યૂરોપમાં પણ તે વેચાવા જાય છે. તેમજ હાલમાં દૂરદૂરના દેશોમાંથી ઘણા મુસાફરો આવતા થયા છે, જેઓ હરકોઇ માલની ઓછાવત્તા પ્રમાણુમાં ખરીદી કરે છે, તેથી દેશના ઉદ્યોગને વિશેષ ઉત્તેજન મળ્યું છે.

## વેપારીઓની વર્તણુક.

અત્રેના કેટલાક મીઠા, ઠગારા વેપારીઓ ને ફેરીયાઓ પોતાના માલનાં વખાણુ કરવામાં ને સાધારણ કિંમતની વસ્તુઓની પણ હિંમતથી ઘણી જ વધારે કિંમત કહેવામાં ઘણા બહાદુર છે, જેથી તે માલ ઘરાક ગમે તેટલે ઓછે ભાવે માગે છતાં પણ ફસાય છે, અને તેઓ કોઇ પણ તદબીરે આપણી પાસેથી યુક્તિપ્રયુક્તિ કરી નાણું કઢાવવામાં કુશળ હોવાથી હરકોઈ યુક્તિ કરી માલ વેચી જાય છે. આપણે માલ ન લેવો હોય તો પણ નશરમા થઇ મુસાફરોને તે માલ આપવાનેતેઓ બનતું કરે છે, ને આપણી મરજી વિરૂદ્ધ અવારનવાર મકાન કે હાઉસબોટોમાં આવી ખરેખર મુસાફરોને બેહદ ત્રાસ આપે છે. એટલું જ નહીં પણ, માલના ભાવ ખરી કિંમત કરતાં ચારગણા જાસ્તી કહે છે, જેથી અજાણ્યો મુસાફર ગમે તેટલે ઓછે ભાવે માગે તો પણ રકઝક કરીને છેવટે સોદો થાય ત્યારે જ તેનો છૂટકો કરે તેવા મતલબીઆ ને માથાફોડીઆ તે લોકો હોય છે.

## ખેતી બાબત.

અત્રે થોડી મહેનતે વધારે પાક લઈ શકાય એવી ખેતીની ઘણી સારી પેદાશ થાય છે. કહે છે કે દાતણની ચીરો જમીનમાં નાખી હોય તો તે ફૂટીને તેનું ઝાડ થઇ જાય એવી ફળદ્રૂપ જમીન અત્રેની હવા પાણીનેલીધે કાશ્મીરમાં છે, પરંતુ અતિશય ફળદ્રૂપ જમીન હોવા છતાં લોકોને ખેતીનું જ્ઞાન પૂરતું ન હોવાથી તેનો સંપૂર્ણ ઉપયોગ કરી તેઓ વિશેષ ફાયદો મેળવી શકતા નથી.

અત્રેના પર્વતોપર મોટામાં મોટું ગામ ૪૦ થી ૧૦૦ ઘરનું વસેલું હોય છે, અને તેથી નાનું ગામ ૧૫ થી ૪૦ ઘરનું કહેવાય છે. પાંચથી વીસ ઘરનાં ઝુંપડાંઓનું ગામ કહેવાય છે, ને તેવાં ઝુંપડાંઓ ૦। માઇલ, ૦॥ માઈલ કે ૧ માઈલના અંતરે પહાડોની ઉંચાઈના ભાગે વસેલાં જ હોય છે.

ત્યાં પોતપોતાના ઘરોની નજીકમાં ચાર ફૂટ પહોળાં ને ૨૦ ફૂટ લાંબાં એવાં ચઢતા ચઢતી પગથીઆંવાળાં અથવા એટલા જ માપનાં ગોળાકાર, લંબગોળ, ચોરસ, લંબચોરસ, અર્ધચંદ્રાકાર, ત્રિકોણાકારના આકારમાં ખેતરો બનેલાં હોય છે.

પર્વતના જે ભાગપર વધારે સપાટ જમીન હોય તેમ ઝુંપડાંઓની વસ્તી વધારે હોય ત્યાં ઘણાં ખરાં બે ચાર વીઘાંની લંબાઇ પહોળાઈનાં સપાટ ખેતરો પણ હોય છે.

અત્રેના માણસો તે મોટાં ખેતરોમાં એક બે સાધારણ ખેડો કરે છે ને નાનાં ખેતરોમાં કોદાળીઓથી ખોદીને વાવેતર કરે છે, ને વર્ષમાં તે જમીનમાંથી બે ત્રણ વખત પાક લઇ શકે છે.

પર્વતની ઉંચાઇ ઉપરથી બરફ પીગળી ઉતરી આવેલા શીતલ જલની કરેલી નાની નહેરો મારફતે જોઈતું પાણી તે ખેતરોમાં લઇ શકાય છે. કેટલાક સ્થળોએ જેલમ વિગેરે નદીઓ ને ડલ વિગેરે સરોવરોમાંથી પાણીની ઘણી નહેરો કાઢેલી હોવાથી ખેતીની જમીનનેમાટે જોઈતું જથાબંધ પાણી મેળવી

શકાય છે. તેમજ વિશેષ પાણી બીજી નહેરો મારફતે ચાલ્યું જાય છે, જેથી વરસાદપર આધાર રાખવો પડતો નથી. અગર કૂવા ખોદી કોશથી પાણી કાઢવાની મહેનત કે ખર્ચ કરવાની તેમને જરૂર પડતી નથી. એટલું જ નહીં પણ અત્રેનું પાણી ને હવા જેવાં મનુષ્યોને અત્યંત ગુણકારી છે તેવાં જ વાવેલા ખેતીના પાકને પણ અત્યંત ગુણકારી હોવાથી, વગર મહેનતે સારો પાક મેળવી શકાય છે.

અત્રે ઘણા પ્રકારનાં અનાજ, ફળ, ફૂલ, મેવા, દ્રાક્ષ વિગેરે પદાર્થો ભરપૂર થઇ શકે છે. તેમાં મુખ્ય પાક ચોખાનો છે. હજારો અને લાખો એકરોમાં ભાતનાં ખેતરો આવી રહેલાં છે. તે ઉપરાંત ઘઉં, મકાઇ, જવ, જાર, બાજરો, મગ, અડદ, ચણા, વટાણા વિગેરે કઠોળ ને બીજાં તે દેશમાં જ થતાં અનાજો પણ સારી રીતે થાય છે. તેમજ તે સિવાય સણ, અળસી, સળસી, તલ, રૂ, તમાકુ, તેલીબીયાં ને રાઈનો પાક પણ પૂરતા પ્રમાણમાં થાય છે. ખડબુચ, કલીંગડ, દુધી, કાકડી, બટાટા, ગાજર, મુળા, લસણ, ડુંગળી વિગેરે શાકભાજી પણ ઘણા મોટા પ્રમાણમાં થાય છે. એટલું જ નહીં પણ આપણા દેશનાં દરેક અનાજમાં જે મીઠાશ હોય છે તેના કરતાં ત્યાંના અનાજમાં વધારે મીઠાશ અવશ્ય હોય છે. તેમજ વગર મહેનતે સરોવરોમાં થતાં સીંઘોડાં, કમળના ડાંડાઓ, કમળો, કમળકાકડી વિગેરે અને જંગલોમાં ઇમારતી લાકડું પણ પુષ્કળ થાય છે.

## ખોરાક બાબત.

અત્રેના માણસોનો ખોરાક ઘણે ભાગે ચોખાનો છે. શ્રીમંત અને સુખી ઘરના લોકો સારા ઉંચી જાતના ચોખા, ચોખામાં રાંધેલું માંસ, કે ભાતમાં મરી, મીઠું વિગેરે મસાલો નાખીને ખાય છે. ઘઉંની પુરી, રોટલી, પાઉં, બીસ્કીટ, ખાય છે. તેમજ દ્રાક્ષ ને સક્કરજન જેવાં ફળોનો મુરબ્બો, વિગેરે બનાવીને પણ ખાય છે. તેમજ દુધ, દહીં, ઘી, શાકભાજી, સીંઘોડાં, અખરોડ વિગેરે મેવો, ફળફૂલો, ને ઈંડાં પણ ખાય છે. વળી શુભ પ્રસંગે કે

વારતહેવારે ચોખા, ઘઉં, મગ, અડદ વિગેરેનાં પકવાન્ન કે મીઠાઇ કરીને ખાય છે. સાધારણ ગરીબવર્ગ, જંગલોમાં વસતા ને ખેતી કરતા માણસો ને મજુરો, હલકા ચોખા, મકાઇ, જાર અને ઝાડપરથી વીણીને અખરોડ ને શેતુરનાં ફળ પણ ખાય છે. તેમજ ભાજીપાલો, કંદમૂળ, કમળની ડાંડીઓ, ને પાણીમાં થતા બીજા કેટલાક રોપાઓ વિગેરે કેટલીક વગર મેહેનતે કુદરતી રીતે ઉગી નીકળેલી વનસ્પતિઓ ઉપર પણ ઘણેભાગે તેઓ નિર્વાહ ચલાવે છે, ને સારે અવસરે કે વારતહેવારે ભાતની સાથે મચ્છી કે માંસનો ખોરાક ખાય છે.

તેઓ દિવસમાં એક જ વખત રાંધે છે ને પછી ટાઢું રાંધેલું અનાજ ખાય છે, ને કડકડતી ભરશિયાળાની ઠંડીમાં પણ શરીર ઉપર માત્ર એક ફાટેલો ઝબ્બો જ પહેરે છે. એવી દુર્બળ અવસ્થા હોવા છતાં પોતાની અજ્ઞાનતાનેલીધે તેઓ એક પશુની માફક નફકરા થઈને આનંદ જ માને છે. ને અજ્ઞાની લોકો ગરીબાઈમાં પણ સંતોષ માને છે.

અત્રેના દરેક વર્ગના મનુષ્યો કાકડી, મૂળા, તડબૂચ, કલીંગડ વિગેરે છૂટથી ખાય છે, ને મચ્છીનો ખોરાક પણ અત્રેના દરેક વર્ગના મનુષ્યોનો છે. દરેક ખોરાક બનાવવામાં મીઠું, મરચું, ને મરી સિવાય કોઈ પણ જાતનો મસાલો કે તેજાના ઘણે ભાગે તેઓ વાપરતા નથી.

અત્રેના લોકોમાંના ઘણાખરાઓને ચાહ પીવાનો વિશેષ રિવાજ છે ને સવાર સાંજ ઘરના બધા માણસો સાથે મળી ચાહ પીએ છે. ગૃહસ્થ વર્ગના લોકો લીપ્ટન, બ્રુકબૉંડ, ને ઍબરટીપ્સ વિગેરે પરદેશથી આવતી સારી ચાહ વાપરી તેમાં સાકર નાખીને પીએ છે, ને તેની સાથે ભાખરી, પુરી, રોટલી કે બીસ્કીટ ખાય છે; ગરીબવર્ગ, ટીબેટમાંના લદાખ તરફથી આવતી કે કાશ્મીરમાં જ ઉત્પન્ન થએલી હલકી ચાહ વાપરે છે, ને તેઓ સાકરને બદલે મીઠું નાખીને પીએ છે, ને તેની સાથે ભાત, ભાખરો કે રોટલો ખાય છે.

અત્રેના સાધારણ કે ગરીબ લોકોને પોતાના પેટનું પોષણ કરવાનેમાટે થોડી મહેનતે ને ઓછા ખર્ચે અનાજ, ફળ, ફૂલ, ભાજીપાલો વિગેરે મળી શકે છે. કેટલીક વસ્તુઓ પોતાની જાતે જંગલમાંથી વગર ખર્ચે મફત મેળવી તેઓ પોતાનો નિર્વાહ ચલાવી શકે છે.

કાશ્મીર દેશ સિવાય આવો કુદરતી, ઓછા ખર્ચે કે મફત મળતો ખોરાકનો જથ્થો બીજા કોઇ પણ દેશમાં મળી શકે તેમ નથી.

અત્રેના ઘણાખરા સ્ત્રી અને પુરૂષો છીંકણી સુંઘે છે, પણ અત્રે તમાકુ ખાવાનો રિવાજ નથી. ઘણે ભાગે પુરૂષો અને સ્ત્રીઓ બીડીઓ પીએ છે, ને પુરૂષવર્ગ હુક્કો પણ પીએ છે.

ઘણા થોડા માણસો પાનસોપારી ખાય છે. પાન ખાવાનો રિવાજ નહીં હોવાનેલીધે આખા દેશની રાજ્યધાનીનું, લાખો માણસોની વસ્તીવાળું, સર્વથી મોટું શ્રીનગર શહેર હોવા છતાં તેમાં ભાગ્યેજ ૮ થી ૧૦ દુકાનો પાનવાળાની હશે, ને તે દુકાનોમાં કપૂરી જેવાં સારાં પાન મળવાનો તો બીલકુલ સંભવ જ નથી. પણ હવે પાન ખાનારા પરદેશીઓ વિશેષ જતા હોવાથી ને તેનો ખપ વધવાથી તે દુકાનદારો સારી જાતનાં પાન મંગાવવા લાગ્યા છે તેથી તે કોઈ વખત અત્રે પણ મળી શકે છે.

અત્રેના ઘણાખરા લોકો કોઈ પણ જાતનો વિશેષ સંગ્રહ કરતા નથી; ને થોડામાં સંતોષ માનનારા છે, તેથી તે સંતોષી ને સુખી જીંદગી ગુજારી શકે છે.

અત્રે દીવાળીના બીજા દિવસે એટલે કારતક સુદ એકમે, ખેતીનો નવો પાક ઉત્પન્ન થયેલો હોવાથી, ખેતી કરનાર લોકોને રાજ્ય તરફથી મીજબાની આપવામાં આવે છે. એ મીજબાનીના દિવસને **અન્નકૂટ** કહે છે. ને તે વખતે ફક્ત અન્ન, ફળ, શાક-નો જ ખોરાક આપવામાં આવે છે.

## અત્રેની સ્ત્રીઓનાં રૂપનું વર્ણન.

કાશ્મીરમાં પુરૂષો ને સ્ત્રીઓ બન્ને ગૌર વર્ણનાં ને ખૂબસુરત તો હોય છેજ. તેમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની ખૂબસુરતી અતિ સુંદરતાથી ભરપૂર ને મનમોહક હોય છે. તેમાં પણ મુસલમાન સ્ત્રીઓ કરતાં હિંદુવર્ગ પૈકી પંડિત બ્રાહ્મણોની સ્ત્રીઓ, કે જેમને **પંડિતાણીઓ** કહે છે તેઓ, કાશ્મીર દેશની દરેકે દરેક સ્ત્રીઓ કરતાં વિશેષ રૂપવાન હોય છે. તેમાં પણ ગરીબવર્ગ કરતાં ગૃહસ્થવર્ગના ખાનદાન કુટુંબની સ્ત્રીઓ તો અપ્રતિમ ને અલૌકિક સૌંદર્યતાને કારણે રૂપની ખાણ સમાન દેખાય છે; પણ પંડિતોની સ્ત્રીઓને પડદાનો રિવાજ હોવાથી સાધારણ કુળની સ્ત્રીઓ જ દિવસે બહાર નિકળે છે, ને તેવી ઉચ્ચ કુલની નાજુક અવયવોવાળી અતિ રૂપવાન રમણીય રામાઓ તો દિવસે ઝાઝી બહાર દેખાતી નથી.

આ પંડિતાણીઓ કાશ્મીરી મુસલમાન સ્ત્રીઓથી તદ્દન જુદી જ હોવાથી થોડીવારમાં ઓળખાઇ આવે છે. દૂરથી આવતાં તેમને આપણે જોઇએ છીએ ત્યારે તો તુર્કસ્તાનની કે અરેબીયન નાઇટસમાં વર્ણવેલી જાણે કદાવર સુલતાના બેગમો હોય તેવી તે આબેહુબ દેખાય છે, પરંતુ તેવી પૂર્ણ યુવાવસ્થાને પ્રાપ્ત થયેલી, સુંદર, રૂપવાન, લલિત લલનાઓ કંઈ ડગલે ને પગલે નજરે પડે છે એમ સમજવું નહીં. તે તો ફક્ત વારતહેવારે, શુભ અવસરે, કે મેળાના પવિત્ર દિવસોએ દેવદર્શને કે તીર્થયાત્રાએ જતી હોય ત્યારે જ નજરે પડે છે.

તેમ છતાં ઘણે ભાગે તેઓ તથા બીજાં પણ સ્ત્રી પુરૂષો ને નાનાં બાળકો, હંમેશાં સવારમાં પાંચથી સાત વાગ્યા સુધીમાં જેલમ નદીના પહેલા પૂલથી ત્રીજા પૂલ સુધીમાં જ્યાં પંડિતોની જ વિશેષ વસ્તી છે ત્યાં નદીના બન્ને કિનારાના ઘાટોપર મર્યાદા વગર દિશા જંગલ જવું, દાતણ કરવું, ન્હાવું, ધોવું, પાણી ભરવું, વિગેરે ક્રિયાઓ નીડર ને નિશ્ચિંતપણે કરતાં ઠેકઠેકાણે નજરે પડે છે. તે વખતે તે સ્ત્રીઓનો

આબેહૂબ ને વધારે ખેંચાણકારક દેખાવ સહેલાઈથી સ્પષ્ટ રીતે જણાય છે; જેથી તે વખતે શિકારાને નદીમાં ધીમે ધીમે ચલાવી સહેલ કરવા નીકળવાથી, તેમની ખૂબસુરતીભરેલી સૌંદર્યતાની સંપૂર્ણ ખરી રૂપરેખા જોવાની સારી તક મળે છે.

આ તરૂણીઓ ખરેખરા કવિઓએ વર્ણવેલી નયનોના કટાક્ષરૂપી કામબાણવાળી, મૃદંગી, ગૌરવર્ણની, અપ્રતિમ તેજના પરિપૂર્ણ પ્રભાવવાળી, મનમોહક લાગતી મુગ્ધાઓ, મજબૂત ને કદાવર બાંધા હોવા છતાં અત્યંત સુકોમળ, સુંદર ને સુશોભિત, લાંબા વર્તુલાકાર હસ્તવાળી, સુંદરાકૃતિનાં શરીરવાળી, લલિત લલનાઓ લાગે છે.

વળી ભરાવદાર ગુલાબી ગોરા ગાલોવાળી, સુંદર લાંબા કંઠવાળી, લાલ પરવાળા જેવા ચકચકતા બન્ને હોઠોવાળી, સુશોભિત અને ગંભીર મુખમુદ્રાના હસમુખા દેખાવવાળી, અતિ રમણીયતાથી પરિપૂર્ણ સુંદરાકૃતિના ચિત્તાકર્ષક ચહેરાવાળી, ઘાટઘટમદાર દેખાતા લાંબા અણીયાળા પોપટની ચાંચ જેવા સરળ નાકવાળી, ભવ્ય વિશાળ લલાટ ને ભૃકુટિવાળી, તે ભામિનીઓ, અપૂર્વ તેજઃપુંજથી દેદીપ્યમાન, સાક્ષાત્ દિવ્યાંગનાઓ હોય તેમ અદ્ભુત રૂપ સૌંદર્યતાથી પરિપૂર્ણ દેખાય છે.

વળી તેમાંની કેટલીક તો અંગે સહેજ પાતળી ને પાતળી કમરવાળી હોવા છતાં, સુકોમળ ને નાજુક બાંધાના શરીરનાં દરેકે દરેક સુશોભિત અવયવોથી મનોહર દેખાતી એવી અત્યંત ને અપૂર્વ શોભાયુક્ત હોય છે.

વળી, તેઓ પોતાના જથ્થાદાર ને સર્પની ફેણ જેવા લાંબા, ચળકતા, સુંવાળા ને કાળા ભમ્મર જેવા વાળ ઘણે ભાગે છુટા ને ઝૂલતા રાખે છે, જેથી તે વિશેષ શોભાયમાન ને મનમોહક લાગતા જણાય છે. કુંવારી છોકરીઓના વાળની ૪ થી ૬ ગુંથેલી લટો ચીનાઓની માફક માથાની પાછળ છૂટી લબડતી હોય છે, જ્યારે પરણેલી સ્ત્રીઓ તો ફક્ત એક જ વેણીના આકારનો

અંબોડો વાળી તેમના વાળમાં બન્ને કાન આગળ લટકતા ચાંદીના દાગીના ઘાલે છે.

એ પ્રમાણે તે સ્ત્રીઓ સર્વાંગે ને સર્વાંશે ખૂબસુરત છે, છતાં હરિણીના જેવી વિશાળ કાળી ભમ્મર, ચળકતી, ચંચલ, ચપળ, ને લંબાઇમાં મચ્છાકૃતિવાળા નેત્રમંડળમાં રહેલાં રત્નોની માફક અતિ તેજદાર ચમકતા એવા જાણે બે તારાઓ જ હોયની શું! એમ તે ક્ષણે ક્ષણે પલકારા મારી ફરક ફરક થતી ને આશ્ચર્યકારક લાગતી એવી અનહદ ખુબસુરતીની તેજસ્વી પ્રભાનો તેજોમય પડતો પૂર્ણ પ્રકાશ તો તેઓની આંખ્યોની ઝઘઝઘિત કીકીઓમાં જ સમાયેલો છે.

તેમની બન્ને આંખો તો જાણે નાકની આજુબાજુમાં બે દેદીપ્યમાન રત્નો જ જડયાં હોય તેમ દેખાય છે, એટલું જ નહીં પણ, તેમનાં પાણીદાર નેત્રોમાંની તે કીકીઓના અતિશય તેજઃપુંજના ભરપૂર પ્રભાવની થતી જાદુઈ અસરને લીધે તેમના સામે જોનારની આંખો જ તત્કાળ અંજાઇ જ જાય છે, એવી અદ્વિતીય, મનોહર ને ખૂબસુરતીના અખૂટ ખજાનાની સુંદર મોહિની સ્વરૂપવાળી જાણે તે **સ્વર્ગની પરીઓ ( અપ્સરાઓ )** જ હોયની શું! એમ તેઓ સાક્ષાત્ જણાય છે.

ખરેખર! તેમનાં નેત્રો જ તેમનાં સર્વાંગોની સુંદરતામાં અનહદ વધારો કરતાં હોય એમ પ્રત્યક્ષ જણાય છે. એવી નિષ્કલંક, વદન કમળની મોહક ને મનોહર મૂર્તિઓની પરંપરારૂપ, તે સર્વાંગ સુંદરીઓ તો સાક્ષાત્ સ્વર્ગની દેવીઓ જ લેખાય છે, જેથી આખી દુનિયામાં આ સ્થળ જ પૃથ્વીપરના સ્વર્ગની પરીઓનું નિવાસસ્થાન લેખાય છે તે યથાર્થ જ છે.

આ રમણીય રામાઓનાં વિશેષ વખાણ શું કરૂં? ખરેખર! કાશ્મીર દેશ તો જાણે પૃથ્વીપરના સ્વર્ગનો જ સુંદર બગીચો છે, ને ત્યાંની સ્ત્રીઓ જાણે અપ્રતિમ સ્વરૂપ ધારણ કરનારી ચિત્તવેધક, મોહક ને મનોહર એવી આ ભૂસ્વર્ગની સાક્ષાત્ પરીઓ જ છે. સ્વર્ગ ને પૃથ્વીમાં વિહાર કરતી ને વિચરતી પરીઓ વચ્ચે ફરક

માત્ર એટલો જ છે કે સ્વર્ગમાં રહેનારી પરીઓને પાંખો હોય છે, જ્યારે આ સ્ત્રીઓને પાંખો નહિ હોવાથી પૃથ્વીરૂપી સ્વર્ગપર રહેતી માત્ર પાંખો વિનાની જ તે ભૂસ્વર્ગની પરીઓ જ લેખાય છે.

એ સ્ત્રીઓ પૈકીની ઉચ્ચ કુળના પંડિતોની સ્ત્રીઓ પોતાના મોઢાપર બુરખો રાખે છે, તે બુરખાના મોઢા આગળના ભાગમાં ૬ ઇંચિ સમચોરસ જેટલો લૂગડાનો પડદો એવી રીતે ઉપરથી શીવેલો હોય છે કે તેને તેઓ કપાળથી માથા તરફ રાખી શકે છે. જ્યારે મોઢું ઢાંકી દેવું હોય છે ત્યારે તે પડદાને મોઢા ઉપર નાખવાથી મોઢું ઢંકાઈ જાય છે.

ખરેખર ! તેમની મુખાકૃતિની ઉજ્વળ સૌંદર્યતાનું વર્ણન તો મહાન્ કવિઓ જ કરી શકે તેમ છે, જેથી પૂર્વના મહા કવિશ્વરોએ તેમની અત્યંત ખૂબસુરતીનાં વર્ણનોનાં વખાણયુક્ત કંઠે પોતાનાં પુસ્તકોમાં કરેલાં છે તે નિઃસંશય તદ્દન જ ખરાં ને અતિશયોક્તિ વિનાનાં જ છે.

એ પ્રમાણે કાશ્મીર દેશમાં શ્રીનગર શહેરના પંડિતોની સ્ત્રીઓ અતિ રૂપવતી છે ખરી, પણ તેથીએ વિશેષ રૂપના ભંડાર રૂપ સર્વોત્તમ સ્ત્રીરૂપી રત્નો તો શ્રીનગરથી ૪૦ થી ૭૦ માઇલ-પર આવેલી તાપી નદીના કિનારાપર, **લોલાબવેલી** નામની ખીણમાં વસેલાં **લાલપુર** ને **થાણામંડી** નામે ગામોમાં છે. ત્યાંની સ્ત્રીઓ તો ખરેખર જ સુંદર વસ્ત્રાભૂષણોથી રહિત હોવા છતાં પણ સાક્ષાત્ સુંદર મૂર્તિમંત સ્વર્ગની અનુપમ પરીઓ જ છે ! છતાં, તે સ્ત્રીઓ ભલી, સંતોષી, મ્હારા ત્હારાનો ભેદ નહીં જાણનારી ને તદ્દન નિર્દોષ જ હોય છે.

વળી ખરેખર ! સૌંદર્યતાનાં વખાણના વિષયમાં તો જેમની દિગંત કીર્તિ ફેલાયલી છે એવી લાવણ્યતાથી ભરપૂર અત્રે અમૂલ્ય રત્નોરૂપી રૂપસુંદરીઓ વસે છે, તેથી જ આ પ્રદેશ **અપ્સરાઓના નિવાસસ્થાન** તરીકે લેખાય છે.

તેમજ, આ અરણ્યમાં વસતી સ્ત્રીઓ કુદરતી રીતે જ એવી તો સુંદર ને મનોહર છે કે નેત્રોમાં અંજન આંજી, નાના પ્રકારના

ઉત્તમોત્તમ અમૂલ્ય અલંકારો ને ઉત્તમ સુશોભિત વસ્રો ધારણ કરી બનીઠણીને મુંબાઈ જેવી નગરીમાં મોટર વિગેરે વાહનોમાં બેસી સહેલ કરતી સદ્‌ગૃહસ્થોની અતિ રૂપવાન ગણાતી સ્ત્રીઓ તો તેમની આગળ તદ્દનં ઝાંખી જ પડી જાય તેમ છે.

એટલું જ નહિ પણ, જ્યાં બધાં જ ખુબસુરત હોઈ, જ્યારે એકથી એક ચઢીઆતાં સરસ દેખાય છે. ત્યારે, આખરે તે રૂપનો ભંડાર જોતાં મનુષ્યો આશ્ચર્યચકિત બની જઇ, પોતાના મુખે તેમની વાહ વાહના ઉદ્‌ગારો કહાડયા વિના રહે તેમ છે જ નહિ.

એ પ્રમાણે ત્યાંની સુંદરીઓનું અપ્રિતમ ને અતિસૌંદર્યતાથી પરિપૂર્ણ રૂપ જોતાં, તેમજ કોઇ વખત તેના થતા સ્મિત હાસ્યથી તેની મુખાકૃતિનો અજબ ખૂબસૂરતીથી દેદીપ્યમાન મનોહર ચેહેરાનો દેખાવ જોતાં તો જાણે સાક્ષાત્ કામદેવની સ્ત્રી રતિ જ હોયની શું! તેવો તાદૃશ્ય ભાસ થાય છે.

કાશ્મીરની સ્ત્રીઓની ખુબસુરતી તો આખી પૃથ્વીની દરેક દરેક દિશાઓમાં પ્રસરી રહી, બેહદ પ્રશંસાપાત્ર બનેલી છે, ને તેથી તેને માટે એક કહેવત છે કે સ્વર્ગમાં વસતા બે દેવોને ઇશ્વરે લોકોને કલ્યાણનો માર્ગ બતાવી સદાચરણી વર્તન શિખવવા માટે પૃથ્વીપર મોકલ્યા, કે જેથી તેઓ સદ્‌બોધનું જ્ઞાન આપી મનુષ્યોને સુધારે. પરંતુ, તેઓ પ્રથમ કાશ્મીરમાં આવતાં અત્રેની સ્ત્રીઓપર મોહિત થઇ એવા તો અત્યાસકત બની ગયા કે મનુષ્યોને સદાચરણ શિખવવાનું કામ તો ત્યાંનું ત્યાં જ રહી ગયું.

તેવી જ રીતે, રાજા **રણજીતસિંહ** પણ કહેતા હતા કે કાશ્મીરમાં જે જે અધિકારીઓને હું મોકલું છું તેઓ ત્યાં જઈને રમત, ગમત, મોજ, મઝા, ને સ્ત્રીસુખ ભોગવવામાં એવા તો મશગુલ બની જાય છે કે તેઓને તે ઓદ્ધાપરથી જ્યારે પાછા બોલાવવામાં આવે છે, ત્યારે તે ત્યાં જ રહેવાની પ્રબળ ઇચ્છા બતાવતા હોય એમ જણાય છે.

આ કાશ્મીરી ખૂબસૂરતીની થોડી ઘણી અસર પંજાબ સુધી પણ છે. તેનું અનુમાન એ થઇ શકે છે કે કેટલાક પંજાબીઓ

કાશ્મીરમાં વસી, ત્યાંની સ્ત્રીઓ સાથે પરણી, પ્રજા ઉત્પન્ન કરી તે પ્રજાને પંજાબમાં પરણાવવાથી ત્યાંની ખૂબસુરતી કાંઇક પંજાબીઓમાં પણ ઉતરી આવેલી છે, અને તે પ્રમાણે કેટલાકોનું કહેવું પણ છે.

રાજ્ય તરફથી કોઈ પણ સ્ત્રીને પરદેશ લઈ જવાની સખ્ત મનાઇ છે. તો પણ હરકોઇ રીતે હિન્દુસ્થાનના કેટલેક સ્થળોએ ઘણીખરી કાશ્મીરી રૂપસુંદરીઓને જનાનામાં લાવીને રાખેલી કહેવાય છે. તેમજ, કાશ્મીર રાજ્યના કાયદાને જાણનારા કેટલાક હોંશિયાર પંજાબીઓ ચોરી છુપીથી તરેહ તરેહના પ્રપંચની યુક્તિઓ રચી તેમને પંજાબમાં પણ લઈ જાય છે, એમ કહેવાય છે. તેમજ, પૂર્વે કેટલાક બાદશાહો પણ આ દેશની રૂપવાન સ્ત્રીઓને અત્રેથી લઇ જઇ પોતાના જનાનામાં રાખતા હતા.

જો ત્યાંની સ્ત્રીને પરણવું હોય તો તેણે કાશ્મીરમાં જ રહેવું જોઈએ, યા તો તેનું સુખ ભોગવવા અવારનવાર કાશ્મીર જ જવું જોઇએ. એવી પણ કહેવત છે કે જેણે કાશ્મીર દેશ કે કાશ્મીરની અતિ રૂપવતી સ્ત્રીઓ જોઇ નથી તેની જીંદગીનું જીવતર પણ નકામા જેવું જ છે.

આ પ્રમાણે અત્રેનાં મનુષ્યોમાં રૂપની સૌંદર્યતા ઉત્પન્ન કરવાનું મુખ્ય કારણ પણ અત્રેની ઉત્તમોત્તમ આબોહવા જ ગણાય છે.

## આ દેશની પડતી થવાનાં કારણો.

આ દેશની પડતીનાં મુખ્ય કારણોમાંનું પ્રથમ, મનુષ્યોના બળ, બુદ્ધિ ને આયુષ્યવર્ધક, અત્યાનંદદાયક લાગતી ઉત્તમોત્તમ ને સ્વચ્છ આબોહવા, બીજું, અતિશય ફળદ્રુપ જમીન, ને તે સર્વેથી મહત્તાવાળું. ત્રીજું, અત્રેની રૂપસુંદરીઓનું અતિશય ખેંચાણકારક મોહકતાને પ્રાપ્ત કરનારૂં, અદ્‌ભુત ને અપૂર્વ રૂપસૌંદર્ય ઉપલાં ત્રણે કારણોથી લોભાઇને વિદેશી રાજાઓનું વખતો વખત આ દેશપર ચઢી આવવું થતું હતું, ને લડાઇઓનાં કારણો પણ વારંવાર ઉપસ્થિત થતાં આ દેશની પાયમાલી થવા ઉપરાંત અત્રેના લોકની અતિ દુર્દશા થયેલી છે.

## દશ્ય ૯ મું.

## કાશ્મીર રાજ્યનો ઇતિહાસ, રાજ્ય પ્રકરણ, ને રાજ્યના પરચુરણ વિષયો.

### કાશ્મીર રાજ્યનો ઇતિહાસ.



આ દેશના પુરાતની ઇતિહાસની સંપૂર્ણ હકીકત **રાજતરંગિણી** નામના સંસ્કૃત ગ્રંથમાં છે. તેમાં કલિયુગના આરંભથી કાશ્મીર દેશના ઇતિહાસની શરૂઆત કરીને અકબર બાદશાહના તાબામાં આ દેશ આવ્યો ત્યાંસુધીનું વર્ણન છે.

કલિયુગના આરંભમાં શ્રી કૃષ્ણનો અવતાર થયો તેને હાલ લગભગ ૫૦૦૦ વર્ષો થયાં છે. તે વખતે **જરાસંધ** રાજાને **કૃષ્ણ** સાથે થયેલા યુદ્ધમાં કાશ્મીરના પહેલા રાજા **ગોનંદે** જરાસંધની મદદે જઇને મથુરા શહેરપર ઘેરો ઘાલ્યો હતો એમ રાજતરંગિણીમાં લખ્યું છે, જેથી એમ જણાય છે કે ગોનંદ અને કૃષ્ણ બન્ને સમકાલીન હતા, તેથી ગોનંદને પણ લગભગ ૫૦૦૦ વર્ષો થયાં છે એમ સિદ્ધ થાય છે.

તે રાજતરંગિણીના ૪ ભાગ છે. તેના ચાર કવિઓએ ચાર ભાગ જૂદા જૂદા રચેલા છે. પહેલા ભાગના કર્તા **કલ્હણ** કવિ તે **જયસિંહ** રાજાના વખતમાં હતા. તેમણે એ ભાગ તૈયાર કરવામાં નીલમતપુરાણ (કાશ્મીરમાહાત્મ્ય), હરવિજય, શ્રીકંઠચરિત્ર અને બીજાં કેટલાંક માહાત્મ્ય કે જે જૂદા જૂદા કવિઓનાં લખેલાં હતાં તેમનો આધાર લીધો હતો. તે કલ્હણ કવિએ ગોનંદ રાજાના આરંભથી સન્ને ૧૧૪૮ એટલે સુમારે કલિયુગના આરંભથી ૩૮૫૦ વર્ષ સુધીમાં આ દેશમાં જે જે રાજાઓ થયા તેમના ઇતિહાસોનું વર્ણન કરેલું છે. તેના ૮ તરંગો (ભાગો) છે. બીજો ભાગ **જોનરાજ** નામના કવિએ લખ્યો છે. તેનું નામ **પાસ-**

**રાજાવલી** આપ્યું છે. તેમાં ઇસ્વીસન ૧૧૪૮ થી ૧૪૧૨ સુધીની આ દેશની હકીકત લખેલી છે. તે પછી જોનરાજ કવિનો **શ્રીવર** નામે શિષ્ય હતો તેણે ત્રીજો ભાગ લખ્યો છે. તેનું નામ **દ્વિતીય-પાસરાજાવલી** છે. તેમાં આ દેશના ૬૫ વર્ષના ઇતિહાસની હકીકત આપી છે. ચોથો ભાગ **પ્રાજ્યભટ્ટ** નામના કવિએ લખ્યો છે. તેનું નામ **રાજાવલીપતક** છે. તેમાં સને ૧૫૮૬ માં અકબર બાદશાહે આ દેશનો કબજો મેળવ્યો ત્યાંસુધીની હકીકત છે. કલ્હણ કવિનો લખેલો પહેલો ભાગ કે મુખ્ય ભાગ, આખા ઈતિહાસના ત્રણ ચતુર્થાંશ જેટલો મોટો છે. તેમાં આ રાજ્યપર પૂર્વે થઈ ગયેલા રાજાઓની વંશાવલી છે,

રાજ્યતરંગિણી ગ્રંથના આધારે સૌથી પહેલો રાજા **ગોનંદ** કે **ગોનર્દ** થયો. તે કઠોર, પરાક્રમી અને રૂપવાન હતો. તેણે મગધ દેશના રાજા **જરાસંધને** મદદ કરીને યાદવોના સૈન્યનો પરાજય કર્યો હતો. તેને કૃષ્ણના ભાઈ **બલરામે** (બલદેવજીએ) યુદ્ધમાં માર્યો હતો. તેણે ૩૫ વર્ષ રાજ્ય કર્યું હતું. તે પછી તેનો પુત્ર **દામોદર** ગાદીએ આવ્યો. તે બાપ જેવો મોટો પરાક્રમી હતો. બલરામે પોતાના બાપને મારેલો હોવાથી તેનું મન વૈરથી નિરંતર બળતું હતું, તેથી સિંધુ નદીને કાંઠે ગાંધાર દેશના રાજાની કન્યાનો સ્વયંવર થયો ત્યારે દામોદરે વૈર લેવાને માટે પોતાની ફોજ તૈયાર કરી યાદવો સાથે લડવા ગયો તેમાં તેનું પણ મરણ થયું. તેણે પણ ૩૫ વર્ષ રાજ્ય કર્યું હતું. તે વખતે તેની રાણી **યશોમતી** ગર્ભવતી હતી તેને શ્રીકૃષ્ણે ગાદીએ બેસાડી, તે વખતે કેટલાકોએ કૃષ્ણને પૂછયું કે "તમે આ ગર્ભવતી સ્રીને કેમ ગાદીએ બેસાડી ?" તેના જવાબમાં શ્રીકૃષ્ણે કહ્યું કે–"આ રાજ્યને ખાલસા કરી શકાય તેમ નથી, કેમકે **કાશ્મીર** દેશ એ **પાર્વતીજી**નું પીયર છે અને તેને જો ખાલસા કરી નાખીએ તો શંકર કોપાયમાન થાય. પછી તે યશોમતી રાણીને પુત્ર થયો તેનું નામ પણ **ગોનર્દ** (બીજો ગોનર્દ) રાખ્યું. તે ગોનર્દના પછીથી બીજા ૫૨, રાજાઓ કાશ્મીરની ગાદી ઉપર એક પછી એક થઈ ગયા,

અને તે બધાઓએ મળીને ૧૨૬૬ વર્ષ સુધી અત્રે રાજ્ય કર્યું. તેમાંના સત્તર રાજાઓ તો **ચીના** હતા. તે ૫૨ રાજાઓની ખાસ વિશેષ માહીતી તે ગ્રંથમાં આપી નથી. ત્યાર બાદ **લવ, કુશેશય, ખગેન્દ્ર,** અને **સુરેન્દ્ર,** એક પછી એકના પુત્રરૂપે ગાદીએ આવ્યા. તેમાંના સુરેન્દ્ર રાજાએ સો મોટા યજ્ઞ કરીને ઇન્દ્ર જેવી ખ્યાતિ મેળવી હતી. **દરદ** નામના દેશની પાસે તેણે **સૌરક** નામનું શહેર વસાવી **નરેન્દ્રભવન** અને તે નામની વાડી બંધાવી હતી. તે પછી તેનો દત્તક પુત્ર **ગોધર** તથા **સુવર્ણજનક** અને **સચીનર** વિગેરે, એક પછી એકના પુત્ર તરીકે આઠ રાજાઓ થયા. તેમનું વૃત્તાંત અને તે દરેકે કેટલાં વર્ષ રાજ્ય કર્યું તે રાજતરંગિણીમાં આપેલું છે. તે પ્રમાણે તે આઠે રાજાઓનો મળીને ત્રણસો વર્ષ સુધીનો રાજ્ય અમલ થાય છે. તેમાંના છેલ્લા આઠમા રાજા સચીનરને પ્રજા નહિ હોવાથી તેના કાકાનો છોકરો **અશોક** ગાદીપર આવ્યો. આ રાજા બૌદ્ધ ધર્મનો ચૂસ્ત હિમાયતી હતો, ને તેના વખતમાં તેણે જ આ દેશમાં બૌદ્ધ ધર્મ ચાલુ કર્યો હતો, છતાં તે બ્રાહ્મણધર્મને સંપૂર્ણ માન આપતો હતો. તેણે **વિતસ્ત** અને **શુશ્કલ** એ બે ડુંગરપ્રદેશમાં જઇને પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો. ને **શ્રીનગર શહેરમાં રાજ્યગાદીની સ્થાપના પ્રથમ આ રાજાએ જ કરી** ને બૌદ્ધ ધર્મના ભિક્ષુકો (શ્રમણ) ને રહેવાને માટે **ધર્મારણ્ય** નામનું એક મોટું વિશાળ વિહારસ્થાન પણ તેણે બંધાવ્યું હતું. વળી **બ્રિજબિહારામાં** પ્રાચીન દેવાલય એણે જ બંધાવ્યું હતું. એના વખતમાં મ્લેચ્છ લોકો ઘણા બળવાન થઇ તેને નડવા લાગ્યા. તે વખતે અશોકે, બૌદ્ધધર્મી હોવા છતાં, શંકરનું આરાધન કરી, તે મ્લેચ્છ લોકોને જીતી શકે તેવો એક પુત્ર શંકર પાસે વરદાનમાં માગી લીધો. તે પ્રમાણે તેને પુત્ર થયો. તેનું નામ **જલૌકસ** રાખ્યું. આ પુત્ર મહાન્ ધાર્મિક, પરાક્રમી દયાળુ ને દાતાર થયો, તેણે મ્લેચ્છ લોકોને જીતી મ્લેચ્છોનો **ઉજ્જુટડીંબ** નામનો દેશ હતો તેને નષ્ટ કરી નાખ્યો. તેણે કેટ-

લોક અગ્રહાર કરી પોતાની કીર્તિ આખી પૃથ્વીમાં ફેલાવી. તેની રાણી **ઇશાનદેવી** પણ ઘણી ધર્મિષ્ઠ હતી.

એક વખત એક સ્ત્રીએ આવીને આ રાજાની પાસે પુરૂષનું માંસ ખાવાની ભિક્ષા માગી, તે વખતે તે પોતાના શરીરનું માંસ આપવામાટે તૈયાર થયો હતો. એવો તે પરગજુ ને ધાર્મિક હતો. તેના પછી **દામોદર બીજો** નામનો રાજા થયો, તે શિવભક્ત હતો. તેને બ્રાહ્મણના શાપને લીધે સર્પ થવું પડયું હતું. તે પછી **હૂન્ડ** જાતિના **હૂષ્ક, જૂષ્ક, વકનિષ્ક,** એ નામના ત્રણ ભાઈઓ એક પછી એક રાજા થયા. એ ત્રણ ભાઈઓએ પોતપોતાના નામથી ત્રણ શહેરો વસાવ્યાં હતાં. તે પછી **નાગાર્જુન** નામનો ચૂસ્ત બૌદ્ધધર્મી રાજા થયો.

તે પછી **અભિમન્યુ** રાજા થયો. તેની આજ્ઞાથી **ચંદ્ર** નામના **પંડિતે** વ્યાકરણ રચ્યું, ને પાતંજલિનું મહાભાષ્ય રચવાની કાશ્મીર દેશમાં શરૂઆત થઇ. તે વખતે કાશ્મીરમાં બૌદ્ધ ધર્મ મોટા જોરથી ચાલતો હતો, તેનો આ વૈદિક સનાતન ધર્મના રાજાએ નાશ કરી નાખ્યો. તે રોમના **નીરો** નામના રાજાના જેવો કઠોર અને ક્રૂર હતો. તેણે બૌદ્ધ લોકોનાં કેટલાંક દેવળો તોડી, બાળીને ખેદાન મેદાન કરી નાખ્યાં. તેણે પોતાના નામથી એક મોટું શહેર અને વિશાળ દેવાલય બંધાવ્યું. **નીલમતપુરાણ**માં લખ્યા પ્રમાણે આ રાજાના વખતમાં **સર્પની** પૂજા ચાલુ થઈ. તેના પછીથી **ત્રીજો ગોનર્દ**, તેના પછી **વિભીષણ, ઇંદ્રજિત, રાવણ, વિભીષણ બીજો,** કે તેનું નામ **કિન્નર** પણ હતું. તે એક પછી એક ગાદીપર આવ્યા. તેમાંનો રાવણ મોટો ધર્મિષ્ઠ હતો, પણ બીજો વિભીષણ રાજ્યમાં ઘણો અનર્થ કરતો હતો. તેથી એક બૌદ્ધ ધર્મવાળાએ પોતાના યોગબળના સામર્થ્યવડે આ રાજાની સ્ત્રીનું હરણ કર્યું. તે દ્વેષનેલીધે રાજાએ બૌદ્ધ લોકોનાં હજારો વિહારસ્થાનો બાળી નાખીને તેમને આપેલાં અગ્રહાર છીનવી લઈ બ્રાહ્મણોને આપ્યાં, ને **જેલમ** નદીના કિનારા ઉપર **કિન્નરપુર** અને **રૂદ્રાવણ** એ નામનાં બે મોટાં નગરો વસાવ્યાં.

તેમાંનું પહેલું શહેર એક નાગે બાળી નાખ્યું. એમ કહેવાય છે કે **ચંદ્રરેખા** નામની એક બ્રાહ્મણની સ્ત્રી હતી તેને ઘેર એક દિવસે આવેલા તે રાજાના ઘોડાની પીઠપર તે સ્ત્રીએ પોતાના હાથનો પંજો માર્યો, તેથી તે ઘોડાની પીઠપર સોનાનો પંજો પડી રહ્યો. આ હકીકત રાજાએ જોઈ, ત્યારે તે સ્ત્રીપર મોહિત થયો ને તેને મેળવવાના વિચારમાં ને વિચારમાં જ તે મરણ પામ્યો. તેના પછી **નળ, સિદ્ધ, ઉત્પલાક્ષ, પુષ્કલાક્ષ, હિરણ્યાક્ષ, હિરણ્યકુલ** ને **વસુકુલ** એ રાજાઓ થયા. **મુદ્રારાક્ષસ નાટકમાં ચંદ્રગુપ્ત** ને **મલયકેતુ** એ બન્નેના યુદ્ધ વખતે મલયકેતુની પક્ષમાં રહીને ઉત્પલાક્ષ લડતો હતો એમ એક વિદ્વાન્ પંડિતનું કહેવું છે. તેની આંખો ખરેખર કમલના સરખી શોભતી હતી, તેથી જ તેનું નામ ઉત્પલાક્ષ રાખ્યું હતું. હિરણ્યકુલે પોતાનાં નામથી એક નગર વસાવ્યું હતું. તે પછી **મિહિરકુલ** નામનો હૂણ (હૂણીયા)વંશનો દુષ્ટ અને ક્રૂર રાજા ગાદીપર આવ્યો. તેની પાસે સાતસો લડાયક હાથી હતા, તેણે ત્રણ કરોડ માણસોનો સંહાર કર્યો હતો. તે પછી તેના મનમાં બૌદ્ધ ધર્મનું તત્ત્વ જાણવાની ઇચ્છા થઇ, તેથી તે ધર્મના એક ઉત્તમ વિદ્વાનને બોલાવી તેના પાસે તે ધર્મનો અભ્યાસ શરૂ કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ, તે વિદ્વાને પોતે જાતે તે અભ્યાસ કરાવવાની ના કહી પોતાના એક શિષ્યને અભ્યાસ કરાવવાને આજ્ઞા કરી. તે અપમાન રાજા સહન ન કરી શકતાં, અત્યંત ક્રોધમાં આવી જઇ, તે ધર્મના લોકોનું અત્યંત નુકસાન કરવા લાગ્યો; તેમજ પોતાના સસરા સાથે વેર થતાં તેના **સિંહલદ્વીપપર** સ્વારી (ચઢાઇ) કરી તે રાજાને તેણે માર્યો અને તેની જગ્યાએ બીજા રાજાને બેસાડયો. **સિંહની** નિશાની ચિત્ર તરીકે ત્યાંના લોકો કાઢતા હતા તે બંધ કરાવીને ત્યાં **સૂર્યનાં** ચિત્રો કાઢવાનો હુકમ કર્યો. ત્યાંથી પાછા ફરતી વખતે રસ્તામાં **ચોલ કર્ણાટકના** રાજાઓને જીતીને, તે પછી મગધ દેશના **બાલાદિત્ય** રાજા સાથે પોતાને ઘણું વેર હોવાથી તેની સાથે યુદ્ધ કરી તેને હરાવ્યો હતો. આ રાજાએ ૧૮ વર્ષ રાજ્ય કર્યું હતું.

તે પછી **બક, ક્ષિતનંદન, વસુનંદન, નર બીજો** અને **યક્ષ** એ રાજાઓ થયા. તેમાંનો વસુનંદન મોટો રાજા હતો. તેણે **કામશાસ્ત્ર** ઉપર એક ગ્રંથ લખેલો છે. અક્ષનો પુત્ર **ગોપાદિત્ય** રાજા થયો. તેની કીર્તિ નળ રાજાના જેવી ઉજ્વળ હતી. તેણે કુચાલ ચાલનારા **શક્તિમાર્ગ**ના બ્રાહ્મણોના અગ્રહાર લઈ લઈ પોતાના દેશમાં જોડી દીધા, ને તેના બદલામાં સારા વિદ્વાન્ બ્રાહ્મણોને અન્ય દેશોમાંથી બોલાવી, તે અગ્રહાર તેમને આપ્યા. હિંસા કરવી તે તેને બીલકુલ પસંદ હતુંજ નહીં. યજ્ઞના કામમાં પણ પશુવધ ન કરવો એવો તેનો પક્કો હુકમ હતો. તે પછી **ગોકર્ણ, નરેંદ્રાદિત્ય** અને **યુધિષ્ઠિર** રાજા થયા. તેમાંના નરેન્દ્રાદિત્યે **સ્વચ્છપાણી** નામના ગામ આગળ એક શિવાલય ફક્ત ૬ પથ્થરોનું બનાવ્યું હતું. તે પાંડવોના યુધિષ્ઠિરની માફક ધર્મ પ્રમાણેજ નીતિથી વર્તતો હતો, પરંતુ પાછળથી અનીતિમાન્ થવા લાગ્યો તેથી તેના તાબાના મંડળીક રાજાઓએ તેના પ્રધાનની સાથે મળી જઇને બંડ ઉઠાવ્યું. રાજાએ જોયું કે શાન્તિમય રાજ્ય ચાલતું નથી ને રાજા તરીકે રહી શકાશે નહીં તેથી અગ્નિમાં પ્રવેશ કર્યો. ત્યારબાદ તેના પ્રધાને સુપ્રસિદ્ધ **વિક્રમાદિત્ય**ના મોટા ભાઇ **પ્રતાપાદિત્ય**ને લાવીને રાજા કર્યો.

તે પછી તેનો પુત્ર **જલૌકસ** રાજા થયો અને તે પછી **તુંજી** રાજા થયો. તેની રાણીનું નામ **વાક્પુષ્ટા** હતું, ને તે પતિવ્રતા હતી. રાજા પણ મોટો પ્રમાણિક ને ધાર્મિક હતો. તે સંસ્કૃતમાં શ્લોકોની કવિતા રચતો હતો. તેણે સારી રીતે રાજ્ય કર્યું. તેણે **તુંગેશ્વર** નામનું એક શિવાલય બંધાવ્યું હતું. તેના વખતમાં મોટો દુષ્કાળ પડયો હતો. તે દુષ્કાળમાંથી લોકોને બચાવવામાટે રાજાએ ઘણા ઘણા પ્રયત્નો કર્યા હતા. તે વખતે રાણીના પ્રભાવનેલીધે રાજ્યમાં દુષ્કાળનું નિવારણ થયું હતું. આ રાજાએ ૩૬ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. તેની પાછળ તેની રાણી સતી થઇ હતી. તેને પુત્ર નહીં હોવાથી અન્ય કુળમાં ઉત્પન્ન થયેલો **વિજય** નામનો રાજા થયો. તેણે ૮ વર્ષ રાજ્ય કર્યું. તે પછી **જયેંદ્ર** રાજા

થયો. તેના હાથ ઢીંચણ સુધી લાંબા હતા તેથી તેને **આજાનુબાહુ** પણ કહેતા હતા. તે પૃથુરાજ જેવો પરાક્રમી શૂરવીર હતો. તેનો પ્રધાન **સંધિમતિ** સર્વગુણસંપન્ન હતો, તેથી રાજા તેના ઉપર પ્રેમ રાખીને સંપૂર્ણ વિશ્વાસ પણ રાખતો હતો. તે લોકોથી સહન ન થઇ શકવાથી તેમણે રાજાને કહ્યું કે—આ પ્રધાન તમારૂં રાજ્ય પચાવી પડવાનો વિચાર કરે છે. રાજાએ તે વાત ખરી માની પ્રધાનને ૧૦ વર્ષની કેદની સજા કરી, છેવટે તેને શૂળીએ ચઢાવ્યો. આ વાત સાંભળીને પ્રધાનના ગુરૂ **ઇશાન**ને ઘણું માઠું લાગ્યું. સંધિમતી માટે વિધાતાએ એવો લેખ લખેલો હતો કે તે શૂળીએ ગયા પછી પણ ૧૦ વર્ષ સુધી રાજ્ય કરશે. તે લેખ પ્રમાણે વનદેવતા યોગિનીએ તેના મુડદાંને એવી ઇચ્છાથી સજીવન કર્યું કે તે ભોગ આપવાને કામ આવશે.તે પછી જયેન્દ્રના મરણ બાદ કેટલોક વખત ગાદી ખાલી રહી. ને પછી પાછો તે યોગિનીએ સજીવન કરેલો પ્રધાન **સંધિમતી** જ રાજા થયો. તેણે **આર્યરાજ** એવું નામ ધારણ કર્યું. પોતે શિવભક્ત હતો. દરરોજ એક હજાર શિવલિંગની સ્થાપના કરી તેની પૂજા કરતો હતો. હજુ પણ કેટલેક ઠેકાણે તેનાં સ્થાપેલાં શિવલિંગો નજરે પડે છે. તેના પછી **ગોનર્દ** અને તે પછી **મેઘવાહન** થયો. તે રાજા બૌદ્ધધર્મી હતો. તેણે કેટલાંક ગામ સ્થાપી જૈનધર્મનાં વિહારસ્થાનો સ્થાપ્યાં. તેને ઘણી રાણીઓ હતી. તેમાં **યૂકદેવી, ઇંદ્રદેવી** અને **અમૃતપ્રભા** એ ત્રણ મુખ્ય રાણીઓ હતી. તેમણે પણ પોતપોતાનાં **વિહારસ્થાનો** બંધાવ્યાં હતાં. યૂકદેવી ઘણે ભાગે બૌદ્ધ સાધુઓની સેવા કરતી હતી. તે વખતે એક ભીલ પોતાના છોકરાનું બલિદાન દેવીને અર્પણ કરતો હતો. રાજાએ વચમાં આવીને છોકરાનું થતું બલિદાન અટકાવીને પોતાનો પ્રાણ અર્પણ કરવાની માગણી કરી. આ પ્રમાણે તેનું ઉદાર ભાષણ સાંભળી યૂકદેવી તેને કહેવા લાગી કે તમારો જન્મ મિહિરકુલના એક જ કુલમાં થયો છે છતાં તમે અહિંસાધર્મી છો. પૂર્વે તમારા વંશના જ રાજા મિહિરે ત્રણ કરોડ મનુષ્યોનો નાશ કર્યો હતો. તે બન્ને વાત કેવી એકએકથી વિપરીત છે? તેના પૂર્વજો વરૂણનું

છત્ર હરણ કરી લાવ્યા હતા. વરૂણે આવી પોતાના છત્રની માગણી કરી ત્યારે તે રાજાએ છત્ર પાછું આપ્યું હતું, તેથી વરૂણદેવે પ્રસન્ન થઇને રાજાને સમુદ્ર તરી જાણવાની શક્તિ આપી હતી. તે રાજા પોતાનું સૈન્ય લઇને લંકામાં ગયો હતો. ત્યાં વિભીષણ રાજ્ય કરતા હતા. વિભીષણે મેઘવાહનને આવકાર આપી છત્ર, ચામર અને રત્નો આપ્યાં. તે લંકાદ્વીપમાં મેઘવાહને હિંસા ન કરવાનો ઉપદેશ કરી પોતે પાછો આવ્યો. તેના રાજ્યમાં સિંહ, વાઘ, સસલાં વિગેરેનો શિકાર થઇ શકતો નહોતો તેવો તે ધાર્મિક ને નીતિમાન્ હતો. તેણે ૩૪ વર્ષ રાજ્ય કર્યું. તે પછી **શ્રેષ્ઠસૈન્ય** રાજા થયો. તે પછી તેનો પુત્ર **હિરણ્ય** રાજા થયો. તેના સમયમાં તેના **તોરમાણ** નામના નાના ભાઇએ પોતાના નામના સિક્કા કે જેને **દિનાર** નામનાં નાણાં કહે છે તે પાડયાં. રાજાને તે વાતની ખબર પડવાથી તેનો નાશ કર્યો. તે વખતે તેની **અંજની** નામની ગર્ભવતી સ્ત્રી કે જે ઇક્ષ્વાકુ દેશના **વજ્રેન્દ્ર** નામના રાજાની કન્યા હતી. તેને તોરમાણે મરતી વખતે નાશી જઇને જીવ બચાવવાનું કહેલું હતું, તેથી તે એક કુંભારને ઘેર છુપી રહી. ત્યાં તેને છોકરો થયો. તેનું નામ **પ્રવરસેન** રાખ્યું હતું. અંજનીએ પોતાના છોકરાની પ્રસિદ્ધિ ન કરતાં કુંભારના નામની પ્રસિદ્ધિ કરી હતી. કેટલાક અજાણ્યા લોકો તેને કુંભારના છોકરા તરીકે જ જોતા ને જાણુતા હતા. પરંતુ તેના ગુણો કુંભાર જેવા નહોતા, પણ તે એક કુલીન રાજપુત્ર જેવા ગુણો ધરાવતો હતો. તેની બધી રમત ગમત પણ ઉત્તમ રાજપુત્રના જેવી જ હતી. તેના મામા **જયેન્દ્ર** આ સર્વ હકીકત જાણુતા હતા. તે મોટી ઉંમરનો થયા પછી તેને ખબર પડી કે હું કુંભારનો પુત્ર નથી પરંતુ ખાસ રાજપુત્ર છું. એવું જાણવાથી તેને મોટું દુ:ખ થયું. કારણકે તેનો કાકો હિરણ્ય મહાક્રૂર હોવાથી જો તેને ખબર પડશે તો તે મને મારી નાખશે એવો તેને ભય લાગ્યો. પરંતુ, આ કુંભારના ઘરમાં રહેવું ઠીક નહીં લાગવા તેથી તીર્થયાત્રા કરવા ચાલી નિકળ્યો.

૩૧ વર્ષ રાજ્ય કરી હિરણ્ય મરણ પામ્યો. તેને સંતાન ન હોવાથી આ કાશ્મીરનું રાજ્ય બીનવારસી થયું. તે વખતે ઉજ્જયિની નામની નગરીમાં બીજો **વિક્રમાદિત્ય** રાજા રાજ્ય કરતો હતો. તેને **શ્રીહર્ષ** પણ કહેતા હતા. તેની ચતુરંગ સેનાના ઐશ્વર્યની ઉજ્વલ કીર્તિ મધ્યાહ્નના સૂર્યની માફક શોભતી હતી. તે વખતે એક **મિત્રગુપ્ત** નામનો કવિ પોતાનું નસીબ અજમાવવા વિક્રમાદિત્યને ત્યાં ચાકરી કરવા રહ્યો. કેટલાક વર્ષ સુધી રાજાની ચાકરી કરી પણ રાજાએ તેને કાંઇ પણ આપ્યું નહીં તેથી મિત્રગુપ્ત ઘણો ઉદાસ થયો. વિક્રમાદિત્યે તેના ઉત્તમ ગુણો જોઇને તેનું ઘણું કલ્યાણ કરવાનો નિશ્ચય કર્યો હતો તેથી, કાશ્મીર દેશ રાજા વિનાનો છે એમ સમજી તેણે એક સીલબંધ પત્ર આપી મિત્રગુપ્તને કાશ્મીરના પ્રધાનને મલવા મોકલ્યો. તેને આપેલા પત્રમાં લખ્યું હતું કે જે માણસને "આ પત્ર લઇને મોકલું છું તેને કાશ્મીરની ગાદીએ બેસાડજો, આ કાગળ ફોડવો નહીં" એવા કપરા સોગન આપી તેને કાશ્મીર મોકલ્યો હતો. જો કે મિત્રગુપ્તને અત્યાર સુધી કાંઈ ન મલવાથી તે નિરાશ થઈ ગયો હતો, પરંતુ આ મુસાફરીએ જતી વખતે તેને સારા શુકન થયા હોવાથી તેને કેટલીક ઉમેદ આશા બંધાઈ હતી. કાશ્મીરમાં જઇને પ્રધાનને પત્ર આપ્યો. તે વાંચતાં જ મિત્રગુપ્તનું સારૂં સન્માન કરી તેને ગાદીએ બેસાડયો. તે વખતે મિત્રગુપ્તના આનંદનો પાર રહ્યો નહીં. તેણે વિક્રમાદિત્યની ઉદારતાની અત્યંત પ્રશંસા કરી. મિત્રગુપ્તે ઉત્તમ પ્રકારે રાજ્ય કરવા માંડી ઘણા વિદ્વાન લોકોને આશ્રય આપ્યો. **ત્રિતમેઢ** નામના કવિએ **હયગ્રીવવધ** નામનું કાવ્ય રચીને રાજાને અર્પણ કર્યું, તેથી પ્રસન્ન થઈ મિત્રગુપ્તે ઘણી મોટી જાગીર બક્ષીસ આપી, તેમજ **મિત્રગુપ્ત સ્વામી** નામનું મંદિર બંધાવ્યું. તે સિવાય બ્રાહ્મણોને પુષ્કળ અગ્રહાર દાન આપી ૫ વર્ષ રાજ્ય કર્યું. ત્યાર પછી કાશ્મીરનો ખરો રાજા પ્રવરસેન કે જે તીર્થયાત્રા કરવા ગયો હતો ત્યાં તેને શંકરે પ્રસન્ન થઈ કાશ્મીર

જવાની આજ્ઞા કરવાથી તે ત્યાં ગયો. ત્યાં મિત્રગુપ્ત રાજ્ય કરે છે તેવી ખબર પડવાથી તેને શંકા થઇ કે તે મને અનેક આફતમાં નાખશે, તેથી પ્રથમ પ્રધાનમંડળને મલવાથી, ને તે પ્રધાનમંડળને આપણો આ ખરો રાજા છે તેમ લાગવાથી, તેનો રાજા તરીકે સ્વીકાર કર્યો. પ્રવરસેનને આ ગાદી વિક્રમાદિત્યે મિત્રગુપ્તને આપવાથી વિક્રમાદિત્ય ઉપર ઘણો ક્રોધ ચઢયો, પરંતુ મિત્રગુપ્ત ઉપર કંઇ ખોટું લગાડયું નહીં. આ વખતે મિત્રગુપ્ત ત્રિગર્ત દેશ ઉપર ચઢાઇ કરવા ગયો હતો ત્યાં જ તેને વિક્રમાદિત્ય મરણ પામ્યાની ખબર મળવાથી તેને ઘણું જ લાગી આવ્યું. તે અરસામાં પ્રવરસેન થોડી ફોજ લઇ મિત્રગુપ્તને મલવા ગયો, પ્રવરસેન ગાદીનો હકદાર છે એમ મિત્રગુપ્તે જાણવાથી તેને ગાદી ઉપર બેસવા કહ્યું ત્યારે પ્રવરસેને કહ્યું કે હાલ તમે જ ગાદી ઉપર બિરાજો. તમારા પછી હું આ ગાદી ઉપર બેસીશ. પરંતુ, તે વાતનો સ્વીકાર નહીં કરતાં મિત્રગુપ્તે કાશી જઇને સંન્યાસ ધારણ કર્યો. ત્યાર પછી પ્રવરસેને પણ ગાદી ઉપર ન બેસતાં, માત્ર કાશ્મીરના અધ્યક્ષ તરીકે રહી, પોતાનાં વચનને પાળી, ૧૦ વર્ષ સુધી, મિત્રગુપ્ત કાશીમાં જીવ્યો ત્યાંસુધી, કાશ્મીર રાજ્યની આવક દરવર્ષે તેને મોકલી આપી હતી. જ્યારે મિત્રગુપ્તનું અવસાન થયું ત્યારે જ પ્રવરસેન ગાદીનશીન થયો. આ રાજા મહાન્ ધર્મી, પ્રતાપી, વિદ્વાન્ ને પંડિતોનો આશ્રયદાતા હતો.

પ્રવરસેનના વખતમાં જેલમ નદી ઉપર નૌકાનો પૂલ પ્રથમ બાંધવાની શરૂઆત થઇ હતી ને તેણે પોતાના નામનું એક શહેર પણ વસાવ્યું હતું. તે પૂર્ણ **શિવભક્ત** હતો. તેણે અનેક વિહારસ્થાનો બાંધીને અગ્રહાર બાંધી આપ્યા હતા. તેના મામા જયેન્દ્રે પણ **બૃહદ્બુદ્ધ** નામનો વિહાર બાંધ્યો હતો. તેણે ૬૦ વર્ષ રાજ્ય કર્યું હતું. તે પછી બીજા **યુધિષ્ઠિર** અને **લક્ષ્મણ** રાજા થયા. લક્ષ્મણનું બીજું નામ **નરેન્દ્રવત** હતું. તે નરેન્દ્રવત્ વિદ્યાને મોટો ચાહનાર હતો. તેણે પુસ્તકાલય બંધાવ્યું હતું.

તેના પછી **રણાદિત્ય** ગાદી ઉપર આવ્યો. આ રાજા નરેન્દ્રવતનો ભાઈ હતો. તેના કપાળમાં શંખનું ચિહ્ન હતું; ને તેને તેના પૂર્વ જન્મની યાદી હતી એવો લેખ છે. એ મોટો પ્રતાપી હતો. તેની સ્ત્રીનું નામ **રણારંભા** કે **ભ્રામરીદેવી** હતું. એ ભ્રામરી-દેવીનું પૂર્વવૃત્તાન્ત એવું છે કે—આ રાજા જુગાર રમવામાં ઘણો કુશલ હતો. તેને ઘણા માઈલોપર દૂર આવેલી ભ્રામરિકા એટલે કાલીદેવીનાં દર્શન કરી તેને પ્રસન્ન કરવાની ઇચ્છા થઈ. પરંતુ, તે સ્થળે અસંખ્ય ભમરાઓ ઉડી દર્શને જનારા મનુષ્યોને કરડી ખાઈ જીવ લેતા હતા, તેથી ત્યાં કોઈ પણ જઇ શકતું નહોતું. છતાં પણ રણાદિત્ય શરીરે કવચ ધારણ કરી, પુષ્કળ લૂગડાં પહેરી, તેના ઉપર ગેંડાના ચામડાનો બનાવેલો કોટ પહેરીને ત્યાં ગયો. તો પણ ભમરાઓએ તેનું તે પહેરેલું બધું કાપી નાખીને તેને કરડી કરડીને મરવા જેવો કરી નાખ્યો. એવું દુઃખ સહન કરીને પણ છેવટે તેણે દેવી પાસે જઈ તેનાં સપ્રેમ દર્શન કરવાથી દેવીએ પ્રસન્ન થઈ તેને પોતાનાં ખરા સ્વરૂપનાં દર્શન આપીને વરદાન માગવાનું કહ્યું. તે વખતે તે દેવીનું અદ્‌ભુત ને અપરંપાર રૂપ જોઈને રાજા મોહિત થયેલો હોવાથી તેણે કહ્યું કે તમે મારી સાથે લગ્ન કરો, ત્યારે દેવીએ કહ્યું કે—એ વાત અશક્ય છે, માટે તે સિવાયનું બીજું ગમે તે વરદાન માગ. છતાં પણ રાજાએ હઠ પકડીને બીજી વખત પણ તેજ વરદાન માગવાનો આગ્રહ કર્યો. ત્યારે દેવીએ કહ્યું કે હે રાજા! તારા બીજા જન્મમાં હું તારી સાથે લગ્ન કરીશ. તેથી બીજા જન્મે રાજાની સાથે તે દેવીનાં લગ્ન થયાં હતાં, ને તે જ આ જન્મમાં તેમની રાણી હતાં. આ દેવી હંમેશાં રાત્રે પોતાના જેવી બીજી માયાવી સ્ત્રી રાજાની પાસે મૂકીને પોતે **ભમરીનું** રૂપ લઇને હંમેશાં ઉડી જતાં હતાં એવું લખેલું છે.

તે પછી **વિક્રમાદિત્ય** ને તે પછી તેનો ભાઇ **માલાદિત્ય** ગાદી ઉપર બેઠો, તેણે પૂર્વસમુદ્ર પર્યંત જયસ્તંભ ઉભો કર્યો હતો. તેને ત્રણ ભાઈઓ હતા. તેણે ઘણા પૂલો બંધાવ્યા હતા.

તેની સ્ત્રીનું નામ **બિંબા** હતું. તેણે **બિંબેશ્વર** નામનું શિવનું દેવાલય બંધાવ્યું હતું. **કર્કોટક** નામના નાગે આ રાણી સાથે સંભોગ કર્યો હતો તેથી જે કન્યા ઉત્પન્ન થઇ હતી તેનું નામ **અનંગલેખા** રાખ્યું હતું. તે બત્રીસલક્ષણી ને સૌંદર્યના ભંડારરૂપ હતી. શૃંગારરૂપી સમુદ્રમાં તે ચંદ્રિકા સમાન દેખાતી હતી. આવી અલૌકિક કન્યાને જોઇને રાજાને એક જોશીએ કહ્યું કે આનો જે સ્વામી થશે તે રાજા થશે, અને ગોનર્દના વંશનો નાશ થઇ જશે. એમ કહેવાથી રાજાએ તેનું લગ્ન એક હલકા કુળના **દુર્લભવર્ધન** નામના છોકરા સાથે કરી તેનું નામ **પ્રજ્ઞાદિત્ય** રાખ્યું. રાજકન્યા મોટી થયા પછી તેને તે ગમ્યો જ નહીં તેથી રાજાના ખડ્ગ નામના પ્રધાન સાથેના પ્રેમમાં પડી. એક વખત તેઓ બંને રતિસુખ ભોગવી એકમેકને અડકી નિદ્રામાં સૂતાં હતાં. તે સર્વે હકીકત તેના સ્વામી દુર્લભવર્ધનના જાણવામાં આવવાથી તેણે તેઓનો શિરચ્છેદ કરવાનો વિચાર કર્યો હતો. છતાં તે વિચાર ફેરવી પ્રજ્ઞાદિત્યે શાન્તિ રાખી તેમનાં લૂગડાં ઉપર લખ્યું કે **તમારા આ નીચ કૃત્યને જાણવા છતાં તમને હું ક્ષમા આપું છું.** એમ લખી ત્યાંથી નીકળી ગયો. ત્યારબાદ જ્યારે તેઓ જાગ્યાં અને લૂગડાં ઉપર લખેલો લેખ વાંચ્યો ત્યારે બંનેને મહાપશ્ચાત્તાપ થયો. આ રાજાએ ૩૭ વર્ષ રાજ્ય કર્યા પછી જોશીના કહેવા પ્રમાણે પ્રજ્ઞાદિત્ય રાજા થયો ને ગોનર્દનો છેલ્લો વંશ સન્ને ૬૩૦ના અરસામાં પૂરો થયો. તેણે ૩૬ વર્ષ રાજ્ય કર્યા પછી **પ્રતાપાદિત્ય** બીજો રાજા થયો, ને તેણે **પ્રતાપપુર** શહેર વસાવ્યું. એક વખત તે રાજા એક શ્રીમંત વાણીઆને ઘેર ગયો, ત્યાં તેની અતિ રૂપવાન સ્ત્રીને જોઈ કામાતુર થઈને તેની પ્રાપ્તિને માટે ઝુરવા લાગ્યો. તે વાતની વાણીઆને ખબર પડવાથી તે સ્ત્રી તેણે રાજાને આપી. તેનાથી તે રાજાને **ચંદ્રાપીડ, તારાપીડ, મુક્તાપીડ** (કે લલિતાદિત્ય), **વજ્રાદિત્ય**) અને **દયાદિત્ય** એ પ્રમાણે ૫ છોકરાઓ થયા. તે પછી ચંદ્રાપીડ રાજા થયો. તે સમયમાં આરબ લોકોએ કાશ્મીર

ઉપર સ્વારી કરવાથી જ્યારે રાજાએ બચાવ કરવાની પોતાની શક્તિ ન જોઇ ત્યારે શકે ૭૩૫ માં ચીનના બાદશાહની મદદ લેવાથી તેનો બચાવ થયો. તે પછી શકે ૭૪૨માં ચીનના બાદશાહે ચંદ્રાપીડને રાજાનો ખીતાબ આપ્યો, ને તેણે ૫૦ વર્ષ રાજ્ય કર્યું. તે પછી પ્રતાપાદિત્યનો મોટો કુંવર **ચંદ્રનંદન** રાજા થયો. તે કાર્તિકસ્વામી જેવો મોટો પરાક્રમી ને ધાર્મિક હતો. તેના રાજ્ય સમયે એક વિદ્વાન્ બ્રાહ્મણ ઊંઘતાં ઊંઘતાં જ મરી ગયો. તેથી તેની સ્ત્રીએ રાજાને કહ્યું કે વગર કારણે મારો સ્વામી મરી ગયો તેથી તારૂં રાજ્ય અન્યાયથી ભરેલા કલંકવાળું જણાય છે, માટે જો તું ન્યાયી હોય તો તેનું ખરૂં કારણ શોધી આપ. નહીં તો હું પણ ઉપવાસ કરીને તને સ્ત્રીહત્યા આપીશ. રાજાએ ગુનેગારને શોધવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ તેનો પત્તો લાગ્યો નહીં, તેથી તે અન્નજલ લેવું બંધ કરી એક દેવાલયમાં ગયો, ત્યારે દેવતાઓએ પ્રસન્ન થઇને તેને ગુનેગાર શોધી આપ્યો, એવો તે રાજા શ્રદ્ધાળુ, દયાળુ ને ધર્મનિષ્ઠ હતો. તેમજ વળી, "એક વખત તેનો પ્રધાન, એક દેવાલય બાંધવા માટે, પોતાને જોઈતી જગ્યા જબરદસ્તીથી એક ધણીની માલીકીની લઇ લેવા લાગ્યો ત્યારે, તે ધણી રાજા પાસે ફરિયાદ કરવા જવાથી તે ધણી જે કિંમત કહે તે આપીને ઘર લેવું એવો હુકમ તેણે કર્યો હતો" એવો તે ન્યાયી હતો. તે પછી તેનો ભાઇ **તારાપીડ** રાજા થયો. તેણે બ્રાહ્મણોને ઘણું દુઃખ આપ્યું હતું. તે પછી તેનો નાનો ભાઇ **લલિતાદિત્ય** (કે જેનું બીજું નામ મુક્તાપીડ હતું તે) રાજા થયો. તે ઘણો ધર્માભિમાની હતો. તેણે ગૌડ દેશના રાજા **યશોવર્માને** જીતી તેના રાજ્યના પાંચ ભાગ કરીને પોતાના સરદારોને વહેંચી આપ્યા હતા. લલિતાદિત્યના સૈન્યમાં **કલિંગ દેશમાં** પુષ્કળ હાથી હતા. તે પછી તેણે કર્ણાટક, મગધ, જાલંદર ને લાહોર વિગેરે સ્થળો જીતી ત્યાં પોતાના સરદારોને રાજાઓ બનાવ્યા. દક્ષિણમાં મલબાર ને ઉત્તરે ટીબેટ ને બુખારા સુધીના

દેશો તેણે જીત્યા હતા. તેને **કમલાવતી, ઇશાનદેવી** અને **ચક્રમર્દિકા** એ નામની ત્રણ રાણીઓ હતી. **શક્તિસ્વામી** નામે તેનો પ્રધાન હતો કે જે અભિનંદન કવિના વંશનો મૂલ પુરૂષ થતો હતો. તેની પાસે **બે મણિ** હતા. એક મણિનો પ્રભાવ એવો હતો કે પાણીની સામે ધરવાથી પાણીમાં બે ભાગ પડી જઈને જમીન દેખાતી હતી, ને બીજા મણિમાં તે પાણીના ભાગોને એકઠા કરવાની કરામત હતી. આ અમૂલ્ય મણિ રાજાએ તેની પાસે માગ્યા, ત્યારે તેના બદલામાં મગધ દેશમાંથી બુદ્ધની મૂર્તિ રાજા જીતી લાવ્યા હતા તે પ્રધાને માગી, જેથી પ્રધાનને તે મૂર્તિ આપી રાજાએ મણિ લીધા. પ્રધાને એક વિહારસ્થાન બનાવી તેમાં તે મૂર્તિની સ્થાપના કરી હતી. એક વખત આ રાજા મારવાડ દેશમાં સ્વારી લઈ ગયો, તે વખતે તેનો પ્રધાન, નજીકનો માર્ગ બતાવવાનું કહી, તેને રેતીના રણના વેરાન પ્રદેશના ખોટે રસ્તે લઈ ગયો. ત્યાં પાણીની અછતને લીધે લશ્કરને તૃષા લાગવાથી તે મરવા લાગ્યું. તે વખતે આ રાજાએ પોતાના દૈવી પ્રતાપના બળે જમીનમાં ભાલો મારીને પાણીનો ઝરો ઉત્પન્ન કર્યો હતો. તેને **કુવલયાદિત્ય** ને **વજ્રાદિત્ય** એમ બે છોકરા હતા, ને તેણે ઇસ્વીસન ૬૯૩ થી ૭૨૧ સુધી રાજ્ય કર્યું હતું. તે પછી તેના પુત્રો અનુક્રમે **કુવલયાદિત્ય, વજ્રાદિત્ય,** પૃથિવ્યાપીડ, અને **સંગ્રામાદિત્ય,** રાજાઓ થયા. તે પછી **જયાપીડ** નામે પ્રતાપી શૂરવીર રાજા થયો. તેની પાસે હજાર લડાયક રથ હતા. તે પોતાનું સૈન્ય સાથે લઈ દિગ્વિજય કરવા નિકળ્યો હતો. તે વખતે, તેના પ્રધાને તેનું રાજ્ય પચાવી પાડ્યું; તેથી લશ્કર વિગેરેનો ખરચ તેનાથી પૂરો થઈ શક્યો નહીં, તેમજ કાશ્મીર પાછું તાબે કરવાની પણ હિમ્મત રહી નહીં; જેથી તેણે પ્રયાગમાં જઈને લાખમાં એક ઘોડો ઓછો (એટલે ૯૯૯૯૯ ઘોડા) દાન તરીકે આપી ત્યાં એક લેખ લખ્યો હતો કે–**મારા કરતાં એક ઘોડો જે વધારે આપશે તે આ મારા કરેલા અશ્વદાનોની અમર-**

**કીર્તિને પાછળ હઠાવી પોતાની અમરકીર્તિને આગળ વધારશે.** તે પછી ગૌડ દેશમાં **પૌન્ડ્રવર્ધન** નામના શહેરમાં એક દેવાલયમાં દર્શનાર્થે જતાં, ત્યાં એક **કમલા** નામની **કલાવતી**નો નાચ અને ગાણું થતું હતું તે સાંભળવા રાજા બેઠો. કલાવતીએ તેને ઓળખ્યો. જેથી નાચ પૂરો થયા પછી વિનંતિ કરીને તેને પોતાને ઘેર લઇ જઇ કેટલોક વખત મહેમાન તરીકે રાખ્યો હતો. એક દિવસ નજીકના જંગલમાંથી એક સિંહ શહેરમાં આવી માણસોને ખાવા લાગ્યો. તે જ દિવસે જયાપીડ બહાર ગયો હતો, તેને ઘેર પાછો આવતાં ઘણો વખત લાગ્યો હતો. તેથી તેને સિંહ ખાઇ ગયો હશે, એમ કલાવતીને શક આવ્યો. તેથી કલાવતી ઘણું રૂદન કરવા લાગી, ને જ્યારે જયાપીડ પાછો આવ્યો ત્યારે કલાવતીએ તે સિંહ સંબંધી હકીકત કહી પોતાને રૂદન કરવાનું કારણ જણાવ્યું. તે જાણતાં જ રાજાએ પોતાના હાથમાં તરવાર લઈ રાત્રિએ બહાર જઇ તે સિંહને મારી નાખ્યો. તે વાત તે નગરના રાજા **જયંતસિંહે** જાણી તેણે સિંહ મારનારને શોધી કહાડી, દરબારમાં બોલાવી, તેની અથાગ બહાદુરીનાં વખાણ કરીને પોતાની કન્યા **કલ્યાણી**ને તેની સાથે પરણાવી પોતાનું રાજ્ય તેને આપી દીધું. તે પછી જયાપીડે પંચગૌડ દેશપર સ્વારી કરીને તે જીત્યો. તે પછી પૂર્વ દેશના રાજા **ભીમ**ને ત્યાં પોતે બ્રહ્મચારીનો વેષ લઈને ગયો. તે વખતે ભીમને ત્યાં કાશ્મીરનો **સિન્દુર** નામનો એક એલચી હતો તેણે તેને ઓળખીને તે જયાપીડ છે એમ ભીમ રાજાને કહ્યું. તેથી તેણે તેને કેદ કર્યો પણ તે વખતે કાંઇ યુક્તિ કરીને તે છુટી ગયો. ને તે પછી તેણે ચઢાઇ કરી ભીમનું રાજ્ય જીતી લીધું. તે પછી જયાપીડે **નેપાલ** દેશમાં સ્વારી કરી. તે વખતે ત્યાં **અરમુડી** નામનો રાજા હતો. તેણે જયાપીડના લશ્કરનો નાશ કરી જયાપીડને બંદીવાન બનાવ્યો. તે પ્રસંગે તેના એક વિશ્વાસુ પ્રધાને પોતાના જીવના જોખમે રાજાને છોડાવ્યો. પછી જયાપીડે ગંડકી નદીમાં જઇને પોતાના સૈન્ય સાથે

મલીને નેપાલ દેશમાં ફરીને સ્વારી કરી તે દેશ તેણે જીતી લીધો ને તે વિશ્વાસુ પ્રધાનને પાછો સાથે લીધો ને સ્વદેશ જવા નીકળ્યો તે પહેલાં તેણે કનોજનું રાજ્ય જીતી લીધું. કનોજના રાજાની કન્યા, અને **કલાવતી કમલાને** સાથે લઇ, તે પોતાના સ્વદેશ કાશ્મીર તરફ મોટા લશ્કર સહિત કુચ કરી ગયો. ત્યાં ૩ વર્ષ સુધી લડીને રાજ્ય પાછું મેળવ્યું. છેવટે જે જમીન ઉપર વિજય મેળવ્યો તે જમીન ઉપર **કલ્યાણવતી** પોતાની સ્ત્રીના નામ ઉપરથી કલ્યાણી શહેર વસાવ્યું, ને યાદવોની દ્વારકાની માફક બીજું **બહિરફુટ** નામનું એક શહેર પણ વસાવ્યું. તે સમયે તેની પાસે ઘણા પ્રધાનો ને સમર્થ વિદ્વાન્ પંડિતો હતા છતાં નવા આવનારા દરેક પંડિતનો સારો સત્કાર કરતો હતો. છેવટે તેને ખરાબ સોબત થવાથી બ્રાહ્મણોને દાન આપેલી જમીન છીનવી લીધી અને બ્રાહ્મણોનો દ્વેષ કરવા લાગ્યો. તેથી બ્રાહ્મણોએ તેને શાપ દીધો, જેથી પોતાના જ છત્રનો સુવર્ણદંડ અકસ્માત્ રાજાના મસ્તક ઉપર પડવાથી તેનું મરણ થયું. તેની પાછળ અમૃતપ્રભા નામની તેની માતાએ પુત્રના ઉદ્ધારમાટે **અમૃતકેશવ** નામનું દેવાલય બંધાવ્યું. આ રાજાએ ૩૧ વર્ષ રાજ્ય કર્યું હતું. તે પછી **લલિતાપીડ, સંગ્રામપીડ, બૃહસ્પાતપીડ, અજીતાપીડ, અનંગાપીડ** ને **ઉત્પલાપીડ** એમ અનુક્રમે રાજાઓ થયા. એ બધા રાજાઓએ મલીને આશરે ૭૦ વર્ષ રાજ્ય કર્યું. તેટલા વખતમાં રાજ્યમાં અંધેર ને બખેડા ચાલુ હતા. કર્કોટકના વંશજોમાં ઉત્પલાપીડ છેલ્લો રાજા હતો. તે વંશમાં ૧૭ રાજાઓ થયા હતા, ને તે બધાઓએ મલીને ૨૬૦ વર્ષ રાજ્ય કર્યું હતું, ને તે સર્વે બૌદ્ધ ધર્મી હતા. તે પછી શાલિવાહન શાકે ૮૭૭માં ને કાશ્મીરી શકે ૧૩૧માં ઉત્પલાક્ષ વંશનો પહેલો રાજા, **અવંતીવર્મા** કે **આદિત્યવર્મા** નામે થયો. તે ઘણો ધર્મિષ્ઠ અને ન્યાયી હતો. તેણે **અવંતીશ્વરનું** દેવળ બંધાવ્યું હતું, ને તેણે પોતાના રાજ્યનો એક વિભાગ પોતાના ભાઈને આપી તેને રાજા બનાવ્યો

હતો. તેના પ્રધાનો બહુ બુદ્ધિશાલી હોવાથી, તેઓની સલાહથી રાજ્યકારભાર ચાલતો હતો. **શૂરવર્મા** નામના પોતાના સપત્ન બંધુને તેણે યુવરાજ કરી લીધો હતો. તે વિદ્યાને ઘણો ચાહનાર હતો; તેથી તેના આશ્રયતળે મોટા મોટા પંડિતો આવીને રહ્યા હતા. અવંતીવર્મા શૌર્ય ને પરાક્રમમાં લલિતાદિત્યના સરખો મોટો પ્રસિદ્ધ હતો. તેણે **ગુજરાત** ને **શ્રીગર્ત** એ રાજ્ય જીતી લીધાં હતાં, જેથી ગુજરાતના રાજાએ **ટક** નામનો દેશ તેને આપ્યો હતો. તેના સમયમાં કાશ્મીરમાં **સૌર્ય** નામે એક પ્રસિદ્ધ સાધુ પંડિત આવીને જ્યાં ત્યાં શહેરમાં ફરીને બોલતો કે "હે મનુષ્યો ! મારામાં ઘણો મોટો અક્કલનો ખજાનો ભરેલો છે, પણ ધન નથી. જો મારી પાસે પુષ્કળ ધન હોય તો હું આ દેશનો ઉદ્ધાર કરવા ઉપરાંત ઘણાં મહત્ત્વનાં કાર્યો કરી શકું તેમ છે." આવું તેનું બોલવું સાંભળીને લોકો ખાલી તેને બડબડાટ કરનારો ને ગાંડો કહેતા હતા. જ્યારે એ વાત રાજાએ જાણી ત્યારે તેને જોઈએ તેટલું ધન આપ્યું. તેણે તે ધનના ચાંદીના સિક્કા કરીને, તે સિક્કા અત્રેની જેલમ નદીમાં જ્યાં જ્યાં પાણી ભરાઈ રહેતું હતું ત્યાં ત્યાં નાખી દીધા. તેથી ત્યાંના ગરીબ લોકો તે નદીમાંના મોટા મોટા પથરા નદીની બહાર કાઢી નાખીને તે નાખેલું ધન શોધવા લાગ્યા. તેમ થવાથી જેલમ નદીનું ભરાઈ રહેલું પાણી જોસબંધ વહેવા લાગ્યું. આવી રીતે તેની બન્ને બાજુના તીરનો પાણીમાં ડૂબી ગયેલો પ્રદેશ ખુલ્લો થઈ જવાથી ત્યાં સારો પાક ઉત્પન્ન કરનારી ફલદ્રૂપ જમીન બની ગઇ ને ત્યાં ઘણો પાક થવા લાગ્યો. આ પ્રમાણે દેશને તેણે આબાદ કર્યો. તેજ પ્રમાણે **વિતસ્તા** ને **સિંધુ** નદીનો **સંગમ** પણ તેણે જ કર્યો હતો. તેણે એક ગામ વસાવી જેલમ નદીપર પૂલ પણ બંધાવ્યો હતો. એ પ્રમાણે તેણે રાજાને પોતાનું અતુલ ને અનહદ બુદ્ધિબળ બતાવ્યું હતું. આ રાજાએ ૨૭ વર્ષ રાજ્ય કર્યું. પછી તેનો પુત્ર **શંકરવર્મા** રાજા થયો. તેણે **વૈદિકધર્મ** ચાલુ કર્યો. દેવમંદિરો ને બ્રાહ્મણોમાટે અગ્રહાર કરી આપ્યાં.

પોતાના ને **વસુમતી** નામે પોતાની રાણીના નામથી એમ બે દેવળો બંધાવ્યાં. તે પછી તેને અત્યંત લોભ થવાને લીધે આપેલાં અગ્રહાર પાછાં લઇ મોટા મોટા ધનાઢયો અને વતનદારોને દંડ કરી પૈસા જમા કરવા લાગ્યો. એક વખત તેણે પોતાની **તુલા** (એક ત્રાજવામાં સોનું ને બીજામાં પોતે બેસી જોખાવું તે) કરવાથી જેટલું ધન થયું તેમાંનું ત્રણ ચતુર્થાંશ ધન પોતે રાખ્યું ને ૧/૪ ધન બ્રાહ્મણોને વહેંચી આપ્યું હતું. છેવટે એક પારધિ શિકાર કરતો હતો તેનું બાણ રાજાને ગળામાં વાગવાથી તે મરી ગયો, ને તેની પાછળ તેની ત્રણ રાણીઓ સતી થઇ. તેના પછી **ગોપાલવર્મા** ને **શંકરવર્મા** રાજા થયા. તે પછી શંકરવર્માની **સુગંધા** નામની રાણીએ બે વર્ષ સુધી રાજ્ય કર્યું. તેના પછી **પાર્થવનજીત્** ને તે પછી **ચક્રવર્મા** રાજા થયો. તે ઉન્મત્ત, દુરાચારી ને વ્યભિચારી હતો. એક વખત એક માહાર જાતિનો માણસ તમાસો કરવા આવ્યો. તેને **હંસી** ને **નાગલત્તા** નામની બે છોકરીઓ, ગાયન ને નૃત્યકળામાં એવી કુશળ હતી કે તેઓનાં નૃત્ય, ગાયન ને નેત્રોના કટાક્ષોથી રાજા ને તેના સભાસદો કામાતુર બની મોહિત થઇ ગયા. રાજાએ વિચાર કર્યો કે ગાયન વિગેરે સાંભળવા જોવામાં જ્યારે કાંઇ પણ દોષ કે પાપ નથી તો તેનાં શરીરને અડકવામાં કાંઇ પણ દોષ જેવું છે જ નહીં, એવો નિશ્ચય કરી, તે બે સ્ત્રીઓનું નૃત્ય, ગાયન વિગેરે જોવા ને સાંભળવા ઉપરાંત રતિસુખ પણ તેમની સાથે ભોગવવા લાગ્યો. તે બન્નેને જોયા વગર તેને બીલકુલ ચેન પડે નહીં તેમ થઈ ગયું, તેથી હંસીને તેણે મુખ્ય રાણી કરી, પણ પ્રજાને આ વાત ગમી નહીં, તેથી રૈયત ખળભળી ઉઠી ને બખેડા થવા લાગ્યા. એક દિવસ રાજા હંસી સાથે પલંગમાં સૂતો હતો તે વખતે લાગ જોઈ કોઇ દુશ્મને તેને બીછાના ઉપર જ ઠાર મારી નાખ્યો. આ રાજા ત્રણ વખત પદભ્રષ્ટ થઇ ફરી ફરી પાછો ગાદી ઉપર આવ્યો હતો. તે પછી **શૂરવર્મા**, **પાર્થ**, **શંકરવર્ધન**, **ઉન્મત્તવર્ધન**, **શૂરવર્મા બીજો**, ને **યશસ્કર** એ રાજાઓ અનુક્રમે

થયા. એ છેલ્લો રાજા મોટો ધર્મિષ્ઠ ને ગુણગ્રાહી હતો. એના વખતમાં એક બ્રાહ્મણ દેવાદાર ને દુઃખી હતો. તેની સ્ત્રીના નિર્વાહ માટે થોડી મીલકત રાખી બાકી સર્વે માલમીલકત માગનાર શાહુકારને આપી દઇ ધન મેળવવા માટે તે પરદેશ ગયો. પાછળથી પેલા શાહુકારે લખાણમાં જ્યાં સ્ત્રીની મીલકત **રહિત** લખેલું હતું તે લખાણના અક્ષરોની જગાએ **સહિત** લખી, તે બ્રાહ્મણે પોતાની સ્ત્રીને આપેલો ભાગ હતો તે પણ તેણે લઈ લીધો, જેથી તે બાઈ નિરાધાર થઈ ચાકરી કરી ગુજરાન ચલાવવા લાગી. તે પછી જ્યારે પેલો બ્રાહ્મણ થોડું ધન કમાઇને દેશમાં આવ્યો ત્યારે તેણે પોતાની મીલકત શાહુકારે લૂંટી લીધેલી ને બાઈને ચાકરી કરતી, દુબળી પડેલી જોઈ. તેથી રાજ્યમાં ફરિયાદ કરી રાજાએ તે શાહુકારને કચેરીમાં બોલાવ્યો. કચેરીમાં આવેલા કેટલાક લોકોની ને તે શાહુકારની વીંટીઓ રાજાએ જોવાના નિમિત્તે માગી લીધી. ત્યારબાદ રાજાએ કાંઈ નિમિત્ત કાઢી કચેરી બહાર જઈ એક નોકરને શાહુકારની અંગુઠી આપી. શાહુકારને ઘેર તેના મુનીમની પાસે મોકલી શાહુકારની વીંટી બતાવી તેના ચોપડા મંગાવી લીધા. ચોપડા જોવાથી શાહુકારની લુચ્ચાઇ જણાઈ ગઇ, તેથી તેની મીલકત તે બ્રાહ્મણને રાજાએ પાછી અપાવી ને શાહુકારને મોટો દંડ કર્યો. એમ તે પ્રથમ ન્યાયપૂર્વક રાજ્ય ચલાવતો હતો પણ પાછળથી તેની ચાલચલગત બગડવાથી એક નીચવર્ણની **લલના** નામે અતિ રૂપવાન વેશ્યા સ્ત્રી ઉપર મોહિત થઇને તેને પોતાની પટરાણી બનાવી. જ્યારે તે રાણી બીજા નીચ જાતિના માણસ સાથે પ્યારમાં પડેલી છે એવી રાજાને ખબર પડી ત્યારે તેનો ત્યાગ કર્યો, ને અતિશય ક્લેશ થવાને કારણે તેણે પોતાના રાજ્યનો ઘણો ભાગ બ્રાહ્મણોને અગ્રહાર તરીકે આપ્યો, અને પોતે વૈરાગ્યથી સાધુ થઈ ગયો. તેણે આર્ય દેશના વિદ્યાર્થીઓ માટે એક મઠ બંધાવી આપ્યો હતો. તે પછી **સંગ્રામદેવ, પર્વગુપ્ત, ક્ષેમગુપ્ત, અભિમન્યુ, નંદીગુપ્ત, ત્રિભુવનગુપ્ત, ભીમગુપ્ત, દિદ્દારાણી** (કે જે લાહોરના સિંહરાજાની કન્યા ને ક્ષેમગુપ્તની રાણી હતી),

**સંગ્રામદેવ**, ને તેનો પુત્ર **હરિરાજ**, અનુક્રમે રાજાઓ થયા. સંગ્રામદેવને થોડા જ વખતમાં પવનગુપ્તે મારી નાખી રાજ્ય લઈ લીધું હતું. તે રાજાની રાણી તેની પાછળ સતી થઈ હતી. પર્વગુપ્તને મારી નાખી **ક્ષેમગુપ્ત** રાજા થયો. તેણે બૌદ્ધોનાં અનેક વિહારસ્થાનોનો નાશ કર્યો. તેની રાણી પણ તેના ધણીના જેવી જ દુષ્ટા હતી. ક્ષેમગુપ્તના મરણ પછી ગાદીએ આવનાર **નંદીગુપ્તને** તે રાણીએ મારી નાખીને રાજ્ય કારભાર પોતાના હાથમાં લીધો. તેના પછી **હરિદેવ** રાજા થયો. તે પછી **અનંતદેવ** થયા. તેની નાની ઉંમરને લીધે તેના મામા **સાગરને** બીજા મંત્રીઓએ કારભાર કરી ઉંમરમાં આવતાં તેને ગાદી ઉપર બેસાડયો. તે મોટો પ્રતાપી, ગુણવાન ને ધાર્મિક નીકળ્યો. તેણે જાલંધર ગામના રાજા ઇંદુચંદની કન્યાઓ **સૂર્યવતી ને ઇંદુમુખીને** પોતાની રાણીઓ કરી હતી. સૂર્યવતી ઉપર તેનો ઘણો પ્રેમ હતો. તેણે અનેક લોકો સાથે લડાઈ કરી વિજય મેળવીને **ચંપા, દાળવા, સિસાર ને ત્રિગર્ત** એ દેશો ઉપર પોતાનો અમલ સ્થાપ્યો હતો. તે પછી **ત્રિભુવનકંપન** રાજા સાથેના યુદ્ધમાં તેને પુષ્કળ જખમ થયા હતા, તે છતાં પણ તેણે ત્રિભુવનકંપનના અધિપતિને જીત્યો હતો. એવી રીતે તેણે ઘણા શૂરવીર નરોને હરાવી મારીને પોતાની શૂરવીરતા જગપ્રસિદ્ધ કરી હતી. તેની રાણી સૂર્યવતીએ પોતાના નામથી એક વિદ્યાલય ને શિવાલય બંધાવ્યું હતું. આ રાજા પાસે ઘણા પંડિતો હતા. તેમાંના એક **સોમદેવ** ભટ્ટ કવિએ સૂર્યવતીના આનંદ માટે તેના કહેવાથી **કથાસરિત્સાગર** નામનો ગ્રંથ રચ્યો હતો. તે ગ્રંથ અસંખ્ય અદ્ભુત વાર્તાઓથી ભરપૂર હોવાથી હાલ પણ સુપ્રસિદ્ધ અને પ્રશંસાને પાત્ર મનાયેલો છે, ને તે જનસમાજમાં હોંશે હોંશે વંચાય છે. એ રાજાનો **કળશ** નામે રાણીનો લાડકો પુત્ર હતો. **હલધરવર્ણાદિત્ય** પ્રધાને તે પુત્રને ગાદી નહિ આપવાની રાજાને સલાહ આપીને વિશેષમાં કહ્યું કે "એને રાજા કરવાથી છેવટે તમારે ઘણું પસ્તાવું પડશે," કારણ કે તે ઘણો જ દુર્ગુણી હતો. તે વાત રાજા પણ સારી પેઠે

સમજતો હતો, છતાં રાણીના અત્યાગ્રહને લીધે રાજાએ પોતે ૨૨ વર્ષ રાજ્ય કરી પોતાની હયાતીમાં જ તેને ગાદીએ બેસાડયો. આ રાજા ચંદ્રાપીડના જેવો મોટો શૂરવીર હતો. તેણે બીજાં રાજ્યો ઉપર અનેક સ્વારીઓ કરી વિજય મેળવ્યો હતો, પરંતુ ક્ષમા, નીતિ ને પિતૃભક્તિ એ ગુણોનો તેનામાં તદ્દન અભાવ હતો તેથી તેને રાજ્ય મળ્યું એટલે તેની આડે આવનાર જે બે પ્રધાનો હતા તેમનો તેણે નાશ કરી નાખ્યો. પછી વ્યભિચાર, જુગારને અનીતિનાં કામો હદ ઉપરાંત કરવા લાગ્યો. આ પ્રમાણે પુત્રનો અત્યાચાર જોઇને પિતાના મનને ઘણો ખેદ થયો, ને રાણી સૂર્યવતીને પણ ઘણું ખોટું લાગ્યું. છેવટે પિતા ને પુત્ર વચ્ચે ઘણું વૈર થયું તેથી અનંતદેવ પોતાની રાણીને લઇને વિજયક્ષેત્રમાં જઈને રહ્યો. ત્યાં તેને નાણાની ભીડ પડવાથી તેની પાસે જે **રત્નલિંગ** હતું તે સાત લાખ દીનારમાં વેચી પોતાનો નિર્વાહ ચલાવવા મંડયો. તે પછી જે ક્ષેત્રમાં રાજારાણી રહેતાં હતાં. ત્યાં તે કળશે જઈ આગ લગાડીને પોતે આનંદ માનવા લાગ્યો, પણ તે વખતે તેની ખબર પડવાથી રાજા રાણી ત્યાંથી નાશીને નદી ઉતરી સામી પારે જઇ સંકટમાંથી છૂટયાં હતાં. પણ છેવટે તેને આપઘાત કરવો પડયો હતો. તેનાં મરણ પછી કળશે ૮ વર્ષ રાજ્ય કર્યું. તે કળશને **ઉત્કર્ષ, શ્રીહર્ષ ને વિજયમલ** એમ ત્રણ છોકરા હતા. કળશ, ઉત્કર્ષને ગાદી આપીને મરણ પામ્યો. એ વાત વિજયમલને પસંદ પડી નહીં તેથી તેણે બંડ ઉઠાવ્યું. પરંતુ ઉત્કર્ષમાં શૂરવીરતા ન હોવાથી ભયભીત થઈને **સહજા** નામે રખાતને સાથે લઈને તે એક જગાએ ભરાઈ બેઠો. તેને લાગ્યું કે કુદરત મારી વિરૂદ્ધ જ છે, તેથી જીવવું નકામું સમજી તેણે આપઘાત કર્યો. તે અરસામાં તેની રાણી બીજા સાથે પરણી ગઇ, અને પેલી રખાત રાજાની ચિતામાં સાથે બળીને સતી થઇ ગઇ. આ રાજાએ ફક્ત ૧ માસ જ રાજ્ય ભોગવ્યું હતું. તે પછી વિજયમલની મદદથી **શ્રીહર્ષ** ગાદી ઉપર આવ્યો. તેનું ચરિત્ર મોટું વિસ્મય કરે તેવું છે. આ રાજાને વિધાતાએ સદ્-

ગુણ ને દુર્ગુણનું પુતળું બનાવ્યું હતું. શરૂઆતમાં તેણે દેવાલયો, ધર્મશાળાઓ તથા બ્રાહ્મણોને જાગીરો વિગેરે મોટાં મોટાં દાન ધર્મ કરવા ઉપરાંત રાજ્યમાં મોટા સુધારા કરીને પ્રજાને સુખનાં સાધનો પુરાં પાડયાં હતાં, તેથી'જ તેને **સદ્દગુણી**ની ઉપમા આપી શકાય છે; પણ પાછળથી તેણે પુષ્કળ દેવાલયો, ધર્મશાળાઓ, મઠો વિગેરેનું સત્યાનાશ કાઢી નાખીને તે અનેક રીતે રૈયતને લૂંટી લેતો હતો, ને તે પુષ્કળ વ્યભિચારી હોવાથી તેણે ઘણાઓના પ્રાણઘાત પણ કર્યા હતા, તેથી તેને **દુર્ગુણી** પણ કહી શકાય છે. તે રાજા મોટો વિદ્વાન્ ને પુષ્કળ ભાષાઓ જાણતો હતો. તેને ગાયનકળા પ્રિય હતી, ને તેણે કેટલીક કવિતાઓ પણ લખી હતી. રાજ્ય કારકીર્દીની શરૂઆતમાં આ રાજાએ ન્યાય આપવામાં એટલી કાર્યદક્ષતા રાખી હતી કે અરજદારોની અરજ સાંભળીને જલદી ન્યાય મળે તેથી પોતાના નગરની ચારે બાજુએ દોરડાં બાંધી રાજમહેલમાં વાગે તેવી રીતે ઘંટ લટકાવેલા હતા, ને તે વગાડવાથી અરજદારની અરજ જલદી સાંભળવામાં આવતી હતી. તે યાચકોને ઉદાર દિલથી દાન પણ આપતો હતો. તેમજ પોતાના નાના ભાઇ વિજયમલને પણ ઘણો દેશ આપી રાજા બનાવ્યો હતો. પરંતુ, વિજયમલે રાજ્ય મેળવી આપેલું હોવાથી તેને અહંકાર આવવાથી આખું રાજ્ય પચાવી પાડવાની યુક્તિ કરી રાજાને મારી નાખવા યજ્ઞનો આરંભ કરી તેને આમંત્રણ કરી યજ્ઞમાં બોલાવ્યો. છતાં, વિજયમલની આ પાપબુદ્ધિનો શ્રીહર્ષને સંશય પડવાથી કેટલાક સારા યોદ્ધાઓને પોતાની સાથે લઈને તે યજ્ઞમાં ગયો. ત્યાં બન્ને વચ્ચે મોટું યુદ્ધ થયું. તેમાં વિજયમલ હારી ગયો તેથી પોતાની સ્ત્રીને લઇને લાહોર જતો રહ્યો. ત્યારપછી તેની દાનત બગડી ને નહીં કરવાના અત્યાચાર કરવા લાગ્યો. એક વખત **પરમાડીઆ** રાજાની **ચંદીલા** નામની રાણી અતિ રૂપવાળી છે એવું હર્ષ રાજાના જાણવામાં આવતાં તે કામાતુર થયો, ને તે રાણીને મેળવવા માટે તેણે પરમાડીઆના

દેશપર સ્વારી કરી, પણ તેમાં હર્ષરાજાને ઘણું મોટું નુકશાન ખમવું પડયું. એ પ્રમાણે આ રાજ્યની કારકીર્દી જેટલી સ્તુતિપાત્ર હતી તેટલી જ નિંદાપાત્ર પણ હતી. છેવટે બૂરા હાલે તેનું મરણ થયું. ત્યારપછી **ઉદયવિક્રમ, સાંખ્યરાજ, શલ્હણ, સુશીલ** ને **મણીન્દ્ર** એ અનુક્રમે રાજાઓ થયા. તે પછી સુશીલનો પુત્ર **જયસિંહ** રાજા થયો. એ મોટો પરાક્રમી હતો તેથી બધા રાજાઓ તેનાથી ડરતા હતા. ધન આપવામાં તેની ઘણી ખ્યાતિ ફેલાઇ હતી. તેણે પોતાના પ્રધાનને પુષ્કળ સંપત્તિ આપી એક રાજા જ બનાવ્યો હતો. એ રાજાએ અનેક મઠો, દેવાલયો, ધર્મશાળાઓ, અન્નક્ષેત્રો વિગેરે બંધાવ્યાં હતાં, તેમજ કેટલાકનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો. આ રાજા અવંતીવર્મા ને લલિતાદિત્યથી પણ વિશેષ ધર્મશીલ હતો. તેણે ઘણા યજ્ઞો કરી કેટલાકને લગ્ન કરાવી આપ્યાં, કેટલાકને ઘર બંધાવી આપ્યાં, ને બ્રાહ્મણોને દાનમાં ઘણી જમીનો આપી હતી. રાજાને ઘણી સ્ત્રીઓ હોવી જ જોઇએ એવો તે વખતે નિયમ આ દેશમાં ચાલતો હતો, તેથી આ રાજાને ઘણી સ્ત્રીઓ હતી. તે સર્વેમાં **રત્નાદેવી** નામની અતિ રૂપવતી ને ઉદાર સ્ત્રી હતી તેણે **રત્નપુર** નામનું નગર વસાવ્યું. બીજી **ચતુર** રાણી હતી તેને ઘણા છોકરા હતા. તેમાંના મોટા છોકરાનું નામ **ગુલ્હણ** હતું. તે સાત વર્ષનો હતો ત્યારે રાજાએ તેને લાહોરની ગાદી ઉપર બેસાડયો હતો. એવો તે સુલક્ષણો ને ગુણવાન હતો. તેના પછી **મરમાણુદેવ, ભોપ્પદેવ** ને તેનો ભાઈ **જશદેવ, જગદેવ, સંગ્રામદેવ, લક્ષ્મણદેવ, સિંહદેવ, રીચણદેવ** ને તેની સ્ત્રી **કોટારાણી** એ સર્વેએ એક પછી એક અનુક્રમે રાજ્ય કર્યું. તેમાંનો અવિચારી ભોપ્પદેવ એક વખત વાંકું મોઢું કરી સરોવરના જલમાં જોતો હતો. તેથી તેનું પ્રતિબિંબ પાણીમાં જણાવાથી જલાશયમાંનું પોતાનું મોઢું પણ વાંકું જણાયું. તેથી તેને લાગ્યું કે કોઇ મારી સ્પર્ધા કરી મશ્કરી કરે છે તેથી ક્રોધે ભરાઈ તેને થપ્પડ મારવા જતાં પોતાના મોઢાપર જ તમાચો લગાવી દીધો ! એવો

તે અવિચારી હોવાથી જ લોકો તેને **મૂર્ખરાજ** કહેતા હતા. **કોટારાણી પછીથી આ દેશનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું.** તેમાં પહેલો મુસલમાન રાજા **શાહામીર** નામે થયો. તે પ્રથમ રીચણદેવ રાજાનો પ્રધાન હતો. તે પછી તેનો પુત્ર **સમશેર**, તે પછી **અલાઉદ્દીન**, ને તે પછી **શાહબુદ્દીન** એ ચોથો મુસલમાન રાજા થયો. તે મોટો પરાક્રમી હતો. તેણે ઉત્તર તરફના રાજ્યોપર સ્વારી કરી તે રાજાઓને તાબે કર્યા હતા. તે પછી **સિંધ** દેશપર સ્વારી કરી સિંધ દેશના રાજાને જીત્યો, પણ તેની પાસે માગેલી રકમની ખંડણી આપી ન શકવાથી તેણે પોતાની રૂપવતી કન્યા આપી. તે પછી **ગંધાર** દેશપર તેણે સ્વારી કરી. તે જીતીને **ગીઝની** ઉપર સ્વારી કરી. તે રાજાને ખંડીઓ બનાવી છેક **સતલજ** નદી સુધી તેણે પોતાનાં રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો. તેનો મંત્રી **કોટયભટ્ટોદય**, સેનાપતિ **ચંદ્રદામર**, ને **લોલ** એ તેના મુખ્ય સલાહકાર હતા. પોતે પણ ઘણો ડાહ્યો હતો. એની પહેલી સ્રી **ઉદયશ્રી** છતાં, **લાસા** નામની અતિરૂપવાળી તેની ભાભી હતી તેને બીજી સ્રી કરી હતી. ઉદયશ્રી મોટી ગુણવાન હતી. તેની હિંદુધર્મપર ઘણી પ્રીતિ હતી. તેણે ૧૮ વર્ષ રાજ્ય કર્યું. તે પછી તેનો પુત્ર **કુતુબુદ્દીન** ને તેનો પુત્ર **સિકંદર** ને તે પછી **અલીસહાહ** એ અનુક્રમે રાજાઓ થયા. તેમાંના સિકંદરે ઓરંગજેબની પેઠે હિંદુઓનું ને હિંદુધર્મનું સત્યાનાશ કાઢયું હતું. તેણે સેંકડો દેવાલયો પાડી નાખ્યાં, ને દેવદેવીઓની મૂર્તિઓના કટકા કરી નાખ્યા હતા, તેથી તેનું નામ **બુતસિકંદર** પડયું હતું. તેનો અર્થ **મૂર્તિ તોડનાર સિકંદર** એવો થાય છે. તે હિંદુઓ ને હિંદુધર્મનો ચૂસ્ત શત્રુ હતો, તેથી કેટલાક સમયસૂચકતા જાણનારા બુદ્ધિશાળી હિંદુઓએ પોતાનાં મુસલમાની નામો રાખ્યાં હતાં. આ બાદશાહે ૨૪ વર્ષ રાજ્ય કર્યા પછી **અલીશાહ** નામનો બાદશાહ થયો. તે પછી સિકંદરનો બીજો છોકરો **જયનુલ્લા** કે જેને **જૈનભૂપતિ** કહેતા હતા. તે ગાદી ઉપર આવ્યો.

તે ગુણગ્રાહી, દાતાર ને ન્યાયી હતો. દરેક ધર્મ તરફ અકબર બાદશાહની પેઠે તેની સમાન દૃષ્ટિ હતી. તેના વખતમાં મક્કાથી એક **દૌલા** નામનો ફકીર પોતાની સાથે ઘણાં પુસ્તકો લઇ કાશ્મીરમાં આવ્યો. રાજાએ તેનો મોટો સત્કાર કર્યો, પરંતુ આ રાજાને કાશ્મીરમાં રહેતા એક હિંદુ મહાન્ યોગીના આશીર્વાદથી **આદમખાન**, **અજયખાન**, **જશરતખાન**, ને **બેરામખાન** એમ ચાર પુત્રો થયા હતા, તેથી મક્કાથી આવનાર દૌલા ફકીરથી તે યોગીનો પ્રભાવ સહન થઇ શકયો નહીં. તે કારણને લીધે તેણે ચાર મારાઓને મોકલી તે મહાત્માને મારી નંખાવ્યા. એ વર્તમાનની રાજાને ખબર પડી ત્યારે તેણે દૌલાને મોટું અપમાન કરી દેશનિકાલ કર્યો. તે રાજાની જૈન ધર્મ ઉપર વિશેષ ભક્તિ હતી. જૈનોના મઠ ને વિહારસ્થાન બંધાવી તેમના નિભાવ માટે તેણે સારી જમીનો પણ આપી હતી. તે દરેકને અપક્ષપાત ન્યાય આપતો. એક વખત એક ચોરે **જયાપીડપુર**માં રહેનાર બ્રાહ્મણની ગાય ચોરીને કાશ્મીરની બહાર બીજા દેશમાં લઇ ગયો. કેટલાક વર્ષ પછી તેનો પત્તો મેળવી તે ગાયને ઓળખી તે ગાય મારી છે એમ કહી તે ચોર પાસેથી ગાય મેળવવા માટે તે બ્રાહ્મણે રાજા પાસે જઇ ફરિયાદ કરી, ત્યારે તે રાજાએ બીજા રાજ્યમાંથી ચોરને ને ગાયને કાશ્મીરમાં મંગાવી, ચોરાયેલી ગાયને ખાવા શીંગોડાં મૂક્યાં તે ગાયે ખાધાં પણ તેના વાછરડાને શીંગોડાં ખાવા મૂકયાં તે' તેણે બીલકુલ ખાધાં નહીં, જેથી ગાય કાશ્મીર દેશની જ છે એમ રાજાની ખાતરી થઇ; કારણકે કાશ્મીરની જ ગાયો શીંગોડાં ખાય છે. બીજા દેશની ગાયો શીંગોડાં બીલકુલ ખાતી નથી. તેથી આ ગાય બ્રાહ્મણની જ છે એમ સંપૂર્ણ ખાતરી થવાથી તે બ્રાહ્મણને તેની ગાય પાછી અપાવી તેણે ચોરને શિક્ષા કરી હતી. એ રાજા યોગી લોકોને વિશેષ માન આપતો હતો. તેના હાથમાં એક ઝેરી ફોલ્લો થયો હતો. તે મટતો નહોતો, તે **શિવભટ્ટે** સારો કર્યો હતો. એ ભટ્ટ સબરીમંત્રમાં મોટો પ્રવીણ હતો. રાજાએ તેને પોતાની પાસે

રાખ્યો હતો. આ રાજા વિદ્વાનોનો મોટો સત્કાર કરતો હતો. તેને ગાયન ઘણું પ્રિય હતું, તેથી તેણે ગાયનકળાની શાળા સ્થાપી હતી. **તાનસેન** ગવૈયાની બરાબરી કરી શકે તેવો તેના સમયમાં **બકસુ** નામનો ગવૈયો હતો. આ રાજાને રત્નોની એક ખાણ જડી હતી, તે રત્નોમાં **જૈનમણિ** નામનું એક રત્ન હતું, તે માણેક જેવું લાલ હતું. એક વખત આ દેશમાં અનાવૃષ્ટિથી દુકાળ જેવું થયું હતું. તે પછી અતિવૃષ્ટિ થઈ ગામો વિગેરે તણાઈ જઇ મનુષ્ય, ઢોર ને ખેતીને ઘણું નુકસાન પહોંચ્યું. તે બન્ને સમયે ભૂખે ટળવળતી પ્રજાને આ રાજાએ પોતાના અન્નના કોઠારો ખોલી, ખાવાનો બંદોબસ્ત કરી આપી દેશની પ્રજાનું સંરક્ષણ કરી તેમના જીવો બચાવ્યા હતા. તેમજ, તેણે એક ઉંચી જગા જોઈને ત્યાં **જૈનતિલક** નામનું એક સુશોભિત શહેર વસાવ્યું હતું. એ પ્રમાણે તેણે ઈ. ૧૪૧૭ થી ૧૪૬૭ સુધી ૫૦ વર્ષ રાજ્ય કર્યું. તે પછી **હૈદરશાહ**, **હસન**, **મહમદ**, **ફતેહશાહ**, **નાજુકશાહ**, **મીરજાહૈદર** ને **હુમાયુ** એમ અનુક્રમે ૭ રાજાઓ થયા. તેમાંનો હૈદરશાહ મોટો જુલમી અવિચારી ને દારૂ પીવામાં મશગુલ હોવાને લીધે કેટલાક લોકોના નાક, કાન વિગેરે બીજા અવયવો કાપી નાખી છિન્ન ભિન્ન કરતો હતો. તેનાં નઠારાં આચરણને લીધે લોકોને અત્યંત ત્રાસ વ્યાપી રહ્યો ને દેશમાં અંધાધુંધી ચાલવા લાગી. રાજાને પણ દુષ્ટ ચિહ્ન જણાવા લાગ્યાં. દિવસે પણ ધૂમકેતુનો તારો દેખાવા લાગ્યો. ધરતીકંપ થવા લાગ્યા, દિવસે સિંહ, રીંછ ઇત્યાદિ હિંસક પશુઓ ગામમાં આવવા લાગ્યાં, શહેરના એક મોહોલ્લામાં આગ લાગી તે બળતી હતી છતાં તે વખતે પોતે દારૂમાં ચકચૂર થઇ પડયો હતો. તેણે ૨ વર્ષ રાજ્ય કર્યું, તે પછી **હસનશાહ** રાજા થયો. આ રાજા પાછલથી ઘણો જ લોભી થયો. તેણે એક શ્રીમંત શાહુકારના એક કરોડ રૂપીઆ લૂંટી લઇ તેને કેદમાં નાખ્યો તેથી ત્યાંજ તેનું મરણ થયું. તેના વખતમાં સૈયદ લોક ઘણા બલવાન થઇ પ્રજાને બહુ દુઃખ આપતા હતા. તેણે ૧૨ વર્ષ રાજ્ય કર્યું, તે પછી તેનો

પુત્ર **મહમદશાહ** રાજા થયો. તે વખતે તે સાત વર્ષનો હોવાથી ને તેનો પ્રધાન દુષ્ટ હોવાથી રાજ્યમાં લડાઈ ટંટા ચાલુ થયા ને હજારો નિર્દોષ માણસોના પ્રાણ ગયા, જેથી તેને પદભ્રષ્ટ થવું પડયું, ને તેનો પુત્ર ફતેહશાહ રાજા થયો, છતાં ટંટા બખેડા તો વધતા જ ગયા. લાગ ફાવવાથી ફરીથી મહમદશાહ ગાદીપર આવ્યો. એ પ્રમાણે બન્ને ચાર ચાર વખત ફરી ફરી રાજા થયા, છેવટે જ્યારે મહમદ ગાદીએ હતો ત્યારે અકબરના બાપ હુમાયુએ આ દેશ ઉપર સ્વારી કરી. પણ તે નહીં ફાવવાથી તેને પાછું જવું પડયું હતું. તે પછી **નાજુકશાહ, મીરબાહેદર** ને **હુમાયુ** નામે રાજા થયા. એ વખતમાં આ દેશમાં તદ્દન અરાજકતાનો લાગ જોઈ **અકબર બાદશાહે પોતાના સરદાર કાશીમખાનને આ દેશ ઉપર સ્વારી કરવા મોકલ્યો. તેણે ઇ. સ. ૧૫૮૭માં આ દેશ કબજે કર્યો.** અકબર બાદશાહ આ દેશમાં ત્રણ વખત આવ્યો હતો ને તેણે જ હરિ પર્વતપરનો કિલ્લો બંધાવ્યો હતો. તેણે લડાઈ વખતે હાર પામીને જે જે રાજાઓ કાશ્મીર બહાર નાશી ગયા હતા તેઓને પાછા બોલાવીને મોટી જાગીરો આપી અત્રે રહેવાને માટે સારી સગવડો કરી આપી હતી. તે ઉપરાંત રાજ્યની સારી વ્યવસ્થા પણ કરી હતી. રાજતરંગિણી નામના ગ્રંથમાં આટલે સુધીની હકીકત રાજ્યના ઇતિહાસ તરીકે વર્ણવેલી છે. ત્યારથી તે છેક ૧૭ મા સૈકા સુધી કાશ્મીર દેશમાં મુગલાઈ રાજ્ય રહ્યું હતું. અકબર પછી **જહાંગીર, શાહજહાન** ને **ઔરંગઝેબ** બાદશાહ અનુક્રમે થયા હતા. જહાંગીર તો ગરમીમાં દરવર્ષે કાશ્મીરમાં જ રહેતો હતો, ને શાહજહાન પણ અવારનવાર આ દેશમાં મોજ ભોગવવા આવતો હતો. ઔરંગઝેબ પણ અત્રે આવતો હતો, તેમાં એક વખત તે સહકુટુંબ જનાનખાનાની ઘણી સ્ત્રીઓને લઈને આ દેશમાં આવતો હતો તે વખતે રસ્તા બરાબર નહિ હોવાથી વિકટ માર્ગના કારણે તે અબળાઓ ઉપર કેટલાંક મરણનાં સંકટો આવી પડયાં હતાં. પોતાના અમલ દર-

મિયાન ઔરંગઝેબે હિંદુઓને ન સહન થઈ શકે તેવું દુઃખ દીધું હતું. તે પછી ઇ. સ. ૧૭૫૨માં **અહમદશાહ અબદલ્લીએ** આ દેશ જીતી લીધો. ત્યાંથી સન ૧૮૧૮ સુધી દુરાની પઠાણ વંશના બાદશાહોના તાબામાં આ દેશ હતો. તેમાંના કેટલાકે આ દેશની ઘણી ખરાબી કરી નાખી હિન્દુઓ ઉપર ત્રાસ વર્તાવ્યો હતો. તેમણે અત્રેના કેટલાક બાગબગીચાઓનો નાશ કર્યો હતો. એ પ્રમાણે ૫૦૦ વર્ષ સુધી મુસલમાન રાજાઓનો અમલ રહ્યો હતો. તે પછી ૧૯ મી સદીના આરંભમાં શીખ લોકો બહુ પ્રબળ થયા ને તેમનું જોર વધતું ગયું. તેમાંનો શીખસરદાર **રણજીતસિંહ** નામનો રાજા પંજાબનો સિંહ કહેવાયો. તેણે ૧૮૧૯ માં આ દેશ પોતાને તાબે કર્યો. તે અરસામાં તેણે કાશ્મીરની બનાવટનાં કામોપર તેમજ સારી સ્થિતિવાળા વેપારી વર્ગપર કર નાખી પ્રજાને અસંતોષી કરી હતી. તે વખતે લશ્કરમાં **ડોગ્રા** નામના ક્ષત્રિઓની વિશેષ ભરતી હતી, ને તેમને તાબામાં રાખવા મુશ્કેલ હોવાથી રણજીતસિંહે જમ્બુના રાજાના વંશના ડોગ્રા ક્ષત્રિઓને લાયકાત પ્રમાણે પોતાના રાજ્યમાં લશ્કર ખાતાના મોટા હોદ્દાઓપર રાખવાની યુક્તિ રચી. **ગુલાબસિંહ** ને તેના બીજા બે ભાઈઓ, તથા **સૂરજસિંહ**ના બે દીકરાઓ, ને રણજીતદેવનો નાનો ભાઇ, એ સર્વે ભવિષ્યમાં મોટા યોદ્ધાઓ નીવડી ડોગ્રા ક્ષત્રિઓને તાબે રાખવામાં મદદગાર થશે એમ ધારીને તેમને લશ્કરના મોટા હોદ્દેદારોની જગા આપી; ને તેઓએ પણ તે બાબતમાં પોતાની બહાદુરી પુરવાર કરી આપી જલદી સારી પ્રસિદ્ધિ મેળવી હતી. તે પછી જ્યારે ઇસ્ટ ઈંડિયા કંપની સાથે શીખોની લડાઇ થઇ તે વખતે ગુલાબસિંહે ઘણી બહાદુરી બતાવી, જેથી તેના બદલામાં રણજીતસિંહે તેને જમ્બુનો મુલક બક્ષીસ આપી સ્વતંત્ર રાજા બનાવ્યો, ને તેના ભાઇઓને પણ જમ્બુ રાજ્યમાં મોટી જાગીરો કહાડી આપી. તે પછી ગુલાબસિંહે પોતાની સત્તાથી ટીબેટ તરફનો લદાકનો મુલક પણ પોતાને કબજે કર્યો.

એ પ્રમાણે જમ્મુ ને લદ્દાકના મુલકો ગુલાબસિંહને તાબે થયા. ત્યાર બાદ રણજીતસિંહના મરણ પછી પંજાબમાં ઘણા કાવા દાવાથી કલેશ ઉત્પન્ન થયો. ને રાજ્યમાં અવ્યવસ્થા થઈ પડી. તે વખતે રણજીતસિંહની વિધવા રાણીએ પોતાના સગીરપુત્ર **ધૂલીપસિંહને** ગાદીએ બેસાડયો. ત્યારબાદ અંગ્રેજો ને ગુલાબસિંહે સાથે મળીને ૧૮૪૬ માં શીખો સાથે બીજી લડાઈ કરી તે વખતે શીખોની હાર થવાથી લાહોરના તહનામા વખતે તે લડાઈની થયેલી નુકસાનીના ખર્ચ બદલ શીખબાલક રાજા ધૂલીપસિંહના વાલીઓ ને પાલકોએ એ કાશ્મીરનો પ્રદેશ ઇસ્ટઈંડિયા કંપનીને આપી દીધો હતો. તે ફક્ત આઠ જ દિવસ તેમની પાસે રહ્યો તે અરસામાં ઇસ્ટઈંડિયા કંપનીને નાણાંની ભીડ હોવાથી તે પ્રદેશ તેમણે ૭૫ લાખ રૂપીઆમાં ગુલાબસિંહને વંશપરંપરાના હકથી એવી સરતે વેચી નાખ્યો કે બ્રિટિશ સરકારનું વડપણ ગુલાબસિંહ કબૂલ રાખે ને જરૂર પડતાં બ્રિટિશ સરકારને મદદ કરે, તેમજ જો કાશ્મીર મહારાજાના દેશપર કોઈ દુશ્મન ચડી આવે તો બ્રિટિશ સરકાર પણ તેમને મદદ કરે. આ પ્રમાણે સરત થઈ ત્યારથી જમ્મુના રાજ્ય સાથે કાશ્મીરનું રાજ્ય જોડાયું. ને તે કરારની રૂએ ૧૮૫૭ ના બળવા વખતે ગુલાબસિંહે દીલ્હી લશ્કર મોકલી બ્રિટિશ સરકારને સારી મદદ કરી હતી. આ ગુલાબસિંહ ક્ષત્રિ હોઈ સાધારણ સિપાઈની નોકરીમાંથી આગળ વધ્યા હતા ને તેના જ વંશના રાજાઓ હાલમાં પણ ગાદીપર ચાલુ છે, ને કેટલાકના કહેવા પ્રમાણે તે ચંદ્રવંશી પાંડવના કુળના છે.

મહારાજા ગુલાબસિંહે ૧૮૫૭ના હિંદી બળવા વખતે અંગ્રેજના ખરેખરા મિત્ર તરીકે વર્તન રાખી દીલ્હીનો કબજો છોડાવવાને પોતાના ગાદીવારસ મોટા રાજકુંવર રણજીતસિંહને ૨૦૦૦ પાયદલ, ૨૦૦ ઘોડેસ્વારો, ને ૬ તોપોના લશ્કરના ઉપરી તરીકે મોકલ્યો હતો. આ પ્રકારની મહારાજાની કીમતી મદદના બદલામાં અંગ્રેજ સરકારે તેમને આંધ્રદેશની જાગીર આપવા માંડી પણ તે લેવાની તેમણે ના પાડી ને કહ્યું કે જે કાંઈ મેં કીધું છે

તે ફક્ત મિત્રાચારી ને વફાદારીની લાગણીથી જ કરેલું છે કાંઈ પણ લાલચ રાખી ભાડુતી તરીકે કામ બજાવેલું નથી. તે ઉપરથી તે વખતે **લૉર્ડ લોરન્સ** જે હિંદુસ્થાનનો વાયસરૉય હતો તેણે તેમની બહુ ઉચ્ચ પ્રકારની કદર કરી અને બીજા વધારાના લાભકારક કરારો કરી આપવા ઉપરાંત તેમના વંશમાં પુત્ર ન હોય તો ખોળે દત્તક લેવાની સનંદ પણ તેમને કરી આપી. એટલું જ નહિ પણ તેના રાજ્યની અંગ્રેજ સરકારને મળતી ખંડણી પણ માફ કરવામાં આવી, જેથી હાલમાં થોડી કાશ્મીરના મહારાજા ફક્ત અમુક વસ્તુઓ જ એક નામની ખંડણી દાખલ બ્રિટિશ સરકારને દરવર્ષે મોકલી આપે છે.

મહારાજા ગુલાબસિંહ ઇ. સ. ૧૮૭૦ માં ગુજરી ગયા. તે પછી તેમના પુત્ર રણજીતસિંહ ગાદીએ બેઠા તેમણે પણ પોતાના પિતાના પગલે ચાલી બ્રિટિશ સરકારની પૂર્ણ મિત્રતા જાળવી રાખી હતી. ૧૮૮૫માં તેમના ગુજરી ગયા બાદ મહારાજા **પ્રતાપસિંહ** કાશ્મીરની ગાદીપર આવ્યા.

મહારાજા પ્રતાપસિંહના રાજ્ય અમલમાં ઘણા નવા સુધારા વધારા કરવામાં આવ્યા હતા, જેવા કે **શીઆલકોટથી જમ્મુ** સુધીની રેલવે કરવી, પાણીમાંથી વિજળીબલનો સંચય કરી કારખાનાં ચલાવવાં, પાણીની નહેરો કરવી અને મોટા પાયાપર રેશમનો (કીડા ઉછેરી તેમાંથી રેશમ કાઢવાનો) ઉદ્યોગ વધારવો. આ અને બીજી યોજનાઓ પૂરેપૂરી રીતે ચાલુ કામકાજમાં મૂકાય તે પહેલાં મહારાજાને રાજ્યની અંદરની બાબતોની એટલી ચિંતા આવી પડી હતી કે તેમણે રાજ્ય કારભારના વહીવટથી થોડો વખત પોતાને અલગ રહેવા નક્કી કીધું અને અંગ્રેજ સરકારની સલાહથી તેના નાનાભાઈ અમરસિંહના પ્રમુખપણા નીચે એક રાજ્યકારોબારી મંડળ (કાઉન્સીલ)ની સ્થાપના કરી.

ઈ. સ. ૧૮૯૩ માં મહારાજાએ રાજ્યકારભાર પાછો પોતાને સ્વાધીન લીધો. તે વખત પછી દેશની આવક વધારવાનાં સાધનના

થયેલા સુધારાને કારણે હિંદુસ્થાનમાં એક નમુનેદાર ઉંચી પાયરીનું કાશ્મીર રાજ્ય થયું.

ઇ. સ. ૧૮૯૨માં મહારાજાને **જી. સી. એસ. આઇ.** નો ખિતાબ મળ્યો. ત્યાર પછી ઇ. સ. ૧૮૯૬ માં બ્રિટિશ સરકારે તેમને **મેજર જનરલની** માનસૂચક પદવી આપી.

મહારાજા સર **પ્રતાપસિંહે** બ્રિટિશ સરકારની મદદે બ્લૅક માઉન્ટન, ટીરાહ ને અબોરની ખીણપરની ચઢાઈમાં પોતાનું લશ્કર લડવા મોકલ્યું હતું. દરેક પ્રસંગે ને ખાસકરીને ટીરાહપર લઈ ગયેલી સ્વારીમાં મહારાજાના તોપખાનાએ જાણવાજોગ ચાલાકી, કાર્યદક્ષતા ને બહાદુરી માટે ખાસ નામ કાઢયું હતું, તેથી તેમની બજાવેલી સેવાની બ્રિટિશ સરકારે સારી કદર બુઝી હતી, અને એ રીતે ઉપર કહેલા **મહારાજા, મેજર જનરલ, હીઝ-હાયનેસ સર પ્રતાપસિંહ બહાદુર, જી. સી. એસ. આઇ.** વિગેરે માનસૂચક ખિતાબો તેમને બક્ષવામાં આવ્યા હતા.

તેમના પછી સન્ને ૧૯૨૪ માં નેક નામદાર મહારાજા **હરિસિંહજી** બહાદુર રાજા થયા. જે હાલ ચાલુ સમયમાં ગાદીપર બિરાજે છે.

## રાજ્યપ્રકરણ.

અત્રે કાઉન્સીલ સ્થાપીને તેના જ હુકમ પ્રમાણે રાજ્ય ચલાવવામાં આવે છે, ને તે કાઉન્સીલના હંમેશાં મહારાજા સાહેબ પોતેજ પ્રમુખ હોવાથી તે **મહારાજાની કાઉન્સીલ** કહેવાય છે, ને રાજ્યના ધારા ધોરણનું દરેક બધારણ કાઉન્સીલ જ કરે છે. અત્રેનું દિવાની કામકાજ બ્રિટિશ દિવાની કાયદા પ્રમાણે કરવામાં આવે છે. આ પ્રમાણે રાજ્યની વ્યવસ્થા ગોઠવેલી હોવા છતાં રાજ્યને લગતાં મહત્વનાં ને અગત્યનાં કામો ખાસ બ્રિટિશ ગવર્નમેન્ટ તરફથી નીમાએલા રેસીડેન્ટની સલાહ પ્રમાણે જ કરવામાં આવે છે. કાશ્મીર રાજ્યમાં મહારાજા તરફથી નીમાએલા **ગવર્નર**ના હાથ નીચે વજીર, વજારત, મશીરમાલ, ચીફજજ, સીટીજજ, મુનસફ, તેહસીલદાર ( મેજીસ્ટ્રેટ ) નાયબ તેહસીલદાર

(અવલકારકુન), લંબરદાર (ગામનો મુખી), પટવારી (મતાદાર), તેમજ પોલીસખાતામાં લશ્કરી પોલીસ સેનાપતિ, ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ ને બીજા દિવાની ને ફોજદારી અધિકારીઓ છે. તે રાજ્યના દિવાની કે ફોજદારી દરેક જાતના કામકાજોને માટે ત્યાંના સરકારી સ્ટૅમ્પના કાગળો ઉપર કે સ્ટૅમ્પ મારીને જૂદા જૂદા ખાતામાં અરજીઓ થઈ શકે છે. તે રાજ્યમાં હાઇકૉર્ટ પણ છે, ને દરેક જીલ્લાને તેહેસીલ કહે છે. રેવન્યુ મેમ્બરના હાથમાં મુલ્કી અધિકારના દરેક જાતના મુખ્ય ખાતાઓનો અધિકાર હોય છે. જુડીશીઅલ મેમ્બરના હાથમાં દિવાની, પોલીસ ને બીજાં કેટલાંક ખાતાંઓ હોય છે, ને ફોરેસ્ટ મેમ્બરના હસ્તક જંગલના દરેક ખાતાનું કામ સોંપેલું હોય છે. રાજ્યનું સર્વે કામ પરશિયન યા ઉર્દુ ભાષાને ઉર્દુ અક્ષરોમાં થાય છે. દિવાની ખાતાના વડાના હાથ નીચે ચીફજજ, સીટીજજ, મુનસફ, હોય છે. જ્યારે પોલીસના વડાના હાથ નીચે ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ, ડીસ્ટ્રીક્ટ ઇન્સ્પેક્ટર, જમાદાર, સારજંટ વિગેરે હોય છે.

## રાજ્યનું ઉત્પન્ન.

ખેતીની જમીન, વ્યાપારી લોકોને આપેલા પરવાનાના માલની આવકજાવકની ઉપરનો કર, ચોખા કે ડાંગરનો વેપાર, નદીઓ ને સરોવરોમાં ઉત્પન્ન થતાં શીંગોડાં વિગેરે પદાર્થો, બહાર દેશાવરથી આવતા ને અત્રેથી જતા માલપરની જકાત, હાઉસબોટ ઉપરનો ટૅકસ, સ્ટૅમ્પ ડયુટી, સડકોપર મોટર ગાડી ઘોડા વિગેરેનો કર, રેશમની ફૅકટરીની આવક, એ વિગેરેથી રાજ્યને સારી આવક થાય છે.

## રાજ્યનું ખર્ચ.

પોલીસ તથા લશ્કરી સૈન્યનો નિભાવ, રસ્તાઓના સુધારા, રાજ્ય કારભારને લગતી વ્યવસ્થાઓ, કેળવણી, તથા તેવાં જ જાતજાતનાં લોકોપયોગી કામોમાં તે આવકમાંથી ઘણો ખર્ચ કરવામાં આવે છે.

## રાજ્યનું લશ્કર.

આશરે ૫૦૦૦ ઘોડેસ્વાર લશ્કર, ૧૪૦૦૦ પાયદલ, (રાજ્યનું કાયમી લશ્કર); ૧૬ તોપખાનાની બૅટરી તથા એક અંગ્રેજ સરકારે મહારાજાને ભેટ કરેલી માઉન્ટન બૅટરી, ૧૬૦ બીજી હલકી નાની તોપો, ૨ પહાડી તોપખાનાની બૅટરી, બંદુકોના બહાર કરનારી બીજી પલટનો ને ઘોડેસ્વાર, કિલ્લા ને દેશનું રક્ષણ કરનારૂં વિશેષ તોપખાનું, ને ઘોડેસ્વાર લશ્કર, તથા ૭ રેજીમેંન્ટ પાયદલ લશ્કર, સુરંગ ને ખાઇ ખોદનારી ચાર ટુકડીઓ, વિગેરે બ્રિટિશ સરકારને જરૂર પડતાં મદદ કરવા માટે નિભાવવામાં આવે છે.

લશ્કર ને તોપખાના વિગેરેનો ઘણો ભાગ જમ્બુમાં રહે છે. પાયદલ પલટન, કવાયત શીખવીને તૈયાર કરેલી હોય છે, જેથી અંગ્રેજી સીપાઇની માફક તે પલટનના સીપાઇઓ જનસમાજના ઉપયોગાર્થે મોટાં ગામોમાં જાહેર રસ્તાઓપર ઠેકઠેકાણે પહેરા ભરવામાં રોકાયેલા રહે છે. સૈન્યમાં મુખ્ય ભરતી **ડોગ્રા** જાતના **ક્ષત્રિઓની** છે. **શ્રીનગર**, **જમ્બુ** ને **ગીલ્ગીત** એ મુખ્ય સ્થલોએ લશ્કરની છાવણીઓ પણ નાખેલી છે. તે સિવાય, ૩૩૭૦ માણસોનું કાયમનું ખાનગી લશ્કર છે, ને ૫૦૦૦ ઘોડા ખુદ મહારાજાના ખાનગી પણ છે. મુસલમાની ધર્મ પાળનારી ઘણા મોટા પ્રમાણની વસ્તીવાળા દેશ ઉપર હિંદુ રાજ્યની સત્તા ચાલતી હોય તેવો અસાધારણ ને ચમત્કારી બનાવ આખા હિંદુસ્થાનમાં તો ફક્ત આ કાશ્મીર દેશમાં જ છે.

## રાજ્યના પરચુરણ વિષયો.

**શ્રીનગર, ઇસ્લામાબાદ**, અને **સે.પુર**, એ ગામોમાં ભૂર્જપત્ર ઉપર ૪૦૦ વર્ષ ઉપર સંસ્કૃત ને શારદા ભાષામાં લખાયેલા જુદા જુદા ગ્રન્થો અદ્યાપિ પણ મોજુદ છે. બીજી વિદ્યાવૃદ્ધિનો વિશેષ પ્રચાર નથી.

શ્રીનગર ને જમ્બુમાં મુખ્ય અંગ્રેજી સ્કુલો છે. દરેક ગામમાં

જૂના રીતરિવાજો પ્રમાણે દેશી શાળાઓ છે. તેમાં કાશ્મીરી ને પરશિયન ભાષામાં લખવા વાંચવાનું ચાલે છે. ગણિતનો વિષય પણ શિખવવામાં આવે છે. જાહેર સ્ત્રીશિક્ષણની સ્કુલ નથી, છતાં પંડિતની સ્ત્રીઓ ખાનગી અભ્યાસ કરીને લખતાં વાંચતાં શિખેલીઓ હોય છે.

મિશનરી પાદરી લોકોએ પણ શ્રીનગર ને બીજા થોડા ગામોમાં ધર્માર્થ સ્કુલો ને દવાખાનાં સ્થાપેલાં છે.

આઠ આનાથી દશ દશ રૂપીઆ સુધી જમીનનો કર લેવાય છે, અથવા ½ અગર ⅓ પાકમાંથી સરકાર કર લે છે.

**ખામ** રૂપીઆની કિંમત આઠ આના અને **ચીલકી** રૂપીઆની કિંમત દશ આના છે. એક પૈસાને ડબલ પૈસો કહે છે. અર્ધા પૈસાને ખામ પૈસો કહે છે. રૂપીઆ, પૈસા ને નોટો વિગેરે હાલ તો અંગ્રેજી નાણું જ ચાલે છે, જેથી મુસાફરોએ અંગ્રેજી ચલણના રૂપીઆ ને નોટો જ સાથે રાખવાં.

**ભુજી** નામનો કિલ્લો છે, ત્યાં કેદીઓ રાખવાની મોટી **જેલ** છે. તેમજ શ્રીનગરને માટે ડલસરોવરના કાંઠે સરકારી તુરંગ છે.

કાશ્મીરના મુલકમાં કાશ્મીર સિવાયની બહારની રૈયતને જમીન ખરીદવાનો, ઘર વેચાતું લેવાનો કે બાંધવાનો હક નથી એમ રાજ્યનું ફરમાન છે. તેથી વિરુદ્ધ વર્તન કરનારને દેશમાંથી કાઢી મૂકવામાં આવે છે. દેશી ને યુરોપીઅનને કોઇ પણ જાતની તકરાર હોય તો તેનો ચુકાદો રેસીડેન્ટના હસ્તક થાય છે. અંગ્રેજોને માટે એક ખાસ ડૉકટર, એક પાદરી ને ભૂમિદાહ કરવાની જગ્યા પણ છે.

જો કોઇ લશ્કરી અમલદારને લશ્કર સહિત કાશ્મીરમાં જવું હોય તો તેને મહારાજાની રજા મેળવવી પડે છે. છતાં ૨૦૦ લશ્કરી સિપાઇઓથી વધારેને સામટા જવાની રજા આપવામાં આવતી નથી. તે લશ્કરી અમલદારોને પાસનો પરવાનો આપવાનો અખતિયાર કમાન્ડર ઇન ચીફના હાથમાં છે. જમ્મુ,

રાવળપીંડી ને એબોટાબાદ એ ત્રણ રસ્તા સિવાયના બીજા ચંબા, સિમ્લા વિગેરેથી પરભાર્યા કાશ્મીર જવા માટે મહારાજાની ખાસ પરવાનગી મેળવવી જોઇએ, તે સિવાય જવાની સખ્ત મનાઈ છે. કોઈ પણ બ્રિટિશ મુસાફરે કાશ્મીરના અમલદારને જરૂરના કારણ સિવાય મલવાને કે ભેટવાને જવું નહિ એવો કાયદો છે. તેમજ, કાશ્મીરી રૈયતને લેખિત રજા સિવાય બહાર લઈ જવાનો હુકમ નથી.

દરબાર તરફથી કે કોઈ પણ અમલદાર તરફથી અપાયલી બક્ષીશ લેવાની કોઇ પણ બ્રિટિશ મુસાફર અધિકારીને સખ્ત મનાઇ છે.

મહારાજા જ્યારે પાર્ટી આપે ત્યારે સર્વે લશ્કરી અમલદારોએ ફુલ ડ્રેસમાં હાજર થવું જોઇએ. આ દેશ યુરોપીઅનની ખરી પસંદગીમાં આવેલો છે, અને તેઓ કહે છે કે આ મુલક જો અમારા હાથમાં હોત તો યૂરોપમાં રહેવાનું છોડી દઈ આ કાશ્મીરને જ જાયુકનું વતન બનાવી નોકરી કે વેપાર કરી છેલ્લી જીંદગીનો ભાગ અત્રે જ પસાર કરત, ને તેથી જ કાશ્મીરમાં કાયદો છે કે તસુ માત્ર પણ જમીન કોઇએ યુરોપીઅનને આપવી નહીં. ગાડી, ઘોડા, શિકારા, મોટર વિગેરેના દર કલાકના ભાડાના ભાવ જાણવા માટે શ્રીનગરમાં **મોતમીન** દરબાર છે ત્યાં પૂછવાથી રાજ્ય તરફથી તેના છાપેલા દરોનું પેમ્ફલેટ મળી શકે છે.

આ દેશમાં **ગાયનો** વધ કરનારને **ફાંસીની** કે હરકોઇ રીતે મોતની સજા થાય છે, જેથી મુસલમાન પ્રજા વિશેષ હોવા છતાં આ દેશમાં **ગોવધ** કોઈ પણ કરી શકતું નથી.

બ્રિટિશ સરકાર તરફથી રેસીડેન્ટ શ્રીનગરમાં બારે માસ રહે છે. એકાઉન્ટન જનરલ મેહેકમા ખાસ પણ બારે માસ અત્રે રહે છે. જ્યારે મહારાજા સાહેબ ગરમીની મોસમ (સીઝન)માં જમ્બુથી શ્રીનગર આવીને રહે છે, તે વખતે જમ્બુના ગવર્નર સિવાયના મોટા અધિકારી, વજીરો સહિત જમ્બુથી અત્રે આવે છે. કાશ્મીર પ્રાન્તનો ગવર્નર શ્રીનગરમાં રહે છે.

## દૃશ્ય ૧૦ મું.

## નદીના વહેતા પાણી તરફ ૧ લા પૂલથી તે ૭ મા પૂલ સુધીમાં નદીની બન્ને બાજુએ આવેલાં જોવા, ને જાણવા જેવાં સ્થળો અને શ્રીનગરમાં નીકળતી મહારાજાની સ્વારી.

### શિખોની ધર્મશાળા.



હેલા પૂલ આગળ જમણા કિનારે પૂલથી ૨૦૦ ફૂટ દૂર આ ધર્મશાળા છે. હિંદુમાત્રને અત્રે આઠ દિવસ ઉતરવા દે છે, પરંતુ જ્યાંસુધી શિખ લોકોને તેમાં જગા જોઈતી હોય ત્યાંસુધી બીજા હિંદુને તે આપતા નથી. અત્રે દર રવિવારે બીજા મજલા ઉપર સવારના ૮ થી ૧૦ સુધીમાં હારમોનિયમ, તબલા વિગેરે વાજીંત્રો સહિત શિખ ધર્મનાં ગાયનો, ભાષણો ને તેમના પવિત્ર ગ્રંથસાહેબનાં વચનામૃતો વાંચવામાં આવે છે, ને તે સાંભળવાને ઘણા શિખો આવે છે. છેવટે ત્યાં ગ્રંથસાહેબને ધરાવીને પ્રસાદ પણ વહેંચાય છે.

### મોટરોનો ઠેકો.

શિખોની ધર્મશાળા પાસેંજ બધી મોટરકંપનીઓ છે. આખા શ્રીનગરમાં મોટર મારફતે જ્યાં જવું હોય ત્યાં જવા માટે અત્રે જ આવવું પડે છે. રાવળપીંડી, જમ્મુ વિગેરે દરેક સ્થળે અત્રેથી જ જવા માટે મોટરલારી મલી શકે છે, તેમજ નાની મોટરકાર પણ મળે છે.

### સનાતનધર્મપ્રતાપભવન.

આ સ્થળ શિખ ધર્મશાળાથી ૩૦૦ ફૂટને છેટે છે. ત્યાં હિંદુઓને અઠવાડીઆ સુધી મફત રહેવાની જગા મળે છે, ને

તેને ત્રીજે માળે લાયબ્રેરી છે, જેમાં ઇંગ્રેજી, ઉર્દુ, હિન્દી, ગુરમુખી વિગેરે ભાષાનાં પુસ્તકો ને વર્તમાનપત્રો વાંચવા મળે છે; જેથી આ સ્થળ હિંદુઓમાટે ઘણું જ ઉપયોગી લેખાય છે.

આ ૧ લા પૂલની બન્ને બાજુના કિનારે જોઈતી દરેક વસ્તુ મળી શકે તેવી મોટી બજારો ને સુશોભિત ઘરો આવેલાં છે; છતાં ઉતરતા પાણી તરફના ડાબા કિનારે સાત્ત્વિક ખોરાક લેનારા હિંદુઓમાટે શુદ્ધ વસ્તુઓ મળી શકે તેવી સારી બજાર છે, જેમાં જોઇતી ચીજો મળી શકે છે, તેમજ ત્યાં કેટલીક હિંદુઓની જ દુકાનો પણ છે, તેથી પરદેશીઓને માટે ખાસ આ બજાર જ દરેક ચીજ લેવાને માટે ઘણું સારૂં છે.

## રાજમહેલ કે શેરઘડી.

અત્રે **રાજમહેલને** કાશ્મીરી ભાષામાં **શેરઘડી** કહે છે. પહેલા પૂલની ડાબી બાજુના બજારથી બીજા પૂલ તરફની સડકને રસ્તે ૬૦૦ ફૂટ દૂર જતાં આ મહેલનો એક ભવ્ય દરવાજો આવે છે. તેની અંદર ૪૦૦ યાર્ડ લાંબી ને ૨૦૦ યાર્ડ પહોળી એવી વિશાળ ને ખુલ્લી જમીનની ત્રણ બાજુએ ફરતો ૧૦ ફૂટની ઉંચાઈનો મજબૂત કિલ્લો બાંધેલો છે.

આ મહેલની જમીન જેલમ નદીના પાણીની સપાટીથી ૧૫ ફૂટની ઉંચાઈ પર છે, તેથી નદી તરફની દિશાએ, મહેલની જમીન જેટલા લંબાઇના વિસ્તારમાં, એક મજબૂત ૧૭ ફૂટની ઉંચાઇનો કોટ ચણી લીધેલો છે.

તે કોટની દિવાલને મજબૂતી આપવાસારૂ તેમાં સો સો ફૂટને અંતરે મજબૂત બૂરજો પણ બાંધેલો છે.

તે કોટની અંદર ફરતી ચારે બાજુના વિસ્તારવાળી ખુલ્લી જમીનમાં સુશોભિત ફળફૂલનાં ઝાડો, અને બીજાં સુંદર ઝાડો, દ્રાક્ષના વેલા અને જાતજાતના રોપાઓ ને વેલાઓથી સુંદર ને રોનકદાર બનાવેલા બગીચાના મધ્યભાગે આ મનોહર મહેલ આવી રહેલો છે.



જેલ્રમ નદીઉપર પેલા ને બીજા પુલના વચ્ચે માહારાજાના
જુના મેહેલનો ને નદીમાં ફરતા શીકારાઓનો દેખાવ

Lakshmi Art, Bombay 8



શ્રીનગરમાં કાશમીર માહારાજાનો જુનો મહેલ

મહેલમાંથી નદીના પાણીમાં ઉતરવા માટે નદી તરફના બગીચાના કમ્પાઉન્ડના કોટમાં ત્રણ જગ્યાએથી જવાના રસ્તા રાખીને ત્યાં પગથીઆં સહિતના પાકા ઘાટ પણ બાંધેલા છે.

આ મહેલની એક બાજુનો ભાગ ખાસ જેલમ નદીના કિનારા ઉપર જ આવેલો હોવાથી નદીમાં ફરવા જનારાઓ તે મહેલની બારી, જારી, ઝરૂખા ને દિવાલ વિગેરેની રોનકદાર બાંધણીની ખુબી જોઈ શકે છે, અને તેજ પ્રમાણે મહેલમાંથી જોનાર પણ નદીમાં ફરતી બોટો કે શિકારા વિગેરેમાં બેસીને જતા આવતા મનુષ્યો અને બીજા દરેક નદીમાં થતા દેખાવો ને દશ્યો જોઈ શકે છે.

નદી તરફની બાજુના કોટનો લગભગ અરધો ભાગ જ્યાં પુરો થાય છે ત્યાં જ જેલમ નદીમાંથી એક નહેર **ટેંકીકદલ** નામની કાઢેલી છે. તે મહેલના વચમાં થઈને પસાર થતી હોવાથી આ મહેલ બે ભાગોમાં વહેંચાઇ ગયેલો છે, જેથી આ મહેલમાં એક બાજુથી બીજી બાજુએ જવામાટે જેલમ નદીમાંથી નીકળતી તે નહેર ૩૦ ફૂટ મહેલ તરફ જતાં, તેના ઉપર એક પૂલ બાંધેલો છે. તે પૂલ ઉપરથી મહેલના એક ભાગમાંથી બીજા ભાગમાં જા આવ થઇ શકે છે, ને તે પૂલનું નામ પણ **ટેંકીકદલ** છે; ને તે નહેરની આજુબાજુના વસ્તીવાળા ભાગનું નામ પણ **ટેંકીકદલ** જ પાડેલું છે. અત્રેથી પસાર થતી આ નહેર છેક **નવાકદલ** નામના છઠ્ઠા પૂલ આગળ જતાં પાછી જેલમને જ મળી જાયછે.

## મહેલના નદી તરફના ભાગના કમ્પાઉન્ડમાં આવેલું સોનાનાં પતરાં જડેલું દેવળ.

આ મહેલમાં જનાનાને દર્શન કરવામાટે નદીના ઘાટ તરફ નદીમાં જતાં આવતાં સર્વેની દષ્ટિએ પડે તેવું, ખુલ્લી જમીનમાં, એક સોનાનાં પતરાં જડેલું ને જેમાં રામ, લક્ષ્મણ ને સીતાની મૂર્તિઓ છે એવું, દેદીપ્યમાન, સુંદર, ઘુમટદાર ને શિખરાકારનું મંદિર પણ બંધાવેલું છે, જે જોનારને ઘણું રમણીય ને ચિત્તાકર્ષક લાગે છે.

આ મહેલના કંપાઉન્ડમાં કેટલીક સરકારી ઑફિસોને રાજ્યની તીજોરી છે; તેમજ તેની અંદર મોટાં મોટાં દિવાનખાનાં, કચેરી ભરવામાટે દરબાર હૉલ, કાઉન્સીલ હૉલ, ખાનગી મસલતની જગા, મહેમાનોને રહેવાના સુશોભિત વિભાગો, મુલાકાતે આવનાર પરદેશીઓ સાથે મેળાપ કરવાનું સ્થળ, સભાસ્થાન વિગેરે જોઈતી દરેક જાતની સગવડો આ મહેલના નદીના કિનારાવાળા ભાગ તરફ કરેલી છે.

વળી, નદી તરફ દેખાતા મહેલના ભાગની દિવાલમાં અગાશીઓ, છજાં સહિતના ઝરૂખાઓ, ઝુલતા કઠેરાઓ, બારીઓ, જાળીઓ વિગેરે પણ પૂરતા પ્રમાણમાં રોનકદાર ને નકશી કામથી ભરપૂર કરી મૂકેલું હોવાથી, એક ઉત્તમ રાજમહેલનો જોનારને તરત જ ખ્યાલ આવે છે.

દીવાળી કે તેવા શુભ પ્રસંગે અત્રે જ્યારે દરબાર ભરાય છે ત્યારે દારૂખાનું ફોડે છે, ને વીજળીક રોશની મહેલમાં થાય છે, તે વખતનો દેખાવ જોનારને જાદુઇ અસર ઉત્પન્ન કરનારો નીવડે છે. આ મહેલમાં ઓળખાણવાળા કે લાગવગવાળા જ જઇ શકે છે, સામાન્ય પબ્લીકને જોવા દેવામાં આવતો નથી.

## લાલમંડીપૅલેસ.

મહારાજાનો બીજો મહેલ **લાલમંડીપૅલેસ** કરીને છે. તે જમીનથી ૫ હાથની ઉંચાઈના ચોતરાપર બંધાવેલો છે. પહેલા મજલા સુધીનું સર્વ કામ પથ્થરનું ને ઈંટોનું છે. શેરઘડી કરતાં આ મહેલ ઘણો સુંદર છે. તેના ઉપલા મજલા ઉપરથી શહેરનો તમામ ભાગ નજરે જોઈ શકાય છે ને તે રમણીયતાથી ભરપૂર લાગે છે. તેનાં દિવાનખાનાં મોટી લંબાઇ પહોળાઇનાં ને મોટા વિસ્તારવાળાં ભવ્ય બનાવેલાં છે; ને તેની છતોમાં સુંદર સોનેરી વેલબુટ્ટીનાં નકશીદાર બારીક કામો કરેલાં છે. બધા ખંડો જાતજાતના તરેહવાર

ઉંચા પ્રકારના ફરનીચરોથી શણગારીને તેમાં અતિ શોભાયમાન રચનાઓ કરેલી છે.

એટલું જ નહિ પણ મહારાજાઓએ પોતે કરેલા શિકાર જેવા કે સિંહ, વાઘ, ચિત્તા, રીંછ, હરણ વિગેરેનાં ચામડાંઓ ને બીજાં પશુઓનાં મોઢાં ને શિંગડાંઓ વિગેરે કેટલાક દિવાનખાનાની દિવાલોમાં જડી દઇ તમામ ખંડોને શણગારી સુશોભિત ને રોનકદાર કરેલા છે.

તે મહેલની ચારે બાજુએ ફરતી વિશાળ ખુલ્લી જગ્યામાં જાતજાતનાં સુંદર દેખાવનાં ફળનાં ને બીજાં શોભાનાં ઝાડો, ફૂલોના રોપાઓ ને દ્રાક્ષની વેલીઓની અતિ મનોહર ને રમણીય લાગતી ઉત્તમ રચનાઓનો સુંદર બાગ પણ બનાવેલો છે.

જ્યારે બ્રિટીશ ગવરમૅન્ટના ઉચ્ચ અધિકારીઓ જેવા કે વાઇસરૉય, ગવર્નર ને અન્ય દેશોના રાજાઓ વિગેરે કોઇ ઉચ્ચ કોટિના મહેમાનો આવે છે ત્યારે તેમને આ લાલમંડીના મહેલમાં ઉતારો આપે છે. આ મહેલમાં ધરતીકંપ થવાની અગાઉથી ચેતવણી આપનારૂં યંત્ર પણ છે.

તેમજ શેખબાગના સામે **બારાદરી** નામનો બંગલો પણ પ્રતિષ્ઠિત મેમાનોના ઉતારામાટે વપરાય છે. તે બંગલાની છતનું કામ સુંદર ને જોવા લાયક છે. તેની નજીકમાં સરકારી **દવાખાનું** ને **પોસ્ટઑફિસ** છે. **હજારીબાગ** મહારાજા રણજીતસિંહજીએ બનાવેલો છે. એની રચના પણ બારાદરી બંગલાના જેવી છે. જાત જાતનાં ફળપુષ્પોનાં ઝાડો ને વેલીઓથી ભરપૂર એવો આજુબાજુએ બગીચો બનેલો હોવાથી આ મહેલની રમણીયતા પણ વિશેષ લાગે છે.

## મહારાજાની બોટો બાબત.

ટેંકીકલવાળા મહેલ આગળ નદીમાં સુશોભિત નકશીકામથી શણગારેલી હાઉસબોટો, શિકારાઓ, સ્ટીમબોટો, સ્ટીમલાંચો વિગેરે મહારાજાના ઉપયોગમાટે રાખેલાં છે ને તેમાં જરૂર પડે કુટુંબ સહિત મહારાજા તેમજ તેમના એડીકૅંપ

અધિકારીઓ ને મહેમાનોને ફરવા હરવા કે સેલગાહ કરવાને કે હરકોઈ સ્થળે જવા આવવા માટેની દરેક સગવડ કરવામાં આવેલી છે. આ સ્થળે બીજી કોઇ પણ ખાનગી રૈયતની માલીકીની બોટોને બીલકુલ રહેવા દેવામાં આવતી નથી.

## રઘુનાથ ટૅમ્પલ (મંદિર).

શ્રીનગરમાં બીજા પૂલની નજીક ત્રીજા પૂલ તરફ ઉતરતે પાણીએ જતાં જમણે હાથે ચોકના મધ્યભાગે હિંદુઓનું આ મોટામાં મોટું **મંદિર** આવેલું છે, અને તે મોટા મંદિરની દરેક દિશાએ એક એક એમ ચારે બાજુનાં મળીને બીજાં ૪ મંદિરો છે.

મંદિરના મુખ્ય દ્વાર સામે એક વિશાળ ચોકની ખુલ્લી જમીન છે, ત્યાં નદી તરફના બારણાવાળા મોટા ઓરડાઓ છે, જેની અંદર સભા ભરી જાહેર ભાષણો ને આધ્યાત્મિક ઉપદેશો પણ અપાય છે.

## સી. એમ. સ્કૂલ.

ત્રીજા પૂલ આગળ નદીની ડાબી બાજુના કિનારે આ **સ્કૂલનું** મકાન છે. ને તેમાં સારો અભ્યાસક્રમ ચાલે છે. તે ખાતું જોવા જેવું છે.

## રાઘવદાસનું મંદિર.

આ મંદિર ૩ જા ને ૪ થા પૂલની વચમાં જમણી બાજુએ છે, ને તે નાનું હોવા છતાં તેમાંનું કારીગરીનું કામ જોવા જેવું છે. દરવાજામાં પેસતાં એક નાનો ચોક છે. મધ્યમાં ચોતરા ઉપર દેવળ છે. રામ, લક્ષ્મણ ને સીતાની પ્રતિમાઓનાં દર્શન તે દેવળમાં છે. બાજુમાં ગણપતિ, સૂર્ય ને દેવીની મૂર્તિઓ છે. આ દેવાલયમાં ૪૫૦૦ હસ્તલિખિત ગ્રન્થો છે.

## ગદાધરનું મંદિર.

આ મંદિરની બાંધણી રાઘવદાસના મંદિર સરખી છે, ને તેનાથી જરા આગળ છે, પણ તેના જેવું તે સુશોભિત નથી.



પાંચમા પુલ આગળના પ્રતાપ દેવળનો દેખાવ

Lakshmi Art, Bombay, 8.



છઠા ને સાતમા પુલના વચ્ચે નદીના કીનારે આવેલા પુરાતની દેવળનો દેખાવ

## શાહાઇ હમદાન મસજીદ.

નદીના બીજા પૂલથી ત્રીજા પૂલ તરફ જતાં જમણે હાથે નદીના કિનારા ઉપર **શાહાઇ હમદાનની મસજીદ** છે. આ મસજીદ સુંદર ને સુશોભિત છે. આ સ્થળે જૂના વખતનું પત્થરનું બાંધેલું મોટામાં મોટું હિંદુઓનું મંદિર હતું ને તેનો કેટલોક ભાગ શાહાઈ હમદાનના વખતમાં પાડી નાખી આ મસજીદ બનાવવામાં આવી હતી. આ ભવ્ય મસજીદ અખરોડ ને દેવદારનાં લાકડાંઓમાં ઉત્તમ પ્રકારની નકશીની કરેલી ભરપુર કારીગરીથી ચિકાર ભરેલી છે. શિખરપર સોનાનો કળશ છે. આ મસજીદનું સર્વ લાકડાનું કોતરકામ ને જર ઝવેરાત એ ઘણું જ પુરાતની, છેક **નોર વેજીયન** વખતનું હતું એમ કહેવાય છે. તેની સામે નૂરજહાનની બંધાવેલી બીજી મસજીદ છે. તેને હાલ સરકાર કોઠાર તરીકે વાપરે છે. બાજુમાં એક ખલીફાની કબ્બર છે. મસજીદમાંથી નદીના ઘાટપર જવાય છે, ને ત્યાં કાલીદેવીનો એક કૂરજો છે.

આ આખું મકાન લાકડાના બ્લૉકોનું બનાવેલું છે, ને તે લાકડકામની અંદર સારામાં સારૂં કોતરકામ કરેલું છે. દિવાલોની અંદરની બાજુમાં સોળ ખૂણાવાળી રંગેલી આકૃતિઓ છે, ને તેની અંદર મધ્યમાં અરબસ્તાની ભાષામાં સોનેરી અક્ષરોવાળાં નામ છે. કાશ્મીરી કારીગરીવાળી છતની સીલીંગ ને રાક્ષસી કદના થાંભલાઓ, બહુ જ સુંદર લાગે તેવી રીતના રંગોથી રંગેલા છે. મુસલમાની મોટા તહેવારના દિવસોમાં ત્યાં મોટા મેળા ભરાય છે.

## મહારાજગંજ.

**મહારાજગંજ** એ નામનું ગીચ વસ્તીમાં આવેલું બજારનું સ્થળ ચોથા પૂલ આગળ છે, ને તે કાશ્મીરની દરેક જાતની વસ્તુના વેપારની સારી લેવડ દેવડનું મુખ્ય સ્થાન છે. તે બજારના મધ્યભાગે એક વિશાળ છૂટો ચોક ને ફરતી ચારે બાજુએ

દુકાનો છે. આ મહારાજગંજની નજીકમાં સરકારી છાપખાનું પણ છે.

અત્રેના વેપારીઓ હિંદુસ્થાન, ટીબેટ, લદાખ, યારકંદ વિગેરે દેશો સાથે વેપાર કરે છે; ને તે દેશોવાળા અત્રેનો માલ સસ્તે ભાવે પોતાના દેશમાં લઇ જઇને પોતાના દેશનો અત્રે ખપતો માલ અત્રેના બજારોમાં વેચી જાય છે.

## જુમા મસજીદ.

આ સ્થળ ચોથા ને પાંચમા પૂલની વચ્ચે છે. ને તે ૧૪મા સૈકાની સુલતાન અલેકઝાન્ડ્રે ઇસ્લામી વહીવટની કરેલી સ્થાપનાની એક ઝળકતી યાદગીરી છે. કેટલાક કહે છે કે આ મસજીદ સિકંદર લોદીએ બનાવેલી છે. તેનો મુખ્ય દરવાજો મક્કા શહેર તરફના મુખવાળો છે. આ અદ્‌ભુત ને ભવ્ય લાગતી ઇમારત કેટલીક વખત આગથી બળી ગયેલી હોવાથી મોગલ બાદશાહ અકબરના વખતમાં તેને સુધારવામાં આવેલી હતી, છતાં પણ તે પુરાણી હાલતમાં હોવાથી તેને પાછી હાલમાં સુધારીને અસલ જેવી બનાવવામાટે ૧૨ લાખ રૂપીઆ ખર્ચ કરેલો છે. તેમાં હરકોઈ કોમના માણસ બુટ ઉતારીને અંદર જઈ શકે છે.

આ વિશાળ (આલીશાન) મકાન ૩૮૦ ફૂટ સમચોરસ જગ્યામાં છે, ને તેની ચારે બાજુએ ફરતો ઘણી જ પહોળાઈનો ને ૧૫ ફૂટની ઉંચાઈની દિવાલનો મજબૂત કોટ બનાવેલો છે. તે દિવાલોની પશ્ચિમ સિવાયની બીજી દરેક દિશાના મધ્યભાગમાં સુંદર, ભવ્ય ને વિશાળ એવા સુશોભિત મેહેરાપદાર કમાનોના આકારના અતિ વિશાળ ને જેનાપર મોટા મીનારાઓ આવી રહેલા છે એવા પત્થરના દરવાજા છે; ને તેના બારણાઓમાં પરશિયન ભાષામાં કેટલાક લેખ લખેલા છે. અંદર પેસતાં જ ૩૮૦ ફૂટ લાંબી ને ૩૫ ફૂટ પહોળી એવી છુટી ધર્મશાળાની માફકની ચારે દિશામાં પડાળીઓ છે.

એક જ દિશાની પડાળીમાં ૯૯ વિશાળ થાંભલાઓ ગોઠવેલા હોવાથી ચારે દિશાની પડાળીઓના બધા મળીને દેવદાર કે શરૂના

ઝાડોના એક જ લાકડાના ૧ ફૂટના કંપાસના ઘેરાવાવાળા ને ૬૦ ફૂટની ઉંચાઈના એવા નકશીકામની કારીગરીવાળા આશ્ચર્યચકિત કરે તેવા બનાવેલા સુંદર ૩૮૦ થાંભલાઓપર તે ચારે બાજુની પડાળીઓનું છાપરૂં કરેલું છે. વળી, જેના ઉપર મીનારાના ભાગનું છાપરૂં છે તે થાંભલાના ટેકા તો જાણે દુનિયાની અદ્દભુત અજાયબીને દેખાડતા હોય તેવા ૭૦ ફૂટની ઉંચાઈના ને ૨ ફૂટના ઘેરાવાવાળા, અતિઆશ્ચર્ય ઉપજાવનારા લેખાય તેવા છે.

તે ચારે બાજુની પડાળીઓના વચમાં ૩૧૦ ફૂટનો સમચોરસ એવો ચતુષ્કોણાકારનો છૂટો વિશાળ ચોક આવેલો છે, ને તે ચોકના મધ્યભાગે ૮૦ ફૂટ સમચોરસ જગ્યામાં પથ્થરથી પાકી બાંધણીની ચણેલી ચતુષ્કોણાકાર કુંડના જેવી પાણીની ટાંકી છે. જેના પાણીનો નિમાજ પઢતા પહેલાં બધા મનુષ્યો હાથ, મોઢું ધોવામાટે ઉપયોગ કરે છે.

તેમાંની પશ્ચિમ દિશાની પડાળીના કોટમાં જ્યારે પશ્ચિમ સિવાયના ત્રણે દિશાઓના કોટના મધ્યભાગોએ દરવાજા મૂકેલા છે ત્યારે પશ્ચિમ દિશાના કોટની દિવાલના પડાળીવાળા અંદરના મધ્યભાગમાં એક કાળા આરસપહાણના ચકચકતા પથ્થરોનો બનાવેલો ૪ ફૂટ ઉંચો ને ૨ ફૂટની પહોળાઈનો મેહેરાપદાર દરવાજાના જેવો કરેલો ગૉખનો આકાર છે, ને તેની ચારે બાજુએ ૧૦૧ ખુદાનાં નામો ઉર્દુ જબાનમાં પથ્થરપર કોતરવા ઉપરાંત કુરાને સરીફનાં કેટલાંક વચનો નિમાજ પઢવામાટેના ઉપયોગનાં કોતરેલાં છે, જેથી નિમાજ પઢતી વખતે તે પશ્ચિમ દિશાના તે ગૉખની સામે મુખ રાખી નિમાજીઓ નિમાજ પઢી શકે છે.

આ મસજીદની ચારે બાજુની પડાળીવાળી ફરતી જગ્યામાં મળીને ૩૩,૩૩૩ નીમાજીઓ બેસી શકે છે. તેમાંના દરેક માણસ "**અલ્લાહઓ અકબર**" એ નામનો પવિત્ર ઉચ્ચાર ૧ પળવારમાં સહેલાઈથી ૩ વખત બોલે છે, એટલે સામટા બધા નિમાજીઓ મોલવી સાહત બોલવાથી એક જ પળે ૧ લાખ ને ૨ વાર "**અલ્લાહઓ અકબર**" બોલી શકે તેવી અદ્દભુત ને

અપૂર્વ ગોઠવણ કરેલી છે. ખરેખર! લાકડકામથી આ ભવ્ય બનેલી મસજીદ પણ દુનિયાની અજાયબીઓમાંની એક અજાયબી જ છે.

## શાહાઇ હમદાનની ઝ્યારત.

જુમા મસજીદની પાસે **શાહાઇ હમદાનની ઝ્યારત** છે, ને તે દરેક મુસાફરોને અવશ્ય જોવા લાયકની છે. તેમાં પણ બૂટ કાઢીને જવાય છે. ત્યાં એક મહાન ફકીર થઈ ગયેલો છે. તે જ્યાં હંમેશાં બેસતો હતો તે ઠેકાણે એક લાકડાની ઓરડી કરી છે, ને તે ઓરડીની આસપાસ પણ અરબ્બી ભાષામાં કેટલાક લેખો લખેલા છે.

## સ્ત્રીઓની ડાયમન્ડ જ્યુબીલી હૉસ્પીટલ.

આ છઠ્ઠા ને સાતમા પૂલની વચ્ચે ડાબે કિનારે આવેલી **જનાનાહૉસ્પીટલ** છે, ને તે સ્ત્રીદર્દીઓ માટેની છે, ને તેમાં સ્ત્રીઓને રહેવાની સારી સગવડ કરેલી છે.

## યારકન્ડી સરાય (ધર્મશાળા).

આ ધર્મશાળા છઠ્ઠા ને સાતમા પૂલની વચ્ચે ડાબે કિનારે આવેલી છે, ને તેમાં યારકન્ડી, ટીબેટીઅન ને મધ્ય એશિયાના વેપારીઓ ઉતરે છે, ને તેઓ ઘોડા, નમદા, શેત્રંજી, સોનું વિગેરે વેપારની ચીજો લાવી, તેનું જથાબંધ વેચાણ કરી, અત્રેનો પોતાના દેશને ઉપયોગનો માલ પણ જથાબંધ ખરીદી જાય છે.

## અલીમસજીદ, ઈદગાહનું મેદાન ને ફાંશી દેવાની જગા.

શફાકદલ નામના સાતમા પૂલ આગળ ઇદગાહના મેદાન આગળ **અલીમસજીદ** છે. આ મસજીદ ૧૪૭૦ માં સુલતાન-હસન નામના બાદશાહે બંધાવેલી કહેવાય છે. આ શ્રીનગરની ઘણીખરી મસજીદો જૂની જ દેખાય છે. સાતમા પૂલ આગળ જે મેદાન છે તેને **ઇદગાહનું મેદાન** કહે છે. તેમજ સાતમા પૂલ આગળ ગુન્હેગારોને **ફાંસી દેવાની જગા** પણ છે.

## છીતબલવેર.

આ **છીતબલવેર** સન્ને ૧૯૧૫ માં બાંધ્યું છે. અત્રે જ્યાં સાતમા પૂલથી આગળ ઉતરતા પાણીએ જેલમ નદી ઉપર મોટો બંધ

બાંધેલો છે, તે બંધના ઉપર થઇને હાઉસબોટ વિગેરે જઇ શકે નહિ તેથી, નદીના ઉતરતે પાણીએ ડાબે કિનારે હાઉસબોટો વિગેરેને જવા આવવામાટે બાંધેલા બંધના પહેલાં, નજીકમાં ૨ દરવાજા સહિતની જેલમ નદીના જ પાંણીની જે નહેર કરેલી છે, તે નહેરને **છતબલવેર** કહે છે. આ નહેર પાકા પથ્થરના ચણતરથી ચણેલી,૪૩૩ ફૂટની લંબાઈની,પાણીના લેવલથી ૧૦ફૂટની ઉંચાઇની, ને જેમાં ૬ ફૂટની ૨૫, ફૂટની પોહોળાઈના, ઉંચાઈ સુધીનું પાણી કાયમનું ભરેલું રહે છે એવી, ને તેની લંબાઇના વિસ્તારની નહેરની શરૂઆતથી ૧૫૦ ને ૩૦૦ ફૂટની લંબાઈ આગળ અનુક્રમે નંબર ૧ ને નં. ૨ વાળો એમ ૨ દરવાજા છે, જેથી અનુક્રમે નંબર ૧–૨ ને ૩ ભાગમાં વહેંચાઇ ગયેલી એવી તે નહેર બનાવેલી છે. જ્યારે હાઉસબોટ વિગેરેને વહેતા પાણી તરફ આ નહેરની બહાર કાઢવી હોય છે ત્યારે જેલમ નદીમાંથી હાઉસબોટને નં. ૧ વાળી નહેરમાં દાખલ કરે છે એટલે નં. ૧ નો દરવાજો પ્રથમ ખોલી તેને તે નં. ૧ ના દરવાજાની અંદરની નં. ૨ વાળી નહેરમાં જવા દે છે, એટલે તે બોટ બન્ને દરવાજાના વચલા ભાગમાં આવી શકે છે. ત્યારપછી તરત જ નં. ૧ વાળો દરવાજો બંધ કરી દે છે, ને તે પછી નં. ૨ વાળો દરવાજો ખોલે છે, એટલે બોટ વિગેરે નં. ૨ ના દરવાજાની બહાર આવેલી નં. ૩ વાળી નહેરના ભાગમાં ચાલી જાય છે. ત્યારપછી તરત જ નં. ૨ વાળો દરવાજો પણ બંધ કરી દે છે, ને હાઉસબોટ તે ત્રીજા નંબરની નહેરની બહાર નીકળી જેલમ નદીમાં દાખલ થઈ જાય છે. આ પ્રમાણે એવી અજબ યુક્તિ આ જગાએ કરેલી છે, ને તેને **છતબલવેર** કહે છે.

તેજ પ્રમાણે જ્યારે બહારથી આવેલી બોટને ચઢતા પાણીમાં અંદર લાવવી હોય છે ત્યારે તે પ્રથમ જેલમ નદીમાંથી નં. ૩ વાળી નહેરના વિભાગમાં દાખલ થાય છે. એટલે નં. ૨ વાળો દરવાજો ખોલી બોટ વિગેરેને નં. ૨ વાળી નહેરના વચલા વિભાગની અંદર આવવા દઇને નં. ૨ વાળો દરવાજો બંધ કરે

છે, ને તે પછી નં. ૧ વાળો દરવાજો ખોલવાથી તે બોટ નં. ૧ વાળા દરવાજામાં થઇને નં. ૧ ની નહેરવાળા ભાગમાં જાય છે. એટલે પાછો નં. ૧ વાળો દરવાજો પણ બંધ કરે છે; એટલે તે પછી તે હાઉસબોટ નં. ૧ વાળી નહેરના મુખ આગળ થઈને જેલમ નદીમાં દાખલ થાય છે.

આ નહેરમાં ૬૦ થી ૭૦ ફૂટની લંબાઈની ને ૧૨ થી ૧૬ ફૂટની પહોળાઈ સુધીની બોટો જા આવ કરી શકે તેવી ઢબના માપથી તે બાંધવામાં આવેલી છે. અઠવાડીઆમાં એક વખત તેના બગડેલા બંધીઆર પાણીને બન્ને દરવાજા સાથે ખોલી વહેતું કરવામાં આવે છે, તેમજ જો બોટો ઘણી સાથે આવી હોય તો તે બે દરવાજા વચ્ચે નં. ૨ વાળી નહેરમાં જેટલી બોટો સમાઈ શકે તેટલીને અંદર લઈ ને પછી જ બીજો દરવાજો ખોલી તે બધી સામટી બોટોને બહાર કે અંદર જવા આવવા દે છે. આ દરવાજા નહેરના ઉપર મૂકેલા મોટા સાંચા કામથી બંધ કરવા ને ઉઘાડવામાં આવે છે.

## દરસાલ અત્રે નીકળતી મહારાજાની સ્વારી.

શ્રીનગર શહેર એપ્રીલ માસની આખેરીએ ભરપૂર વસ્તી-વાળું થઈ જાય છે, ને તે અરસામાં અત્રેના **મહારાજા** સાહેબ બહાદૂર પણ જમ્મુથી અત્રે પધારે છે, ત્યારે રૅસીડન્ટ સાહેબ ને રાજ્યના મુખ્ય ઑફિસરો, લશ્કરો ને મોટા મોટા અંગ્રેજો જેઓ અહીં હોય છે તેઓ સઘળા બોટોમાં બેસીને મહારાજાને ભેટવા જાય છે. તે વખતે મોટા પાયાપર થઇ રહેલી ધમાલ જોવા લાયક થઇ રહે છે.

તે પછી જ્યારે તે નામદારનો જન્મદિવસ કે તેવો જ કાંઇ શુભ પ્રસંગ આવે છે ત્યારે એક મોટું દમામદાર સરઘસ જેલમ નદીમાં કાઢવામાં આવે છે. તે વખતે ભરપૂર ફૂલોથી શણગારેલી ને સોનાના ભરતકામની કારીગરીથી સુશોભિત કરેલી ને જેને એક સરખા પહેરેલા પોષાકવાળા ૪૦ માંજીઓ હંકારતા હોય છે એવી ભવ્ય, પૂરભભકાદાર ને દેદીપ્યમાન લાગતી એવી હાઉસબોટમાં રાજ્યના મોટા અમલદારો સહિત નેક



હાલના નેક નામદાર માહારાજા સાહેબ બહાદુર
હરીસીંહજીની હાથી ઉપરની સ્વારી

Lakshmi Art, Bombay, 8

નામદાર કાશ્મીર મહારાજા સાહેબ બહાદૂર બિરાજે છે. તે બોટની સાથે બીજા રાજ્યના અમલદારોની ને પરોણાઓની પણ બોટો હોય છે. તેમાં લશ્કરી બૅન્ડ ને લશ્કર પણ હાજર હોવાથી તે **સ્વારી** એક દમામદાર સરઘસનું રૂપ ધારણ કરે છે.

આ શુભ પ્રસંગે નદીના બન્ને કિનારાપર જ્યાં જ્યાં જે જે હાઉસબોટો, વહાણો વિગેરે હોય છે, તેમનાપર પણ તેમના માલીકોએ રંગબેરંગી ઉનનાં કપડાંની ધજાઓ ને વાવટાઓ ફરકતા રાખીને તેમને ફૂલો વિગેરેથી પણ શણગારે છે. તે વખતે જૂદા જૂદા દેશના ને જૂદા જૂદા પહેરવેષવાળા અસંખ્ય મુસાફરો, સ્કૂલોના વિદ્યાર્થીઓ, નગરવાસીઓ વિગેરે બાલકથી તે વૃદ્ધ વયનાં સ્ત્રી પુરૂષો સહિતની એકઠી થયેલી પંચરંગી પ્રજાની જામેલી મનુષ્યમેદિની તે નેક નામદાર મહારાજાના વદન-કમળનાં દર્શનાર્થે આવેલી હોય છે.

નદીમાં સ્વારી જેમ જેમ આગળ જાય છે તેમ તેમ કિના-રાપરની જોવા ઉભેલી ભાવિક પ્રજા “ નેક નામદાર મહારાજા સાહેબ બહાદૂરકી જય ! ” ના એક સામટા અવાજોની ગંભીર ગર્જનાઓ કરે છે, એટલું જ નહિ પણ પ્રેમી પ્રજાજનો પોત-પોતાના ઘર આગળ શાલ જેવાં કીમતી વસ્ત્રોની ધજાઓ વિગે-રેથી ઘરોને શણગારી આવકાર આપવાની શુભ નિશાનીઓ પ્રદર્શિત કરે છે.

તેમજ વળી વસ્તીવાળા ભાગોમાં થઈને જ્યારે મહારાજાની સ્વારીનું સરઘસ પસાર થાય છે ત્યારે બારીએ, જાળીએ ને ઝરૂખે કિનારાના બન્ને બાજુનાં ઘરોમાં જોવા આવેલાં અસં-ખ્ય નરનારીઓમાંનાં કેટલાંક તો તે નેક નામદારને ફૂલોના હાર તોરા આપી વધાવી લઇ ઓવારણાં પણ લે છે.

તેમજ, હજારો સ્કૂલના શિખતા છોકરાઓ હાથમાં વાવટા પકડી મહારાજા બહાદૂરને પધારતા જોઇ તેમને માન આપવા-માટે વાવટા ઉંચા કરી બધા એકે અવાજે “ **હીપ, હીપ, હુર્રે ! મહારાજા !** ” એમ વારે વારે લાંબા વખત સુધી બોલે

જાય છે. તેમજ, જ્યાં જ્યાં હિંદુદેવળો હોય ત્યાં ત્યાં સ્વારીનું સરઘસ પસાર થતાં તે દેવળોમાં ઘંટાનાદ થાય છે. એ પ્રમાણે પહેલા પૂલથી સાતમા પૂલ સુધીમાં ઠેકઠેકાણે અવનવા જોવા લાયક દેખાવો થઈ રહેલા હોય છે.

છેવટે હરિપર્વતના કિલ્લા ઉપરથી તેમના ઉંચા દરજ્જાના માનાર્થે તોપોના બહાર પણ કરવામાં આવે છે. તે વખતે શહેરની વફાદાર પ્રજાનાં અંતઃકરણ પ્રેમના અનિવાર્ય આવેશથી આનંદમાં ગરકાવ થઇ જાય છે. આખરે મહારાજા સાહેબ મહેલમાં પધારતાં, મોટા અધિકારીઓ, યુરોપીઅનો ને લશ્કર વિગેરે પોતપોતાના સ્થળે ચાલી જાય છે. આ પ્રસંગે પરદેશીઓને પણ આ દેખાવ જોવાની એક અચ્છી તક મળે છે, તેથી તેઓને પણ આજનો દિવસ અત્યાનંદદાયક લાગે છે.

---

## દશ્ય ૧૧ મું.

## પહેલા પૂલથી ચઢતે પાણીએ જતાં બન્ને કિનારાએ આવેલાં જોવા ને જાણવા લાયક સ્થળો, ગુરો-પીઅનો બાબત ને ફળ ફૂલ શાકભાજી તથા બીજાં ઝાડો બાબત.

## પહેલા પૂલથી ચઢતા પાણી તરફ જતાં જમણે હાથે આવેલાં સ્થળો.

### રાજયની હૉસ્પીટલ.



આ સ્થળ પહેલા પૂલથી નદીના ચઢતા પાણી તરફ જમણા કિનારાપર છે. બીજી સારી હૉસ્પીટલોમાં સીવીલ તથા લશ્કરીઓમાટે જેવી સગવડો હોય છે તેવી બધી જાતની પુરતી સગવડો આ હૉસ્પીટલમાં છે.

### આર્યસમાજનાં મંદિરો.

સ્ટેટ હૉસ્પીટલની નજીકમાં **હજુરીબાગ** આગળ બે **આર્યસમાજનાં મંદિરો** આવેલાં છે. આ સિવાય બીજા પૂલ પાસે ને મહારાજગંજમાં પણ આર્યસમાજનાં મંદિરો છે. રવિવારે ત્યાં પ્રાર્થના, ભાષણો, વ્યાખ્યાનો ને મેલાવડા પણ થાય છે. તેમજ, નાતજાતના કાંઈ પણ ભેદભાવ રાખ્યા સિવાય સર્વે એક જ પંક્તિએ સાથે બેસીને પ્રીતિભોજન પણ ઘણી વખત કરે છે. તે ભોજન વખતે લીલા કમળના એક જ પાંતરાનું પતરાળું, ને પડીઆને બદલે માટીનું સરાવલું કે કમળનાં પત્રનો જ કરેલો પડીઓ અત્રે વાપરવામાં આવે છે.

### ટેકનીકલઈન્સ્ટીટયુટ.

હજુરીબાગ ને ફ્લડચેનલની વચ્ચેની બહોળા વિસ્તાર-વાળી જગ્યામાં આ સુંદર મકાન છે. જૂદી જૂદી કારીગરીઓ

ને હુન્નર ઉદ્યોગો, જેવા કે ચિત્રકામ, ટોપલીઓ ગુંથવી, સુતાર કડીઆનું કામ, વાસણો બનાવવાનું, ધાતુપરનું કોતર કામ, ને તેવા જ બીજા ઉદ્યોગો કાશ્મીરીઓને શિખવનારૂં આ ખાતું છે, ને ત્યાં દરેક જાતનાં કારખાનાઓમાં થતાં કામની ચીજો પણ જોઇ શકાય છે.

## મ્યુઝિયમ.

**અજબઘર, અજાયબઘર** કે **મ્યુઝિયમ** એમ તેનાં ત્રણ નામ છે, ને તે પહેલા પૂલથી ચઢતા પાણી તરફ નદીના કિનારે જતાં ૨ ફરલાંગ ઉપર છે.

આ એક સુંદર મકાન, જૂની કારીગરીના નમુનાઓ ને કેટલીક જોવા લાયક વસ્તુઓથી ભરપૂર સંગ્રહસ્થાન ભરેલું છે. દ્વારની સામી બાજુમાં એક સુંદર બગીચો છે. આ સંગ્રહસ્થાન બધા મળીને ૬ ઓરડાઓમાં મૂકેલી વસ્તુઓનું છે, ને તે વસ્તુઓમાંની ઘણીખરી વસ્તુઓ, દિવાલ સાથે ગોઠવેલા ઉભા, તેમજ બન્ને બાજુના રસ્તાની વચમાં મૂકેલા, બેઠકવાળા, આડા, કાચનાં બનાવેલાં કબાટોમાં જ મૂકેલી છે.

**પહેલો ઓરડો**—પક્ષિઓ, સર્પો, માછલીઓ, હરણો, રીંછો, વાંદરાઓ વિગેરે મરેલા પ્રાણીઓથી ભરેલો છે.

**બીજો**—લાકડકામ, તરેહતરેહના રંગની ઉંચી જાતના ઉનની, જુના વણતની, ને કસબના ભરતકામથી જાતજાતની કરેલી ઉત્તમ કારીગરીવાળી કીમતી શાલો, ને ચીની કામો વિગેરે પણ મ્યુઝિયમના આ ઓરડામાં સાચવી રાખેલાં છે. તેમજ, રેશમ ઉપરનું ભરતકામ, શેત્રંજી, કાશ્મીરી પેપીઅરમશીનાં કામો, જુનાં હથિયારો, કાશ્મીરના થયેલા મહારાજાઓની અગાઉની છબીઓ, વિગેરે દરેક ચીજ મનપસંદ જોવા લાયક છે. વળી, કાશ્મીરી મુસલમાન ને પંડિતો એ બન્ને જાતોનાં જુદેજુદાં પુરુષ, સ્ત્રી ને બાળકોનાં પૂતળાં જોવામાટે બનાવીને મૂકેલાં છે. ને તે બન્ને કોમોના પહેરવેષના તથા પરણતાં જોડાંઓના દેખાવો પણ આપેલા છે.

ત્રીજો—ખનિજ પદાર્થની ચીજો, પરદેશમાંથી લાવેલી બૌદ્ધો વિગેરેની મૂર્તિઓ, ને બીજાં કેટલાંક પૂતળાં વિગેરેના દેખાવો, જાતજાતનાં હથિયારો, કવચ (બખતર), વિગેરેથી ભરપૂર છે.

ચોથો—હરેક જાતની વનસ્પતિઓ, મૂળીઆંઓ, દવાઓ, ને અત્રેના જંગલમાં નીપજતી પેદાશની વસ્તુઓનો છે.

પાંચમો—જુના સિક્કા, પૈસા, સ્ટેટનું ચલણી નાણું, ને પ્રથમ અત્રે ચાલતી ૦।। રૂપીઆથી તે હજાર રૂપીઆ સુધીની છાપેલી નોટો, ને જૂના વખતમાં રાજ્યના વપરાશના સ્ટૅમ્પો ને ટીકીટોનો છે.

છઠ્ઠો—ખોદકામથી મળેલાં બૌદ્ધધર્મનાં પૂતળાં, જુદી જુદી ભાષાઓના કોતરેલા પથ્થરો, તેમજ હકીક વિગેરે જાતજાતના પથ્થરો પણ તે ઓરડામાં રાખેલા છે. વળી, ત્યાં બધું બતાવનાર રક્ષકના કહેવા પ્રમાણે બે રતલ વજન જેવડો ૧ પથ્થર કે જે આકાશમાંથી વરસાદ પડવાની સાથે પડેલો હતો તે પણ હમોને તેણે બતાવ્યો હતો, ને તે ત્યાં જોવા મૂકેલો છે. મુંબઇ, કલકત્તા કે વડોદરાના મ્યુઝિયમોના કરતાં અત્રે વિશેષ કાંઈ પણ જોવા જેવું નથી.

## પહેલા પૂલથી જેલમ નદીના ચઢતા પાણી તરફ ડાબા કિનારાનાં જોવા ને જાણવા જેવાં સ્થળો.

પહેલા પૂલથી ઉપલી બાજુએ જતાં ડાબા કિનારે હાઇકૉર્ટ, ફોજદારી કૉર્ટ, ફોટાઓ પાડનારાઓની, ને ત્યાંના દેખાવોના પાડેલા તૈયાર ફોટાઓ ને ચોપડીઓ વેચનારાઓની, મુસાફરોને ઉપયોગી છૂટક સામાન વેચનારાઓની, તંબુઓ ભાડે આપનારાઓની દુકાનો વિગેરે છે. વળી, પબ્લીક લાયબ્રેરી, ચાર્મિંગ હાઉસ, ઇમ્પીરીઅલ, પંજાબ, વિગેરે બૅંકો, જનરલ પોસ્ટઑફિસ, રેસીડેન્ટનો બંગલો, કલબો, પાદરીઓને રહેવાનાં સ્વચ્છ આબોહવાવાળાં સ્થળો, મોટા મોટા બાગ બગીચાઓ, ઉચ્ચ કોટિના રાજ્યના અધિકારીઓ ને યુરોપીઅનોને રહેવા લાયકના સુંદર બંગલાઓ, મકાનો ને તેમના માટેની રમત

ગમતની જગ્યાઓ, જેવી કે રેઇસકોર્સ, ક્રિકેટ, ગોલ્ફ, પોલોગ્રાઉન્ડ, ટેનીસ, વિગેરેની સગવડો કરેલી છે.

તેમજ હોટેલો, મોતમીન દરબારની સરકારી ઑફિસો, નીડોઝ હોટેલ વિગેરે બધું આ બાજુએ જ આવેલું છે; જ્યારે ત્યાં જ સામે નદીના જમણા કિનારે જોતાં જાતજાતની હાઉસબોટોની હજારોની સંખ્યામાં, હલગારની હલગાર એક સાથે એક લાગી રહેલી હોવાથી, જાણે હાઉસબોટોનું જ આખું ગામ વસી ગયું હોય તેમ દેખાય છે.

આ સ્થળે નદીના ડાબે કિનારે કિનારે પાકી સડક હોવાથી સીઝનમાં હવા ખાવા આવેલી પરદેશી પચરંગી પ્રજા દરરોજ સવાર તથા સાંજને સમયે આનંદયુક્ત ચહેરે હવા ખાવા ને ફરવા હરવા આવેલી, અત્રે જતી આવતી ઠેકઠેકાણે જણાય છે, ને તેજ પ્રમાણે નદીમાં પણ સહેલાણી જોડાં શિકારામાં બેસી પોતાની મોજ પૂરી પાડવા આવેલાં જતાં આવતાં પણ જણાય છે, ને તે વખતે ત્યાં નજરે જોનારને અત્યાશ્ચર્યકારક લાગે તેવા અવનવા ને અદ્વિતીય દેખાવો દૃષ્ટિએ પડે છે, ત્યારે પ્રવાસી જાણે કોઇ નવી દુનિયામાં વિચરતો હોયની શું તેમ તેને તાદૃશ્ય જણાય છે.

## બગીચાઓ બાબત.

અકબરે આ દેશમાં કેટલાક રજવાડાઓને રહેવામાટે સુંદર ને સુશોભિત એવા ઘણા બગીચાઓ ને ભવ્ય મકાનો બંધાવ્યાં હતાં. તેમાંના કેટલાક બગીચાઓ તો ખાસ દ્રાક્ષના વેલાઓએ લાગેલી દ્રાક્ષથી લચી પડતા એવા ને ખાસ જોવાલાયક હતા એમ કહેવાય છે કે તે બાદશાહે ત્રણ વખત કાશ્મીરની મુસાફરી કરી હતી.

શ્રીનગરની આસપાસ માઇલોના વિસ્તારમાં સરકારી તેમજ ખાનગી ગૃહસ્થોના અસંખ્ય બગીચાઓ છે. તેમાંના ડલસરોવરના કાંઠાના બગીચાઓની રચના અતિ રમણીયતાથી ભરપૂર ને મનોહર છે. અત્રેના ઘણાખરા બાગોનાં નામો પૂર્વે થઈ ગયેલા

રાજાઓ કે અધિકારીઓનાં નામને અનુસરીને જ પાડવામાં આવેલાં છે.

## મુનશીબાગ.

આ બાગ **સનવારબાગ** તરફ એક માઈલ જેટલા વિસ્તારનો છે; ને તેમાં ઘણેભાગે સાહેબ લોકોને રહેવાની જગ્યા છે. વળી ત્યાં એક મોટું મેદાન છે કે જ્યાં તંબુ ઠોકીને પણ રહી શકાય છે, ને ત્યાં પરણેલાઓ સ્રીસહિતના જ ઉતરી શકે છે. યુરોપીઅન સિવાયના કુટુંબ સહિતના માણુસોને પણ અત્રે જગ્યા મળે છે. આ બાગમાંની લીલોતરીથી ભરપૂર, આસમાની ને જાંબુડીઆ રંગના મખમલની માફકના જાણે ગાલીચા પાથર્યા હોય તેવી, સુશોભિત ને રળીઆમણી જમીન દેખાય છે; તેમજ અત્રે ચીનારના ઝાડોની કેટલીક ઘાટી ઘટા પણ છે.

અત્રે યુરોપીઅનોને પ્રાર્થના કરવામાટે ખ્રીસ્તીધર્મનું દેવળ (ચર્ચ) પણ છે. આ દેવળ પૂર્વે થઈ ગયેલા એક યુરોપીઅન એન્જીનીઅરના સમયમાં બંધાવેલું છે. **મુનશીબાગ**ની ઉપલી બાજુએ **રામમુનશીબાગ** છે. તેમાં ઘણાં ફળઝાડો જ વાવેલાં છે.

અત્રે રાજ્ય તરફથી નાનાં નાનાં ઘરો બનાવેલાં છે. તેનું દરમાસે ભાડુ રૂપીઆ ૩૦ લેવામાં આવે છે. રાત્રે આઠ વાગ્યાની તોપ પડયા પછી કોઈ પણ કાશ્મીરી સ્રીને બાગમાં આવવા દેતા નથી. આ સિવાય બીજા **નશીમબાગ, હજારીબાગ, વસંતબાગ, સમુદ્રબાગ, બદામીબાગ** વિગેરે પુષ્કળ બગીચાઓ આવી રહેલા છે; કારણ કે આ પ્રદેશમાં ઠેકઠેકાણે પાણીની વિપુલતા હોવાથી અસંખ્ય બાગબગીચાઓ કુદરતી રીતે જ બની ગયેલા છે.

## ચીનારબાગ.

આ સ્થળ નેડોઝહૉટેલ ને ગોલ્ફગ્રાઉન્ડની પાછળ ડલસરોવરમાં જવાના દરવાજા આગળ સ્કુન્તીકદલ નાળાની ડાબી બાજુના કિનારાપર આવેલું છે. તેમાં બહુ મોટાં ને ઘટાદાર શીતલ છાયા આપનારાં ઘણાં ઝાડો છે, તેથી તેનું નામ **ચીનાર-**

બાગ પડયું છે. ચોખ્ખી હવામાં, અત્રે હાઉસબોટ ગોઠવી કે તંબુ ઠોકી રહેનાર મનુષ્યના મગજને, શાન્તિમય જીવન સાથે રાહત ને આનંદ આપનારૂં, રહેવા લાયક, સારી અનુકૂળતાવાળું આ સ્થળ છે.

## હરિસિંહ બાગ.

આ બાગ ચીનારબાગ તરફ છે. છડા માણસો જ અત્રે રહી શકે છે. ને અત્રે દિવસે કે રાત્રે સ્ત્રી પુરૂષ ગમે ત્યારે જા આવ પણ કરી શકે છે.

## સોનાવર કે સનવાર બાગ.

આ સ્થળ પહેલા પૂલથી જેલમ નદીના ચઢતે પાણીએ જતાં ડાબે હાથે રા। માઇલપર આવેલો છે. આ બાગ તે કાંઇ ખાસ બગીચો નથી. તે તો એક ખુલ્લી ખૂબ સુરત નદીને કાંઠે ચોખ્ખી હવાવાળી જગ્યા છે, ને તેમાં નૉખા નૉખા પ્લૉટો તંબુના કૅમ્પ નાખવામાટેના બનાવેલા છે, કે જયાંથી આસપાસના દેખાવો જોવાની વિશેષ મઝા મેળવાય છે. વળી, ચોતરફ સફાઇવાળી ખુલ્લી જગ્યા હોવાથી ઠંડક પણ વધારે જ લાગે છે; તેમજ, અત્રેથી ખુલ્લા બરફવાળા પહાડનાં શિખરો પણ સ્પષ્ટ જોઈ શકાય છે.

આ બગીચાનો એક મોટો ભાગ વાડ બાંધીને હીઝહાયનેસ મહારાજા બહાદૂરમાટે રોકી રાખવામાં આવેલો છે. ને ત્યાં જેલમ નદીના કિનારે સૂર્યમંદિરની બાજુમાં એક લાકડાનો સુંદર ઘાટ છે. જ્યાંથી દરબારી સ્વારી નીકળવાની શરૂઆત થાય છે, તેથી તે બાંધવામાં આવેલો છે.

## કોઠી બાગ.

નદીની લગોલગ આ બાગ ઘણા લંબાઈના વિસ્તારમાં આવેલો છે, ને તેના બંધ ઉપર દુકાનો કાઢવામાં આવેલી છે.

## શેખ બાગ.

આ બાગમાં મુસલમાનોનું કબરસ્થાન છે, ને ત્યાં મુસલમાનોનાં મડદાંને દાટીને તેપર કબ્બરો ચણેલી છે.

## શ્રીનગર કલબ.

આ સ્થળ જનરલ પોસ્ટઑફિસથી ૧ ફરલૉંગ દૂર, જેલમ નદીના ચઢતા પાણીએ, નદીના કિનારા તરફ ૨૦૦ ફૂટ લંબાઈમાં ને નદીમાં ૬ ફૂટ ઝુલતું દેખાય તેમ આવેલું છે. તે ઝુલતા ભાગપર બેસીને નદીના બધા દેખાવો સંપૂર્ણ જોઈ શકાય છે. આ એક સુંદર ને સુશોભિત મકાન છે, ને તેની અંદર લાયબ્રેરીનું વાંચનાલય છે, કે જ્યાં ચોપડીઓ, ન્યુસપેપરો વિગેરે વાંચવા મળે છે. તેમજ, ત્યાં ઘણાઓને ભેગા મળી વાત કે ભાષણ કરવામાટેનો પણ એક ખંડ છે. વળી બિલિયર્ડરૂમ ને ટેનીસ રમવાને મેદાનો પણ ત્યાં સગવડ ભરેલાં રાખ્યાં છે, તેમજ દરરોજ સાંજે કલબના મેમ્બરોને આનંદ ઉપજાવવાસારૂ એક સુંદર બૅન્ડ પણ વગાડવામાં આવે છે.

આ કલબના મૅમ્બર થવા ઈચ્છનાર ગૃહસ્થે કલબના ઑનરરી સૅક્રેટરીને મળવાથી કાયમના કે થોડા વખતને માટે મૅમ્બર થવાના નિયમો ને ખુલાસા મળી શકે છે, પરંતુ મારી જાણ પ્રમાણે ઘણે ભાગે યુરોપીઅનોને જ આ કલબમાં દાખલ કરે છે.

## રેસીડેન્સી.

આ સ્થળ પણ જનરલ પોસ્ટઑફિસથી આગળ, એક મોટા વિસ્તારના સુંદર લીલા ઘાસવાળા મેદાનમાં ઘનઘોર ને ઘટાદાર ચિનારનાં ઝાડોથી છવાઈ રહેલું સુશોભિત સ્થાન છે. તેમાં એક રોનકદાર મહેલના આકારનું મકાન ને બીજા બંગલાઓ પણ છે. ત્યાં રેસીડેન્ટ સાહેબ, આસીસ્ટન્ટ ને રેસીડન્સીના સર્જન (ડૉકટર) ઘણે ભાગે ઉનાળાની ઋતુમાં આવીને રહે છે.

## પોલોગ્રાઉન્ડ.

આ સ્થળ જનરલ પોસ્ટઑફીસ તરફ કોઠીબાગની પાછળ છે, ને તેમાં પોલોની રમત, ક્રિકેટ, હૉકીની મૅચો વિગેરે રમવામાં આવે છે.

## નેડોઝહૉટેલ.

આ હૉટેલ પોલોગ્રાઉન્ડની બાજુમાં ઘણા મોટા વિસ્તા-

રવાળી જગ્યાની ખુલ્લી હવામાં આવેલું છે. શ્રીનગરમાં સર્વથી મોટું ને સરસ સગવડોવાળું તે હૉટેલ છે, ને ત્યાં ૮૦ થી ૧૦૦ ઓરડા, પૂરતી સગવડવાળા, મુસાફરોને ઉપયોગમાં આવે તેવા છે; છતાં, તે સર્વે ઓરડાઓમાં પૂરતા મુસાફરો હોય ત્યારે બીજા મુસાફરોને જગ્યા ન મળે તો ત્યાંની છૂટી જમીનમાં તંબુ નાખીને પણ રહી શકાય તેવી પૂરતા પ્રમાણમાં સારી સગવડ-વાળું ખુલ્લું મેદાન પણ છે. તે હૉટેલમાં દરેક કોમ ઉતરી શકે છે. પણ તેનો ભાવ ઘણો વધારે હોવાથી ઘણે ભાગે યુરોપીઅનો જ તેનો ઉપયોગ કરી શકે છે.

## પ્રતાપપુસ્તકાલય.

મુનશીબાગની પાસે મોટામાં મોટું પ્રતાપપુસ્તકાલય છે. તેમાં સંસ્કૃત, ફારસી, ઉર્દુ, અંગ્રેજી, શારદા ને હિંદી ભાષાની ચોપડીઓ તેમજ અઠવાડિક ચોપાનિયાં, દૈનિક ન્યુસપેપરો વિગેરે વાંચવા મળે છે; તેમજ પુસ્તકાલયના થયેલા મૅમ્બરોને પુસ્તક વિગેરે સર્વે મફ્ત વાંચવાને ઘેર લઈ જવા પણ આપે છે. મૅમ્બરો ન થયા હોય તેવા અજાણ્યા મુસાફરને ચોપડી વિગેરે વાંચવા-માટે તે સારી સ્થિતિમાં પાછું પુસ્તકાલયને સોંપે તેટલા પૂરતી ડિપૉઝિટ રકમ લઈને આપે છે. જ્યારે તે પુસ્તક સારી હાલ-તમાં પાછું આપે છે ત્યારે ડિપૉઝિટ લીધેલી રકમ તેને પાછી આપવામાં આવે છે.

## યુરોપીઅન બાબત.

આ દેશ યુરોપીઅન પ્રજાને ઘણો જ પ્રિય છે, કેમકે વિલાયતના જેવી જ અત્રેની ઠંડી હવાનેલીધે શીતળ પ્રદેશ હોવાથી તેઓને તે વધારે પસંદ પડે તેમ છે. તેઓ ઘણે ભાગે જેલમ નદીના કિનારાપર, મુનશીબાગ નજીક, યુરોપીઅન તેમજ બીજા શ્રીમંતોને રહેવામાટે રોનકદાર બાંધેલા બંગલાઓમાં રહે છે. અત્રે યુરોપીઅનોને શહેરના દેશી લત્તામાં રહેવાની બીલકુલ છૂટ નથી, તેમજ તે દેશી લત્તાઓ તેઓને રહેવાને લાયકના પણ નથી.

અત્રે ઠંડા પ્રદેશની સ્વચ્છ આબોહવાનેલીધે તેમજ દરેક ખોરાકીની વસ્તુની સસ્તાઇનેલીધે યુરોપીઅન પ્રજા અત્રે હવા ખાવાને વધારે આવે છે. ને તેઓમાંના ઘણાખરા આખી સીઝન સુધી અત્રે રહે છે. સીમલા ને ડેલહાઉસ જેવાં સ્થળોએ તેમને માસિક રૂપીઆ ૫૦૦ થી ૬૦૦ ખર્ચતાં પણ જે સુખ સગવડ મળી શકતી નથી તે સુખ સગવડ અત્રે માત્ર ૧૦૦ થી ૨૦૦ ના ના ખર્ચે મળવાથી તેઓ અત્રે રહેવાનું પસંદ કરે છે.

વળી, યુરોપીઅનોમાં વિશેષ ખૂબી તો એ છે કે તેઓ જે નવા અજાણ્યા દેશમાં જવાના હોય છે તે દેશનું પૂરેપૂરૂં ખરૂં વર્ણન વાંચી કે સાંભળી, તેની યથાર્થ હકીકત મેળવીને જ તે દેશ જોવા જાય છે, ને તેથી તે દેશનું તેઓ જરાએ જરા સૂક્ષ્મ અવલોકન કરી શકે છે, તે એટલે સુધી કે તે દેશના ખુદ વતનીઓને જે ખરી હકીકતની ખબર હોતી નથી તે બધી તેઓ જોઇ જાણીને આવે છે.

દેશીઓની વિશેષ ખામી તો એ છે કે અજાણ્યો નવો દેશ તેઓ જ્યારે જોવાને જાય છે ત્યારે તે દેશનું થોડું ઘણું પણ વર્ણન વાંચ્યા, જાણ્યા કે સાંભળ્યા વિના જાય છે, જેથી તેઓ દેશની ખરી ખૂબીથી અજાણ્યા જ રહે છે. વળી રહેવા ખાવા જવા આવવાની પણ તેઓને ગતાગમ નહિ હોવાથી તે તે બાબતની સગવડ તો મળવી બાજુએ રહી પણ જ્યાં ત્યાં તેમને અગવડો જ ભોગવવી પડે છે. એટલું જ નહિ પણ આવા ઉત્તમ પ્રકારના દેશની આશ્ચર્ય ઉપજાવે તેવી અદ્ભુત જગાઓ દેશમાં જવા છતાં તે તેમના જોવામાં પણ પૂરી આવતી નથી જેથી કેટલાક તો આ દેશનેમાટે ખરાબ અભિપ્રાય બાંધીને જ પાછા વળે છે! ખરેખર એ ખાસ શોચનીય બીના છે.

## જાતજાતનાં ફળો બાબત.

અત્રેની આબોહવા ફળ ઝાડોને સંપૂર્ણ અનુકૂળ હોવાથી વગર મહેનતે ફળઝાડો ઉછરી આવે છે, ને તે ઉત્તમ જાતનાં હોવાથી સ્વાદિષ્ટ પણ વિશેષ થાય છે.

અત્રે ઘણી જાતનાં સ્વાદિષ્ટ ફળો મોટા પ્રમાણમાં થાય છે. જેવાં કે સફરજન, પેરૂ (નાખ), દાડમ, એપ્રીકોટ, સફતાલુ, જરદાલુ, પીચ, ચેસ્ટનટ, ખુમાની, પ્લમ, સેંતુર, અખરોડ, બદામ, કાળા ને લાલ ગ્લાશ (ચેરી), પાણીમાં થતાં શીંગોડાં, કમરકાકડી, નાશપત્તી, કલીંગડ, ખડબૂચ, મલબેરી, ચૂટ, ટ્રેલ, આલુબુખાર, હાબચેરી સ્ટ્રૉબરી, રાસબરી, બ્લૅકબ્રેરી, પીયર્સ ને કરંટ, એ ફળો મોટા પ્રમાણમાં ને સસ્તાં મળી શકે છે. તેમજ ખુશબોદાર પમરાટવાળી મીઠી મધુરી ને ઠંડી દ્રાક્ષ ને કિસમિસના પાકો પણ અત્રે મોટા પ્રમાણમાં થાય છે.

## સફરજન.

કાશ્મીરમાં ઘણે ભાગે જંગલી સફરજન જ થતાં હતાં, અને ગામડીઆઓ તે ઝાડોનાં મૂળીઆંઓ ખેંચી કાઢી પોતાના બગીચાઓમાં રોપતા હતા: તેથી તે સ્વાદમાં કાંઇક ખટાશવાળાં થતાં હતાં. પરંતુ હવે અંગ્રેજી રીત પ્રમાણે તેમાં ઘણો જ સુધારો વધારો થતો જાય છે, ને સરકાર પણ ખેડુતોને દરવર્ષે યુરોપથી મંગાવેલા તેના તાજા હજારો છોડવાઓ મફત આપે છે, જેથી અત્રેની ખીણો તે ઝાડોથી તદ્દન ચીકાર ભરાઈ જાય છે, ને તેથી સ્વાદમાં મીઠાશવાળાં, સ્વાદાર ને ઉંચી જાતનાં સફરજન પણ હવે થાય છે. સરકાર પોતે પણ તેનાં કેટલાંક ઝાડો ઉછેરે છે, ને તેનાં ફળોનું વેચાણ પણ કરે છે. આ ઝાડોની ડાંખળીઓ અતિશય લાંબી હોય છે.

કાશ્મીરી સફરજન કદમાં મસતકી દાડમના જેવડાં ઘણાં મોટાં, ગોળાકાર, જાતજાતના સ્વાદવાળાં, ને ઘણેભાગે લાલ રંગવાળાં ખેંચાણકારક દેખાવનાં, ને ઘણી જૂદી જૂદી જાતનાં હોય છે. તેનું વેચાણ મુંબઈ, લાહોર, દીલ્હી, કલકત્તા, કરાંચી ને મદ્રાસ વિગેરે સ્થળે પુષ્કળ થાય છે, જેથી તેની સંખ્યાબંધ મોટરલારીઓ ભરીને રાવળપીંડી લઈ જાય છે.

અકટોબરમાં સફરજનો પૂર બહારમાં હોય છે, ને તે વખતે બગીચાઓમાં લાગેલાં અસંખ્ય ફળોથી તેનાં ઝાડો ભોંય તરફ

લચી પડેલાં જણાય છે. તે વખતે તેનો દેખાવ જોનારને અત્યંત સુંદર, મનોહર ને અપૂર્વ આશ્ચર્યકારક લાગે છે.

### પેર.

આ એક જામફળના આકારનું ને જાંમફળથી નાનું, મોટું ને તેના જેવડું, એમ બે ત્રણ જાતનું જૂદે જૂદા સ્વાદવાળું ને મીઠાશદાર ફળ થાય છે. સફરજનની માફક પેર પણ જંગલી થાય છે, ને સઘળે ઠેકાણે બગીચાઓમાં પણ થાય છે, પરંતુ તે પાકયા પછી વધારે વખત ન રહી શકતાં જલદી બગડતાં હોવાથી તે પરદેશ વિશેષ મોકલવામાં આવતાં નથી. હાલમાં સરકારી બગીચાઓમાં એનાં અસંખ્ય ફળોથી લચી પડતાં ઝાડો છે, તેમજ ખાનગી તેના બગીચાઓ પણ છે તેથી તે દેશ પેરોથી તદ્દન ભરપૂર છે. કાશ્મીરી ભાષામાં તેને **નાખ** કહે છે, ને અત્રેના લોકો તેનું અથાણું પણ કરે છે.

### કાળા ને લાલ ગ્લાસ (ચેરી).

તે એક સ્વાદિષ્ટ વિલાયતી જાંબુ જેવડું, જાંબુના આકારને મળતું, સેહેજ ગોળ આકારનું, અંદર ગોળ ઠળીઆવાળું, અને કાળા ને લાલ એમ બે જૂદી જૂદી જાતના રંગનું ફળ છે; પણ આ ફળો પાકયા પછી લાંબો વખત ટકતાં નથી, તેથી તે દેશાવર ચઢાવવામાં આવતાં નથી. કાળાં ગ્લાસ ખાવામાં ઘણાં સ્વાદિષ્ટ ને મીઠાં લાગે છે, જ્યારે લાલ તેનાથી ઓછાં સ્વાદિષ્ટ ને સહજ ખાટાં હોય છે. કાળાની સીઝન પૂરી થતાં, લાલની સીઝન શરૂ થાય છે.

### કુવીન્સ.

કવીન્સ પણ મોટા જથામાં માલમ પડે છે. તેની સુંદર જેલી બને છે. આનાં બીઆં છેક પંજાબ સુધી મોકલવામાં આવે છે.

### અખરોડ.

અખરોડનાં ઝાડ ખીણમાં દરેક ઠેકાણે માલમ પડે છે, ને તેનું તેલ પણ કાઢવામાં આવે છે, તેમજ ખાવાના કામમાં પણ

લેવાય છે. લીલાં અખરોડમાંથી નીકળતો માવો પણ ચાખવા લાયક હોય છે, ને તે માખણની માફક સુંવાળો ને નરમ હોવાથી ખાતાં મીઠો ને દૂધ જેવો મધુર ને લહેજતદાર લાગે છે.

જે ગામડાંઓ નીચાણમાં હોય છે, તેમની આજુબાજુ અખરોડનાં ઝાડો અસંખ્ય ઉગેલાં હોય છે. સૂકાં અખરોડને અત્રે મોટા લાકડાના કોઠારોમાં કે મોટાં ગોડાઉનોમાં ભરવામાં આવે છે. ને તેમને દેશાવર મોટા પ્રમાણમાં વેચવા માટે મોકલવામાં આવે છે.

### બદામ.

બદામના તો ઠેકઠેકાણે બગીચાઓ બનાવવામાં આવેલા છે. તેનાં અસંખ્ય ઝાડો તે બગીચાઓમાં હોય છે. પાકવા પહેલાં લીલી બદામો બજારમાં વેચાય છે. તેમને ફોડી તાજી ખાવાથી તેમનો સ્વાદ મધુરો, મીઠો દૂધ જેવો, સ્વાદિષ્ટ ને લહેજતદાર લાગે છે. સૂકી બદામોનાં પણ મોટાં ગોડાઉનો ભરી રાખી તેમને પણ દેશાવરોમાં મોકલી વેચે છે.

### દ્રાક્ષ.

ડલસરોવરના કિનારાપર કેટલેક ઠેકાણે દ્રાક્ષના બગીચાઓ છે, ને તે એક ફ્રેન્ચમૅનના હાથમાં છે. આ દ્રાક્ષમાંથી જાણીતો વાઈન (દારૂ) બને છે, જે લોકો હોંશે હોંશે પીએ છે. પરંતુ આ દ્રાક્ષ, પેર કે સફરજનના જેટલી ઉપયોગમાં આવતી નથી, તેથી તે દારૂ બનાવવાના તથા તે દેશમાં જ ખાવાના કામમાં આવે છે.

આ સિવાયના ઘણા બગીચાઓ દ્રાક્ષના માઇલોના વિસ્તારમાં દૂર દૂરના ગામડાના પ્રદેશમાં પણ મોટા પ્રમાણમાં છે. સર્વે ફળોમાં પણ ઉત્તમ, રુચિકર, સ્વાદિષ્ટ, સર્વને પ્રિય ને મધુર, એવી લીલી દ્રાક્ષ તો ખાસ આ દેશની ઉત્પત્તિ જ છે, ને અત્રેના ગામડાઓનાં ઘરો, ઝુંપડાંઓ, ઝાડો તેમજ બનાવેલા મંડપો વિગેરે ઉપર તેના વેલા ચઢાવવામાં આવે છે. એક વખત વેલો રોપ્યા પછી તે લાંબા વખત સુધી ટકી રહે છે, ને તે વેલો વખત જતાં એવો ઘનઘોર ને ગીચ જામી જાય છે

કે તેમાં સૂર્યનાં કિરણો પણ આરપાર પસાર થઇ શકતાં નથી. **ડલસરોવર** ને **ગ્રૅનગામ** પાસે તેના ઘણા મોટા ને નામીચા અસંખ્ય બગીચાઓ પ્રજાની ને રાજ્યની માલીકીના છે; તેમજ વગર વાવે કેટલેક સ્થળે કુદરતી રીતે જ ઉગી નીકળે તેવી જંગલી દ્રાક્ષની અત્રે જગ્યાઓ છે, પરંતુ બગીચાઓમાં કરેલી દ્રાક્ષ જેવો મધુર સ્વાદ તેમાં હોતો નથી. આ દેશમાં બેસુમાર દ્રાક્ષ ઉત્પન્ન થાય છે, જેવી કે નાની ગોળાકાર, મોટી ખારેક જેવી બીયાંવાળી ને બી વગરની, એમ ૮ જાતની જૂદી જૂદી થાય છે, તેમાંની કીસમીસ, કાન્ડ્રી ને હુસનીની ઉત્તમ જાત હોય છે, તેમાં પણ **અંગુર** નામની દ્રાક્ષ તો અતિમધુર ને અમૃત સમાન મીઠી હોય છે, ને તે વગર બગડે ત્રણ ચાર દિવસ સુધી રહી શકે છે, ને સ્વાદિષ્ટ હોવાથી ખાવાને પણ ઘણી ગમે છે, જેથી આ દેશમાં ઉત્પન્ન થનારી દ્રાક્ષ સ્વર્ગમાં ઈન્દ્રને જોવા પણ મળતી નથી એવું રાજતરંગિણી ગ્રંથમાં લખેલું છે. અને સરકારે ઉત્તમ જાતની સારી દ્રાક્ષ અત્રે ઉત્પન્ન કરવામાટે તે વિષયના જાણકાર હોંશિયાર અધિકારીઓ ને સારા માળીઓને પણ હાલ નીમેલા છે.

### શેતુર.

અત્રે શેતુરનાં ઝાડો અતિશય સંખ્યામાં માલમ પડે છે. લોકો તેનો ખાવા વિગેરેનો ઘણો ઉપયોગ કરવા ઉપરાંત જાનવરોને પણ તે ખાવા આપે છે, જ્યારે તેનાં પાંદડાં રેશમના કીડાને ખાવાના ઉપયોગમાં લેવાય છે.

### એપ્રીકોટ વિગેરે બીજાં ફળો.

એપ્રીકોટનાં (કાશ્મીરમાં જેને લુકાટ કહે છે તેનાં) પણ અસંખ્ય ઝાડો છે, ને ઘણુંખરૂં તેનું તેલ બને છે. પીચીઝ, ચેરીઝ, પોમ, ગ્રાન્ટેસ ને પ્લમ અતિશય જણાય છે સ્ટ્રૉબેરીઝ પણ અસંખ્ય હોય છે, ને તેનો મોટો ઉપયોગ અંગ્રેજો કરે છે. ગુઝબેરી પણ ઘણી જ, ને જો બરાબર કાળજી લેવાય તો મોટા જથ્થામાં તેની ઉત્પત્તિ ને પેદાશ થાય તેવાં આ ફળ

હોય છે. તે સિવાય પ્રથમ લખેલાં દરેક જાતનાં ફળો અત્રે સારાં થાય છે. આવો દુનિયાપરનો આ દેશ ખરેખર આબાદીને સંપૂર્ણ રીતે વધારનારો લેખાય છે.

તેમજ અન્ય દેશોમાં નથી મળતાં તેવાં અનેક જાતનાં સ્વાદિષ્ટ ફળો આ દેશમાં થાય છે. જે ફળો યૂરોપ ને ફ્રાન્સની ભૂમિમાં સહેલાઈથી ઉછળી ફળદ્રૂપ થાય છે, તેના કરતાં આ ભૂમિમાં ફ્રાન્સથી જ આણેલા ફળઝાડના રોપાઓ ફ્રાન્સ કરતાં પણ અત્રે ઘણા જ જોરથી વધીને ખીલી નીકળે છે. જેથી તે ત્યાંના કરતાં વિશેષ સ્વાદિષ્ટ, વજનમાં વધારે, રસદાર, ને જાત-જાતનાં જથાબંધ ફળો અત્રે થઇ શકે છે. એટલે ફ્રાન્સના ફળને જે હવા માફક આવે છે તેના કરતાં વધારે અત્રેની હવા તે ફળોને માફક આવે છે.

ફળને જલદી ન પાકવા દેતાં લાંબો વખત સારી હાલ-તમાં ટકાવી શકાય તેવી માવજત કરવાનું તેમજ ફળઝાડોના ગુણ, દોષ, ખામી, ખૂબી સમજીને સારી રીતે તેને ઉછેરવાનું જ્ઞાન અત્રેના માણસો બીલકુલ જાણતા નથી. ફક્ત ત્યાંની હવા પાણી ને જમીનના ઉચ્ચ ગુણોને લીધે જ સારો પાક થાય છે. પરંતુ હવે કંઇ યુરોપીઅનની દેખરેખથી તેઓ શીખીને સુધા-રેલી રીતે કામ કરે છે.

કાશ્મીરનાં ફળો તે ખાસ ઉત્તર હિંદુસ્થાનના વતનીઓ માટે એક આશિર્વાદ વરદાન સમાન છે.

સફરજનની મોસમમાં સફરજનની ભરેલી ઘણી મોટર-લારીઓ અત્રેથી દરરોજ રાવળપીંડી જાય છે. તેમજ દરેક ઋતુને અનુસરીને થતાં ફળો પણ ઘણે ભાગે પંજાબ તરફ જાય છે.

## ફૂલો બાબત.

અત્રે સફેત, પીળાં ને ગુલાબી રંગનાં અસંખ્ય સુકોમલ નાજુક એવાં ગુલાબ, હનીશકલ, જેસ્મીન, આગળી, ચાંફા, મોતીઆ, મોગરા, જાઈ, જુઈ, જાવેલ, શેવંતી, પાચ, ગવહલા, કચોરા વિગેરે જાતજાતનાં કદિ નહિ જોયેલાં એવાં ફૂલો ને

અસંખ્ય કમલો ઈત્યાદિ તરેહવાર ને તાજુબી ભરેલાં થાય છે. તેમજ કેટલાંક સુવાસિત વૃક્ષો ને વેલીઓ પણ તરેહતરેહનાં પોતાના પુરબહારમાં ખીલી નીકળેલાં અતિ રમણીય ને મનોહર લાગતાં એવાં ઘણે સ્થળે સુશોભિત બની રહેલાં દેખાય છે. તેથી ત્યાં ચોતરફ મધુરી મધુરી બેહેકી રહેલી સુગંધને ફેલાવી મુસાફરોનાં નેત્રોને તેના સુંદર દેખાવનો આનંદ આપી નાકને તથા મગજને સુગંધમય કરી તર બનાવી દે છે.

## શાકભાજી બાબત.

ફુલેવર, બટાકા, કોબી ને નોળકોળ મોટા પ્રમાણમાં થાય છે. મરચાં, લસણ, કાંદા, મૂળા, રીંગણ, ગાજર, મેથીની ભાજી, ચોળીની ભાજી, કરમની ભાજી વિગેરે ઘણું સારૂં થાય છે; ને તેની ઋતુ વખતે તે ઘણું જ સસ્તું પણ વેચાય છે. તેમજ રૂબાર્બ, બીટરૂટ, ટરનીપ વિગેરે પણ થાય છે.

આ દેશ વન, ઉપવન ને જળાશયો, ફૂલઝાડ, ફળઝાડ, દ્રાક્ષ ને શાકભાજી, વિગેરેથી ભરપૂર હોવાને લીધે, ખરેખર કુદરતી એક સુંદર બગીચો જ બની રહેલો દેખાય છે.

## સફેદાનાં ઝાડો.

અત્રેની દરેક ખૂબીઓમાં અત્રેનાં કેટલાંક ઝાડોની ખૂબી પણ ઓર જ છે. તેમાં પણ વિશેષે કરીને **સફેદા**ના ઝાડની તો એક નવાઈ જેવી જ ખૂબી છે, તે ઝાડ આપણા દેશમાં તો બીલકુલ છે જ નહીં. આ ઝાડને પોપલરનાં ઝાડ પણ કહે છે. અત્રેની ઘણીખરી સડકોની બન્ને બાજુએ ૨ થી ૩ ફૂટને અંતરે તે રોપેલાં હોવાથી તે સડકોની સુંદરતામાં ઓર વધારો કરે છે, જ્યારે આપણે મોટરમાં સડકપર જતાં હોઇએ તે વખતે આકાશ તરફ નજર કરતાં જાણે આકાશ એક રૂપેરી પટ્ટીસમાન કે એક ફાટ સમાન ઝડપમાં પસાર થતું હોય એમ દેખાય છે. ઝાડો જાણે કુદરતી બનેલાં નહીં પણ અકુદરતી કાગળોનાં બનાવી મૂકયાં હોય તેવાં સફેત રંગની છાલવાળાં હોય છે. તે ૫૦ થી ૧૫૦ ફૂટની ઉંચાઈનાં તદ્દન સીધાં સોટા જેવાં હોય

છે, અને તે સડકોને રોનકદાર બનાવી રસ્તાની સૌન્દર્યતામાં ઓર વધારો કરી તેને દેદીપ્યમાન બનાવે છે. ઘણીખરી સડકો-પર ૧ ફૂટથી ૩ ફૂટના સરખે અંતરે હારબંધ રોપેલાં છે તેથી જાણે ખેતરની વાડ બનાવી હોય, કે સડકની બન્ને બાજુએ જાણે આ ઝાડોનો જ કોટ બનાવ્યો હોય તેમ જણાય છે. તેના થડનો ઘેરાવો ઘણોખરો ૨ થી ૬ ફૂટનો હોય છે. તેનાં પાન ઘણાંખરાં પીપળાનાં પાનને મળતાં હોય છે, પરંતુ તે પીપળાનાં પાન કરતાં ઘણાં નાનાં હોય છે. તેના થડમાંથી છેક ૨૦ થી ૩૦ ફૂટ જેટલી ઉંચાઇ સુધી તો તે થાંભલા જેવું, ડાંખળાં કે પાન વિનાનું હોય છે, અને તે પછી તુવેરના છોડની કે બાવળના દાતણની સોટીઓના જેવી પાનસહિતની એક ગુચ્છાદાર ડાળીઓના ઝુમખાના આકારવાળું હોય છે, ને તેનો ઉપલો ઘેરાવો વધુમાં વધુ ૬ થી ૭ ફૂટના વિસ્તારવાળો હોય છે. તેનું લાકડું નજરે જોતાં તરત ભાગી જાય તેવું જણાય છે, છતાં તે લાકડું ઘણું મજબૂત, ચીકણું ને ટકાઉ હોય છે. આ સુંદર ઝાડો અત્રે વાવવાની શરૂઆત પ્રથમ **નૂરજહાન** બેગમે કરી હતી એમ કહેવાય છે.

## વિડીનાં ઝાડો.

બીજું સફેદાને મળતું **વિડી** નામનું ઝાડ છે, અને તેવાં ઝાડો પણ અત્રેની સડકોની બન્ને બાજુએ વાવેલાં હોય છે. તેમનાં પત્ર અરધો આંગળ પહોળાં અને ૪ થી ૫ આંગળ લાંબાં અણી-દાર હોવાથી ને તે પણ સડકોની બન્ને બાજુ હારબંધ હોવાથી સડકો રોનકદાર બનેલી જણાય છે.

## ચીનારનાં ઝાડો.

આ ઝાડ ઘણી જ ઠંડક આપી શીતલતાને વધારનારાં છે, જેથી ગમે તેવી ગરમીમાં પણ જ્યાં આ ઝાડોની ઘટા હોય છે ત્યાં ખરા બપોરે પણ પડતી ને આવતી ગરમીની હવા ઝાડની નજીક આવતાં તદ્દન શીતલ થઈ જાય છે. તેમનો ઘેરાવો વડની માફક મોટા વિસ્તારમાં હોય છે ને તે ઘણાં ગીચોગીચ પાંદ-

ડાંથી ઘમઘોર ને ઘટાદાર છવાયેલાં હોય છે. આ જાતનાં ઝાડનાં પાંદડાં હાથના પંજાને કે એરંડાના પાનને મળતા આકાર જેવાં પણ લંબાઇ પહોળાઈમાં પીપળાના મોટાં પાન જેવડાં હોય છે.

એ ત્રણે ઝાડોનાં ફળ કે ફૂલ કાંઇ પણ ઉપયોગમાં આવતાં નથી. પરંતુ તેના લાકડાનો ઇમારત બાંધવા, બળતણ કરવા, વિગેરે ઘણા કામમાં ઉપયોગ કરવામાં આવે છે.

આ સિવાય બીજાં શીડલર, શરૂ, પાઈન, દેવદાર, ચીડ, અખરોડ, વિલો, ગમતી, એપ્રીકોટ, બદામ, આલુ બુખાર, કાળા અને લાલ ગ્લાસ, સફરજન, શેંતુર, એલ્મ વિગેરે અનેક જાતનાં ઉંચાં ઉંચાં ઝાડોની શાખા પ્રશાખાઓ, સપત્ર પુષ્પ ને ફલાદિ સંપત્તિથી એવી ભરપૂર, ગીચોગીચ ઝાડીઓ જેવી ઠેકઠેકાણે થઈ રહેલી હોવાથી, આ પ્રદેશ અવર્ણનીય શોભાયમાન લાગે છે. તેમાંનાં દેવદાર ને ચીડનાં ઝાડો તો ૬ થી ૯ હજાર ફીટની ઉંચાઈ સુધીમાં જ ઉગે છે.

વરસાદ પડયા પછી જ્યારે તાપ પડે છે તે વખતે સરોના ઝાડમાંથી પસાર થઇ આવતી સુગંધી ખુશબોદાર હવા જાણે આપણે વારંવાર લીધાં જ કરીએ તેવી તાજગી બક્ષનારી હોય છે. જ્યારે અત્રેનાં પાઈનનાં ઝાડો છત્રીના આકારનાં હોય છે.

---

# પ્રવાસ ૨ જો.

## શ્રીનગરની બહાર, આજુબાજુની, દૂર દૂરની, જોવા ને જાણવા જેવી જગ્યાઓ.

### દશ્ય ૧ લું.

### હરિપર્વતનો કિલ્લો.



આ કિલ્લો ૭મા પૂલ તરફ ઉત્તર દિશામાં ૪ માઇલે શ્રીનગરની જમીનના લેવલથી ૪૫૦ ફૂટની ઉંચાઇએ, સલેટીયા રંગના પથ્થરના ઢગલાના આકારવાલા **હરિપર્વત** નામના પહાડની ટોચપર અકબર બાદશાહે બંધાવેલો છે, એમ કહેવાય છે. પ્રથમ ચારે બાજુએ ૨૦ ફૂટની ઉંચાઈ ને ૮ ફૂટની પહોળાઈનો, ગઢની માફકનો, વિશાળ ને મજબૂત ફરતો કોટ ચણેલો છે, જેની અંદર ૫૦૦ ફૂટ સમચોરસ ચતુષ્કોણાકાર જમીનના વિસ્તારમાં આ કિલ્લો આવેલો છે. ત્યાં હંમેશાં મળસ્કામાં ૪ વાગે, બપોરે ૧૨ વાગે, ને રાત્રે ૧૦ વાગે સ્ટેન્ડર્ડ ટાઇમે તોપ ફોડવામાં આવે છે, જેથી શ્રીનગરમાં વખતની ખબર પડવા ઉપરાંત ઘડીઆળનો ટાઇમ મેળવવામાટે તેનો સારો ઉપયોગ થાય છે.

આ કિલ્લો જોવામાટે દરવર્ષે રામનવમી ને દુર્ગાનવમી એ બે દિવસોએ, વગર પરવાનગીએ હરકોઇને જવા દેવામાં આવે છે. તે સિવાયના બીજા કોઇ પણ દિવસે જેને કિલ્લો જોવો હોય તેણે **મોતમીન દરબાર**માંથી પાસ લાવવો પડે છે. આ જગ્યાએથી શહેરનો, શંકરાચાર્ય પર્વતનો, ને ડલસરોવરનો સુંદર દેખાવ નજરે જણાય છે. શરૂઆતમાં સિપાઇની ચોકીની કોટડી આગળ તમાકુ, બીડી, છત્રી, લાકડી, ચાકુ વિગેરે હથીઆર અત્રે

મુકાવીને જ આગળ જવા દે છે, તે પછી એક હાથી જેટલી ઉંચાઇનો ભવ્ય દરવાજો આવે છે. ત્યાં મોતમીન દરબારમાંથી લાવેલો પાસ અત્રે ચોકી કરતા સિપાઇને આપી દરવાજાની અંદર દાખલ થઇ ૨૫ ફૂટ જેટલી છૂટી જમીનમાં દૂર જતાં, બીજો દરવાજો આવે છે. તેમાં પ્રવેશ કરતાં ૭૦ ફૂટ સમચોરસ જેટલી જગ્યામાં ૧૦ ફૂટની ઉંચાઇનું મંડપ સહિતનું એક દેવળ છે. તેમાં **કાળીદેવીની** મૂર્તિ છે; ને તેને ત્યાંના લોકો **સારિકા-દેવી** કહે છે. સરકાર તરફથી નીમેલો વેદ ભણેલો વિદ્વાન્ પૂજારી બ્રાહ્મણ તે દેવીની નિયમિત હંમેશાં પૂજા કરે છે.

અત્રેના બીજા કેટલાક ખંડોમાં દારૂગોળો, તોપો, બંદુકો, ભાલા વિગેરે લશ્કરી લડાઈનો અસબાબ ભરેલો હોય છે, પણ તે જગ્યા જોવા આવનારને બતાવવામાં આવતી નથી. આ કિલ્લાની પાછલી બાજુની દિવાલ ઉપર એક ૩૦ ફૂટ ઉંચાઇનો મોટો સ્થંભ રોપેલો છે. તેના ઉપર દરરોજ સૂર્યોદય વખતે વાવટો ફરકતો કરે છે, તેમજ દરરોજ તે વાવટો સૂર્યાસ્ત વખતે ઉતારી લે છે. આ પ્રમાણે હંમેશ કર્યા કરે છે. કિલ્લાની બહાર દક્ષિણ બાજુએ આ ટેકરીની ૨૦૦ ફૂટ જેટલી ઉંચાઇએ, **મકદમશાહ**ની કબર ને બે મસીદો છે. પૂર્વ બાજુએ બાપરીબલનો પાણીનો ફૂવારો છે. ટેકરીની ઉત્તર ને દક્ષિણની આજુબાજુ ઘણા વિસ્તારવાળા બદામના બગીચા છે.

## મખદમ સાહેબની ઝયારત.

હરિપર્વતના મધ્યભાગે આ ઝયારત છે. તે કાશ્મીરી મુસલમાનોમાટે એક જરૂરીયાતની જગ્યા છે. દેશમાં જ્યારે દુકાળ કે કોલેરાનો વખત હોય છે, ત્યારે ત્યાં ઈશ્વરી મદદ મેળવવાનેમાટે પ્રાર્થના કરવામાં આવે છે. વળી ત્યાં પાકી બાંધણીનું એક તળાવ છે, તેમાં ઘણાખરા મુસલમાનો વરસાદ આવવામાટે ઇશ્વરી મદદ મેળવવા પાણીના ઘડા ભરીને રેડે છે. બાજુમાં પાકા પથ્થરના મકાનનું જૂનું ખંડીયેર છે.

## સેન્ટ્રલ જેઇલ, મૅડહાઉસ, ને લેપર ઍસાઇલમ.

હરિ પર્વતની ટેકરીના મૂળમાં પૂર્વ બાજુએ **ડલસરોવર**

તરફ આ જેઈલ છે. ત્યાં ચીફ (મુખ્ય) મેડીકલ ઓફીસરની પરવાનગીથી જોવા જવાની રજા મેળવી શકાય છે. અહીંઆં એક નાનું છાપવાનું પ્રેસ (છાપખાનું) છે, તેમજ કાગળો, સેતરંજીઓને કેદીઓ વાપરે છે, તેવાં ખરબચડાં કપડાં વણવાનું અત્રે ખાતું છે. આની નજીકમાં ગાંડાઓને રાખવા માટેનું મૅડહાઉસ, ને કોઢીયાઓને રાખવામાટે લેપર ઍસાઇલમનાં મકાનો સ્વચ્છ હવા ને ઉજાસવાળી જગ્યાઓમાં બાંધેલાં છે.

## આ દેશમાં પડતા બરફ બાબત.

અત્રે જ્યારે બરફ પડવાની શરૂઆત થાય છે. ત્યારે તે બરફના મોટા ગાંગડા વરસતા નથી, પરંતુ જેમ ધુમ્મસ છવાઇ જાય છે, તેવી રીતે આ બરફ આખા પ્રદેશમાં ઉંચાઈના ભાગોમાં વિશેષ ને નીચાઇના ભાગમાં થોડો એમ જ્યાં ત્યાં છવાઈ જાય છે. તે ધુમ્મસ ધીરે ધીરે ઓછાવત્તા પ્રમાણમાં જમીન કે ઘરો ઉપર ઠરતો જઈ રૂની માફકના પોચા પદાર્થનું રૂપ પકડે છે, ને વધતે વધતે તેનો ઢગલો થઈ જાય છે. તે ઢગલો રૂના જેવો દેખાય છે. તેના ઉપર જેમ જેમ વધારે ધુમ્મસના આકારનો બરફ ઉપરા ઉપરી પડતો જાય છે. તેમ તેમ નીચેનો પ્રથમનો પડેલો બરફ ઘટ થઈ તેના થર જામી જાય છે, અથવા તો તે બરફ ઉપર વરસાદ પડવાના કારણે પણ તે જામી જઈને કઠણ થઈ જાય છે. શિયાળાની ઋતુમાં માણસો બહાર ફરવા કે દિશા જંગલે જાય છે, ત્યારે તેમનાં લૂગડાં ઉપર પણ ઉડતો બારીક રૂની માફકનો બરફ પડે છે.

ત્યાંના માણસો જ્યારે જ્યારે પોતાનાં ઘરનાં છાપરાં ઉપર બરફ પડે છે, ત્યારે ત્યારે તે તરતનો જ પડેલો તાજો તાજો બરફ પાવડા જેવા હથીયારથી કહાડી નાખી છાપરૂં હમેશાં ચોખ્ખું રાખે છે. જો તેમ ન કરે તો તે બરફ થોડા જ દિવસમાં જામી જઇને કઠણ થઈ જાય છે; તે પછી તે ખોદાવો મુશ્કેલ થઇ જવાથી ખોદતાં છાપરાને નુકશાન થાય છે, માટે તેઓ

દરરોજ તાજે તાજે તેને કહાડી નાખતા જ રહે છે.

## દેશમાંથી કાગળો મંગાવવા બાબત.

જો શ્રીનગરમાં કોઈની ઓળખાણ હોય તો પ્રથમ જ દેશમાંની ખબર મંગાવવામાટે તેમને તે ઓળખાણવાળાનું સરનામું આપી આવવાથી જ્યાંસુધી હાઉસબોટ કે મકાન રાખવાનું ઠેકાણું થાય નહિ ત્યાંસુધી તેને સરનામે કાગળો મંગાવવા. પરંતુ જેમને શ્રીનગરમાં ઓળખાણ નથી તેઓએ શ્રીનગરની જનરલ પોસ્ટઑફિસના પોસ્ટમાસ્તરના નામે મંગાવવામાટે દેશમાં પોસ્ટનું સરનામું આપી રાખવાથી તેઓ પોસ્ટના જ સરનામે, કાગળો લખશે. ને મુસાફરે શ્રીનગરની તે પોસ્ટઑફિસે જઇ પોતાના નામના કાગળો લઇ આવવા. સરનામામાં દેશ કાશ્મીર ને શહેર શ્રીનગર ઠે. જનરલ પોસ્ટઑફિસ પોસ્ટમાસ્તર મારફત અથવા જેને ત્યાં કાગળો મંગાવવા હોય તેનું નામ ઠામ ઠેકાણું લખવું.

પોતાનું ઠેકાણું નક્કી થયા પછી હાઉસબોટમાં રહેનારે, જે સ્થળે હાઉસબોટ રાખી હોય, તે સ્થળનું નામ, હાઉસબોટનું નામ ને નંબર, બોટના રક્ષકને પૂછીને દેશમાં લખી જણાવી પોતાના નામેજ કાગળો મંગાવવા, અથવા તો બોટ સિવાયની હરકોઇ જગ્યાએ જ્યાં રહેતા હોઇએ તે મહોલ્લા વિગેરેનું જે ઠેકાણું હોય, તે ઠેકાણે ઉપર પ્રમાણે પોતાના સરનામે કાગળ વિગેરે મંગાવવું.

પરંતુ શ્રીનગરની બહારના સ્થળોએ જ્યારે મુસાફરીએ જઇએ ત્યારે, તે તે ગામ ને સ્થળની જે પોસ્ટઑફિસ હોય તે તે પોસ્ટઑફિસના સરનામે કાગળો મંગાવવા. કારણકે ત્યાં ઘર વિગેરેનું રહેવાનું ચોક્કસ ઠેકાણું હોતું નથી તેથી, ત્યાંની પોસ્ટઑફિસમાં જઈ લઈ આવવા. આ માટે તે સ્થળના પોસ્ટમાસ્તરના ઉપર પ્રથમથી પત્ર લખી જણાવવું કે અમુક તારીખથી અમુક તારીખ સુધીમાં, અથવા જ્યાંસુધી મારો બીજો પત્ર આપને

મળે નહિ ત્યાંસુધી, મારા નામના આવેલા કાગળો અત્રેના અમુક સ્થળે પોસ્ટમૅન આપી જાય, એમ બંદોબસ્ત કરવા મહેરબાની કરશો, એમ તે તે સ્થળોના પોસ્ટમાસ્તરોને લખવાથી ટપાલનો સારો બંદોબસ્ત થઈ શકશે, ને તે સ્થળે જ્યારે જઇએ ત્યારે ત્યાંની પોસ્ટઑફિસમાં તજવીજ કરી પોતાના આવેલા કાગળો લઈ આવવાનું બની શકશે. તેમજ ત્યાં જઈ ઠેકાણું નક્કી કરી પોસ્ટમાસ્તરને તે ઠેકાણે પોસ્ટમૅન કાગળો આપી જાય તેમ લખવાથી પોસ્ટમૅન તે સ્થળે કાગળો આપી જશે.

આપણે એક સ્થળેથી બીજે સ્થળે જવું હોય તે પહેલાં ૪ થી ૬ દિવસ આગમચ જ જ્યાં જવાના હોઇએ તે ઠેકાણે અમુક તારીખ પછી પત્ર લખવામાટે દેશમાં લખી દેવું, ને જતાં પહેલાં બે દિવસ આગમચ જે સ્થળે હોઇએ ત્યાંના પોસ્ટમાસ્તરને લખવું કે મારા આવેલા કાગળો અમુક ઠેકાણે પોસ્ટમાં મોકલવા, ને જ્યાં જવું હોય ત્યાંના પોસ્ટમાસ્તરને પણ જતાં પહેલાં બે દિવસ આગમચથી લખવું કે મારા આવેલા પત્રો ત્યાં રાખશો ને તે હું જાતે પોસ્ટઑફિસે આવીને લઈ જઇશ. જ્યાં જવાના છીએ ત્યાંનું ઠેકાણું જો નક્કી જ હોય તો તે ઠેકાણે પોસ્ટમૅન અમારા નામના કાગળો અમુક સ્થળે આપી જાય તેમ લખવું.

વળી જે સ્થળે વિશેષ રહેવું હોય, ત્યાં જતાં પહેલાં ૪ કે ૬ દિવસ આગમચથી દેશમાં પત્ર લખીને ખબર આપવી કે જેથી તે મુદત દરમિયાન તેઓ તે સ્થળે કાગળ લખી શકે.

તેવીજ રીતે, જે જે સ્થળોએ તારઑફિસ હોય, તે તે સ્થળે જતાં પહેલાં ત્યાં તારઑફિસ છે, એમ દેશમાં લખી જણા-વવાથી તે તે સ્થળની પોસ્ટઑફિસમાં પોસ્ટમાસ્તરની મારફત જરૂર પડતાં તાર પણ મોકલી શકે.

જે સ્થળે આપણે હોઇએ તે સ્થળથી આપણે બીજે સ્થળે ગયા હોઇએ ને દેશનો કાગળ પ્રથમના સ્થળની પોસ્ટઑફિસના સરનામે આવેલો હોય તો આપણે તે સ્થળના પોસ્ટમાસ્તરને

લખી જણાવવું કે જો મારા નામનો અમુક તારીખ પછી કાગળ આવે તો તે અમુક સ્થળની પોસ્ટઑફિસમાં મોકલી આપશો, બનતા સુધી દરેક સ્થળ બદલતાં પહેલાં તે સ્થળના તેમજ આગળ જવાના સ્થળના પોસ્ટમાસ્તરને લખવું. છેવટે, દેશમાં જતાં છેવટના સ્થળના પોસ્ટમાસ્તરને લખવું કે હવે પછી મારા નામે આવેલા કાગળો વિગેરે મને અમુક સરનામે મોકલી આપશો. ઉપર પ્રમાણે કરવાથી મુસાફરોને કોઈ પણ જાતની અગવડ નડશે નહિ ને દેશના સમાચાર હરેક સ્થળે મળતા જ રહેશે.

---

## દશ્ય ૨ જું.

## ડલસરોવર ને તેની આજુબાજુનાં બીજાં જોવા જાણવા જેવાં સ્થળો.

### ડલસરોવર (ડલલેઈક).



આ સરોવર શ્રીનગરના ઈશાન ખૂણામાં શ્રીનગર ને શંકરાચાર્યના પહાડના વચગાળામાં દરિયાની સપાટીથી ૫૨૦૩ ફૂટની ઉંચાઈપર, ૫, માઈલ લાંબું ને ૨॥ માઈલ પહોળું છે, ને તેમાં પાતાળ ભેદીને આવતા સજીવન મીઠા પાણીના ઘણા ઝરાઓ છે, તે સરોવરનું ક્ષેત્રફળ આશરે ૧૨ સ્કવેર ચોરસ માઈલનું છે. ને તેની દરેક બાજુએ કુદરતી પહાડો આવવાથી જ આ સરોવર બનેલું છે.

આ સરોવર ત્રણ ભાગમાં વહેંચાયેલું હોય એમ જણાય છે. તેના ૧ લા ભાગને **નગીનબાગ તળાવ**, કહે છે, ને તે રાનાવરી ને નશીમબાગની વચ્ચેનો ભાગ છે. ૨ જો મોટો ભાગ જે છે તેને અંગ્રેજીમાં **"બીગડલ"** કહે છે. તે નશીમબાગ ને શાલે-

મારબાગ વચ્ચે જ્યાં **સોનાલંકા** એટવાળી જગ્યા છે ત્યાંસુધીનો મોટા વિસ્તારવાળો છે. ૩ જો, નિશાદ ને શંકરાચાર્યના પર્વતના મધ્યમાં જ્યાં **રૂપાલંકા** છે ત્યાં આવેલો નાનો ભાગ છે, તેને અંગ્રેજીમાં **"સ્મોલડલ"** કહે છે. એ ત્રણે ભાગમાંનો વચલો ભાગ ઘણો ઉંડાણનો ને શેવાળ, વેલા, કમળો વિગેરેથી આચ્છાદિત થયા વિનાનો નિર્મલ પાણીનો ચોખ્ખો છે. આ સરોવરનું પાણી ડલ દરવાજામાં થઇને નહેર મારફતે જેલમ નદીમાં જાય છે.

અત્રેના આ ડલસરોવરને **"સતીસર"** પણ કહે છે, ને તેમાં હાઉસબોટ કે શિકારામાં બેસીને જવાનો રસ્તો છે. જેલમ નદીના પહેલા પૂલથી ચઢતા પાણી તરફ યુરોપીઅનકલબથી લગાર આગળ જતાં, ડાબે હાથે નં. ૧ વાળી પાણીની નહેરનો નં. ૧ વાળો દરવાજો આવે છે, તેમાં દાખલ થઈ આ નહેરમાં ાા માઇલ જેટલે આગળ જતાં નહેરની જમણી બાજુએ નં. ૨ વાળો દરવાજો આવે છે, જેને **ડલદરવાજો** કે અંગ્રેજીમાં **"ડલગેઈટ"** પણ કહે છે. અત્રે ડલસરોવરમાંથી નીકળતી ડલ-દરવાજા અંદરની નં. ૨ વાળી નહેર અત્રેથી ૨ ફૂટ જેટલી ઉંચાઇપર હોવાથી તેનું અત્રે વિશેષ ઢળાણ છે, જેથી અત્રેથી એકદમ સડસડાટ ધસી આવતા પાણીનો પ્રવાહ આ દરવાજા બહાર આવીને નં. ૧ વાળી નહેરમાં મળી જાય છે. ત્યાંથી નં. ૧ વાળી નહેર આગળ જ્યાં જાય છે ત્યાં ન જતાં નં. ૨ વાળા દરવાજામાં ચઢતા પાણીએ જવું પડે છે, જેથી આ દર-વાજાની જમણી બાજુએ ૨૫ ફૂટ લંબાઈની લોખંડની મજબૂત સાંકળ નાખી છે. તે પકડીને હાઉસબોટ, શિકારા વિગેરે ઘણી મહેનતે આ દરવાજામાં દાખલ થાય છે. ડલસરોવરમાંથી આ-વતી વખતે દરવાજા બહાર જતી હાઉસબોટો વિગેરે ઉતરતા પાણીએ જતાં હોવાથી, તે જાણે બાણમાંથી છૂટેલા તીરની પેઠે આંખના પલકારા જેટલા સમયમાં સડસડાટ કરતી દરવાજા બહાર ચાલી જાય છે, ત્યારે પણ જરૂર પડતાં સાંકળનો ઉપયોગ

કરી પૂરતી સાવચેતી રાખવી પડે છે. આ સ્થળે માંજીઓ સાવચેતી ન રાખે તો દરવાજા ને તેની આજુબાજુએ હાઉસબોટ વિગેરે અથડાઇને ભાગી જવાનો સંભવ છે. નં. ૧ ને નં. ૨ વાળા દરવાજાઓ બંધ કરી શકાય તેવાં તેને બારણાં પણ છે.

આ ડલદરવાજામાં દાખલ થયા પછીથી તે જ્યાં સરોવરના મોટા વિસ્તારનો પટ શરૂ થાય છે ત્યાંસુધીની, ૦॥। થી ૧ માઇલ લાંબી, ૧૦ ફૂટ પહોળી ને ૪ થી ૬ ફૂટની ઉંડાઈની, નં.૨ વાળી આ મોટી નહેર શરૂ થાય છે. આ નહેરમાં જેમ જેમ આગળ જઈએ છીએ તેમ તેમ તે નહેરના વિસ્તારનો પટ વધીને છેવટે ડલસરોવરમાં પ્રવેશ કરતાં ૧૫૦ ફૂટની પહોળાઈનો થઈ જાય છે. આ નં. ૨ વાળી નહેરમાં પાણીના તળીએથી લીલી શેવાળના જેવા દેખાતા લાંબા વેલાઓ છેક પાણીની સપાટી સુધી પ્રસરેલા ને ગીચોગીચ ઉગેલા હોવાથી, આખી નહેર ભરચક ભરી દીધેલી હોય છે, તેથી ત્યાં જતા આવતા શિકારા વિગેરેને તે વેલાઓની અંદર થઈને જવું પડે છે.

## આ વેલાનો થતો ઉપયોગ.

ઘણા ગરીબ મજુર સ્ત્રી પુરુષો તે વેલાને લઇ જવામાટે શિકારામાં જઇ ૪ હાથ લાંબી, ને છેડે અંકુશના આકાર જેવા લોઢાના જડેલા હુકવાળી લાકડી તે વેલાની વચમાં નાખીને ઘુમેડે છે, જેથી તે વેલાઓ તે લાકડીને વીંટાઇ જાય છે. પછી તે લાકડી ખેંચી લેવાથી તે વેલાઓ જમીનમાંથી ઉખડી આવે છે, એટલે તેમને શિકારામાં કાઢી લે છે. એમ વારે વારે ખેંચી કાઢેલા વેલાઓને એકઠા કરી ઘેર લઈ જઇ સૂકવે છે, ને તે સૂકવેલા વેલાઓને ચટાઈઓ, પડદાઓ, દુંગાબોટનાં છાપરાંઓ, શિકારા ઉપરની બેઠકની છત, વિગેરે બનાવવાના ઉપયોગમાં લે છે. નકામા રોપાઓનો પોતાની જમીનના પાકને ફાયદો થાય તે હેતુથી ખાતર તરીકે ઉપયોગ કરે છે. કોઇ કોઈ સ્ત્રીપુરુષો પાણીમાં ઉગેલા કેટલાક વેલા ને પાંદડાં ઢોરાંને ખવરાવવામાટે પણ લઇ જાય છે.

આ નં. ૨. વાળી નહેરમાંથી કેટલેક ઠેકાણે નાની નાની બીજી નહેરના ફાંટાઓ પણ કાઢેલા છે. નં. ૧ ને નં. ૨ વાળી નહેરના બન્ને કિનારે, તેમજ નં. ૨ વાળી નહેરના નીકળેલા ફાંટાઓવાળી નાની નહેરોમાં, યુરોપીઅનો વિગેરે મુસાફરો, એકાન્તવાસની ઓર મઝા ચાખવામાટે ભાડે લીધેલી પોતપોતાની હાઉસબોટો વિગેરેમાં, જ્યાં પોતાની મરજી હોય ત્યાં થોભાવીને, મરજી પડે તેટલા સમય સુધી અત્રે એશારામથી નિવૃત્તિ મેળવવા આવીને રહે છે; તેથી અત્રે હાઉસબોટો વિગેરેની હલગાર લાગી રહી, જાણે હારબંધ બોટોનું જ ગામ વસ્યું હોય તેમ ભરચક વસ્તી જ્યાં ત્યાં જણાય છે. જ્યાં નહેરની વિશેષ પહોળાઇનો પટ થઈ જાય છે ત્યાંથી ડલસરોવરમાં હાઉસબોટ બીલકુલ હોતી નથી. આ નહેરમાંથી પસાર થતું પાણી તે જાણે બીલોરી કાચનો ઢાળેલો રસ જ વહી જતો હોય તેમ જણાય છે. તેમજ, સરોવરમાં દૂરથી નજર કરતાં જાણે બીલોરી કાચનો રસ પથરાઈ રહ્યો હોય તેમ દેખાય છે.

અત્રેથી આ કુદરતી બનેલા સુંદર ને અનુપમ સરોવરના મોટા વિસ્તારમાં દાખલ થતાં, ઠેકઠેકાણે ઉગેલાં કમળોની શરૂઆત દેખાય છે. અત્રે મહારાજા તરફથી ૧૦૦ ફૂટ લાંબી ને ૪૦ ફૂટ પહોળી જમીનના બેટમાં પાકી બાંધણીના બંગલા જેવું ડાબે હાથે મકાન છે, જેમાં મહારાજાની પરવાનગીથી એક વિદ્વાન યોગી રહે છે. ત્યાંથી ૧।। માઇલ સુધી હમો સરોવરમાં આગળ શિકારામાં બેસી સેલગાહ કરવા ગયા હતા.

આ સરોવરનો દેખાવ બહુ જ રમ્ય ને ચિત્તાકર્ષક છે. તેની ચારે તરફ દૂરદૂર નજર કરતાં, વિશાળ ગગનગામી, અમાપ ઉંચાઇની ટોચોવાળા, બરફથી આચ્છાદિત થયેલા શુભ્ર વર્ણના પહાડો મનોહર દેખાય છે. છતાં પણ ખાસ આ સરોવરમાં મે, જુન નો વખત, કે જે વખતે આજુબાજુના પહાડોપર પણ બરફ પીગળી જઇ વનસ્પતિઓ ઉગી લીલાછમ હરિયાળા દેખાવો ઠેકઠેકાણે ચારે બાજુ થઈ રહેલા હોય છે, ત્યારે, તે પહાડોના

દેખાવો તો આબેહુબ સુંદર બગીચાનું રૂપ ધારણ કરે છે ને સરોવરમાં ફરવું તે જાણે સ્વર્ગની ભૂમિના નંદનવનમાં જ વિચરતા હોઈએ તેમજ આપણને લાગે છે.

આ સરોવરનું જળ નિર્મળ, સ્વચ્છ ને પારદર્શક છે. કોઈ કોઈ ઠેકાણે તો આ સરોવરનું પાણી એટલું સાફ ને નિર્મળ છે કે ૮ થી ૧૦ ફૂટના પાણીના છેક તળીએ નાની મોટી માછલીઓ પણ ફરતી ને તરતી જણાય છે. તેમજ આ સરોવરમાં ઉગેલાં ઘણાં કમળોથી આચ્છાદિત થયેલાં પાંદડાંઓ, ને ખીલેલાં કમળોના સમૂહ વચ્ચેથી, જ્યારે શિકારો પસાર થાય છે ત્યારે, તે કમળોનાં પત્રોપર પડેલા પાણીના છાંટા, જાણે વેરાયેલા છૂટા છવાયા નાના મોટા ગોળાકાર મોતીના દાણા હોયની શું તેવો ભાસ આપે છે. તેમજ વળી, કોઇ કોઈ જગ્યાએ કમળોના તે પત્રોપર પક્ષિઓના બાંધેલા માળા પણ મહદાશ્ચર્યકારક લાગતા જણાય છે. તે સર્વે ચમત્કારિક દશ્યો જોનારનાં નેત્રોને શીતલતા આપતાં મનોહર લાગે છે, તેથી જાણે આ સરોવરમાં ફરનાર, પોતાનાં જીવનની સફળતાના અનુભવના લાભો લઇ શકી, પોતાને આવો દેશ જોવાને જે તક મળી તેથી પ્રભુનો પાડ માની પોતાનો જન્મ સાર્થક થયો એમ સમજે છે.

તેમજ, આ સરોવર શીંગોડાના ને બીજા નાના પ્રકારના અનેક જાતના વેલાઓ, કમળો, શેવાળ, પાણીમાં પથરાયેલા લીલના વેલાઓ, ને લીલાછમ જેવા દેખાતા તરતા ટાપુઓ વિગેરેથી પણ ભરપૂર છે.

અત્રે શિકારામાં ફરતાં પાણી પવનથી જ્યારે હાલે છે ત્યારે, કિનારાપરનાં ઝાડો જાણે પાણીમાં હાલતાં હોય એમ તેનાં પ્રતિબિંબો જળમાં હાલતાં જણાય છે. તેમજ દિવસે સૂર્ય ને રાત્રિએ ચંદ્રનું પ્રતિબિંબ પણ આ સરોવરમાં ફરતાં જ્યારે પાણીમાં હાલે છે ત્યારે પણ, અરીસામાં દેખાતા પ્રતિબિંબની માફક તેમનાં પાણીમાં પડતાં પ્રતિબિંબો જોવાની ઓર મઝા પડે છે. વળી, શિકારામાં બેસી સરોવરમાં ફરતાં શીતલ જલ ને

શીતલ વ્હાતો પવન જ્યારે આપણને લાગે છે ત્યારે, આપણાં નેત્રોને શીતળ બનાવી મગજને પણ ઠંડક આપે છે.

જ્યારે સરોવરના મધ્યભાગે અગાધ જલમાં શિકારો પ્રવેશ કરે છે ત્યારે બન્ને બાજુએ દૂર દૂર લંબાઈમાં દૃષ્ટિ કરતાં સરોવરનો કિનારો જણાતો જ નથી, પણ પહોળાઇમાં તેના બન્ને બાજુના કિનારા દૂરદૂર દૃષ્ટિગોચર થાય છે ત્યારે આ સરોવર તે જાણે **સમુદ્ર** હોય તેવો ખ્યાલ સહજ આવે છે. પવનના સપાટા વખતે આ તલાવમાં ફરવું તે જોખમકારક છે, માટે તે વખતે બોટ કે શિકારો કિનારા તરફ થોભાવવો, કે ફરવા જવાનું બંધ રાખવું તેજ સલામતી ભરેલું છે. વળી, કેટલેક સ્થળે આ સરોવરમાં સફેત ને ભૂરા રંગનાં, ડોક ઉંચી નીચી કરી તરતાં તરતાં આમતેમ કઠોર ને કલકલ શબ્દ કરતાં, ઉડતાં, એકઠાં થતાં ને વિખરાતાં, **બતકો ને સારસ પક્ષિનાં જોડાં,** ટોળાબંધ આપણે જ્યારે જોઈએ છીએ ત્યારે તો જાણે **માનસરોવરમાં** ક્રીડા કરતા **રાજહંસો** હોયની શું એવો દેખાવ તાદૃશ્ય ખડો થાય છે! આ સરોવરમાં કોઈ કોઈ સ્થળે અંદર ટેકરાઓ પણ જણાય છે. ત્યાં ઉંડાઈ ફક્ત ૬ થી ૮ ફૂટની જ હોય છે, જ્યારે નશીમબાગ તરફ તેની ઉંડાઇ ૩૦ થી ૩૫ ફૂટની છે, અને કેટલીક જગ્યાએ ૪૦ થી ૫૦ ફૂટની ઉંડાઈ હોય છે. શરૂઆતમાં સરોવરમાં જતાં જમણી બાજુ નજીકમાં જ **શંકરાચાર્ય** ને ડાબી બાજુ થોડે દૂર **હરિપર્વત** આવેલો છે. તેમજ અત્રેથી **સોનાલંકા** ને **રૂપાલંકા** નામનાં સ્થળો પણ જણાય છે. અંદર ફરતાં સામે **ચશ્મેશાહી, પરિમહાલ, મહારાજાનો નવો મહેલ, નિશાદબાગ,** વિગેરેના દેખાવો, તેમજ **શ્રીનગરના કેટલાક દેખાવો** પણ સરોવરમાં સેલગાહ કરતાં આપણને જણાય છે; અને તેના કિનારાપર ઠેકઠેકાણે સંખ્યાબંધ મોટા વિસ્તારવાળા આવેલા શોભાયમાન ફળઝાડો, ફૂલો ને દ્રાક્ષોથી લચી પડતા વેલાઓના મંડપોવાળા સુશોભિત બગીચાઓ રોનકદાર ને શોભાયમાન લાગે છે. તેમજ વળી દૂર

દૂરના પહાડોપરથી બરફ પીગળીને સફેત દૂધ જેવાં વહી આવતાં પાણીનાં ઝરણાંઓ વિગેરે બીજા અપ્રતિમ દ્રશ્યો જોનારને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવાં દેખાય છે. આ સરોવરમાં કુદરતની નૈસર્ગિક, અપ્રતિમ, અનુપમ, અપરંપાર, અતિરમણીય ને અદ્દભુત લીલા જોતાં મુસાફરોને ઓર મઝા પડે છે, એટલું જ નહિ પણ આ સરોવરને લીધે જ યુરોપીઅનો આ દેશને ખાસ યૂરોપનું સ્વિટ્ઝરલૅન્ડ જ કહે છે. અત્રેથી ૦॥। માઈલ જેટલે સરોવરમાં દૂર જતાં પાણીમાં તરતી, ને જેનાપર વાવેતર કરેલું હોય છે તેવી જમીન આવે છે.

## સરોવરમાં તરતા ટાપુની જમીન.

કાશ્મીરની કેટલીક અજાયબીઓમાંની ખાસ એક અજાયબી તો આ સરોવરમાં **તરતા ટાપુઓ** છે, જેને અંગ્રેજીમાં "ફ્લોટીંગગાર્ડન" ને સંસ્કૃતમાં "**તરદુદ્યાન**" (પાણીના તળીએ અટક્યા સિવાય પાણીમાં અદ્ધર તરતી જમીન) કહે છે. જ્યાં તે તરતી જમીન છે ત્યાં જો માલીકને તે પાણીનું સ્થળ પાકને ઉપયોગી ન જણાય, અથવા તેવાં જ બીજાં ખેતીને નુકશાન કરનારાં કારણો જણાતાં હોય, તો તે પોતાની તરતી જમીનને તે સ્થળેથી ખસેડી ખેંચી જઈ જ્યાં ખેતીને ઉપયોગી જણાય તેવા આ સરોવરના પાણીમાં એકથી બીજે સ્થળે તે જમીનને લઇ જઈને મૂકી શકે છે, કારણ કે આ જમીન ખાસ પાણીમાં તરતા વહાણની પેઠે તરતી જ રહે છે, ને તેથી જ તેને જ્યાં પાણીમાં લઈ જવી હોય ત્યાં લઇ જઈ શકાય છે.

## તરતી જમીન થવાનું કારણ.

એ તરતી જમીન એવી રીતે થયેલી હોય છે કે સરોવરમાં થતા ગીચોગીચ વેલાઓના ઝુંડોને કાપી નાખવાથી તે ગુંચવાયેલા તરતા થાય છે. તેવા ઘણા વેલાઓનો સમૂહ કાપી લાવીને તેને પહોળા પાથરી પાણીના ઉપર એક એક ફૂટ જેટલા ઉંચાઈના થરનો વિસ્તાર વધારતા જાય છે. તે થર જ્યારે મજબૂતી પકડે છે ત્યારે તેના ઉપર ખપ પૂરતી માટી નાખવાથી તે બધું

જામી જઈને તેની જમીન બને છે. આ બનેલી જમીનની નીચે મોટો વાંસડો આડો નાખી જોતાં તે જમીનની નીચે પોલાણુ જેવું જ જણાય છે, તેથી તે પાણીના તળીએ વળગેલી નક્કર જમીન નથી. પણ તે પાણી ઉપર તરતી જ છે એમ જોનારની ખાતરી થાય છે.

## આ જમીનમાં જવા આવવાના રસ્તાઓ.

આ જમીનમાં જો મનુષ્ય ઉભું રહે તો એક જ જગ્યાએ વધારે ભાર આવવાથી તે ડૂબવા માંડે છે, તેથી તરતી જમીનમાં જવામાટે એક નાના નાવડામાં (ફક્ત એક જ માણસ બેસે તેવા નાના શિકારામાં) બેસી જમીનના હરેક ભાગમાં ફરી શકાય એવી થોડે થોડે અંતરે નાની નાની ૨ થી ૩ ફૂટની બનાવેલી નહેરોમાં તે નાવડામાં બેસી પોતાની મરજી હોય તે જગ્યાએ જઈ, ખેતીના કામકાજની તપાસ કરી, તેમાં જે ફળ ફૂલ થયું હોય તે નાવડામાં લઈને ત્યાંથા બીજી નહેરમાં જઈને, તેજ પ્રમાણે બધી તજવીજ રાખી શકે છે.

આ પ્રમાણેની જમીનમાં તેના માલીકો કાકડી, કલીંગડ, તડબૂચ, કોહોળાં, મૂળા, કોબીજ, દૂધી, મરચાં, ભીંડા, ભાજી વિગેરે કરવાથી તેઓને જૂજ મહેનતે સારી પેદાશ થાય છે, ને તેથી તે જમીનનો કર પણ સરકારને ભરવો પડે છે.

વળી કેટલીક વખત કોઈ કોઈ માણસ રાત્રિએ આ જમીનમાંથી થોડી જમીનના ટુકડાઓ ચોરી જઈ પોતાની જમીનમાં વધારો કરે છે, અને તેવી થતી ચોરીના મુકર્દમા પણ કોર્ટમાં ચાલે છે.

આ જમીન જોવાની ઇચ્છાથી અમે અમારો શિકારો તે તરફ લઈ ગયા હતા.

જ્યારે તે જમીન અમે જોતા હતા ત્યારે જમીનના માલીકે નાવડામાં બેસી અમારી પાસે આવી બે કુણી ને તાજી કાકડીઓ કે જેને કાશ્મીરી ભાષામાં “ **ખીરૂં** ” કહે છે તે, લાવીને અ-

મને ભેટ તરીકે આપી ત્યારે તેના બદલામાં અમે તેને બક્ષિસ આપી હતી.

ઉપર કહ્યા પ્રમાણે અમોએ આ તરતી જમીન જાતે જોઈ હતી. તે જમીન ઉપર પગ મૂકીને ઉભા રહેવાની કોશીશ કરવા જતાં, વજન વધારે થઈ પડવાથી તે ડૂબી જતી જણાતી હતી, તેમજ એક વાંસડો તે જમીનના તળીએ ઘાલી જોતાં તે પાણીમાં તરતી જ જણાતી હતી. આ વાવેતર સહિતની નવી નવાઇની અજાયબીની આશ્ચર્યકારક દેખાતી તરતી જમીન જીંદગીમાં હમે પ્રથમજ જોઈ હતી તેથી અમને ઘણો જ આનંદ થયો હતો. ત્યાંથી આગળ જતાં કમળના લાંબા નાળ સહિતનાં પાંદડાંઓ સરોવરનાં જળ ઉપર જ્યાં ત્યાં મોટા વિસ્તારમાં દૃષ્ટિગોચર થતાં હતાં. ત્યાંથી છેક આગળ જતાં, જેમાં ૧૦–૧૨ શેતુરનાં ઝાડો ઉગેલાં છે એવો, ૬૦ ફૂટ લંબાઈ પહોળાઇનો, ગોળાકાર જમીનવાળો એક ટાપુ (બેટ) આવે છે, ત્યાં શિકારો ઉભો રાખી પાકેલાં શેતુર ચુંટીને ખાધાં, અને સાથે લીધેલું ભાતું પણ ત્યાં ખાઈ, અરધો કલાક વિશ્રાંતિ લઇ, સરોવરમાં આગળ ન જતાં પાછા ફર્યા.

આવા અદ્વિતીય ને દર્શનીય સ્થળેથી જ્યારે ધીમે ધીમે શિકારાઓ પસાર થાય છે ત્યારે, ડલસરોવર જાણે સ્વર્ગની જ ભૂમિ, અને તેમાં ફરતા શિકારાઓ જાણે વિમાનો હોય, તેવો ભાસ સહજ ઉત્પન્ન થાય છે, એટલે સરોવરની સેલગાહ તે જાણે સ્વર્ગની જ સેલગાહની બરાબર છે. અમોને આજની સેલગાહ વિશેષ આનંદદાયક લાગી હતી, બલ્કે ઘણી જ પસંદ પડી હતી. આ સરોવરનું દૃશ્ય જોતાં ચિત્તને અત્યંત આનંદ ને નવી નવાઈ જેવું જ લાગતું હતું. આવા સુંદર, મનોહર ને અતિ-રમ્ય દેખાવો હિમાલય સિવાય આખી દુનિયામાં બીજે કોઇ ઠેકાણે ક્વચિત જ જોવામાં આવતા હશે એમ કહેવામાં અતિશયો-ક્તિ જેવું કશું છે જ નહિ.

## મીશન હૉસ્પીટલ.

**દુગજન** ગામડાની પાસે, શંકરાચાર્યની ટેકરીની **પશ્ચિમ**

તરફની નીચી ટેકરી ઉપર, ઘણા વિસ્તારવાળી જગ્યામાં, સ્વચ્છતાના નિયમાનુસાર ભવ્ય વિસ્તારવાળા ને ઘણા ખંડોવાળા અલીશાન મકાનમાં, આશરે ૩૫ વર્ષ પહેલાંની **ડાકટર નેવેની** પ્રજાને ઘણી જ ઉપયોગી, પરમાર્થી, સૌથી સરસ, ઘણી જ વિશાળ, ને ઉચ્ચ પંક્તિની દરેકેદરેક દવાખાનાને લગતી ઘણી જ સારી સગવડોવાળી આ **મીશન હૉસ્પીટલ** છે, ને દરવર્ષે તેનો હજારો ગરીબ કાશ્મીરીઓ લાભ લે છે. આખા કાશ્મીરમાં આ ગરીબોને મદદ કરનારી જાણીતી હૉસ્પીટલ દરદીઓને એક આશિર્વાદ સમાન છે, ને તેમાં ૧૬૦ બીછાનાંની ગોઠવણ છે. તેમાં દરેક જાતના દરદોને લગતા જૂદા જૂદા વિભાગો કરેલા છે. સરજીકલ કામની પણ તેઓ સારી માહીતી ધરાવતા હોવાથી ઑપરેશન પણ પૂરકાળજીથી જ કરે છે. અત્રે કોઈ પણ જાતના ભેદભાવ વગર ગૃહસ્થ કે ગરીબ દરેકને આ ખાતું એક સરખું ઉપયોગી થયેલું છે. દરવર્ષે ૨૫ થી ૩૦ હજાર મનુષ્યો તેનો લાભ લે છે, એટલું જ નહિ પણ શક્તિ વિનાના ગરીબ મનુષ્યો કે જે શ્રીનગરથી દૂરનાં ગામોમાં રહે છે, ને જેઓ ભયંકર દરદને લીધે અત્રે આવવાને તદ્દન અશક્ત છે તેવાઓને ઘેર અત્રેના દાકતરો મફત જોવા પણ જાય છે.

આ પરમાર્થી સંસ્થા મીશનના ખર્ચે શ્રીમંતો પાસેથી જે કાંઇ ફી મળે તેનાથી, તથા જાહેર પ્રજા તરફથી જે કાંઈ બક્ષિસ તરીકે મદદ મળે તેના ઉપર નીભે છે. અત્રે ઘણા યુરોપીઅનો આવતા હોવાથી આ ખાતું પ્રખ્યાતિમાં આવેલું છે.

## હઝરતબાલ.

આ સ્થળ **ડલદરવાજાથી** બે માઈલને છેટે ને **રાનાવરીથી** નાળાને રસ્તે એક માઇલે આવેલું એક નાનું ગામડું છે, જે એક જાણીતી મસજીદમાંનો **દરઘાહને** લીધે પ્રખ્યાતિમાં આવેલું છે. અત્રે એક મોટું મેદાન છે, જ્યાં મુસલમાનો નિમાજ પઢે છે. ત્યાં ઇમામબારા પાસેના મકાનમાં **હઝરત મહમદ પેગમ્બર સાહેબની દાઢીનો એક પવિત્ર વાળ** છે, કે જેને

એક કાચના વાસણમાં મૂકી, તે વાસણપર ચાંદીનો કલશ મૂકી, હજુ સુધી અત્રે જાળવી રાખવામાં આવેલો છે. આ વાળ કોઇ મહાત્મા પુરુષ અરબસ્તાનમાંથી લાવેલા હતા, તેથી જ આ સ્થળની શહેરમાં ઘણી સારી પ્રસિદ્ધિ થયેલી છે, ને હઝરતનો તે સ્થળે વાળ હોવાથી તે ગામનું નામ પણ **હઝરતબાલ** પડેલું છે. ઑગસ્ટ માસમાં જ્યારે આ **દરઘાહ** આગળ ઓરસ ભરાય છે ત્યારે શ્રદ્ધાળુઓને તે દાઢીનો વાળ બતાવવામાં આવે છે.

## નસીમબાગ.

આ સ્થળ મોટા ડલસરોવરના માર્જિનમાં આવેલું છે. તે શ્રીનગરથી જમીન રસ્તે ૫ માઇલે, ને ડલ દરવાજાથી નાળાને માર્ગે ૩ માઈલે છે. આ બગીચાનું લેવલ ડલસરોવરની સપાટીથી ૬ ફૂટ ઉંચું છે. આ બાગના સ્થળને **રૂઘનાથપુર** પણ કહે છે; ને તે અકબર બાદશાહે આશરે ૩૫૦ વર્ષોપર બનાવેલું છે, એટલું જ નહિ પણ તેની રચનાની ઉત્તમ ગોઠવણ પણ તે બાદશાહે જાતે કરી સુંદર વૃક્ષો પણ તેણે જ રોપાવેલાં છે. તેની અંદર સેંકડો ચીનારનાં જબરા રાક્ષસી કદનાં, સુંદર, ગોળાકાર ને ઘુમટદાર એવાં ખુબસુરતીથી ભરપૂર ઝાડો એક સરખે અંતરે લાઇનબંધ રોપેલાં છે તેથી તે દેદીપ્યમાન ને સુશોભિત બની રહેલો છે. કોઈ કોઈ ઠેકાણે તેમાં સુંદર ગુલાબી કાશ્મીરી ફૂલો સુશોભિત દેખાય છે.

જે મુસાફરોને કૅમ્પ નાખી ચીનાર ઝાડોની છાયામાં આરામ લેવો હોય, ને હાઉસબોટ રાખી મોટા ડલસરોવરમાં ફરવાની મઝાનો આનંદ મેળવવો હોય તેને માટે તો નસીમબાગ એક મનપસંદ અનુકૂળ પડતી, સ્વચ્છ હવાવાળી જગ્યા લેખાય છે. વસંત ઋતુમાં આ બાગ ઓર દીપી નીકળતો હોવાથી ઘણા મનુષ્યો સેલગાહ ને ખાણાપીણાની મીજબાની કરવામાટે અત્રે ખાસ કરીને આવે છે. આ બાગના સામે જ **રૂપાલંકા** નામનો બેટ છે ને તે શોભાયમાન છે. તેમજ અત્રે એક જાત-

જાતનાં ફળઝાડોથી ભરપૂર સુંદર સરકારી બગીચો પણ આવેલો છે, ને તેમાં ફરવાહરવા પણ જઈશકાય છે.

## તેલબલ.

આ એક પાણીનો ઝરો છે. તે નસીમબાગની પાસે ડલ-સરોવરમાં વહે છે. મુસાફરો હાઉસબોટો લઈને પોતાનો વખત ત્યાં મચ્છી પકડવામાં કે પાણીના રંગનાં પિકચર પાડવામાં ગાળે છે.

## રાનાવરી.

આ ડલદરવાજાથી આગળ ૧ માઇલપર આવતા નાળાના કિનારા ઉપર એક મોટું ગામ છે, ને ત્યાં હિંદુઓનાં બે દેવળો ને નાનું બજાર છે. અત્રેના માણસો ઉદ્યોગી ને મીલનસાર છે. અત્રે સ્કાઉટનું મંડળ છે, ને તેઓ અગવડની વખતે રૈયતને મદદગાર થઈ પડે છે.

## ચહેવીંગ પાદશાહી.

આ શિખોનું પવિત્ર ગુરુદ્વાર છે, ને તે રાનાવરીની પાસે જ છે. ગુરુ **નાનકસિંહ**થી છઠ્ઠા ગાદીપતિ **હરગોવિંદસિંહજી**ના માનાર્થે આ સ્થળ બાંધવામાં આવ્યું છે.

કહે છે કે કાશ્મીરી પંડિત **સેવાદાસ** તે પાંચમા પુરુષ ગુરુ **અર્જુનદેવ**ના શિષ્ય હતા. આ પંડિતની માતા નામે **ભાગપરી** તે આંધળી હોવા છતાં તે ગુરુનાં દર્શન કરવાને ઈંતેજાર હતી. તેણીએ સૂતર કાંતીને તેનો ચોગો ( પહેરવાનું લૂગડું ) બનાવી ગુરુને અર્પણ કર્યું. એવો એનો વિશેષ ભક્તિ-ભાવ જોઈને અર્જુનદેવના પુત્ર હરગોવિંદસિંહે અત્રે આવી તે બાઇને આંખો આપી દેખતી કરીને તેને આ સ્થળે દર્શન આપ્યાં હતાં. તેમજ પાણીની અત્રે અછત હોવાથી ગુરુએ જ્યાં પોતાનો ભાલો માર્યો ત્યાં કૂવો ખોદાવવાથી પાણી પણ નીકળ્યું. તે કૂવો પણ હાલ મોજુદ છે. અત્રે દરેક રવિવારે શિખો ભેગા થઈને પ્રાર્થના કરે છે, ને ગુરુ હરગોવિંદસિંહના જન્મદિવસે ત્યાં મેળો પણ ભરાય છે, ને ત્યાં ગ્રંથસાહેબનાં વચનામૃતો પણ વંચાય છે.



શ્રીનગરના શંકરાચાર્યના પાહાડ ઉપરના દેવળનો દેખાવ

Lakshmi Art, Bombay, 8.

## દ્રશ્ય ૩ જું

# શંકરાચાર્યનો પહાડ ને તે બાજુનાં જોવા જાણવા જેવાં સ્થળો.

## શંકરાચાર્યનો પહાડ અને શંકરાચાર્યનું દેવળ.



આ સ્થળ શ્રીનગરથી ઈશાન ખૂણામાં છે. અમીરાકદલથી ૨ માઈલે શંકરાચાર્ય પહાડની તળેટીમાં જવા પછી ૩ માઈલનો ચઢાવ ચઢવો પડે છે, જેથી તે સ્થળ અમીરાકદલથી ૫ માઈલને છેટે છે ને શ્રીનગરની જમીનના લેવલથી ૧ હજાર ફૂટની ઉંચાઈનો ને ૫ માઈલના ફરતા ઘેરાવાવાળો ગાજર કે શંકુની આકૃતિ જેવો રાખોડીઆ રંગનો તે શંકરાચાર્ય નામનો પહાડ છે.

આ પહાડને હિંદુઓ, તેમજ મુસલમાનો બન્ને, પોતાના દેવોનો પર્વત ધારી, તેને પૂજનીય, વંદનીય ને પવિત્ર માની, નમસ્કાર કરે છે. અત્રે તેની ઉપર હિંદુઓનું શંકરાચાર્ય નામે શિવનું દેવળ ને લિંગ હોવાથી તેને હિંદુઓ શંકરાચાર્ય કહે છે. મુસલમાનોની અત્રે મસજીદ વિગેરે કાંઈ પણ નથી, છતાં પણ તેઓ એમ કહે છે કે તેમનો પેગમ્બર "હઝરત સુલેમાન" પહેલવહેલો આ પહાડપર સ્વર્ગમાંથી ઉતરી આવેલો હતો, ને તેથી તેઓ પણ આ પહાડને હિંદુઓના જેટલો જ પવિત્ર માની તેને નમન કરે છે, એટલું જ નહિ પણ તેની બાધા (માનતા) પણ માને છે, ને તેને તેઓ "**તખ્તે સુલેમાન**" કહે છે.

આ પહાડ ચારે બાજુએ ઓછાવત્તા પ્રમાણમાં આવેલી સપાટ જમીનના વચમાં આવેલો છે, તેની પૂર્વ તરફની બાજુએ **ગુપકારહાઉસ**, પશ્ચિમે **દુર્ગાનાગનું મંદિર**, ને ઉત્તરે **ગગરીબળ** આવેલું છે.

આ સ્થળે જેલમ નદીમાં થઈ ડલસરોવરમાં જવાની નહેરને રસ્તે પ્રથમ આવતા નહેરપરના પૂલ સુધી શિકારામાં જવાય છે, પણ શિકારામાંથી ઉતરવા પછી ૦ાા માઈલ જેટલું ચાલતાં મુનશીબાગની પાછલી બાજુ એક દુગજન નામનું ગામડું છે ત્યાં **દુર્ગાનાગ** નામના મંદિર આગળથી તે પર્વતની તળેટીમાં જવાય છે, જ્યારે ગાડી, ઘોડા કે મોટરો તો દુર્ગા નાગના તે પહાડની તળેટી સુધી ઠેઠ જઈ શકે છે.

તે પછી રાા માઈલ જેટલું ૧૦૦૦ ફીટની ઉંચાઈએ પગે ચાલી ચઢવું પડે છે. ચઢાણ ઉંચું ને સીધું છે તેથી ચઢતાં શ્વાસ ભરાઈ જાય છે. ઘોડા પણ ઉપર જઈ શકતા નથી. સાધારણ કાચી સડક જેવો ૩ ફૂટની પહોળાઈનો પગકેડીનો અખડાબખડી રસ્તો છે.

કેટલીક જગાએ લાંબાં લાંબાં પગથીઆં ચઢવાં પડે છે. જો આગળથી બંદોબસ્ત કર્યો હોય તો ૬ થી ૮ રૂપીઆ લઈ ઉચકીને મજુરો ઉપર લઈ જાય છે, પણ ઘણું ખરૂં પગે ચાલીને જ જવાય છે, ત્યાં ચાલતાં કાંઈ વિશેષ અડચણ પડતી નથી. તળેટીની શરૂઆતથી ૨ માઈલ ચઢાવ પછીથી થોડું સીધું ચાલવાનું આવે છે. તે પછી પાછી ૦ાા માઈલ જેટલી ઉતરાઈ ઉતરીને પાછી ચઢાઇ ચઢવાની આવે છે, તેથી અત્રે જાણે બે પહાડ હોય તેમ જણાય છે. ચઢતાં લગભગ ૨ કલાક લાગે છે, જ્યારે ઉતરતાં ૧ કલાક લાગે છે. છેક ઉપર જતાં બે વીઘા જેટલી સપાટ જમીન આવે છે, ત્યાંસુધી હિંદુ, મુસલમાન, યુરોપીઅન વિગેરે કોઈ પણ જાતના માણસો જઈ શકે છે, પણ તે પછી દેવળમાં તો **"હિંદુ સિવાયના મનુષ્યે અત્રે દેવળમાં ન જવું."** એમ ત્યાં અંગ્રેજીમાં પાટીઉં મારેલું છે, તેથી દેવળમાં માત્ર હિંદુઓ જ જઈ શકે છે.

## શંકરનું દેવળ.

અત્રેથી પશ્ચિમ તરફ ૮ પગથીઆં ચઢતાં, પૂર્વાભિમુખનો

એક પત્થરનો ૬ ફૂટની ઉંચાઇ ને ૩ ફૂટની પહોળાઈનો ગોળાકાર કમાનવાળો બારી જેવો દરવાજો આવે છે. ત્યાંથી ૧૨ પગથીઆં ચઢીને જતાં દેવળની ચારે બાજુએ ફરતો છૂટો ૬ ફૂટ પહોળાઇનો પરથાળ છે. આ પરથાળમાં ઉત્તર તરફ એક દરવાજાની માફકની કરેલી કમાનમાં ના ફૂટના ઘેરાવાનો મોટો ઘંટ લટકાવેલો છે, ને તે તરફ ફરતો કોટ ચણી લઈ તેમાં તોપો ને બંદુકો ગોઠવવાનાં અડધા ફૂટનાં સમચોરસ ને ૨ ફૂટ નીચાણનાં ઢાળ પડતાં બાખાં પાડેલાં છે.

## દેવળ.

આ પરથાળના મધ્ય ભાગે કાળા પાકા પથ્થરનું જીર્ણ હાલતનું, ૨૦ ફૂટની ઉંચાઈનું ને ૮ ફૂટ સમચોરસ પૂર્વાભિમુખના દ્વારવાળું, શિખરાકાર ને શંકુની આકૃતિ જેવું, શંકરાચાર્યનું દેવળ છે. જે ઘણું જ પુરાણું હોય એમ જણાય છે. અત્રેથી ૬ પગથીઆં ચઢીને તે દેવળના દ્વારમાં જવાય છે.

## દેવળમાંનું શિવલિંગ.

આ દેવળમાં મધ્ય ભાગે ૯ ઇંચના કંપાસના ઘેરાવાવાળું ને ૪ ફૂટ ઉંચું, ચમકતા રતાશ પડતા બદામી રંગના પાષાણનું, અનઘડ, દેદીપ્યમાન, તેજદાર ને દર્શનીય એવું **શંકરાચાર્ય** નામે **શિવલિંગ** છે.

આ દેવળપર સીઝનમાં હંમેશાં રાત્રે વિજળિક રોશની લીધેલી છે, જેથી રાત્રે હંમેશાં દેવળપર વિજળીની બત્તીઓ થતી હોવાથી આ દેવળ રાત્રે હીરાની માફક ચમક ચમક થતું આખા શહેરમાં દેખાય છે. દરવર્ષે આ વિજળીની બત્તીઓનો થતો ખર્ચ નામદાર **મ્હૈસુર** સરકાર આપે છે એમ મેં સાંભળ્યું છે.

શિયાળામાં આ દેવળ બરફથી ઢંકાયેલું રહે છે તે વખતે પૂજા પણ થતી નથી. જ્યારે ચૈત્ર માસમાં બરફ પીગળે છે ત્યારથી ૬ માસ સુધી સીઝનમાં જ રાજ્ય તરફથી નીમેલો પૂજારી આ શંકરાચાર્ય નામના શિવલિંગની પૂજા કરે છે.

આ દેવળ વિક્રમ સંવત્ ૫૪ માં **રાજાહસ્તી** નામના એક સોનીએ બંધાવેલું છે. કેટલાકના કહેવા પ્રમાણે રાજા અ-શોકના પુત્ર જલૌકે ઇસ્વીસન પૂર્વે ૨૧૦ માં બૌદ્ધ ધર્મના દેવળ તરીકે તે મંદિર બાંધ્યું હતું. ને **જનરલકનીંગહામ** નામના યુરોપીઅન વિદ્વાનનો મત પણ એજ પ્રમાણે છે.

**શંકરદિગ્વિજય** નામના ગ્રન્થમાં લખ્યા પ્રમાણે **મંડ-નમિશ્ર** નામના સમર્થ પંડિત સાથે તેમની ધર્મપત્ની સમક્ષ જે શાસ્ત્રાર્થ કાશ્મીર દેશમાં થયો હતો, અને જેમાં **જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યે** તેમનો શાસ્ત્રાર્થમાં પરાજય કરીને તેમને પોતાનાં શિષ્ય બનાવ્યાં હતાં તેજ આ પવિત્ર સ્થળ છે.

આ પહાડપર કોઈ પણ જગાએ પાણી છે જ નહિ તેથી કોઇ વખત પૂજારી હાજર હોય તો મુસાફરોને જરૂર પડે પાણી આપે છે; માટે જો ત્યાં જનારે ખાવાનું સાથે લઈ જવું હોય તો પાણી પણ સાથે લઈ જવું જોઈએ કે જેથી ત્યાં બેસી ખાવામાં પણ ઓર મજા પડે છે.

કેટલાક લોકો અત્રે આવી ચોતરફ દૃષ્ટિ કરીને પોતાને મનગમતા જાતજાતના ચિતાર ચીતરે છે ત્યારે કેટલાક તો ફક્ત ફોટા પાડવા માટે જ અત્રે આવે છે.

## અત્રેથી દેખાતા કેટલાક જોવા જેવા દેખાવો.

આ દેહેરાને ફરતા ચારે બાજુના ચોતરાપરથી ગમે તે દિશામાં ઉભા રહીને જ્યાં જ્યાં જોઇએ ત્યાં ત્યાંના દશ દશ માઇલ સુધી દૂર દૂરના વિસ્તારમાંના અસંખ્ય આબેહૂબ દેખાવો જાણે આપણી દૃષ્ટિ સમીપમાં જ હોય તેમ જણાય છે, તેથી જાણે એરોપ્લેનમાં બેસીને ઘણે ઉંચે જઈને ચોતરફના દેખાવો આપણે જોતા હોઈએ તેવો સંપૂર્ણ ભાસ થાય છે. દૂર દૂર લાંબી નજર કરતાં, ચારે બાજુએ સફેત દૂધના ફીણ જેવા બરફથી ઢંકાયેલા એક એકની સ્પર્ધા કરતા હોય એવા પર્વતોની ઉંચી ઉંચી ટોચોની પરંપરાવાળાં શિખરોની હારમાળાઓ, ને તેમાંથી

સરી પડતા જલપ્રવાહોના વહેતા ધોધો, પણ ખેંચાણકારક ને અજબ પ્રકારના દેખાય છે.

પૂર્વ તરફના સામે દેખાતા બીજા એક પહાડની તળેટીમાં મહારાજા સાહેબે બંધાવેલો બીજો **નવો મહેલ** દેખાય છે. તેમજ શ્રીનગરની ૩ ફૂટ પહોળી પટ્ટી જેવી, સર્પાકારે દેખાતી, મોટી મોટી સડકોની બન્ને બાજુએ આવેલાં સુંદર સફેદાનાં વૃક્ષોની વાંકીચુંકી દેખાતી ઘોર, ગંભીર ને ગહન ઘટાઓની લાગી રહેલી હારોના મધ્યમાંથી ગાડી, ઘોડા કે પસાર થતી મોટરો, જાણે ડુંગરોની વચ્ચેની ખીણમાંથી જ પસાર થતાં હોય તેમ દેખાય છે.

વળી શ્રીનગરમાં ફરતાં વામન આકૃતિવાળાં દેખાતાં વેંતીઆં જેવાં મનુષ્યો, મહારાજાનો જૂનો મહેલ, નાનાં મોટાં દેખાતાં ઉંચાં નીચાં ઘરો, ભવ્ય ઇમારતો, મંદિરો, મસજીદો, બંગલાઓ, આસમાની રંગની દેખાતી જેલમ નદી ને તેના નહેરોરૂપી રૂપેરી રંગના દેખાતા પાણીરૂપી સડકોના ફાંટાઓનું સર્પાકારે વહેવું, ને તે નદીમાં, તેના ફાંટાઓમાં, ને સરોવરનાં જળમાં ફરતી હાઉસબોટો, વિગેરે અપૂર્વ ચિતારો આપણી નજરની આગળ જ પ્રત્યક્ષ ખડા હોય તેમ દેખાય છે.

તેમજ વળી **પોલોગ્રાઉન્ડ**માં જાતજાતની રમત રમનારાઓ જ્યારે તેઓ કૂદતા, દોડતા કે હરતા ફરતા હોય છે ત્યારે જાણે નાનાં બાળકો જ દડબડ દડબડ આમ તેમ દોડીને જતાં આવતાં હોય તેમ લાગવાથી જોનાર મુસાફરને બહુજ આનંદ ને રમુજ ઉપજાવે છે

**નિશાદ, સાલેમાર ને મુનશી** વિગેરે, ફળ ને ફૂલોથી ભરપૂર બનેલા મનોહર બગીચાઓ પણ અત્રેથી દેદીપ્યમાન દેખાય છે. તેમજ, **રેસીડેન્સી, ડલસરોવર** ને તેમાં **તરતા ટાપુઓ** ને જળના મોટા વિસ્તારમાં ઉગેલાં સુશોભિત **કમળો, ચસ્મેશાહી, પરિમહાલ, હારવન, હરિપર્વત, ગંધરબલ, ગુલમર્ગનો પહાડ**, વિગેરે દૂરદૂરનાં દશ્યો પણ સંપૂર્ણપણે અત્રેથી જણાય છે.

વળી જ્યાં ત્યાં ભાત વિગેરે બીજા ખેતીના પાકનાં હરિયાળાં દેખાતાં મોટા પ્રમાણુના વિસ્તારમાં ઠેકઠેકાણે આવી રહેલાં અસંખ્ય ખેતરો, જમ્બુ તરફ જતો માઈલોના વિસ્તાર સુધીનો દેખાતો સર્પાકારે વાંકોચુકો રસ્તો, આકાશમાં ઉડતાં જાતજાતનાં સુંદર પક્ષિઓ વિગેરે અવનવા લાગતા આબેહુબ દેખાવો બહુ જ આનંદદાયક લાગે છે.

ઈટલીમાં આવેલા **વેનીસ** તેમજ **સ્કૉટલેન્ડ** ને **સ્વિટઝર્લૉન્ડ** વિગેરે સ્થળોએ પણ, અહીંના જેવી, કુદરતી રીતે જ બનેલાં સૃષ્ટિસૌન્દર્યતાની ચમત્કૃતિથી ભરપૂર લાગતા દશ્યોના અતિ મનોહર દેખાવોવાળી, અપૂર્વ ને અવર્ણનીય અદ્ભુત વનલીલાઓ, તેના સંપૂર્ણ બહારમાં, પુરેપુરી જોવામાં આવતી નથી.

એટલું જ નહિ પણ, અત્રેથી દેખાતી સૃષ્ટિસૌંદર્યતામાં એવી તો અદ્ભુત, અજબ ને મોહક શકિત છે કે વારંવાર એના એ દેખાવો જોવા છતાં પણ કદિ મનની તૃપ્તિ થતી જ નથી, ને તેથી તે બધું તેનું તેજ હોવા છતાં પણ આપણને વારેવારે જોવાનું મન થયાં જ કરે છે, તે એટલે સુધી કે ત્યાંથી નીચે ઉતરવાનું મન પણ થતું નથી. એવું આ જગકર્તા પરમેશ્વરની અતિગહન, અપરંપાર ને અલૌકિક લીલાથી ભરપૂર લાગે તેવું આ અનુપમ સ્થળ છે !

ધન્ય છે આવી અનુપમ લીલાને કે જેથી આવા અકળિત ને અમાનુષિક લાગતા અતિગહન એવા કુદરતી રીતે જ બનેલા અખૂટ ભંડારના અદ્ભુત દેખાવો એકી વખતે અવલોકન કરતાં મનની અત્યંત પ્રસન્નતા થાય છે ને આશ્ચર્યચકિત બની જવાય છે. આથી મુસાફરોને પહાડપર ચઢતાં જે શ્રમ પડે છે તેનો પુરેપુરો બદલો આ સર્વે અદ્ભુત ને આશ્ચર્યકારક લાગતાં દશ્યો જોવાથી થતા અનહદ ને અવર્ણનીય આનંદને લીધે સંપૂર્ણ મળી રહે છે, અને અત્રે આવ્યાની સંપૂર્ણ સફળતા થઈ એમ અત્રે આવનાર દરેક મુસાફર સમજે છે.

## ગુપકારરોડ ને ગુપકારહાઉસ.

આ સ્થળ શંકરાચાર્યના પહાડની તળેટીમાં અગ્નિ ખૂણામાં આવેલું છે. તેનો રસ્તો **મુનશીબાગ**ના . વાયવ્ય ખૂણાથી શરૂ થાય છે. તે **અમીરાકદલ**થી ૨ માઈલ ને **નીડોઝહૉટેલ**થી ૧ માઈલ છે, ને ત્યાં સાધારણ ચઢાણનો રસ્તો છે. તે રસ્તે જતાં **ગુપકારહાઉસે** જવાય છે; જ્યાં રાજ્ય તરફથી દારૂ બનાવવાના કારખાનામાં જાતજાતનો દારૂ બને છે.

રસ્તાની બન્ને બાજુએ સુશોભિત બંગલાઓ આવી રહેલા છે, તેમજ આજુ બાજુના બીજા પણ દેખાવો ઘણા સારા છે. રસ્તાની નીચાણમાં બદામના વિશાળ ને સુંદર બગીચાઓ આવેલા છે અને જમણી બાજુએ **ઑકટ્રૉઇ પોસ્ટઑફિસ** આવેલી છે

આ ગુપકારહાઉસ તે એક દિલખુશ ને મનોહર રજવાડા જેવું દેખાતું ભવ્ય મકાન છે, ને તેનું નામ **ડલવ્યુ** છે. ત્યાંથી આખા ડલસરોવરના જોવા લાયક ઘણા દેખાવો સ્પષ્ટ જણાય છે.

વળી અત્રે કેટલાક દ્રાક્ષના બગીચાઓ પણ છે. જ્યારે અત્રેથી ૦ાા માઇલ જેટલા નીચાણમાં મોટા વિસ્તારમાં સફરજનના બગીચાઓ આવેલા છે. જરા આગળ ઉંચાઈએ દરબારી મહેલો છે. જેથી આ સ્થળ અતિ શોભાયમાન દેખાય છે.

## મેરુવર્ધનસ્વામી.

આ શંકરાચાર્યના પર્વતથી ૧ાા માઇલ ઉપર **મેરુવર્ધન સ્વામી** એ નામનું એક વિષ્ણુની પ્રતિમાવાળું જુનું મંદિર છે. ને તે પાર્થ નામના રાજાના મેરૂ નામના પ્રધાને પોતાના ગુરૂ મેરુવર્ધનસ્વામીના નામથી આ દેવળ બંધાવ્યું હતું એમ કહેવાય છે.

## પાંદ્રીસ્થાનનું દેવળ.

શ્રીનગરથી જંબુ જતી સડકે અગ્નિખૂણામાં પાા માઇલ ઉપર છે ને તે રસ્તે આવતા સામપુર ગામની ઉત્તર તરફ થઈને આ સ્થળે જવાનો રસ્તો છે. સડકને ડાબે હાથે સડક મુક્યા પછીથી તે ૧૫૦ ફૂટ દુર આવેલું છે. તેનું અસલ નામ **આદિસ્થાન**

કે **અધસ્થાન** હતું ને તે પૂર્વે આ પ્રવરસેન નામના રાજાના વખતમાં કાશ્મીરની આ રાજ્યધાનીના પાયતખ્તવાળું મોટું શહેર હતું. તેને જ આજે **પાંદ્રીસ્થાન** કહે છે. એ શહેરમાં અભિમન્યુ રાજાના વખતમાં મોટી આગ લાગી બળી જવાથી જ આ શ્રીનગર કાશ્મીરની રાજધાનીનું મુખ્ય શહેર વસાવેલું છે.

આ પંઢરીનાથનાં દેવળોમાંનાં કેટલાંક દેવાલયો અશોકે બાંધેલાં હતાં એમ કહે છે, જ્યારે કેટલાકના કહેવા પ્રમાણે તે પાંડવોનાં બંધાવેલાં છે. પણ ખરૂં જોતાં તો તે ૧૦ મા સૈકામાં **પાર્થ** નામના રાજાએ બંધાવેલું છે. તે હાલ તદન તુટી ફૂટી હાલતમાં છે, છતાં તે હાલ પણ જોવા જેવું છે. આ દેવળ પૂર્વે આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાતિ પામેલું હતું. જેથી દૂર દૂરના દેશાવરોમાંથી મુસાફરો અત્રે યાત્રા કરવા આવતા હતા.

તે દેવળોમાંનાં મુખ્ય દેવળમાં બુદ્ધનો દાંત મૂકેલો હતો. તે દાંત કનોજના બળવાન રાજા અભિમન્યુને સ્વાધીન કરવો પડયો હતો. ને તેણે આ બધાં દેવાલયોનો નાશ કરી નાખ્યો હતો. તેમાંનું એક દેવાલય કે જે તળાવમાં હતું તે થોડું ઘણું બચી ગયું છે.

## સરોવરમાંનું મુખ્ય દેવળ.

આ શંકરનું દેવળ ૧૨૦ ફૂટ સમચોરસ વિસ્તારવાળા પાણીથી ભરેલા તલાવના મધ્ય ભાગે ૧૮ ફૂટ સમચોરસ જગ્યામાં આવેલું છે ને તેને જ **પાંદ્રીસ્થાનનું દેવળ** કહે છે. તે દેવળનાં શિખરની ટોચનો આકાર મીનારાના જેવો છે, જ્યારે અંદરની છતનું કોતરકામ બહુ જ ઉત્તમ પ્રકારનું છે. ગ્રીક કે રોમન કારીગરોના કામને મળતું આવે એવું સુંદર જોવા લાયકનું કામ આ દેવળમાં જડેલા પથ્થરોમાં કરેલું છે. જેમના હાથોમાં પુષ્પોના ગુચ્છાઓ આપેલા છે એવી સુંદર ને સુશોભિત અપ્સરાઓનાં અદ્ભુત ને આશ્ચર્યકારક ચિત્રો તેમાં આલેખેલાં છે, જેથી આ દેવળ ઘણું જીર્ણહાલતમાં હોવા છતાં પૂર્વે થઈ ગયેલા શિલ્પીઓની ઉત્તમ કારીગરીવાળું ને જોવા જેવું છે.

## જ્વાલાદેવીનું મંદિર.

આ સ્થળ શ્રીનગરથી ૧૪ માઇલપર છે. તેની હરેક બાજુએ શંકુની આકૃતિવાળી પર્વતોની નાની નાની ટેકરીઓ છે. તેમાંની એક ટેકરીપર **જ્વાલાદેવીનું મંદિર** ને ધર્મશાળા છે. ૨૦૦ પગથીઆં ચઢીને મંદિરમાં જવાય છે. આજુબાજુ પાણીના ઘણા ઝરા છે, જેમાં કેટલાક ગરમ પાણીના ગંધકના મિશ્રણવાળા ઝરા પણ છે.

## દશ્ય ૪ થું.

## પરિમહાલ ને ચશ્મેશાહી.

### પરિમહાલ



વે પછી પરિમહાલ, ચસ્મેશાહી, નિસાદબાગ, ગુપ્તગંગાકુંડ, પ્રતાપ માંડલફાર્મ, શાલેમારબાગ, હારવન તલાવ, મચ્છીની નહેર ને હારવનનું જુનું મકાન એ બધું શ્રીનગરથી એક જ સડકપર આવેલું છે. શ્રીનગરથી પૂર્વમાં ૪ માઈલે જતાં સડકના જમણે હાથે **થીડ** નામનું નાનું ગામ આવે છે. તે ગામ તરફ પગરસ્તે ાા માઈલ જઇ બીજા ાા માઇલનો, ૪૦૦ ફૂટની પહાડની ઉંચી ટેકરીનો ચડાવ ચઢતાં આ સ્થળ આવેલું છે. તેમજ, ઑકટ્રોઇ પોસ્ટ પાસેના ડલગ્યુ પાસેથી પણ ત્યાં જવાય છે. તેવી જ રીતે ચસ્મેશાહીથી પણ ત્યાં જઇ શકાય છે. ગાડી કે ઘોડાપર જવાતું નથી, કારણ કે રસ્તો બીલકુલ સાફ નહિ હોવાથી ફકત પગે ચાલીને જવાય છે. તે ઠેકાણે પાણી પણ બીલકુલ છે જ નહિ, પરંતુ પૂર્વે અત્રે પાણી હશે એમ એક ઝરાના પાણીનું ખંડેર છે તે પરથી અનુમાન થઈ શકે છે. ફકત જીર્ણ હાલતમાં જૂની પડી ગયેલી

ચુના ને વગર ઘડતરના પથ્થર કાંકરાઓથી ચણેલી ખંડીયેર હાલતની છૂટીછૂટી ત્રણ ચાર ઈમારતો છે તેમાં દક્ષિણાભિમુખે પ્રવેશ કરતાં પહેલે મજલે જવામાટે પગથીઆં છે તે ભોંયરામાં જતા હોઇએ તેમ ચડી જવા પછી એક ઘુમટ આવે છે. તેમાંથી ડલસરોવર ને શ્રીનગર તરફનો સર્વ ભાગ જોઈ શકાય છે. ત્યાંથી પાછા ફરી દક્ષિણ તરફ બીજાં પગથીઆં ચડતાં બીજે મજલે જવાય છે. ત્યાં ધાબાની માફક છૂટી પડતર હાલતની ૩૦૦ ફૂટ સમચોરસ જગ્યાનો પડી ગયેલો ભાગ છે. દક્ષિણમાં ૪૦ ફૂટ દૂર જતાં બે માથાપુર ઉંચાઈની જગ્યાએ એક ઘુમટના આકારની ખુલ્લી બેઠક છે. ત્યાંથી દક્ષિણમાં ૩૦ ફૂટ દૂર જતાં ૬ ફૂટની ઉંચાઈએ ઘુમટદાર ત્રીજું મકાન આવે છે. ત્યાં જવાનો રસ્તો પણ નથી, ને તે ઉજ્જડ જેવું હોવાથી હિંસક પ્રાણીને રહેવાનું રેઠાણ થઈ ગયું હોય તેવું જણાય છે. તેમાં ઘાસ ઝાંખરાં વિગેરે ઉગેલું છે. આ જગ્યા અમોને વસ્તી વિનાની ને અજાણી લાગવાથી, અમે ગામમાંથી એક છોકરાને સાથે બતાવવા લઈ ગયા હતા. તે કહેતો હતો કે અત્રે રીંછ, વાઘ કે ચીત્તા, જેવાં હિંસક પ્રાણી રાત્રે રહે છે, ને કોઇ વખત ગાય, બકરાંને ખાઈ જાય છે, તેમજ અત્રે ભૂત, પિશાચોને, રહેવાનું રેઠાણ છે એમ પણ કહેવાય છે. અત્રે બીજું કાંઈ ખાસ જોવા જેવું નથી, પણ જેને જૂનું કામ જોવા જાણવાની ઈચ્છા હોય, અથવા ટેકરીપરથી આજુબાજુના દેખાવો જોવાની મજાહ લેવી હોય તેઓએ જ ત્યાં જવું, કારણકે અત્રેથી પણ ડલસરોવર, શંકરાચાર્ય ને શહેરના કેટલાક દેખાવો જોઇ શકાય છે.

રાજતરંગિણી નામના ગ્રંથમાં લખ્યું છે કે ૧૭ મી સદીમાં સુપ્રીમોહોમેદન નામના જોશીએ અત્રે રહી ગ્રહોના વેધ ને તારામંડલોનું નિરીક્ષણ કરવાને આ સ્થળ બનાવ્યું હતું. કેટલાક કહે છે કે બાદશાહના ધર્મગુરૂને રહેવાનેમાટે અત્રે વિદ્યાલય બાંધેલું હતું, જ્યારે કેટલાક કહે છે કે જહાંગીરે વિનોદ કરવા નૂરજહાનનેમાટે બંધાવ્યું હતું. ભલે, આગળ તે એક સામ્રાજ્ય

ભોગવતા બાદશાહનું રમણીયતાથી ભરપૂર એવું એક ઉત્તમ વિહારસ્થાન હોય, અથવા ભલે ત્યાં પૂર્વે કદાચ આકાશની પરીઓ પણ વિનોદાર્થે ઉતરીને આવતી હોય, પરંતુ હાલતો '**નામ મોટાં ને દર્શન ખોટાં,** તેમ **પરિમહાલ**ને બદલે **પિશાચ-મહાલ** જેવું લાગતું, પડી ગયેલું ફક્ત જૂનું ખંડીયેર જ છે.

## ચશ્મેશાહી.

આ સ્થળ શ્રીનગરથી હારવનને રસ્તે ૫॥ માઈલપર છે. તેમાં પ્રથમ ૪॥ માઈલ સુધી સડકને રસ્તે જઈ, ત્યાંથી જેની બંને બાજુએ સફરજનનાં ઝાડોના સુંદર બગીચાઓ તેમજ ભાતના પાકનાં ભરપૂર ખેતરો આવેલાં છે, એવી, બદલાતી જમણા હાથ તરફની સડકે ચઢાણવાળા ૦॥ માઈલે, શ્રીનગરની જમીનથી ૪૦૦ ફૂટની ઉંચાઈએ એટલે દરિયાની સપાટીથી ૫૬૦૦ ફૂટની ઉંચાઈપર તે આવેલું છે. ત્યાંસુધી ગાડી, ઘોડા, ને મોટર પણ જઇ શકે છે, તેમજ શિકારા કે હાઉસબોટ મારફતે ડલસરોવરમાં થઇને પણ જવાય છે, પરંતુ શિકારામાંથી ઉતર્યા પછી ૧॥ માઈલ દૂર ચાલીને જવું પડે છે. જ્યારે **ચશ્મેશાહી** ૧ ફરલાંગ દૂર રહે છે, ત્યાં પ્રથમ **મહારાજાનો મહેલ** આવે છે.

આ ૬૦૦ ફૂટની લંબાઈ ને ૩૦૦ ફૂટની પહોળાઈના **અલીશાનબગીચા**ની ચારે બાજુએ ચતુષ્કોણાકારનો ૫ ફૂટની ઉંચાઈનો પથ્થરથી ચણેલો મજબૂત કોટ છે.

પ્રથમ ૬ ફૂટ લંબાઈનાં ૩૯ પગથીઆં ચઢી પરથારપર જતાં એક ગોળ મેહેરાપદાર કમાનવાળા મોટા ભવ્ય લાકડાના કમાડવાળા ઉત્તરાભિમુખના દરવાજામાં થઇ બાગમાંના વિશાળ કમ્પાઉન્ડમાં દાખલ થવાય છે.

## બગીચામાંનાં ઝાડો.

શરૂઆતથી છેવટ સુધીના દરેક ઉંચાઇના ચઢતા ચઢતી ભાગોવાળા આ બગીચામાં ઠેકઠેકાણે ફળ, ઝાડો, ફૂલો, વેલા ને બીજાં જાતજાતનાં સુશોભિત વૃક્ષો પણ વાવેલાં હોવાથી આ

બગીચો વિશેષ શોભાયમાન ને રોનકદાર બની રહેલો છે, ને તે દરેક ભાગની નીરનોશાળી જમીનોમાં બનાવેલા જાણે જૂદેજૂદા બગીચા હોય તેમ જણાય છે.

## બાગમાંની નહેર બાબત.

આ બાગમાં જે છેલ્લો દક્ષિણનો કુંડ, કે જેને **ચશ્મેશાહી** કહે છે, ત્યાંથી તે છેક ઉત્તર દિશાએ જતી બાગની શરૂઆતના કુંડ સુધીની નહેર, કોઈ ઠેકાણે એક ફૂટ પહોળાઈની તો કોઇ ઠેકાણે ૨ ફૂટ પહોળાઈની, ને તે કોઈ ઠેકાણે વત્તામાં વત્તી ૨।। ફટની પહોળાઇની, ને દરેક ૬ ઈંચની ઉંડાઈની, પાકી ચણી લીધેલી, એવી આખા ચશ્મેશાહીના બગીચાના મધ્યભાગમાં **નહેર** આવેલી છે.

જ્યાં જ્યાં તે નહેરનું પાણી ઉંચેઉંચેની જમીનના ભાગ ઉપરથી નીચેનીચેની જમીનના ભાગમાં પડે છે, ત્યાં ત્યાં તેવા દરેક ઠેકાણે તે ઉંચાઈથી તે નીચાઈ સુધીની ઢળાણ પડતી નહેર કરેલી છે તે મારફતે જ દરેક ઉંચાઇએથી દરેક નીચાઇએ પાણી પડે છે.

## અત્રેના કુંડો બાબત.

આ બગીચામાં જ્યાં જ્યાં કુંડો છે તે ઘણાખરા તે દરેક ભાગની જમીનના વિસ્તારના મધ્યભાગે જ આવેલા છે, તેથી તે કુંડોના દક્ષિણ તરફના મધ્યભાગેથી નહેરનું પાણી કુંડોમાં દાખલ થઇ કુંડોના ઉત્તર તરફના મધ્યભાગમાં થઇને પાછું નહેર મારફતે બહાર નીકળે છે.

## બાગમાંના રસ્તાઓ.

આ બગીચામાં શરૂઆતથી તે છેવટ સુધીમાં જ્યાં જ્યાં જવા આવવામાટેના સડકની માફકના રસ્તાઓ કાઢેલા છે તે ચાર ચાર ફૂટની પહોળાઈના છે. તે રસ્તાની બન્ને બાજુએ ૨ ફૂટની પહોળાઈ જેટલી જમીનમાં જાતજાતના ફૂલોના રોપાઓ રોપી બધી સડકોને શોભાયમાન કરી રોનકદાર બનાવેલી છે.

આવા રસ્તાઓ, બાગના મધ્યભાગે આવેલી નહેરની શરૂઆતથી છેવટ સુધીમાં, બન્ને બાજુએ સુશોભિત કરેલા છે; જ્યારે કેટલીક જગ્યાએ નહેરપર ને બગીચાના કુંડોના કિનારા ઉપર, ફૂલઝાડોની પ્યાલાકૃતિની ૧ ફૂટની ઉંચાઇની કુંડીઓ ગોઠવી, નહેર ને કુંડોની રચનાને પણ સુશોભિત બનાવેલી છે.

## પહેલો વિભાગ

શરૂઆતના ભાગમાં અત્રે ૩૦૦ ફૂટની પૂર્વપશ્ચિમ પહોળાઈ ને ૫૦ ફૂટની ઉત્તરદક્ષિણ લંબાઇના વિસ્તારવાળા આ ભાગમાં ઝાડપાનથી ભરપૂર બગીચો બનાવેલો છે.

## નં૦ ૧ વાળો કુંડ.

આ સ્થળના મધ્યભાગે ૨૫ ફૂટ સમચોરસ, ૪ ફૂટ ઉંડાઈનો, ને જેમાં ચારે ખૂણાના ચાર ને મધ્યમાંનો એક મળી ૫ ફુવારા છે, એવો કુંડ છે.

આ ભાગ પૂરો થતાં, ઉંચાઇના બીજા ભાગની જમીનમાં જે બંગલો છે, તે બંગલાની પછીત પહેલા ભાગ તરફ જણાય છે. તે પછીતના મધ્યભાગમાં થઇને ઉંચાઈના જમીનના બીજા ભાગમાંથી આવતી નહેર મારફતે અત્રે ૨૦ ફૂટ નીચાણમાં, ૪ ફૂટ સમચોરસ ને ૬ ઈંચની ઉંડાઈના કરેલા પહેલા ભાગની જમીનમાંના એક કુંડમાં તે પાણી પડે છે, ને કુંડમાંથી પાછું ૧૫ ફૂટ ઉત્તર તરફ નહેર મારફતે વહીને તે પાણી પ્રથમના કુંડમાં જાય છે.

## જમીનનો ૨ જો વિભાગ.

પહેલો ભાગ પૂરો થતાં, દક્ષિણમાં ૨૦ ફૂટ ઉંચાઇએ આવેલા બંગલા ને બગીચામાં જવામાટે, બંગલાની પૂર્વપશ્ચિમ બન્ને બાજુએ, ૨૨ પગથીઆં ચઢીને બીજા ભાગમાં જવાય છે.

## બીજા વિભાગની જમીન નં૦ ૧ નો બંગલો.

આ બંગલો, ૫૦ ફૂટ સમચોરસ, દક્ષિણાભિમુખના દ્વારવાળો, જૂની ઢબનો, માળ ને છાપરા સહિતનો છે. દક્ષિણ તર-

ફથી આવતી ખુલ્લી નહેરનું પાણી આ બંગલા વચ્ચેથી પસાર થાય છે, ને તેના ૩ ખંડો છે. તેમાંના વચલા ખંડના મધ્ય-ભાગમાં ૧ ફુવારાવાળો ૪ ફૂટ સમચોરસ ને ૬ ઇંચ ઉંડો કુંડ છે. નં૦ ૧ લાના બગીચા તરફ જોવામાટે આ બંગલાની પછીતમાં ૪ ફૂટની પહોળી ને ૫ ફૂટની ઉંચી બારી મૂકેલી છે.

આ બંગલા પછી દક્ષિણમાંની નં૦ ૨ વાળી જ ખુલ્લી જમીનમાં નં૦ ૧ વાળા બગીચા કરતાં લંબાઇમાં બમણા વિસ્તારનો બગીચો બનાવેલો છે.

### નં૦ ૨ વાળી જમીનમાં નં૦ ૨ વાળો કુંડ.

નં૦ ૨ ની જમીનના મધ્યભાગે ૧ ફુવારાવાળો ૩૦ ફૂટ સમચોરસ, ને ૧॥ ફૂટની ઉંડાઇનો કુંડ છે. આ બીજા વિભાગમાં પૂર્વ ને પશ્ચિમ દિશાના કોટમાં બગીચા બહાર જવામાટેના દરવાજાઓ મૂકેલા છે.

### જમીનનો ૩ જો વિભાગ.

બીજો વિભાગ પૂરો થતાં, દક્ષિણ તરફ પાછી ૬ ફૂટની ઉંચાઈની જમીનમાં જવામાટે, નહેરની બન્ને બાજુના જતા રસ્તામાંનાં ૮ પગથીઆં ચઢીને નં૦ ૩વાળા ભાગની જમીનમાં જવાય છે. આ નં૦ ૩ વાળા વિભાગની જમીનના મધ્યભાગે ફક્ત દક્ષિણથી ઉત્તર વહેતી નહેર છે, પણ કુંડ નથી.

### જમીનનો ૪ થો વિભાગ.

ત્રીજા વિભાગની જમીન. પૂરી થતાં નહેરના બન્ને બાજુના રસ્તે ૫ પગથીઆં ચઢીને ત્યાંથી ૪ ફૂટની ઉંચાઈની જમીનમાં જવાય છે.

### નં૦ ૩ નો કુડ.

આ જમીનના મધ્યભાગે ૧ ફુવારાવાળો ૪ ફૂટ સમચોરસ કુંડ આવેલો છે.

### જમીનનો ૫ મો ભાગ.

તે પછી ૫ ફૂટની ઉંચી જમીનમાં જવામાટે નહેરની બન્ને બાજુના રસ્તેથી પાંચ પાંચ પગથીઆં ચઢીને જવાય છે.

## નં૦ ૪ વાળો કુંડ.

તે બગીચાની જમીનના મધ્યભાગે ૧ ફુવારાવાળો લંબગોળાકારે પદ્માકૃતિનો ૬ ઈંચની ઉંડાઈનો કુંડ છે, ને તે કુંડની હરેક દિશાના મધ્યભાગથી ચારે બાજુએ એક એક ફુટની ચાર નહેરો નીકળી કુંડ પૂરો થતાં તે ચારે નહેરોનું પાણી ઉત્તર દિશા તરફ જતાં તેની એક જ નહેર થઈ જાય છે.

## નં૦ ૨ વાળો છેવટના ભાગનો બંગલો.

નં૦ ૪વાળા કુંડ પછી તે ૫ મા ભાગની જમીનમાં જ આ બંગલો આવેલો છે. તે પૂર્વપશ્ચિમ પહોળો ૨૬ ફૂટ, ને ઉત્તરદક્ષિણ લાંબો ૨૦ ફૂટનો છે, ને તે બંગલાનો પાછળની પછીતનો ભાગ, છેક છેવટના બગીચાના કોટ સાથે મલી ગયેલો છે. આ બંગલામાં ભોંયતળીએ પૂર્વ ને પશ્ચિમની બન્ને બાજુ તરફ જમીનથી ૨ ફૂટની ઉંચાઈપર ૭ ૭ ફુટની પૂર્વ-પશ્ચિમની પહોળાઈની, ને ઉત્તર તરફથી બંગલાની શરૂઆતથી તે છેક દક્ષિણ તરફની પછીત સુધીની ૨૦ ફૂટની લંબાઇની ખુલ્લી બેઠકો કરેલી છે. બન્ને બાજુની તે બે બેઠકોનો વચલો પૂર્વથી પશ્ચિમની પહોળાઇનો ૧૪ ફૂટનો, ને ઉત્તરથી દક્ષિણ ૨૦ ફૂટનો, છેક કોટની પછીત સુધીની લંબાઈનો ભાગ, ખુલ્લો રાખેલો છે, જેથી આ બંગલાનો ભોંયતળીઆનો શરૂઆતનો ભાગ ભીંતો કે બારણાં વિનાનો ખુલ્લો જ છે.

## નં૦ ૫ વાળો કુંડ.

જેથી બન્ને બાજુની બેઠકના વચલા ૧૪ ફૂટ લાંબા ને ૧૨ ફૂટ પહોળા ખુલ્લા ભાગમાં, ૧ ફુવારાવાળો, ૫ ફૂટ લાંબો, ૩ ફૂટ પહોળો ને ૧ ફૂટ ઉંડો એવો, લંબચતુષ્કોણાકારનો કુંડ છે.

## નં૦ ૬ વાળા છેલ્લા ઓટલાનો વિભાગ.

આ કુંડના વિભાગની જમીન પછી દક્ષિણમાં વચલા પૂર્વ-પશ્ચિમ ૧૪ ફૂટ લાંબા ને ઉત્તર દક્ષિણ ૮ ફૂટની પહોળાઈના ને ૧॥ ફૂટની ઉંચાઈના પથ્થર જડેલા ઓટલા જેવા ચોતરા-

વાળા ભાગમાં ૧॥ ફૂટ નીચું પાણી પડી ૨ ફૂટ નહેરમાં વહીને નં૦ ૫ વાળા કુંડમાં આવે છે.

**નં૦ ૬ વાળો ચશ્મેશાહીનો કુંડ.**

તે ચોતરાના મધ્યભાગે ૩ ફૂટનો સમચોરસ કુંડ છે. તેની અંદરની બાજુ કુંડના લેવલથી ૬ ઈંચિની નીચાઈએ પદ્મા-કૃતિનાં અષ્ટદળ કાઢેલાં છે, તેથી આ કુંડનો હોમ કરવાના કુંડને મળતો આકાર જણાય છે. આ કુંડમાં ૧॥ ફૂટ ઉંચો ને ઉપરના ભાગે ૩ ઈંચિની પાઈપની નળીના જેવો ગોળાકાર ફુવારો મૂકેલો છે, પણ તેના ઉપર ફુવારામાંથી પાણી ઉડવામાટેની છિદ્રોવાળી ટોટી નથી, જેથી આ ફુવારામાંથી ૩ ઈંચની પાઈપના નળમાંથી નીકળતા પાણીના જેટલું પાણી ઉછળતું નીકળે છે, ને **આ નીકળતા પાણીના ફુવારાવાળા કુંડના ચશ્માને જ ચશ્મે-શાહી કહે છે. ચશ્મેશાહીનો** અર્થ **ચશ્માઓનો રાજા** થાય છે, ને તેમાંથી જ નીકળતું પાણી નહેરો મારફતે આખા બગીચામાં જાય છે.

અત્રે છેવટે બંગલાની ભીંત છે, ને તેની પાછળ વિશાળ પહાડ આવેલો છે. તે પહાડમાં તળાવ છે. તેમાંથી જ આ ચશ્મામાં પાણી આવે છે એમ કહેવાય છે, પણ ત્યાં જઈને જોઈ શકાતું નથી. આ છેવટના ચશ્માવાળા બંગલાની શરૂઆતમાં પશ્ચિમ દિશાએ બાજુમાં જ ૨ ફૂટ સમચોરસ ને ૩ ફૂટની ઉંડી પશ્ચિમ તરફ એક ટાંકી ચણેલી છે. તેમાં ચશ્મેશાહીના કુંડના ફુવારામાં પાણી લાવવામાટે, તેમજ આવતું પાણી બંધ કરવામાટેની ચાવી રાખેલી છે, જેથી જરૂર પડતાં તે ચાવી ખોલવાથી ચશ્મે-શાહીના ફુવારામાં પાણી આવે છે, ને ચાવી બંધ કરવાથી તેમાં આવતું પાણી બંધ થઈ જાય છે. આ પ્રમાણે આ સુંદર બગીચો મનને અત્યાનંદદાયક લાગે તેવો ખુબસુરત બની રહેલો જોવા લાયક છે.

આ બાગ **પ્રીન્સદારાસાહે** પોતાના શિક્ષકને માટે બંધા-વેલો હતો, અત્યારે પણ આ જગ્યા નજરે જોનારને અત્યાનંદ-

દાયક લાગે છે. અત્રેથી પણ ડલસરોવર ને આજુબાજુના બગીચાના દેખાવો ઘણા જ સુંદર દેખાય છે.

આ ચશ્મેશાહીના ચશ્માનું પાણી આખા શ્રીનગરના બીજા દરેક પાણી કરતાં સર્વથી સરસ, સ્વચ્છ, મીઠું, મધુર, વખણાએલું, ગુણકારી ને વિશેષ પાચક છે. જો કે કાશ્મીરમાં આવેલા આથી ઘણા મોટા ને નામીચા ચશ્મા છે, ને તેનું પાણી પણ પાચનક્રિયા વિગેરે માટે વખણાએલું છે, પરંતુ ખુદ શ્રીનગર શહેરનેમાટે તો પાચનશક્તિને સંપૂર્ણ વધારનારૂં ચશ્મેશાહીના પાણી જેવું પાણી બીજે કોઈ પણ ઠેકાણે નથી.

જેઓ તેની ઉપર મુજબ ખરી ખુબી જાણે છે. તેઓમાંના કેટલાક શ્રીનગરમાં પા માઈલ ચશ્માથી દૂર રહેવા છતાં ગૃહસ્થવર્ગના લોકો અને ઘણેભાગે અંગ્રેજ લોકો પૈસા ખરચી મોટરમાં કે મછવામાં પોતાના નોકરોને મોકલી આ ચશ્માનું પાણી મંગાવી નિરંતર પીવામાટે તેનો જ ઉપયોગ કરે છે. આ પાણીનું સોડાલેમન પણ બનાવવામાં આવે છે. આવું ઉત્તમ પાણી હોવા છતાં તે શ્રીનગરથી વધારે દૂર હોવાને સબબે સાધારણ સ્થિતિવાળાં માણસો તેનો બીલકુલ ઉપયોગ કરી શકતાં નથી. આ સ્થળની આજુબાજુએ દ્રાક્ષના વેલાઓમાં લાગેલી દ્રાક્ષોથી લચી પડતા મંડપોવાળા બગીચાઓ પુષ્કળ આવી રહેલા છે.

વળી વિશેષ ખુબી તો એ છે કે આ પાણી ઉંચી જાતની શાલોને ધોવાના કામમાં વાપરવામાં આવે છે, અને તેથી તે શાલોને ચશ્મેશાહી લઈ જાય છે, અને ત્યાંજ ધોઈને ત્યાંજ સુકવે છે. આ ચશ્મેશાહીના પાણીના ઉત્તમ ગુણોનેમાટે તરેહતરેહની ચમત્કારિક કેટલીક વાતો પણ ત્યાંના લોકો કહે છે. એ રીતે મગજને પુષ્ટ કરી થાકને વિસરાવી તનદુરસ્તીને વધારનારૂં ને ઉજાણી કે પાર્ટી કરવા લાયકનું આતરમણીય એવું આ એકાન્ત સ્થળ છે.

જમીનમાંથી કુદરતી નીકળતા પાણીના ઝરાને કાશ્મીરી ભાષામાં **ચશ્મો** કહે છે ને એવા ચશ્માઓ કાશ્મીરમાં ઘણે ઠેકાણે કુદરતી નીકળેલા જ હોય છે.

## દશ્ય ૫ મું.

## નિશાદબાગ, ગુપ્તગંગાકુંડ, ને પ્રતાપમોહલ શેર્મ.

### નિશાદ બાગ.



આ બગીચો મુગલ બાદશાહ **જહાંગીરના** દિવાનના સસરા **અસરફખાને** આશરે ૩૦૦ વર્ષો પૂર્વે બનાવેલો છે એમ કહેવાય છે; જ્યારે કેટલાકના કહેવા પ્રમાણે મુગલ બાદશાહ જહાંગીરે અતિલાવણ્યવતી, લાડકી ને હોંશીઆર એવી પોતાની બેગમ **નૂરજહાંનનેમાટે** બનાવેલો છે. આ સ્થળ શ્રીનગરથી ૬। માઈલપર પરિમહાલ ને ચશ્મેશાહીવાળી મોટી સડકને રસ્તે આવેલું છે.

આ સ્થળે શ્રીનગરથી ગાડી, ઘોડા ને મોટરમાં પાકી સડકને રસ્તે અવાય છે, તેમજ હાઉસબોટ કે શિકારામાં બેસીને ડલસરોવરમાં થઇ છેક બાગના મુખ સુધી પણ આવી શકાય છે. સડકને રસ્તે જલદી જવાય છે, જ્યારે પાણીને રસ્તે જતાં આવતાં ઘણો વખત લાગે છે. પરંતુ, સડકને રસ્તે આવનાર આ બાગ જોઇને કે તે પછીનો **સાલેમારબાગ** ને **હારવન** જોઇને પાછા શ્રીનગર જાય છે, જ્યારે હાઉસબોટમાં આવનાર તો પોતાની ઇચ્છામાં આવે તેટલા દિવસ આ બાગની હવા ખાવા હાઉસબોટમાં અત્રે જ રહે છે. વધારે વખત જેમને અત્રે રહેવું હોય તેઓ તંબુ ઠોકીને પણ અત્રે ઘણા દિવસો સુધી રહી બગીચો જોવાનો ને ત્યાંની ચોખ્ખી હવા ખાવાનો લાભ લઈ શકે છે.

આ બાગને માટે જોઈતું પાણી **હારવન** તળાવમાંથી કરેલી નહેર મારફતે બગીચાના છેવટના પૂર્વ દિશાના કોટના મધ્ય ભાગે થઇને આવે છે. બગીચાને જોઈતું પાણી લઈને તે નહેરનું પાણી બંધ કરી દે છે, એટલે તે બગીચાના કોટની બહાર બીજે રસ્તે ચાલ્યું જાય છે, પણ દર રવિવારે તો દિવસના ૧૧



નીશાદબાગમાં ઉડતા પાણીના ફુવારાનો દેખાવ



નીશાદબાગનો બીજો દેખાવ

Lakshmi Art, Bombay, 8.

વાગેથી પાણી દરેક નહેરમાં ખુલ્લું મૂકવામાં આવે છે, ને રાત્રિના ૧૨ વાગ્યા સુધી ચાલુ જ રાખે છે.

આ જગમશહુર જાણીતો બાદશાહીબાગ ડલસરોવરના કિનારે શ્રીનગરથી ઉત્તર દિશાએ ૮ માઇલપર ૧૮૦૦ ફૂટ લાંબી પહોળી જમીનના વિસ્તારમાં ચતુષ્કોણાકારનો છે, ને તેને ફરતો ચારે બાજુએ ૧૦ ફૂટની ઉંચાઈનો પાકા પથ્થરોથી ચણેલો મજબૂત કોટ છે, અને તે બાગનું નામ **નિશાદબાગ** એટલે મોજમજાહ કરવાનો બગીચો કહેવાય છે.

## બગીચાની ચારે દિશાઓ.

આ બાગમાં પેસતાં પશ્ચિમ ને તેના છેવટના ભાગે પૂર્વ દિશા આવે છે, તેમ બાગના દ્વાર સામે ઉભા રહીએ તો ડાબા હાથે ઉત્તર ને જમણા હાથે દક્ષિણ દિશા આવે છે; એટલે પૂર્વાભિમુખ રહીને ગણતાં ખરી દિશાઓ આવે તે પ્રમાણે જ તેની બધી દિશાઓ છે.

## કોટના બહાર સડક ઉપરનો કુંડ.

આ કોટની બહારનો કુંડ, ૬ ફૂટ પહોળો, ૮ ફૂટ લાંબો એવો લંબચતુષ્કોણાકારનો, ૪ ફૂટની ઉંડાઈનો, ૩ ફૂટ સુધી પાણીથી ભરેલો, ને પાકા પથ્થરનો ચણેલો છે. બગીચાના કોટના મધ્યભાગના મથાળેથી આવતી નહેરમાંનું પાણી, મોટા ધોધની માફક, ૧૦ ફૂટ નીચું, કોટથી ૪ ફૂટ દૂર સીધું, તે કુંડમાં પડે છે.

આ કુંડમાંથી તે પાણી નીકળી ઉત્તરથી દક્ષિણ જતી સડક નીચેના કરેલા ગરનાળામાં થઈને પશ્ચિમ તરફ નહેર મારફતે ૨૦ ફૂટ વહી, ત્યાંથી ૮ ફૂટની નીચાઇએ ડલસરોવરમાં ધોધબંધ પડે છે.

## બાગમાં જવા આવવામાટેના બે દરવાજાઓ.

દક્ષિણથી ઉત્તર તરફના ૧૮૦૦ ફૂટની લંબાઇના કોટના મધ્યભાગે એટલે ૯૦૦ ફૂટ આગળ, ૬ ફૂટ પહોળાઈની જે નહેર છે તેનાથી દક્ષિણ ને ઉત્તર તરફની બન્ને બાજુએ, ૧૦૦ ફૂટને

છેટે, બાગની અંદર જવામાટેના પશ્ચિમાભિમુખના દ્વારવાળા **બે દરવાજા** છે, જેમાં આઠ આઠ પગથીઆં ચઢીને અંદર જવાય છે. તેમાં ગમે તે દરવાજેથી બાગમાં દાખલ થઈને બાગ જોઈ ગમે તે દરવાજેથી બહાર નીકળી શકાય છે.

## બાગની જમીનના કરેલા વિભાગ બાબત.

જેમ ઘરને એક ઉપર એક માળ હોય છે તેમ, આનંદદાયક લાગતા, અતિરમણીયતાથી ભરપૂર ને મનોહર એવા, આ બાગના પ્રથમના શરૂઆતના પ્રવેશ કરવાના દ્વારથી તે છેક બાગના છેવટના છેડા સુધીની એટલે પશ્ચિમથી પૂર્વ સુધીની ૧૮૦૦ ફૂટની લંબાઈના વિસ્તારમાં, ઓછીવત્તી લંબાઈના ને ઉંચાઇના, ચઢતાચઢતી એક પછી એક જમીનોના ૧૨ ભાગ કરેલા છે; જેથી શરૂઆતના પહેલા ભાગ કરતાં બીજો, બીજા કરતાં ત્રીજો, એમ એક પછી એક ઉંચે ઉંચે ચઢતાચઢતી જમીનોના ૧૨ ભાગ કરેલા છે, તેથી અનુક્રમે ગણતાં બગીચામાં પ્રવેશ કરતાં પ્રથમ આવતી જમીનનો સૌથી નીચાણનો ૧ લો, ને બગીચાની છેવટની જમીનનો છેલ્લો સૌથી ઉંચાણવાળો ૧૨ મો ભાગ છે એમ જાણવું.

ઘર ને આ બગીચા વચ્ચે ફરક માત્ર એ છે કે ઘરના માળ તો એક ઉપર બીજો ને બીજા ઉપર ત્રીજો એમ ભોંયતળીઆવાળી એક જ જમીનના ઉપર હોય છે, જ્યારે આ તો એક પછી એક ચઢતાચઢતી ઉંચાઇએ હોવા છતાં તે બારે વિભાગોની જૂદેજૂદી જમીનો હોય છે.

## નીચેથી ઉંચેની જમીનમાં જવામાટેનાં પગથીઆં.

આ ચઢતા એક પછી એક દરેક ઉંચાઇના ભાગપર જવામાટેનાં ત્રણથી બાર સુધીનાં ચણેલા પાકા પથ્થરનાં, સડકના રસ્તા જેટલા પોહોળાઇનાં **પગથીઆં** કરેલાં હોય છે. જ્યાં ઉંચાઇ ઓછી ત્યાં પગથીઆં થોડાં ને ઉંચાઇ વધારે ત્યાં ચઢવાનાં પગથીઆં વધારે કરેલાં હોય છે. એવાં પગથીઆં દરેક વિભાગમાં

૪ જગ્યાએ કરેલાં હોય છે. જેમાંનાં નહેરની બન્ને બાજુએ તેમજ નહેરની બન્ને બાજુના રસ્તાઓ ઉપર કરેલા હોય છે તેમાં નહેરની બાજુનાં પગથીઆં વપરાશમાં કવચિત્ જ લેવાય છે, પણ રસ્તામાં આવતાં પગથીઆંનો જ ઉપયોગ કરવામાં વધારે આવે છે.

## બાગમાંની નહેર બાબત.

પૂર્વ છેવટે સૌથી ઉંચાઈએ જ્યાં ૧૨ મો ભાગ પૂરો થાય છે ત્યાં, છેવટના બાગને ચણેલા ઉત્તર દક્ષિણ ૧૮૦૦ ફૂટની લંબાઈના કોટમાંના ૯૦૦ ફૂટ આગળના મધ્યભાગમાં, કોટના મથાળેથી પસાર થતી ઘણીખરી ૮ ફૂટની પહોળાઈની ને ૯ ઈંચની ઉંડાઈની અને તે કેટલેક ઠેકાણે ૩ થી ૫ ફૂટની ટુંકી પહોળાઈની પાકા પથ્થરોથી ચણેલી એક **નહેર** શરૂ થાય છે, બારમા ભાગમાંથી અગીઆરમા ને અગીઆરમામાંથી દશમામાં એમ એક પછી એક ઊતરતા ભાગમાં તે નહેર મારફતે પાણી જતાં જતાં છેવટે બાગના શરૂઆતના બન્ને દરવાજાના મધ્યભાગે કોટના મથાળા ઉપર થઈને છેક બાગના તે કોટની બહારના કુંડમાં ધોધબંધ પડે છે. આ નહેરનું પાણી તે બારે વિભાગોમાંની સપાટ જમીનમાં સીધું વહે છે.

## દરેક ઉંચાઈના ભાગ ઉપરથી દરેક નીચાઈના ભાગમાં પડતા નહેરના વહેતા પાણી બાબત.

પૂર્વ તરફથી દરેક ઉંચાઈની જમીનમાંથી આવતી નહેરનું પાણી નીચાઈના ભાગમાં જવામાટે એકદમ ધોધબંધ સીધું પડતું નથી, પણ દરેક વિભાગ આગળ ઢળાણ પડતી કર્ણમાર્ગની ૩ ફૂટની પહોળી ને ૯ ઇંચની ઉંડાઇની નહેર કરેલી હોય છે, તેથી ૧૨મા ભાગની ઉંચાઇએથી ૧૧મા ભાગની નીચાઇએ, તેમજ ૧૧મા ભાગની ઉંચાઇએથી ૧૦મા ભાગની નીચાઇએ, એમ ઢળાણ પડતી નહેરોમાં થઈ થઈને એક પછી એક નીચીનીચી જમીનમાં તે નહેરનું પાણી વહ્યું જાય છે.

## તે ઢળાણુ પડતી નહેરોમાંના પથ્થરોમાં કોતરેલા આકારો.

આ ઢાળ પડતી દરેક નહેરની અંદરના જડેલા પથ્થરોમાં ત્રિકોણાકાર, ગોળાકાર, ખજૂરીના આકારના, અર્ધગોળાકાર, પંચ-કોણાકાર, ષટ્કોણાકાર, ચરના જેવા આકારના, એવા ઇંચિ બબ્બે ઇંચિના સમાન અંતરે જૂદેજૂદી જાતના **આકારો** કોતરેલા છે, કે જેમાં ઉંચેથી પડતું પાણી અથડાઈને ઢળાણમાં નીચુંનીચું આવતાં એ કરેલા આકારોની ખૂબીનેલીધે હીરા, માણેક, મોતીના દેખાવ જેવા તરેહતરેહના રંગબેરંગી દરેક નહેરમાં જૂદીજૂદી જાતના અવનવા ને અદ્ભુત લાગતા મનપસંદ દેખાવો થતા જણાય છે. એટલું જ નહિ પણ દિવસે નહેરોપર ઝાડોની આવતી છાયા વખતે, સૂર્યના પ્રકાશ સમયે, અંધારી રાત્રિએ, વિજળીની બત્તીના પ્રકાશમાં ને ચાંદનીની ખીલેલી રાત્રિમાં, ચંદ્રમાના પડતા પ્રકાશ વખતે, તે આકારોમાંથી પસાર થતા પાણીનેલીધે ચિત્ર-વિચિત્ર ને અચંબો પમાડે તેવા તેના દેખાવો, સમયાનુસાર, વખતો વખત, બદલાઈને જોવા લાયકના થઇ જાય છે. એવી અદ્ભુત ને અતિઉત્તમ રચનાઓ તેમાં કરેલી છે કે જેથી જોના-રને આશ્ચર્યકારક લાગી જાણે તે સ્વર્ગમાંના ઇંદ્રના **નંદનવનના** બાગમાં જ ફરતો હોય તેવો તેને તાદૃશ્ય ભાસ થાય છે.

### નહેર વચ્ચેના ઉડતા ફુવારાઓ.

આ પૂર્વથી પશ્ચિમ સુધીના દરેક ભાગમાંની ૧૮૦૦ ફૂટની લાંબી આખી નહેરની વચમાં, ૧૦ થી ૧૫ ફૂટને અંતરે, નહે-રના કિનારાની સપાટીથી ૧ થી ૧॥ ફૂટની ઉંચાઈના ફુવારા હોય છે, ને તેમની પાણી ઉડવાની ઉપલી ટોટીઓમાં ૨૦ થી ૪૦ સુધીનાં છિદ્રો (કાણાં) કરેલાં હોય છે, કે જેથી તેમાંનું ઉડતું પાણી ૪ થી ૬ ફૂટ સુધીનું ઉંચે ઉડે છે. એવી ઘણી જ સુંદર ને રમણીય રચનાઓ નહેર વચ્ચે કરેલી છે.

### બગીચામાંની નહેરપરના કુંડો.

આ બગીચાના કેટલાક વિભાગોમાં, જ્યાં જ્યાં કુંડોની

રચના કરેલી છે તે કુંડોનો વિસ્તાર તે નહેરની દક્ષિણોત્તરની પહોળાઈમાં બન્ને બાજુએ સરખો જ રાખેલો હોય છે, જેથી પૂર્વ તરફથી આવતી નહેરનું પાણી, તે તે કુંડના મધ્યભાગેથી કુંડમાં જઈ, પશ્ચિમ તરફના કુંડના મધ્યભાગમાં થઈને, પશ્ચિમ તરફ બહાર ચાલ્યું જાય છે.

## નહેરના કિનારાપર રોપેલા ફૂલના રોપાઓ.

આ બધી લંબાઈની નહેરના કિનારા પછીની ૨ ફૂટ જેટલી પહોળાઇની જગ્યામાં ઘાસ ઉગાડેલું છે, ને તે ઘાસવાળી જગ્યા પછીની બીજી ૧ાા ફૂટ જેટલાં પહોળાઇની જગ્યામાં ૧ાા થી ૨ ફૂટની ઉંચાઈના જાતજાતના તરેહવાર રંગબેરંગી ફૂલોના ભરપૂર રોપાઓ રોપી શરૂઆતથી છેવટ સુધીની તે નહેરને સુશોભિત ને રોનકદાર બનાવેલી છે.

## તે ફૂલના રોપાઓ પછીની જમીનમાં કરેલા બગીચા બાબત.

તે પછીથી ૧૦૦ ફૂટ સુધીના વિસ્તારની દક્ષિણોત્તર પહોળાઈવાળી જમીનમાં, પશ્ચિમની શરૂઆતથી તે પૂર્વની છેવટ સુધીની નહેરપરના દરેકેદરેક વિભાગની લંબાઈ જેટલી જમીનમાં સુંદર બગીચાઓ કરેલા છે.

તે જમીનોના કેટલાક વિભાગોમાં, ૧૦ કે ૨૦ ફૂટને અંતરે, ૨ ફૂટના કંપાસના ઘેરાવાવાળા માટીના ગોળ ઢગલા જેવા કરેલા આકારમાં જાતજાતના ફૂલના રોપાઓ રોપી બગીચાને પણ અતિમોહક ને અત્યંત સુશોભિત બનાવેલો છે.

વળી, તેમાંના કેટલાક વિભાગની જમીનમાં તો, આ નહેરના કિનારાના લેવલથી ૧ કે ૧ાા ફૂટ જેટલી નીચાઈની રાખેલી જમીનની ચારે તરફ ૨ ફૂટ જેટલા પહોળા વિસ્તારવાળી જમીનમાં, નહેરના લેવલની બરોબરની ઉંચાઈ સુધીના, રંગબેરંગી, જાતજાતના, મનોહર ફૂલના રોપાઓ રોપી, તે જમીનને ફરતી સુંદર દેખાવવાળી કિનારો પણ કરેલી છે.

તેજ પ્રમાણે, કેટલાક ભાગની જગ્યાઓને નહેરની કિના-

રીના લેવલથી એક ફૂટથી ૧॥ ફૂટની ઉંચી બનાવી તેને ફરતી પણ ૨ ફૂટ પહોળાઈની બનાવેલી કિનારમાં, ગુલાબના ફૂલોના મોટા ઘટાદાર છોડવાઓ રોપી, ચિત્તાકર્ષક ને દેદીપ્યમાન લાગતો સુંદર દેખાવ કરેલો છે.

એ પ્રમાણે બનાવેલા નીચાઈના કે ઉંચાઇવાળા ભાગની જમીનના બગીચાની મધ્યની જમીનમાં, કેટલેક ઠેકાણે પંચકોણ, ષટ્કોણ, અષ્ટકોણ એમ જાતજાતના આકારો તે જમીનમાં બનાવી, તેમાં તરેહતરેહના ફૂલના ભરપૂર રોપાઓ રોપી, બાગની અદ્ભુત કરેલી રચનાની અતિરમણીયતામાં ઓર વધારો કરેલો છે.

તેવી જ રીતે બાગમાંના બીજા દરેક વિભાગમાં પણ ઠેકઠેકાણે જાતજાતના પંચરંગી ફૂલોના રોપેલા રોપાઓ પોતાના પૂરબહારમાં ખીલેલા હોઈ, તેમાંથી નીકળતો સુવાસ બાગમાં ચોતરફ બ્હેકી રહી, બાગને સુગંધમય બનાવે છે.

### બાગમાંના જવા આવવાના રસ્તાઓ.

તે બગીચાના ભાગ પછી, આ આખા બગીચામાં પશ્ચિમની શરૂઆતથી તે તેના છેવટના પૂર્વના કોટ સુધીમાં, ૬ ફૂટની દક્ષિણોત્તર પહોળાઈના જવા આવવામાટેના પાકી સડકોના રસ્તા બનાવેલા છે.

### રસ્તાની પછીની જમીનનો બગીચો ને તેમાંનાં ફળઝાડો.

આ બાગમાંના તે રસ્તાના પછીથી તે છેક કોટની દિવાલ સુધીના પહોળાઈના વિસ્તારવાળી દરેકેદરેક ભાગની જમીનમાં સફરજન, પેરૂ, અખરોડ, કાળાં ને લાલ ગ્લાસ, જરદાળુ, સેંતુર વિગેરે અસંખ્ય ફળઝાડો, જ્યાં ત્યાં ગીચોગીચ મોટા જથામાં અતિશોભાયમાન લાગે તેવાં રોનકદાર આવી રહેલાં છે. તેમજ, તે વિભાગોમાંની ઝાડ વિનાની બીજી ખુલ્લી જમીનના વિસ્તારમાં પણ ભરપૂર ફૂલોના રોપાઓ રોપેલા છે, જેથી પશ્ચિમથી શરૂ થતા બાગનો, પૂર્વ તરફના છેવટના ભાગ સુધીનો, એક અપ્રતિમ એવો સુંદર ને સુશોભિત બગીચો બની રહેલો છે.

એટલું જ નહિ પણ, કેટલેક સ્થળે કોટના ભાગોપર તેમજ બંગલાઓપર ને તેમાંના બનાવેલા મંડપોપર ઝુકી રહેલા દ્રાક્ષના વેલાઓની ભરપૂર રમણીય રચનાઓ પણ અવર્ણનીય, અદ્ભુત, ચિત્તાકર્ષક ને મનોહર એવી અજબકૃતિની બની રહેલી હોય છે.

આ બગીચામાં જાતજાતના ગુલાબના રોપાઓપર ઉગેલા મોટા કદના આકારવાળા ગુલાબ, તેમજ બીજાં સુવાસિત ફૂલો વિગેરે, બેસુમાર લાગેલાં હોય છે.

વળી, આ આખા બાગમાં ફળઝાડો ને ફૂલના રોપાઓ સિવાયની જમીનના જે જે ભાગો ખાલી છે તેવી ઘણીખરી છૂટી જમીનોમાં પણ સંચાથી કાતરી કાઢેલા લીલા હરિયાળા મખમલ જેવા ઘાસના જાણે ગાલીચા જ પાથર્યા હોય તેમ તે બગીચાની ખુલ્લી જમીન જણાય છે; જેથી તે જમીનપર ચાલતાં હોઈએ ત્યારે તે ઘાસ રેશમ જેવું સુંવાળું ને મખમલ જેવું પોચું લાગતું હોય એમ જણાય છે. એવી દરેકેદરેક ભાગમાં ઠેકઠેકાણે સુશોભિત ને સુંદર જૂદી જૂદી તરેહની જમીનોમાં રળિઆમણી રચનાઓ કરેલી છે.

એવી સુંદર લાગતી જમીનમાં, મુસાફરોને જ્યાં પસંદ પડે તે જમીનમાં બીછાનું પાથરી તે પર બેસી ઘેરથી લાવેલી કે વેચાતી લીધેલી જમવાની ચીજો ખાવાની પણ અત્રે ઓર મજા પડે છે.

## બાગમાં મૂકેલી ફૂલઝાડના રોપાની કુંડીઓ.

આ બાગમાં કેટલેક ઠેકાણે બંગલાઓની આજુબાજુની ફરતી કિનારીઓપર, નહેરના કિનારાઓ ઉપર, ચઢવાનાં પગથીઆંની બન્ને બાજુએ, દરેક જમીનના ઉંચાઇના વિભાગ પરથી પડતા પાણીના ધોધ આગળની ઝુકતી નહેરના કિનારા પર બધા કુંડોને ફરતી કિનારી પરની દિશાઓની લંબાઈ પહોળાઈના પ્રમાણમાં, ૫ થી ૧૦ ફૂટને અંતરે ને કુંડોના દરેક ખૂણાઓમાં, સફેત આરસપહાણની અષ્ટકોણાકારની પદ્માકૃતિની

ઘડેલી, ઉપરના ભાગમાંથી પહોળાઈના પ્યાલાની આકૃતિવાળી ને નીચેથી ગોળ પડઘીવાળા પ્યાલા જેવી આકૃતિની કે પડઘીવાળી ને ઉપરથી પહોળા મોઢાની ગોળ માટલીના આકારની, ૧ થી ૧॥ ફૂટની ઉંચાઈની, ને જેમાં તરેહ તરેહના ફૂલોના રોપેલા રોપાઓથી સુશોભિત બનાવેલી એવી સુંદર ઘણી કુંડીઓ આખા બગીચામાં આવેલાં ઉપર મુજબનાં તેવાં તેવાં સ્થળોએ ઠેકઠેકાણે ગોઠવી બાગને અપૂર્વ રચનાઓથી શણગારી અતિ મનોહર રોનકદાર ને વિશેષ ખેંચાણકારક બનાવેલો છે.

## નહેરપર એક બાજુના જે જે દેખાવો છે તેવા જ તેની બીજી બાજુએ પણ છે.

વળી, આ બાગની વિશેષ ખૂબી તો એ છે કે શરૂઆતથી છેવટ સુધીની નહેરની એક બાજુએ જેમ અનુક્રમે પ્રથમ ૨ ફૂટ પહોળાઈના ભાગમાં ઘાસ, તે પછી ૧॥ ફૂટમાં ફૂલના રોપાઓ, તે પછી ૧૦૦ ફૂટની પહોળાઈમાં બગીચો, તે બગીચામાં જે જે ભાગની જમીનમાં જેટલે ફૂટને અંતરે ઢગલાના આકારવાળા ફૂલના રોપાઓ, જે જે ભાગોમાં પંચકોણ, ષટ્કોણ ને અષ્ટકોણના કાઢેલા આકારો, જે જે ભાગની નહેરથી નીચી કે ઉંચી જમીનો, ને જેવી તેને બનાવેલી કિનારીઓ, ને તે કિનારીઓમાંના જેવા ફૂલના રોપાઓ, જેવી સંચાથી કાતરેલી લીલા ઘાસની જે જે ઠેકાણેના વિભાગની જમીનો, જેવા પંચરંગી સુગંધવાળા ફૂલના રોપાઓ, જેવા રસ્તાઓ, ને એક ભાગથી બીજા ઉંચાઈના ભાગપર જવાનાં જેવાં ને જેટલાં પગથીઆં, જેવી ઢળાણવાળી ઉંચે જતી પગથીઆં વિનાની જગ્યાઓ, જેવી ને જેટલી ફૂલઝાડોની કુંડીઓ, જેટલો પહોળાઈના વિસ્તારનો કુંડ, રસ્તા પછીનો દરેક ભાગનો જેવી રીતે બનાવેલો બગીચો, ને તેમાંનાં જે જાતનાં ફળ ને ફૂલનાં ઝાડો વિગેરે ૧ થી ૧૨ વિભાગમાં નહેરની એક જ બાજુ જે જે નંબરના વિભાગમાંનું પ્રથમ જે વર્ણન કરેલું છે તેવું જ વર્ણન નહેરની બીજી બાજુનું તે તે વિભાગમાં તેટલા જ વિસ્તારમાં

એક જ સરખું ઘણેભાગે તેને જ મળતું આબેહૂબ ને અજાયબી ભરેલા દેખાવોની અદ્‌ભુત ને આશ્ચર્યકારક રચનાઓવાળું અજબકૃતિનું સમજી લેવું; જેથી નહેરની એક બાજુનો આદિથી અંત સુધીનો જે જે દેખાવ હોય તેવો વગર જોયે નહેરની બીજી બાજુએ તેના જેવો એક સરખો જ જણાઈ જાય તેવું છે, ને તેથી જ તે વિશેષ આશ્ચર્યકારક લાગે છે.

તે સિવાયનો કાંઈક જ થોડો ઘણો ફેરફાર કરેલો વત્તાઓછા પ્રમાણમાં હોય છે. એવી અજબકૃતિની, અદ્‌ભુત ને અવર્ણનીય રચનાની આબેહુબ ગોઠવણી આ બગીચામાં કરેલી છે.

## નહેરથી થતા બગીચાના બે વિભાગો.

આ પ્રમાણે આ બગીચામાં છેક પૂર્વ દિશાના છેવટના કોટમાંથી નીકળી છેક પશ્ચિમ તરફના કોટ સુધીની ૬ થી ૮ ફૂટની પહોળાઈની, નદીના પટના જેવી આ નહેર બગીચાના મધ્યભાગમાં વહેતી હોવાથી જેમ શ્રીનગરમાં શહેરના મધ્ય ભાગે જેલમ નદી વહેતી હોવાથી શહેર બન્ને કિનારે વહેંચાઇને તેના જૂદેજૂદા બે ભાગ થયા છે, તેમ આ નહેર બગીચાના મધ્યભાગેથી પસાર થતી હોવાથી આ બગીચાના પણ નહેરની બન્ને બાજુએ આવેલા જાણે જૂદેજૂદા બે વિભાગવાળા બે બગીચા હોય તેવો દેખાવ થઈ ગયેલો છે.

## એક જ બગીચાના ૨૪ વિભાગો.

વળી આ નહેરની એક જ બાજુએ પશ્ચિમથી પૂર્વ તરફની ૧૮૦૦ ફૂટ લંબાઈની જમીનના ૧૨ ભાગ પડેલા હોવાથી તે બારે ભાગોની જૂદેજૂદી જમીનોનાં કારણે તેમજ તે દરેક ભાગના બગીચાની જૂદીજૂદી ગોઠવણીની રચનાઓ કરેલી હોવાથી, જાણે તેમાં જૂદેજૂદા ૧૨ બગીચા બનેલા હોય તેમ જણાય છે. નહેરની બીજી બાજુએ પણ તેવા જ ૧૨ ભાગ હોવાથી તેમાં પણ જૂદેજૂદા ૧૨ બગીચા બનેલા છે, એટલે નહેરની એકજ બાજુએ બાર બગીચા હોવાનેલીધે બન્ને ભાગના મળીને જાણે

જૂદેજૂદા ને નાના નાના ૨૪ બગીચા બનેલા હોય તેમ આ એક જ બાગમાં જણાય છે.

**આ એક જ બગીચામાં જાણે ૪૬ બગીચાઓ છે.**

એટલું જ નહિ પણ, જેમ નહેરની એક જ બાજુએ નહેર પછીનો બગીચો ને તે બગીચા પછીનો રસ્તો છે એટલે નહેર ને રસ્તા વચ્ચેનો જે બગીચો છે તેની પશ્ચિમથી પૂર્વ સુધીની લંબાઇના ૧૨ ભાગોનેલીધે જેમ બાર બગીચા જૂદેજૂદા થયેલા છે. તેવી જ રીતે, રસ્તા પછીથી તે છેક કોટ સુધીની પહોળાઈના ને પશ્ચિમથી પૂર્વ સુધીની લંબાઈના વિસ્તારના પણ બાર ભાગ થયેલા છે, જેથી નહેરની એક જ બાજુના બગીચામાં નહેર ને રસ્તાનાં કારણે બે વિભાગ થયેલા હોવાથી દરેક વિભાગના બાર બાર બગીચા બનેલા છે એટલે એક જ બાજુએ ૨૪ બગીચા થાય છે, ને તેજ પ્રમાણે નહેરની બીજી બાજુએ પણ નહેર ને રસ્તાનેલીધે બે વિભાગ થઈ તે દરેકના બાર બાર ભાગ જૂદેજૂદા ગણતાં તે બાજુના પણ ૨૪ ભાગ થાય છે, તેથી બન્ને બાજુના ચોવીસ ચોવીસ ભાગ ગણતાં ૪૮ ભાગ થતા હોવાથી ૪૮ બગીચા થાય છે. પરંતુ, તે પ્રમાણે બાર ભાગ નહિ ગણતાં ૧૧ વિભાગ ગણતાં ૪૪ વિભાગ થાય છે. છેક ઉપલા ૧૨ મા ભાગમાં નહેરની બન્ને બાજુએ રસ્તા નહિ હોવાથી ત્યાં તો ફક્ત તે નહેરની આજુબાજુના બે જ ભાગના બે જ ભાગ હોવાથી ૪૮ ને બદલે ૪૬ ભાગ થાય છે. ને તેથી જાણે નાના નાના ૪૬ **બગીચા** જૂદી જૂદી તરેહના રોનકદાર બનેલા હોય તેમ આશ્ચર્યકારક જણાય છે.

**બગીચાનો ૧ લો ભાગ.**

બાગમાં પૂર્વાભિમુખે પેસતાં નહેરની જમણી બાજુ તરફના રસ્તે દાખલ થઇ ૧૦ ફૂટ દૂર જતાં, ડાબા હાથ તરફ નહેરવાળી ૪ ફૂટની કોટના મથાળા સુધીની ઉંચાઈની ને ૧૦૦ ફૂટ સમચોરસ એવી જમીનમાં જવામાટે, ઉત્તરાભિમુખે ૪ પગથીઆં ચઢીને જવાય છે.

આ ૧૦૦ ફૂટ સમચોરસ જગ્યામાં મખમલના જેવા લીલા-છમ હરિયાળા ઘાસમાં સુશોભિત ઘટાવાળાં ઝાડો ને ફૂલઝાડો રોપી સુંદર બગીચો બનાવેલો છે.

આ પહેલો વિભાગ પૂર્વ તરફ જ્યાં પૂરો થાય છે ત્યાં બીજા ભાગ ઉપરના બનાવેલા બંગલાની પછીતનો ભાગ આવેલો છે.

**પહેલા વિભાગમાં આવેલી તે ઉંચી જમીનમાંનો ૧લો કુંડ.**

આ બગીચામાં બીજા વિભાગની જમીનના બંગલાના મધ્યભાગમાં પૂર્વ તરફથી નીચે મૂકેલા ગરનાળાને રસ્તે થઈ પછીતમાંથી નહેર મારફતે પાણી આવી તે પાણી પહેલા ભાગમાં ૬ ફૂટની નીચાઇ સુધીની મૂકેલી ઢળાણ પડતી નહેર મારફતે આવી ૫ ફૂટના બનાવેલા સમચોરસ કુંડમાં પડે છે.

**પહેલા વિભાગમાંની ઉંચી જમીનનો બીજો કુંડ.**

તે કુંડમાંથી ૧૨ ફૂટ પશ્ચિમ તરફ નહેરમાંનું પાણી દૂર જતાં, ઉત્તર દક્ષિણ ૨૫ ફૂટ પહોળા, પૂર્વ પશ્ચિમ ૨૦ ફૂટ લાંબા ૪ ફૂટ ઉંડા, ને જેમાં ચારે બાજુના ચાર ને વચમાંનો એક એમ પાંચ ફુવારા છે એવા કુંડમાં તે પાણી જાય છે.

તે કુંડમાંથી પશ્ચિમ તરફ, શરૂ થતી ૪ ફૂટ પહોળા-ઇની નહેર મારફતે બગીચાની શરૂઆતના કોટ સુધી તે પાણી વહી જાય છે, ને ત્યાં છેક કોટના છેડાથી ૩ ફૂટ પૂર્વ તરફ વહેતી નહેરના ઉપર ૪ ફૂટ પૂર્વ પશ્ચિમ પહોળો ને ૧૨ ફૂટ ઉત્તર દક્ષિણ લાંબો એવો અખંડ એકજ પત્થર ગોઠવેલો છે, તેની નીચેથી પસાર થઇ, ત્યાંથી ૩ ફૂટ ખુલ્લી નહેરમાં કોટ સુધી જઇ, કોટથી બહારની બાજુ ૬ ઇંચ દૂર સુધીની જતી ૪ ફૂટ પહોળાઈની નહેરદ્વારા પ્રથમ કહેલા બહારના કુંડમાં અદ્ધર ધોધબંધ તે નહેરનું પાણી પડે છે.

અત્રે જોઈ નીચે ઉતરી અસલ સડકને રસ્તે પહેલા ભાગમાં જ આવી બીજા ભાગમાં જવામાટે પૂર્વમાં સીધા ૯૦ ફૂટ જવાનું છે. ત્યાં જતાં રસ્તાની બન્ને બાજુએ ફળઝાડોથી ખીચોખીચ સુંદર બગીચો બની રહેલો છે.

## બીજો વિભાગ.

તે પછી એક ઉત્તર દક્ષિણ ૨૦૦ ફૂટની લંબાઈનો ને ૧૦ થી ૧૨ ફૂટની ઉંચાઈનો દરવાજા સહિતનો મજબૂત પથ્થરોથી ચણેલો કોટ આવે છે. તેમાંના દરવાજામાં પૂર્વાભિમુખે દાખલ થઇ પછી ઉત્તરાભિમુખે ૨૦ પગથીઆં ચઢતાં બીજા ભાગનો બંગલો આવે છે.

આ સ્થળની ઘણીખરી જમીનમાં જાતજાતનાં રંગબેરંગી ગુલાબો ને બીજાં પણ સુગંધવાળાં ફૂલઝાડોના સુશોભિત રોપાઓ પોતાના પુરબહારમાં ખીલી રહેલા અજાયબી પમાડતા ઠેકઠેકાણે માલમ પડે છે.

### બીજા વિભાગની જમીનમાંનો ૧લો બંગલો.

આ બંગલો ૪૦ ફૂટ ઉત્તર દક્ષિણ લાંબો ને પૂર્વ પશ્ચિમ ૨૦ ફૂટ પહોળો એમ લંબચતુરસ્ર જગ્યામાં ચતુષ્કોણાકારનો ને એક માળવાળો છે, ને તેના મધ્યભાગના દ્વારની નીચે ૪ ફૂટ પહોળી ગરનાળા માફકની નહેરમાં થઈને, પશ્ચિમ તરફની તેના પહેલા ભાગ તરફ જણાતી પછીત તરફ પાણી વહ્યું જાય છે. બંગલા આગળ નહેરની વચમાં ફૂટફૂટના સમચોરસ ને ૯ ઇંચ ઉંચાઈના સરખે અંતરે પથ્થરના ૪ ‘ પિલર ’ ગોઠવેલા છે, જેનાપર પગ મૂકીને નહેરની એક બાજુથી બીજી બાજુએ જવાય છે.

અત્રેથી દક્ષિણ દિશા તરફ બીજો ૧૦૦ ફૂટ દૂર જતો ૩ ફૂટની પહોળાઈનો રસ્તો છે. તેના છેવટે ચતુષ્કોણાકાર ૧૨ ફૂટ સમચોરસ છાપરાવાળી બનાવેલી એક બેઠક છે. ત્યાં જોઇને પછી અસલ સડકને રસ્તે પાછા આવી સીધા પૂર્વ તરફ મોટી સડકને રસ્તે ૨૦ ફૂટ દૂર જતાં, નહેરની જમણી બાજુએ દક્ષિણ તરફ ને ડાબી બાજુએ ઉત્તર તરફ ૮૦ ફૂટ જવા પછી, પાછી પૂર્વ તરફને રસ્તે ૧૪૦ ફૂટ દૂર બાગમાં આગળ જતાં, બીજો ભાગ પૂરો થાય છે.

અત્રે બંગલાના દ્વારથી પહેલા વિભાગમાં પૂર્વ તરફ સીધી જતી લંબાઈની નહેરના પાણીની વચમાં ૧૧ ફુવારા મૂકેલા છે.

## ૩ જો વિભાગ.

બીજા ભાગ પછીથી ૪ પગથીઆં ચઢીને ૩જા વિભાગમાં જવાય છે. અત્રેથી બીજા વિભાગમાં ૩ ફૂટ નીચું પાણી પડે છે. ૮૦ ફૂટ દૂર જતાં તે ૩જો વિભાગ પૂરો થાય છે.

## ૪ થો વિભાગ.

૩ જા વિભાગ પછી ૩ પગથીઆં ચઢીને ૪થા વિભાગમાં જવાય છે. અત્રેથી ૩ જા વિભાગમાં ૨ ફૂટ નીચું પાણી પડે છે. આ ૪ થા વિભાગના પશ્ચિમ તરફથી તે નં૦ ૩ ના કુંડ સુધીની ૧૦૦ ફૂટની પૂર્વ તરફ જતી નહેરમાં ૧૦ ફુવારા છે.

## ૪થા વિભાગમાંનો ૩જો કુંડ.

ચોથા વિભાગના મધ્યભાગે ૮ ફૂટ લાંબો, ૬ ફૂટ પહોળો ને ૩ ફૂટ ઉંડો ને જેમાં એક જ ફુવારો છે એવો **કુંડ** આવે છે.

તે કુંડ પછી પણ ૪ થા વિભાગમાં પૂર્વ તરફની ૫ મા વિભાગની શરૂઆત સુધીની ૮૦ ફૂટની લંબાઈની નહેરમાં પણ બીજા ૧૦ ફુવારા છે.

## ૫મો વિભાગ.

૪ થો ભાગ પૂરો થતાં ૫ પગથીઆં ચઢીને ૫ મા વિભાગમાં જવાય છે. ત્યાં ૪ ફૂટ ઉંચેથી ૪ થા વિભાગમાં પાણી પડે છે. તે ૫ મા વિભાગમાં પશ્ચિમ તરફની શરૂઆતના ભાગની કિનારાની નહેરની એક બાજુથી બીજી બાજુએ જવામાટે ૬ ફૂટ લાંબો ને ૩ ફૂટ પહોળો એવો એક પથ્થર મૂકેલો છે. તે પથ્થર નીચેથી નહેરનું પાણી પસાર થઈ ૪ થા ભાગમાં પડે છે.

## ૫ મા વિભાગમાંનો ૪ થો કુંડ.

૫ મા ભાગની શરૂઆતથી પૂર્વ તરફ ૨૫ ફૂટ નહેર દૂર જતાં, ૧૫ ફૂટ સમચોરસ ને ૨ ફૂટની ઉંડાઇનો ને વચમાં એક જ ફુવારાવાળો કુંડ આવે છે. તે કુંડ પછી નહેર ૧૦ ફૂટ દૂર જતાં ૫ મો વિભાગ પૂરો થાય છે.

## ૬ ઠ્ઠો વિભાગ.

તે પછી ૫ પગથીઆં ચઢીને ૬ ઠ્ઠા વિભાગમાં જવાય છે. અત્રેથી ૪ ફૂટ નીચું પાણી ૫ મા વિભાગમાં પડે છે.

આ ૬ ઠ્ઠા વિભાગની શરૂઆતના કિનારાપર ૩ ફૂટ જેટલા સાંકડા માપની નહેર હોવાથી નહેરની વચમાં ૧ ફૂટનો ગોળાકાર પથ્થર મૂકેલો છે. તે પથ્થરની બન્ને બાજુએ થઈ નહેરમાં પાણી વહે છે, જેથી પથ્થર ઉપર પગ મૂકી નેહેરની એક બાજુથી બીજી બાજુએ જવાય છે.

અત્રેથી પૂર્વ તરફ ૧૦૦ ફૂટ દૂર જતાં, ૬ ઠ્ઠા વિભાગમાંનો કુંડ આવે છે. આ નહેરમાં ૭ ફુવારા છે. તે પછી ૧૦ ફૂટ પૂર્વ તરફ જતાં એક કુંડ આવે છે.

## ૬ ઠ્ઠા વિભાગમાંનો ૫ મો કુંડ.

અત્રે ૧૫ ફૂટ સમચોરસ ને ૨॥ ફૂટ ઉંડો, ને જેમાં ચારે બાજુના ૪ ને વચમાં ૧ મળી ૫ ફુવારા છે એવો, કુંડ આવે છે. ત્યાંથી ૬૦ ફૂટ દૂર જતાં, ૬ ઠ્ઠો ભાગ પૂરો થાય છે, ને તે નહેરમાં ૧૦ ફુવારા છે.

## ૭ મો વિભાગ.

ત્યાંથી ૪ પગથીઆં ચઢીને ૭ મા વિભાગમાં જવાય છે. આ ૭ મા વિભાગની શરૂઆતના કિનારાપરની નહેર ઉપર ૧૦ ફૂટ લાંબો ને ૫ ફૂટ પહોળો એવો, એક જ પથ્થર ગોઠવેલો છે. આ ૭ મા વિભાગમાંથી ૨॥ ફૂટ નીચું પાણી ૬ ઠ્ઠા વિભાગમાં પડે છે. અત્રેથી ૮૦ ફૂટની પૂર્વ તરફ જતી નહેરમાં ૧૧ ફુવારા છે. તે પછી કુંડ આવે છે.

## ૭ મા વિભાગમાંનો ૬ ઠ્ઠો કુંડ.

અત્રે ૧૫ ફૂટ સમચોરસ ને ૨ ફૂટ ઉંડો ને જેમાં ૫ ફુવારા છે એવો કુંડ આવે છે. કુંડ પછી પૂર્વ તરફ ૭ મા વિભાગમાં ૯૦ ફૂટ દૂર જતાં, ૮ મો વિભાગ આવે છે. આ નહેરમાં ૧૩ ફુવારા છે.

## ૮ મો વિભાગ.

અત્રેથી ૮ પગથીઆં ચઢીને ૮ મા ભાગ ઉપર જવાય છે. અત્રેથી ૭ મા ભાગમાં ૬ ફૂટ નીચું પાણી પડે છે. આ ૮ મા ભાગના કિનારાની શરૂ થતી નહેરની વચ્ચે ૪ ફૂટ સમચોરસ પથ્થર ગોઠવેલો છે. તેનાપરથી નહેરની એક બાજુથી બીજી બાજુએ જવાય છે. ત્યારબાદ ૧૫૦ ફૂટનો સીધો રસ્તો ઢળાણપર ચઢતો પૂર્વમાં પગથીઆં વિનાનો ચાલ્યો જાય છે, ને તે નહેરમાં ૬ ફુવારા છે.

## ૮ મા ભાગમાંનો ૭ મો કુંડ.

અત્રે ૮૦ ફૂટ સમચોરસ, ૩ ફૂટ ઉંડો ને જેમાં ૯ ફુવારા છે એવો કુંડ, આઠમો ભાગ પૂર્વ તરફ પૂરો થાય છે ત્યાં, આવેલો છે.

વળી અત્રે એક સ્થળે આ ૯ મા ભાગના આગલા પશ્ચિમ તરફના ભાગની શરૂઆતથી ૮મા ભાગ તરફની એકદમ ઢળાણ પડતી લીલી હરિયાળી મખમલ માફક સુંવાળી ઉગેલા ઘાસવાળી પોચી જમીન આવેલી છે, જેની ઉપર કેટલીક વખત ૮ થી ૧૫ વર્ષ સુધીનાં નાની ઉંમરનાં છોકરાંઓ હારબંધ આડાં સૂઈ રહી ગમ્મતની ખાતર એક પછી એક સાથે જ ઉંચેથી નીચાણ તરફ ગબડતાં ગબડતાં ૨૦ થી ૨૫ હાથ ઢળાણમાં ચાલ્યાં જાય છે. ત્યાંથી પાછાં ઉઠીને દોડતાં ઉપર ચઢી ફરીથી ગબડે છે. એમ વારંવાર ગબડતાં ને ઉપર ચઢતાં તે બાળકોની રમત જોવાની પણ ઘણી ગમ્મત પડે છે, ને તે દેખાવ પણ બગીચો જોવાના થતા આનંદમાં ઓર વધારો કરે છે.

## ૯ મો વિભાગ.

૮ મા વિભાગમાં છેવટે ૧૧ પગથીઆં ચઢીને ૯ મા વિભાગમાં જવાય છે. ૯ મા ભાગમાંથી નહેરના પાણીનો ધોધ ૨૦ ફૂટ નીચે આઠમા ભાગમાં આવેલા કુંડમાં પડે છે.

આ ૯ મા વિભાગના પશ્ચિમ તરફના શરૂઆતના કિનારાપર અષ્ટકોણાકારનો ૬ ફૂટ લાંબો પહોળો ને ૨ ફૂટ ઉંચો નહેર-

પર પથ્થર ગોઠવેલો છે. તેની ઉપર ૩ પગથીએ થઇને જવાય છે. પછી પેલી બાજુનાં ૩ પગથીઆં ઉતરીને નહેરની આ બાજુથી પેલી બાજુ જઇ શકાય છે.આ પત્થર નીચેના ગરનાળામાં થઈને નહેરનું પાણી પસાર થઈ ૮ મા ભાગમાં પડે છે. અત્રે કુંડ નથી. ૯ મો ભાગ શરૂઆતથી ૫૦ ફૂટ લંબાઈનો છે, ને તેમાં ૬ કુવારા છે.

## ૧૦ મો વિભાગ.

૯ મો ભાગ પૂરો થતાં, ૭ પગથીઆં ચઢીને ૧૦ મા ભાગમાં જવાય છે, ને અત્રેથી ૫ ફૂટ નીચું પાણી ૯ મા ભાગમાં પડે છે. આ ૧૦ મા ભાગની પશ્ચિમ તરફની શરૂઆતની નહેરના ઉપર અષ્ટકોણાકાર ૪ ફૂટની ઉંચાઇનો ને ૬ ફૂટ લાંબો પહોળો એવો એક **ચોતરો** ચણેલો છે, ને તેના ઉપર જવા-માટે ઉત્તર દક્ષિણ બન્ને બાજુએ કરેલાં આઠ આઠ પગથીઆં ચઢીને નહેરની બન્ને બાજુએ જવાય છે. તે ચોતરાના નીચેના ભાગમાં ગરનાળા માફકની નહેર આગળ મૂકેલી લોખંડની જા-ળીમાં થઇને નહેરનું પાણી જાય છે.

૧૦ મા ભાગમાં કુંડ નથી, ને તે ભાગની પશ્ચિમથી પૂર્વ તરફ જતી નહેર ૧૩૦ ફૂટ દૂર જાય છે,તેમાં **૧૯ ફુવારા** છે. તે પછી ૨ ફૂટની ઉંચાઈની તે ૧૦ મા ભાગની જ જમીન છે. ત્યાંથી ફુવારાવાળી નહેરમાં ૨ ફૂટ ઉંચેથી પાણી પડે છે. ત્યાંથી પૂર્વ તરફ ૫૦ ફૂટ નહેર જતાં ૧૦ મો ભાગ પૂરો થાય છે તેમાં ફુવારો નથી, પણ આ છેલ્લા ૫૦ ફૂટ ઢળાણ પડતા પગ-થીઆં વિનાના રસ્તે ઉંચે જવાય છે.

## ૧૧ મો વિભાગ.

૧૧ પગથીઆં ચઢીને ૧૦ મા ભાગમાંથી ૧૧ મા ભાગપર જવાય છે, ને અત્રેથી ૧૫ ફૂટ નીચું પાણી ૧૦ મા ભાગમાં પડે છે. આ ૧૧ મા ભાગના પશ્ચિમ તરફના શરૂઆતના ભાગની નહેરની વચમાં ૪ ફૂટ લાંબો ને ૩ ફૂટ પહોળો એક પથ્થર મૂકેલો છે, ને તે પથ્થરની આજુબાજુ નહેરના પાણીમાં ૧ ફૂટની

ઉંચાઈના ને ૧ ફૂટ સમચોરસ એવા બબ્બે પથ્થરો મૂકેલા છે. તેના ઉપર પગ મૂકી મોટા પથ્થર ઉપર થઈ, બીજી બાજુના તેવા જ મૂકેલા પથ્થરો ઉપર પગ મૂકી, નહેરની એકથી બીજી બાજુએ જઇ શકાય છે.

પશ્ચિમથી પૂર્વ જતો આ ભાગ ૧૬૦ ફૂટ લાંબો છે. તેમાં ૧૦૦ ફૂટ પૂર્વમાં સીધું જવા પછી ૬૦ ફૂટ બીજું ઢળાણ પડતું પગથીઆં વિનાનું ચઢવાનું આવે છે. તે પછી પૂર્વ તરફનો ૧૨ મા ભાગનો કોટ આવે છે. ત્યાં ૧૨મા ભાગની શરૂઆતની નહેર મારફતે ૨૦ ફૂટ નીચું આ ૧૧ મા ભાગમાં પાણી પડે છે.

તે કુંડમાંથી પશ્ચિમ તરફથી ૧૧ મા ભાગની શરૂઆતથી ૨૫ ફૂટની લંબાઈની નહેર કુંડ સુધીની પૂર્વ તરફ જાય છે, ને તેમાં પણ ૩ ફુવારા છે.

## ૧૧ મા ભાગનો ૮ મો કુંડ.

અત્રે ૧૨૦ ફૂટ સમચોરસ ને રાા ફૂટની ઉંડાઈનો સરોવર જેવા દેખાવનો અતિસુંદર ને ભવ્ય પથ્થરોથી બાંધેલી કિનારનો મોટો કુંડ છે, તેમાં પાંચ પાંચ ફુવારાની પાંચ હારો છે, જેથી બધાં મલીને તે કુંડમાં ૨૫ ફુવારા ગોઠવેલા છે.

અત્રેથી ૧૨ મા ભાગમાં જવા માટે ફકત નહેરની દક્ષિણ દિશાને જમણી બાજુએ એક જ રસ્તો છે, તેથી નહેરની ઉત્તર તરફનો રસ્તો હવે પછી નથી અને ૧૨ મા ભાગની નહેર મારફતે ૧૬ ફૂટ પશ્ચિમ તરફ પાણી વહે છે, જેમાં ૩ ફુવારા છે. ત્યાંથી તે નહેરનું પાણી ૧૧ મા ભાગમાં આવેલા કુંડમાં પડે છે.

આ ૧૧ મા ભાગમાં નહેરની ઉત્તર તરફથી ૧૨ મા ભાગ ઉપર જવાનો રસ્તો નહિ હોવાથી કુંડથી પૂર્વ તરફની બાજુએ ૧૨ મા ભાગ ઉપરથી જ્યાં ૧૧ મા ભાગમાં પાણી આવવાની ઢાળ પડતી જે નહેર છે, તેની નીચે મૂકેલા ૪ ફૂટ ઉંચાઇના ને ૩ ફૂટની પહોળાઇના ગરનાળાના રસ્તેથી ઉત્તરમાંથી દક્ષિણમાં અવાય છે, આ કુંડ પછી ૧૧ મો ભાગ પૂર્વ તરફ પૂરો થતાં ૧૨ ફૂટની ઉંચાઈનો મજબૂત કોટ છેક ૧૨ મા ભાગની

ઉંચાઇ સુધીનો ચણેલો છે.

## ૧૨ મો વિભાગ.

આ ૧૧ મા ભાગથી ૧૨ મા ભાગમાં જવામાટે, ફક્ત નહેરની જમણી બાજુએ નહેરથી ૧૦૦ ફૂટ દૂર દક્ષિણ તરફ પ્રથમ કહેલા કોટની અંદર એક મોટા હાથીપુર કમાનદાર દરવાજાના પ્રથમ ૪ પગથીઆં ચઢી પરથાળમાં જવાય છે, ને ત્યાંથી બીજાં ૧૭ પગથીઆં ચઢીને ૧૨ મા ભાગની ઉંચેની જમીનમાં જવાય છે. આ ૧૨ મા ભાગને છેડે જ્યાં ૧૧ મા ભાગમાં પાણી પડે છે ત્યાં, નહેરપર ૧૦ ફૂટ લાંબો ને ૪ ફૂટ પહોળો એવો એક જ પથ્થર ગોઠવેલો છે. ત્યાંથી ૨૦ ફૂટ નીચું પાણી ઢળાણ પડતી નહેર મારફતે ૧૧ મા ભાગની જમીનમાં પડે છે. આ ૧૨ મા ભાગની પશ્ચિમ તરફની શરૂઆતથી તે છેક પૂર્વ તરફના છેવટના કોટ સુધીની ૧૨ મા ભાગની લંબાઈ ૨૫૦ ફૂટની છે, ને તેમાં આવેલી નહેરમાં ૧૭ ફુવારા મૂકેલા છે, ને છેવટના કોટ પાસે એક **કુંડ** પણ છે.

## ૧૨ મા ભાગનો કુંડ.

આ કુંડ પૂર્વ પશ્ચિમ ૧૦ ફૂટ ને ઉત્તર દક્ષિણ ૧૨ ફૂટ એવો લંબચતુરસ્ર છે, ને તેમાં ૫ ફુવારા છે. આ ૧૨ મા ભાગપર નહેરની ઉત્તર દક્ષિણ બન્ને બાજુએ બગીચા વિનાની ખુલ્લી જમીનના વિસ્તારનાં લીલા ઘાસવાળાં મોટાં મેદાનો આવેલાં છે, જેમાં ચિનારનાં ઝાડો પણ છે. 'ત્યાં મીજબાની કે પાર્ટી' કરવા માટેની સારી સગવડતાવાળી મનપસંદ જગ્યા છે, જેથી ઘણેભાગે કેટલાક અત્રે જ બેસી સાથે લાવેલા ખોરાકનો નાસ્તો કરે છે.

## છેવટના કોટ ઉપરની બેઠક.

આ છેવટના કોટના મધ્યભાગે, ૧૨મા ભાગની જમીનથી ૬ ફૂટની ઉંચાઈએ, જ્યાંથી નહેરની શરૂઆત થાય છે તે નહેરની ઉપર, ખુલ્લી પડાળીની ઝુલતી ગૅલેરી સહિતની ને ૩ ખંડોવાળી બેઠક બનાવેલી છે. તેમાં ઉત્તરાભિમુખે ૮ પગથીઆં ચઢીને જવાય છે. ત્યાંથી શરૂ થતી નહેરનું પાણી, આ બેઠકના મધ્ય-



નીશાદબાગમાં નેહેરમાંના ઉડતા પાણીના ફુવારાનો દેખાવ



નીશાદબાગના છેવટના ભાગના કૌટનોને ઉપરથી
ઢગાણુમાં પડતા પાણીની નેહેરનો દેખાવ

Lakshmi Art, Bombay, 8

ભાગના નીચેથી પ્રથમ તે નહેર મારફતે વહીને ૬ ફૂટ નીચાણમાં ૧૨મા ભાગની જમીનમાં આવેલા કુંડમાં પડે છે.

અત્રે થોડો આરામ લઈને જોનાર મુસાફરો જે રસ્તે આવ્યા હોય તે રસ્તે ન જતાં નહેરની બીજી બાંજુના રસ્તે જોતા જોતા પાછા બગીચા બહાર ચાલ્યા જાય છે.

એ પ્રમાણે બગીચાના બારે વિભાગ જોઇને પાછા ફરતી વખતે બારમા ભાગની શરૂઆતના કોટ આગળ પશ્ચિમાભિમુખે બાગમાં પેસવાના શરૂઆતના દરવાજા તરફ મોઢું રાખી ઉભા રહીને જોતાં આખી નહેરમાંના ઉડતા અનેક ફુવારાઓ ને ચારે દિશાઓના અનેક ભાગોના આખા બગીચાના દેખાવો સામટા જ્યારે જોવામાં આવે છે ત્યારે તો જાણે આપણે કોઈ નવી જ દુનિયામાં કે સ્વર્ગમાં આવ્યા હોઈએ તેમજ ખરેખર થઇ જાય છે. તેમજ બારમા ભાગમાંથી ૧૧મા ભાગમાં, ને ૧૧મા ભાગમાંથી ૧૦મા ભાગમાં, એમ એક પછી એક નીચે નીચે ઉતરતા જઈએ છીએ તેમ તેમ, નજીક આવતા દેખાવો અતિમોહક લાગી મનરંજન થઇ નવી નવાઈ લાગી મનુષ્યને તાજુબીમાં ગરકાવ કરે છે. એવો અપૂર્વ, અવર્ણનીય, આશ્ચર્યકારક, અતિસુંદર ચિત્તાકર્ષક આ બગીચો જણાય છે.

આ અને શાલેમારબાગના વર્ણનમાં નહેર, વિભાગોના વિસ્તારો, પથ્થરો, નહેરનાં ઢળાણો, વિભાગોની ઉંચાઈ વિગેરે માપ આશરેથી લખેલું છે.

તેમજ આ બાગોમાં જે જે વર્ણન કરેલું છે તેમાં વખત જતાં ફેરફાર પણ કરવામાં આવે છે, જેથી આ પુસ્તક રચવાના સમયમાં ઉપર પ્રમાણે માપ હતું તેમ જાણવું.

આ બાગમાં એક પછી એક એક ઉંચાઇએ આવેલા વિભાગોના દેખાવો તેમજ જેમ જેમ આગળ જોતા જઇએ છીએ તેમ તેમ એક પછી એક જૂદી જૂદી જાતની રચનાઓ એવી સરસ રીતે ગોઠવાએલી છે કે જેમ સીનેમામાં જોતાં એક નવા નવા દેખાવો આંખો આગળ જોતજોતામાં દેખાય છે, તેમ અત્રે

પણ એક પછી એક ઉંચાઈના વિભાગોપર જૂદી જૂદી જાતના, તરેહવાર અનુપમ, અવનવા, ચિત્તાકર્ષક, મનોહર અત્યંત આનંદદાયક, અદ્દ્ભુત, અપૂર્વ ને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવા દેખાવો જોનારની નજર સમક્ષ એક પછી એક તાજુબી પમાડનારા આબેહૂબ ખડા થાય છે.

તેથી, પ્રથમ મુસાફર બાગના ૧લા જ વિભાગનો દેખાવ જ્યારે જુએ છે ત્યારે જ તે અત્યંત આશ્ચર્યમાં ગરકાવ થઇ જઇ **"કરનારની કૃતિને ધન્ય છે!"** એવા વાહવાહના પોકારોના અંતરના ઉદ્દ્ગારો કાઢ્યા વિના રહી શકતો નથી, અને તે જ્યારે બગીચામાં આગળ જતાં એક પછી એક નવાં નવાં મનપસંદ અદ્દ્ભુત રચનાઓથી ભરપૂર દશ્યો પોતે જેમ જેમ જોતો જાય છે તેમ તેમ બાગના સુશોભિતપણાનું વર્ણન કરવાના શબ્દો પણ તેની પાસે રહેતા નથી, એવું તેને સમસ્ત બાગમાં ફરતાં અતિઅદ્દ્ભુત ને આશ્ચર્યજનક મનમાં કાંઇક કાંઇક થઇ જાય છે, તેથી તે બાગનું વર્ણન અવર્ણનીય ને અકથનીય જ છે.

આવી અપૂર્વ દેખાવોની સૃષ્ટિસૌન્દર્યતાથી ભરપૂર કુદરતી બનેલી આશ્ચર્યકારક અવનવી લીલા જ્યારે પ્રવાસી જુએ છે ત્યારે તેને પૃથ્વીમાં હોવાનું ભાન તદ્દન જ ભુલી ગયા જેવું લાગીને જાણે પોતે સ્વર્ગની જ નવી દુનિયામાં વિચરતો હોય એમ જ લાગે છે.

ખરેખર! ચમત્કૃતિથી ભરપૂર આ બાગોનો ખરો ખ્યાલ નજરે જોનારને જ આવી શકે છે. તેમનું વર્ણન એક ખરા કવિની અદ્દ્ભુત કલ્પનાશકિતથી પણ થઇ શકે તેમ નથી, તો પછી મારા જેવાથી વાંચનારના ખ્યાલમાં તે બાગોના આબેહુબ ખરા ચિતાર તો ક્યાંથી જ આપી શકાય?

## રવિવારે અત્રે ઘણા સારા દેખાવો થઇ રહે છે.

સીઝનમાં દર રવિવારે જ્યાં ત્યાં યુવાન જુગલજોડાં હરતાં ફરતાં જણાય છે. ફોનોગ્રાફોનાં ગાયનો ચાલી રહેલાં હોય છે. કોઇ વખત હારમૉનિયમ પણ વગાડનારા આવેલા હોય છે, ને તરેહતરેહનાં ગાયનો લલકારી પોતાની ઇચ્છા પૂર્ણ કરે છે.

કેટલીક વખત અત્રે આવી માસ્તરો સ્કૂલના છોકરાઓને કુદરતનું ને વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન આપી રહેલા હોય છે, તેમજ કેટલાંક માબાપો પોતાનાં બચ્ચાં સાથે નિર્દોષ રમત ગમ્મતનો આનંદ પણ અત્રે આવી મેળવે છે. કેટલાંક પાણીના ઝરા ને કુંડોની લંબાઈ, પહોળાઇ ને ઉંડાઈ વિગેરેનાં માપ લે છે, જ્યારે કેટલાક પરમેશ્વરની અકળલીલાની અદ્‌ભુત ચમત્કૃતિ ભરેલાં દૃશ્યો જોઈ મનને વિશેષ રંજન કરે છે.

કેટલાક શિલ્પકળાના નમુના જોવામાં, કેટલાક ફોટા લેવામાં, કેટલાક આર્ટીસ્ટની ખૂબી આલેખવામાં, તેમજ ચિત્રકાર તરેહ તરેહના રંગના શેડનાં ચિત્રો ચિતરવામાં, વૉટરકલર પીક્ચર ઉતારવા વિગેરે પોતાને મનપસંદ પડતાં કાર્યો કરવામાં મશગુલ બનેલા જણાય છે.

એ પ્રકારના અવનવા ને અપૂર્વ એવા અનેક દેખાવો જોતાં મુસાફરો આશ્ચર્યચકિત થઈ ગુલતાન બની જાય છે.

જ્યારે અમૂલ્ય વસ્ત્ર શણગારથી સુશોભિત બનીને જૂદી જૂદી રીત રશમના પહેરવેષો ધારણ કરેલાં એવાં જાતજાતનાં મનુષ્યોની મેદિની દર રવિવારે અત્રે જોવાને આવેલી હોય છે, તે વખતના દેખાવો પણ અત્રેના અપૂર્વ બગીચાના કુદરતી લીલાના બનેલા ભરપૂર દેખાવોમાં ઓર વધારો કરે છે.

આ બાગની બહાર, અત્રે દરરવિવારે ઘણી દુકાનો પણ મંડાઇ બજાર જેવું જણાય છે, ને મુસાફરોને ઉપયોગ પડતો દરેક જાતનો માલ રવિવારે મળે છે, પરંતુ દુકાનદારો માલ મોંઘો આપે છે. પૂરી, શાક, વિગેરે ખાવાના પદાર્થો ઘણાખરા વાસી ને હલકા અનાજના ને કાચા રાખેલા વેચે છે, જેથી ખાનારાઓની તબિયત બગડે છે, તેથી બને તો ખાવાના પદાર્થો શ્રીનગરથી સાથે લેતા આવવું ઠીક થઈ પડશે.

દરરવિવારે શણગારેલી હાઉસબોટો ને શિકારાઓ વિગેરેની બાગના બન્ને દરવાજાની સામે ડલસરોવરમાં હલગાર લાગેલી હોય છે, જ્યારે મોટરો, ઘોડાગાડીઓ, ટાંગાઓ, સાઇકિલો, ઘોડા

વિગેરે વાહનો તે બન્ને દરવાજા આગળનાં ચિનારનાં ઝાડો આ-ગળની છૂટી જગ્યાઓમાં ગીચોગીચ ગોઠવાઇને ઉભાં રહે છે, તેથી બાગ જોઈને પાછા જતાં પોતાની ગાડીને તે સ્થળેથી બહાર કાઢવી પણ મુશ્કેલ થઈ પડે છે.

બાગની પાછળ **બ્રેનગામના** નજીક **સોનાલંકા ( કાંચન-દ્વીપ )** નામનો **ટાપુ** છે.

## ગુપ્તગંગાકુંડ.

નિશાદબાગથી આગળ જતાં શ્રીનગરથી ૯ માઇલપર **ઇશબ** ગામડા પાસે સડકની જમણી બાજુએ ફરતા ૫ ફૂટની ઉંચાઇના ચણેલા કોટ સહિતના કંપાઉન્ડમાં **સુરેશ્વર** નામના ૬૦૦ ફૂટ ઉંચાઈના પહાડની તલેટીમાં આ સ્થળ આવેલું છે.

### ૧લો, ગુપ્તગંગા નામનો કુંડ.

પ્રથમ કંપાઉન્ડના ઝાંપામાં પેસી પૂર્વ તરફ સીધા ૮૫ ફૂટ જતાં સામોજ ૩૫ ફૂટ સમચોરસ એવો **ગુપ્તગંગા** નામનો કુંડ નો પરથાર આવે છે. ત્યાં, ૧૦ થી ૧૨ પગથીઆં ઉતરતાં કુંડના જળમાં જવાય છે. આ કુંડમાં ફક્ત પુરુષો જ સ્નાન કરે છે. કુંડના ડાબા હાથ તરફ એક કોટડી આવે છે.તેમાં પણ ૬ ફૂટ લાંબો ને ૪ ફૂટ પહોળો કુંડ છે,ને તેમાં ચશ્માની પેઠે ઉછળતું પાણી નીકળે છે, જે પાણી ગુપ્તગંગાવાળા કુંડમાં જાય છે. ચશ્માના નીકળતા પાણી-વાળા કુંડપરની ઓરડીમાં કેટલાક દેવોની મૂર્તિઓ છે. ને તે ઓરડીના દ્વારમાં પેસતાં જમણે હાથે શંકરનું ૨ ફૂટની ઉંચાઇનું મોટું લિંગ પણ છે.

### ૨ જો, બૈરાંઓને ન્હાવાનો કુંડ.

ગુપ્તગંગાના આગળના રસ્તાની સામી બાજુ જમણે હાથે ૧૦૦ ફૂટ લાંબો ને ૫૦ ફૂટ પહોળો કંપાઉન્ડ છે. તેમાં ઈશાન ખૂણાની તરફનો ૨૦ ફૂટ સમચોરસ જીર્ણ હાલતનો કુંડ છે, જેમાં ગુપ્તગંગા કુંડમાંથી મૂકેલા ગરનાળામાં થઈને આ કુંડમાં પાણી આવે છે, આ કુંડ ખાસ મર્યાદા જાળવી શકાય તેવા કારણથી સ્ત્રીઓને જ સ્નાન કરવામાટે બનાવેલો છે.

આ ગુપ્તગંગા કુંડની પાછળના બીજા દરવાજા સહિતના બગીચાવાળા કંપાઉન્ડમાં દાખલ થઈ ૧૫૦ ફૂટ દૂર જઈ ડાબે હાથે તેટલુંજ દૂર જતાં એક ધર્મશાળાના જેવું મકાન આવે છે. તેની અંદરના એક ખંડમાં ત્રણ ફૂટની ઉંચાઇનું શંકરનું લિંગ છે,ને તેને **ગુપ્તેશ્વરશંકર** કહે છે,ગુપ્તગંગામાં સ્નાન, આચમન, કરીને લોકો ગુપ્તેશ્વરનાં દર્શન કરવા જાય છે. કાશ્મીરીઓ આ કુંડને પવિત્ર તીર્થ તરીકે માને છે.

## પ્રતાપમોડલફોર્મ.

ગુપ્તગંગા કુંડ પછી શાલેમાર બાગ તરફની સડકે જતાં જમણી બાજુએ ૯ માઈલપર છે. તે સેંકડો એકરની રોકેલી જમીનના વિસ્તારમાં છે, ને નિશાદબાગથી ૧ માઈલપર છે. ત્યાં તરેહતરેહનાં સારી સારી જાતોનાં ફળફૂલનાં ઝાડો, રાજ્યના ખરચે ઉછેરવાના અખતરા કરવામાં આવે છે, ને તેમાં ઉત્પન્ન થતાં તાજાં ફળફુલ નક્કી કરેલા ભાવે ત્યાં જ વેચાય છે, તેમ અત્રેનો માલ શ્રીનગરની બજારોમાં પણ વેચાય છે ને ત્યાંના ખેડુતોને પણ ફળ ફૂલના રોપાઓ વ્યાજબી દામે વેચવામાં આવે છે. તેની નજીકમાં શાલેમાર બાગ તરફ જતાં જે ગામ આવે છે તેનું નામ પણ શાલેમાર જ છે.

---

## દશ્ય ૬ ઠ્ઠું.

# શાલેમારબાગ, હારવનતલાવ, મચ્છીની નહેર, ને જુનું ખોદી કાહાડેલું મકાન.

## શાલેમારબાગ.



આ બગીચો મુગલ બાદશાહ અકબરના વિલાસી પુત્ર **જહાંગીરે** પોતાની બાગબગીચાની શોખીન ને માનીતી પ્રેમપાત્ર ને પ્રિયપત્ની બાનુ **નૂરજહાનને** માટે તેના કહેવાથી જ બનાવ્યો હતો, કેમકે તે તેને ઘણો જ વ્હાલો હતો.

વળી એમ પણ કહેવાય છે કે જહાંગીરને નૂરજહાને અત્રે બાગ બનાવવાની ઇચ્છા જણાવવાથી ને તેણે જ આ બગીચાનો પ્લાન બનાવી જહાંગીરને બતાવવાથી જહાંગીરે પોતાની પ્યારી પર ખુશ થઈને જ આ બાગ બનાવ્યો હતો.

તે બાનુનાં ચાર નામ હતાં. ૧લું-**નૂરજહાન**, ૨જું-**નૂરમહાલ**, ૩જું **નેહેરૂનીશા બેગમ**, ને ચોથું **જગત્પ્રકાશિની** પણ હતું, ને તે જહાંગીર બાદશાહની પ્રિયપત્ની હતી. એ બેઉ પતિપત્નીને આ દેશ ઘણો જ પ્રિય લાગતો, ને ગરમીની મોસમના દિવસો ગુજારવાને તેઓ દરવર્ષ આ સ્થળે આવી અનેક પ્રકારના આમોદ પ્રમોદની મોજમઝાઓ ભોગવવાને માટે જ તેમણે આ નામીચો બાગ બનાવ્યો હતો. એટલું જ નહિ પણ તે બેગમપરના અતિશય પ્યારને લીધે તે બાદશાહ વર્ષનો ઘણોખરો ભાગ આ **શાલેમાર**બાગમાં રહીને જ ગુજારતો હતો.

આ સ્થળ તેઓનું **રતિનિવાસસ્થાન** કહેવાય છે, કેમકે અત્રે રહી બાદશાહ પોતાની મનગમતી પ્રિયતમા બેગમનાં મુખનું મધુર ગાયન સાંભળીને તેની સાથેના વિલાસસુખનો આનંદ ભોગવતો હતો. તે બન્ને વચ્ચે એક વખત જે પ્રેમ પ્રદર્શિત



શાલેમારબગીચામાંના કુંડોમાં ઉડતા પાણીના ફુવારાનો દેખાવ

Lakshmi Art Bombay, 8



શાલેમારબાગમાંના સરોવર જેવા કુંડના વચ્ચે આવેલો "સમર હાઉસ" (બંગલો)

કરનારો કલહ ઉત્પન્ન થયો હતો તે પણ આ સ્થળે મટી જઇને તેમના પ્રેમની વૃદ્ધિની વિશેષ ઐક્યતા થઈ હતી, તેથી આ બાગનું બીજું નામ **મદનગૃહ** પણ કહેવાય છે. તેમજ, આ એકાન્ત સ્થળ હોઈ મીજબાની કરવા માટેનું અતિ ઉત્તમ સ્થળ પણ લેખાય છે.

આ નૂરજહાનનો વિચાર એવો હતો કે પોતે મોજમજાહ ભોગવવા ઉપરાંત સદીઓ સુધી અન્ય લોકોને પણ તે મોજ મઝાહનો લાભ મળે, અને એવા તેના ઉચ્ચ હેતુથી જ આ બગીચો બનાવવામાં આવ્યો હતો, જેથી તેની કરેલી કૃતિ માટે જોનારાઓને તેના પ્રત્યે પૂજ્યભાવ પેદા થાય છે; એટલું જ નહિ પણ, તેને માટે અત્યંત ધન્યવાદના શુભોદ્ગારો આ બગીચો જોતાં સ્વાભાવિક જ જોનારનાં મુખમાંથી આપોઆપ સરી પડે છે.

તેમજ, મુગલ બાદશાહ જહાંગીર કહેતો ને માનતો હતો કે ખરેખર આ દેશ તે આખી પૃથ્વીનું સ્વર્ગ જ છે, ને તે સ્વર્ગ સમાન દેશમાં બનાવેલા આ બાગને તે વિશેષ ચ્હાતો હતો. તેવી જ રીતે, **વેરીનાગનો ચસ્મો** કે જેમાંથી **જેલમ** નદી નીકળે છે, ને જે પ્રદેશ તદ્દન એકાન્ત સ્થળવાળો હોઈ આરામ લેવા લાયકનો છે તે પણ તેને ઘણો જ મનપસંદ પડતો હતો, તેથી તેની છેવટની ઇચ્છા એવી હતી કે કાશ્મીર દેશમાંના વેરીનાગના સ્થળે છેવટે તેને લઈ જઇ ત્યાં તેની કબર બનાવવી કે જેથી એકાન્તમાં સદાને માટે તેને આરામ મળે. એ પ્રમાણે તેણે પોતાની ઇચ્છા જણાવ્યાથી જ્યારે તેનાં મરણનો સમય નજીક આવ્યો ત્યારે, તેને વેરીનાગના ચસ્માએ લઈ જતાં, પુંજના મુલક આગળ તેનું મરણ થયું હતું, એવો આ દેશ તેને પ્રિય હતો.

આ **નૂરજહાન** તે ખાસ ઇરાનના વજીરની દીકરી થતી હતી. તેને પ્રથમ સરદાર શેર અફઘાન પરણ્યો હતો. તેનાં મરણ બાદ તેને ફરી જહાંગીર પરણ્યો હતો.

આ બગીચો બનાવવામાં વપરાયેલા કાળા આરસ (સંગે-

મરમર)ના પથ્થરો દિલ્હીથી મોકલ્યા હતા. એટલું જ નહિ પણ, તે ઉપરાંત હિંદના ચુનંદા ને નામીચા કારીગરોને પણ અત્રે મોકલ્યા હતા. તે કારીગરોએ પોતાની કારીગરીની અત્રે અમર કીર્તિ કરી છે, ને તેમની બનાવેલી અદ્‌ભુત રચનાની નહેરોમાં ને કુંડોમાં, ઉડતા ફુવારાઓ ને રોનકદાર બંગલાઓ હાલ પણ હયાતી ભોગવે છે, તેમજ કહે છે કે પ્રથમ મુગલ રાજ્યના મોટા અધિકારીઓએ પોતાના હાથેજ આ બગીચામાં ઝાડો રોપ્યાં હતાં.

આ જગપ્રસિદ્ધ બગીચો કાશ્મીર દેશની રાજધાનીના મુખ્ય શહેર શ્રીનગરથી ૧૦ માઇલપર છે, જ્યારે નિશાદબાગથી હારવન તરફ જતાં ૨ માઇલપર ડલસરોવરના ઇશાન ખૂણામાં આવેલો છે. ત્યાં સડકને રસ્તે મોટર કે ઘોડા ગાડીમાં જવાય છે, પણ જેઓને ત્યાં લાંબો વખત રહેવું હોય તેમને માટે તો પોતાની બોટ લઈને પાણીને રસ્તે જવું આનંદદાયક છે. પરંતુ, બાગ સુધી હાઉસબોટને જવા જેટલી ઉંડાઈનું પાણી નહિ હોવાથી તેને બાગથી ૦ll માઇલને છેટે થોભાવવી પડે છે, કારણ કે જ્યાં બાગમાંથી નીકળતી નહેરનું પાણી ૦ll માઈલપર થઈને ડલસરોવરમાં મલી જાય છે ત્યાં સુધી જવાય છે, અને તે પછી બાગ સુધી ચાલીને જ જવું પડે છે.

## બગીચામાં આવતા પાણીની બાબત.

આ બગીચામાંની નહેરોમાં હારવન તળાવમાંથી કરેલી નહેર મારફતે બગીચાના છેવટના પૂર્વ તરફના કોટના મધ્ય ભાગેથી પાણી લેવામાં આવે છે, ને બગીચામાં જ્યારે પાણીની જરૂર ન હોય ત્યારે તે અત્રે આવતું બંધ કરવાથી તે પાણી પરભાર્યું પૂર્વના કોટ બહાર વહ્યું જાય છે; પરંતુ રવિવારે તો સવારના ૧૧ વાગ્યાથી તે નહેરનું પાણી બગીચામાં દાખલ કરી આખો દિવસ ને રાત ચાલુ રાખવામાં આવે છે.

## બાગનો વિસ્તાર ને તેને ફરતો કોટ.

આ બાગ ૧૮૦૦ ફૂટ પશ્ચિમ પૂર્વ લાંબો, ને દક્ષિણોત્તર

૭૫૦ ફૂટ પહોળો, એવો લંબચતુષ્કોણાકારનો છે, ને તેની ચારે દિશાએ ફરતો ૧૦ ફૂટની ઉંચાઈનો પાકા પથ્થરોથી ચણેલો દૂરથી ગઢની માફક દેખાતો વિશાળ ને મજબૂત કોટ બંધાવેલો છે. તેની ચારે દિશાએ ને ખુણાઓમાં તેમ બીજે પણ કેટલેક ઠેકાણે તે કોટ ઉપર ૬ ફૂટ સમચોરસ ને ઉપરથી ઘુમટના આકારવાળી બેઠકો પણ બનાવેલી છે.

## બગીચાની ચારે દિશાઓ.

જે પ્રમાણે નિશાદબાગની ચારે દિશાઓ છે તેજ પ્રમાણે આ બાગની પણ દિશાઓ છે.

## કોટની બહાર સડક ઉપરનો કુંડ.

આ બગીચાની અંદરથી આવતું નહેરનું પાણી શરૂઆતના કોટની અંદર મૂકેલી જાળીના ગરનાળામાં થઈ કોટની બહાર આવી ૨ા ફૂટની ઉંડાઇના ૧૦ ફૂટની લંબાઇ પહોળાઈના એવા એક પંચકોણાકારના કરેલા કુંડમાં પડે છે.

## કુંડમાંથી પાણીને ડલસરોવરમાં જવાનો રસ્તો.

ત્યાંથી હારવન જતી સડકના ઉપરના પૂલની નીચેથી પૂર્વથી પશ્ચિમ તરફ તે પાણી ૨૫ ફૂટ પહોળી, ૩ ફૂટ ઉંડી ને ૪૦ ફૂટ લાંબી એવી ચણેલી નહેરમાં થઈ ૫ ફૂટ નીચાણમાં વગર ચણેલી નહેરમાં પડે છે, ને ત્યાંથી પછી ૦ાા માઈલ સુધી વહ્યું જઇ તે પાણી ડલસરોવરમાં મલી જાય છે. તેમજ, બગીચાના બહાર દરવાજાઓ પછી સડકની સામી બાજુએ ચિનાર ને સેંતુરનાં ઝાડો પણ રોનકદાર દેખાવ રજુ કરતાં મનોહર દેખાય છે.

## બાગમાં જવા આવવા માટેના બે દરવાજા.

દક્ષિણથી ઉત્તર તરફના ૭૫૦ ફૂટની લંબાઈના કોટના મધ્યભાગે, એટલે તેમાંના ૩૭૫ ફૂટ આગળ, ૨૦ ફૂટની પહોળાઈની જે નહેર છે, તેનાથી ૧૫ ફૂટ દૂર દક્ષિણ ને ઉત્તર તરફની બન્ને બાજુએ બાગની અંદર જવાના પશ્ચિમાભિમુખ દ્વારના છાપરા સહિતના **બે દરવાજા** છે. તેમાં ગમે તે દરવાજાથી બાગમાં દાખલ થઇ બાગ જોઇ ગમે તે દરવાજેથી બહાર નીકળી શકાય છે.

## બગીચાની જમીનના કરેલા વિભાગ બાબત.

આ સુંદર ને મનોહર બગીચામાં પણ નિશાદબાગની પેઠે જ પશ્ચિમ તરફની શરૂઆતથી તે પૂર્વ તરફના છેવટના કોટ સુધીની લંબાઈમાં એક પછી એક ચઢતા ચઢતી ઓછીવત્તી ઉંચાઈની જમીનોના ૬ ભાગ કરેલા છે.

## નીચેથી ઉંચેની જમીનમાં જવામાટેનાં પગથીઆં.

નીચેની જમીનના બગીચામાંથી ઉંચેના વિભાગના બગીચામાં જવામાટે નિશાદબાગની માફક જ ચઢવાનાં પગથીઆં સડકની પ્રહોળાઈ જેટલી પહોળાઈનાં, ઓછીવત્તી ઉંચાઈના પ્રમાણમાં ઓછાંવત્તાં કરેલાં છે.

## બાગમાંની નહેર બાબત.

શરૂઆતમાં આ બગીચાના બન્ને દરવાજાના મધ્યભાગમાં **નહેર** પણ, નિશાદબાગની માફક, પૂર્વના કોટમાંથી શરૂ થઈ છેક ૧૮૦૦ ફૂટની લંબાઇની, ને જેના કિનારાઓ પાકા પથ્થરોથી ચણેલા છે એવી, એક વહેતી નદીની માફક દેખાતી, પશ્ચિમના શરૂઆતના કોટના મધ્યભાગે ને કોટના નીચે થઈ તે કોટ બહાર પસાર થાય છે, ને તેમાં ૧ ફૂટ સુધીનું પાણી વહ્યું જાય છે. ફરક માત્ર એ છે કે નિશાદબાગની નહેરની પહોળાઇ જ્યારે વધારેમાં વધારે ૮ ફૂટની છે ત્યારે નહેરની પહોળાઇ ઘણીખરી ૨૦ ફૂટની ને ઉંડાઇ ૧॥ ફૂટની છે, એટલે નહેરમાં વહેતા પાણીની લેવલથી નહેર ૬ ઇંચ ઉંચાઇની છે. બીજો ફરક એ છે કે નિશાદબાગના કોટના મથાળા ઉપર થઈ નહેરનું પાણી ૧૦ ફૂટ નીચે પડે છે, ત્યારે આ નહેરનું પાણી છેવટે કોટની નીચે જમીનમાં મૂકેલી ૨૦ ફૂટની પહોળાઈની જાળીમાં થઇને કોટ બહારના ષટ્કોણાકાર કુંડમાં પડે છે.

## દરેક ઉંચાઇના ભાગ ઉપરથી નીચાઇના ભાગમાં પડતા નહેરના વહેતા પાણીની બાબત.

નિશાદબાગની પેઠે આ બગીચામાં ઉંચેની જમીનમાંથી નીચે પડતું પાણી ઢળાણ પડતી નહેરમાં વહેતું નથી, પણ ન-

હેરનું પાણી જે જે ઉંચા ભાગોમાંથી નીચે પડે છે ત્યાં કિનારાથી ૬ ઇંચ લાંબી ને ૨ ઇંચ ઢળાણુ પડતી નીચાઈની નહેરના છેડે ઝુકતી કિનાર મૂકી છે, તેમાંથી ૨૦ ફૂટની પહોળાઈની નહેર મારફતે વહેતું પાણી ઉંચેની જમીનથી ૩ ફૂટ દૂર નીચેની જમીનમાં ધોધબંધ પડે છે.

## દરેક વિભાગમાં નહેરના ઉંચેથી નીચે પડતા પાણી નીચે પાછળની દિવાલોમાં મૂકેલા ગૉખલાઓ.

જ્યાં જ્યાં ઉંચાઇના વિભાગોમાંથી નીચાઇના વિભાગોમાં પાણી પડે છે ત્યાં, ઉંચાઈનો વિભાગ પૂરો થાય છે ત્યાં, નહેરનો તે વિભાગ પૂરો થયા પછી નીચેની જમીન તરફ નહેર ૬ ઇંચ ઢળકતી મૂકેલી છે, તેથી ઉંચેના વિભાગમાંથી તેવી ઢળકતી કિનારમાંથી વેગબંધ આવતું પાણી તે ઉંચેની જમીનના ભાગને બીલકુલ અડકયા વગર ઉંચેની જમીનથી ૧॥ થી ૨ ફૂટ જેટલું દૂર નીચેની જમીનમાં પડે છે. નીચેથી ઉંચાઇની જમીનની નહેર આગળ જેટલી ઉંચાઈ હોય છે તે ઉંચાઈમાં પડતા નહેરના પાણીની અંદર ૧॥ ફૂટ સમચોરસ ને ઉપરથી મેહેરાપદાર કમાનોવાળા દક્ષિણુથી ઉત્તર જતી એક જ હારમાં ૫ થી ૭ **ગૉખલાઓ** બનાવેલા છે. તેવી ૨ થી ૫ હારો એક ઉપર એક એમ ઓછાવત્તી ઉંચાઇના પ્રમાણમાં ઓછીવત્તી નીચેથી ઉંચે કરેલી છે. તે ગૉખલાઓની હારો પારદર્શક કાચની માફક તે પડતા પાણીની અંદરથી સ્પષ્ટ જોઈ શકાય છે.

જ્યારે કોઈ પણ અન્ય દેશના રાજા, અધિકારી, વાઇસરૉય, ગવર્નર કે તેવા જ ઉચ્ચ કોટિના સત્તાધીશો આવે છે અને તેમને જ્યારે રાત્રિએ આ બગીચો બતાવવામાં આવે છે ત્યારે, આ ગૉખલાઓમાં મીણબત્તીઓ કે ફાનસોમાં બત્તીઓ કરી મૂકવામાં આવે છે, તેથી જોનારને રાત્રિએ પડતા પારદર્શક પાણીમાંથી ગૉખલાઓમાં મૂકેલા દીવા અતિઆશ્ચર્યકારક લાગી તેમના મનપર ઘણી સારી ઉંડી અસર ઉત્પન્ન કરે છે.

## ફુવારાઓ બાબત.

જ્યારે નિશાદબાગમાં નહેરની લંબાઇમાં નહેર વચ્ચે ફુવારા ગોઠવેલા છે ત્યારે અત્રેની નહેરમાં ફૂવારાઓની ગોઠવણુ બીલ-કુલ કરેલી નથી. પરંતુ નિશાદબાગ કરતાં અત્રેના કુંડોની રચના ને તેમાં મૂકેલા ફુવારાઓ તો ખરેખર અદભુત ને આશ્ચર્યચકિત કરે તેવા મનોહર લાગે છે.

## બગીચામાંની નહેરપરના કુંડો.

આ બગીચામાં પણુ જ્યાં જ્યાં નિશાદબાગની માફક કુંડોની રચના કરેલી છે ત્યાં ત્યાં નિશાદબાગની માફક કુંડના પશ્ચિમ અને પૂર્વના મધ્ય ભાગમાં જ નહેર આવેલી છે.

## નહેરની કિનાર

આ આખી નહેરપર બન્ને બાજુયે ૧ ફૂટની પહોળાઇના ઘડેલા કાળા પાકા પથ્થરોની કિનાર કરેલી છે.

## કિનાર પછીની ઘાસની જમીન.

તે પછી ૧ ફૂટ પહોળાઇમાં લીલું ઘાસ ઉગાડી તેને કોતરીને તે નહેરની કિનારોને સુશોભિત કરેલી છે.

## નહેરના કિનારાપર રોપેલા ફુલના રોપાઓ

શરૂઆતથી તે છેવટ સુધી જતી નહેરની તે કિનારી પછી બે ફૂટની પહોળાઇની જગ્યામાં આખી નહેરપર રંગબેરંગી ફૂલોના રોપાઓથી ભરપૂર દેખાવો કરેલા હોવાથી તે નહેરની શોભાની સુંદરતાનો ઓર વધારો કરેલો જણાય છે.

## આ નહેરની એક બાજુથી બીજી બાજુએ જવામાટેના કરેલા રસ્તાઓ.

આ બાગની આખી નહેરપર ચાર પાંચ જગ્યાએ નહેરની એક બાજુએથી બીજી બાજુએ જવામાટે નહેરમાંના જતા પાણીની અંદર ૧॥ થી ૨ ફૂટને સરખે અંતરે નહેરના કિના-રાની લેવલ બરોબર ૧॥ ફૂટની ઉંચાઇના ને ૧ ફૂટ સમચોરસ એવા ૮ પિલરો નહેરના વહેતા પાણીમાં આણી લીધેલા છે જેથી

તેમના ઉપર પગ મૂકી મૂકીને નહેરની એક બાજુથી બીજી બાજુ જઈ શકાય છે, અને તે બધા પિલરોની વચમાં થઈને નહેરનું પાણી પસાર થાય છે.

## બાગમાં જવા આવવાના સુંદર રસ્તાઓ.

શરૂઆતના દરવાજાથી પશ્ચિમથી શરૂ થઈને બાગના છેવટના પૂર્વ તરફના કોટના ભાગ સુધી ઉપલી નહેરપર ફૂલના રોપાઓ પછી દશ ફૂટની પહોળાઈનો પાકી સડકવાળો સુંદર રસ્તો કરેલો છે.

## દરેક કુંડોને ફરતો રસ્તો.

જ્યાં જ્યાં કુંડો આવેલા છે ત્યાં ત્યાં, કુંડની પશ્ચિમ તરફની નહેરથી ઉત્તરના કિનારાથી ઉત્તર તરફ અને દક્ષિણના કિનારાથી દક્ષિણ તરફ રસ્તાઓ કાટખૂણે જાય છે, ને જ્યાં કુંડ ઉત્તર કે દક્ષિણ તરફ પાછો પૂરો થાય છે ત્યાંથી પાછો રસ્તો સીધો પૂર્વ તરફ જાય છે. તેજ પ્રમાણે પાછો કુંડની આગલી પૂર્વ બાજુએ પણ કાટખૂણે દક્ષિણનો રસ્તો ઉત્તર તરફ અને ઉત્તરનો રસ્તો દક્ષિણ તરફ જવાથી જાણે તે કુંડોની પરિક્રમા થતી હોય તેમ કુંડોની પાછળ ફરીને નહેરની બન્ને બાજુએ પાછો પૂર્વ તરફજ રસ્તો જાય છે. દાખલા તરીકે; પહેલા વિસ્તારમાંનો ૧ લો કુંડ ૮૦ ફૂટ સમચોરસ છે તો તેના પૂર્વ તરફના ૮૦ ફૂટના કુંડના ઉત્તરદક્ષિણવાળા વિસ્તારના મધ્ય ભાગમાં ૨૦ ફૂટની નેહેરની આજુબાજુ ત્રીસ ત્રીસફૂટ ઉત્તર ને દક્ષિણ તરફ કુંડનો વિસ્તાર બાકી રહે છે. તેવીજ રીતે, કુંડની બહાર નેહેરનું પાણી નીકળે છે ત્યાં પણ કુંડના મધ્ય ભાગે ૨૦ ફૂટની નેહેર હોવાથી તેની આજુબાજુએ પણ ત્રીસત્રીસ ફૂટ ઉત્તર દક્ષિણ કુંડનો વિસ્તાર હોય છે; તેથી નેહેરની દક્ષિણની બાજુએ નેહેરથી ૩૦ ફૂટ દૂર દક્ષિણ તરફ રસ્તો કુંડના નૈરૂખુણા સુધી જઈ પછી કુંડના સીધા પૂર્વ તરફજ કુંડના કિનારે કિનારે જઈ પૂર્વ તરફ જ્યાં કુંડ પૂરો થાય છે ત્યાં પાછું કુંડના પૂર્વ તરફના

અગ્નિ ખૂણાથી દક્ષિણથી ઉત્તર તરફ કુંડને કિનારે જતાં પાછું નેહેર તરફ જવાય છે. એજ પ્રમાણે નેહેરની ઉત્તર બાજુએ પણ રસ્તો જાય છે, ને એવી રીતે દરેક કુંડ આગળ આ બાગમાં રસ્તો કરેલો છે.

## રસ્તા પછીની જમીનનો બગીચો ને તેમાં રોપેલાં ઝાડો.

તેમજ, સડક પછીની છેક કોટ સુધીની પહોળાઈના વિસ્તારવાળી સઘળી જમીનમાં સંચાથી કાતરીને સપાટ બનાવેલી એવી લીલા હરિયાળા રંગના ઘાસથી ભરપૂર બનાવેલી જમીન આવેલી છે, તે જાણે લીલા મખમલના ગાલીચા બિછાવેલા હોય એવી સુંદરને તેના ઉપર પગ મૂકતાં રૂ જેવી પોચી ને રેશમ જેવી સુંવાળી લાગે તેવી તે સ્વચ્છ ને સુશોભિત છે. તેવી જમીનોમાં વીસ વીસ ફૂટના અંતરે બબ્બે ફૂટના કંપાસના ઘેરાવા જેટલી ઢગલાના આકારની ગોળાકાર જમીનમાં ઠેકઠેકાણે સફેત, લાલ, ગુલાબી, લીલાં, પીળાં, વાદળી વિગેરે તરેહતરેહ રંગના ફૂલના રોપાઓ ભરપૂર રોપીને આ બગીચાની રોનકને અતિસુંદરતાવાળી બનાવેલી છે. આખો બગીચો, ફળફૂલનાં ઝાડો, લીલું હરિયાળું સંચાથી કાતરેલું ઘાસ, ને દ્રાક્ષ ઇત્યાદિના વેલાઓ, પાંદડાઓ વિગેરેથી, જ્યાં જુઓ ત્યાં ભરપૂર સુશોભિત બની રહેલો છે.

## બાગમાં મૂકેલી ફુલના રોપાઓની કુંડીઓ.

નિશાદબાગની માફક આ બગીચામાં પણ જાતજાતના આકારવાળી કુંડીઓ દરેક સ્થળે ગોઠવીને બગીચાને અતિમનોહર ને રોનકદાર બનાવેલો છે.

## નેહેરપરના એક બાજુના જે જે દેખાવો વર્ણવ્યા છે તેવાજ તેની બીજી બાજુએ પણ છે.

નિશાદબાગની પેઠે આ બાગમાં પણ ખરી ખૂબી એ છે કે શરૂઆતથી તે છેવટ સુધી નેહેરની એક બાજુએ જેમ અનુક્રમે પ્રથમ ફૂલના રોપાઓ, પછી રસ્તો, રસ્તામાં દરેક ઉંચા ભાગ

પર જવાનાં જેટલાં જે ભાગમાં પગથીઆંઓ, જેવી ફૂલ ઝાડોની કુંડીઓ, જેવો બગીચો ને તે બગીચાના જે જે વિભાગની કરેલી જેવી જેવી રચનાઓ વિગેરે જે જે વર્ણવેલું છે તે તે, ને તે તે સ્થળે નેહેરની બીજી બાજુએ પણ તેવુંજ છે એમ જાણવું. ફક્ત કોઇક જ જગ્યાએ કાંઇક નવો ફેરફાર છે તે યોગ્ય સ્થળે જણાવવામાં આવશે.

## નેહેરથી થતા બગીચાના બે વિભાગો.

નિશાદબાગમાં જેમ ૮ થી ૧૦ ફૂટની પહોળી નેહેરને લીધે પશ્ચિમથી પૂર્વ તરફના નેહેરની બે બાજુના બે વિભાગ થયેલા છે તેજ પ્રમાણે, આ બગીચામાં નહેરની ૨૦ ફૂટની પહોળાઈ, નદીની માફકની હોવાથી, આ બગીચામાં પણ નહેરની બન્ને બાજુના બે વિભાગ થયેલા છે.

## આ એકજ બગીચાના બનેલા ૧૨ વિભાગના ૧૨ બગીચાઓ.

આ બગીચામાં નહેરની એક બાજુની જમીનના ચઢતા ચઢતી ૬ વિભાગ કરેલા છે, તેથી પશ્ચિમથી પૂર્વ તરફ બગીચાના છેવટ સુધીમાં નહેરની એકજ બાજુએ ૬ વિભાગ થાય છે, ને તેવાજ ૬ વિભાગ નહેરની બીજી બાજુના થતાં બધા મલી ૧૨ વિભાગ થાય છે, ને તે ૧૨ વિભાગોમાં જૂદેજૂદા ૧૨ બગીચા બનેલા હોવાથી આ એકજ બાગમાં જાણે ૧૨ બગીચા હોય એમ સ્પષ્ટ જણાયુ છે.

## બગીચાનો ૧ લો ભાગ.

આ પહેલો ભાગ ૪૫૦ ફૂટની લંબાઈના વિસ્તારવાળો છે, ને તેમાંની જમીનના બધા વિસ્તારમાં ફળનાં ઝાડો ને ફૂલના રોપાઓથી ભરપૂર બનેલો સુશોભિત ને સુંદર બગીચો બની રહેલો છે.

## પહેલા વિભાગમાંનો પહેલો કુંડ.

પશ્ચિમ તરફથી બગીચામાં પેસવાના દ્વારથી પૂર્વમાં નહેરને કિનારે કિનારે ૩૭૦ ફૂટ દૂર પહેલા વિભાગમાં સીધા

જતાં એક ૮૦ ફૂટ સમચોરસ, ૪ ફૂટની ઉંડાઈનો, ને તેમાં ૩ ફૂટ સુધીના પાણીથી ભરેલો એક વિશાળ કુંડ આવે છે, એ કુંડમાં સરખે અંતરે ત્રણ હારોમાં ૯ ફુવારાઓ ગોઠવેલા છે. આ કુંડમાંથી પશ્ચિમ તરફ પાણી નેહેર મારફતે ૧ ફૂટ દૂર જઈ ૦ાા ફૂટ જેટલું નીચાણમાં પડે છે.

## બગીચાનો બીજો ભાગ.

જ્યાં પહેલો કુંડ પૂરો થાય છે ત્યાં પહેલો વિભાગ પણ પૂરો થવાથી ત્યાંથી ૫ પગથીઆં ચઢીને ઉંચાઈની જમીન પર જવાય છે. ત્યાંની ૧૦૦ ફૂટ વિસ્તારવાળી જમીનમાં પણ જાતજાતનાં ઝાડો રોપી સુંદર બગીચો બનાવેલો છે.

## બીજા વિભાગની શરૂઆતમાં નેહેરપરનો બંગલો પહેલો.

આ બીજા ભાગમાં દક્ષિણોત્તર ૮૦ ફૂટ, ને, પશ્ચિમ પૂર્વ ૬૦ ફૂટ, એમ લંબ ચતુરસ્ર, નહેરના ઉપર જ બંગલાના આકારનું, છેક પહેલો ભાગ પૂરો થાય ત્યાંસુધીનું મકાન આવે છે. તે મકાનની ઉત્તરને દક્ષિણ બન્ને બાજુએ વીસ વીસ ફૂટની ત્રણ ત્રણ ઓરડીઓ કાઢેલી છે. તે ઓરડીઓના મધ્યનો ૪૦ ફૂટનો ભાગ નીચેથી તદ્દન ખુલ્લો છે, ને તે ખુલ્લા ભાગમાં ઉત્તર તરફ ૧૫ ફૂટને દક્ષિણ તરફ ૧૫ ફૂટ ઓરડીઓની આગળ છૂટી ઓટલા જેવી પડાળીની જગ્યાઓ છે, ને તે છૂટી પડાળીઓના વચલા ૧૦ ફૂટના પોહોળાઈના મધ્ય ભાગમાંથી પૂર્વ તરફથી નહેરનું પાણી વહીને પશ્ચિમ તરફના આવેલા પહેલા ભાગના કુંડમાં ૪ ફૂટ નીચે સીધું પડે છે, ને તે બંગલાના ખુલ્લા ભાગની નેહેરના ઉપર કુંભી સહિતના ચળકતા કાળા આરસપહાણના ૨૦ થાંભલા ગોઠવી ઉપર છાપરૂં કરી લીધેલું છે.

## બંગલામાં દાખલ થવાનો રસ્તો.

પેહેલા ભાગમાંથી તે બીજા ભાગમાં ૬૦ ફૂટ પૂર્વમાં સીધે રસ્તે જઇને, પછી દક્ષિણથી ઉત્તરની બાજુએ નહેર તરફ ૩૫

ફૂટ જઈને પાછા પશ્ચિમાભિમુખે ૮ ફૂટ જતાં, પૂર્વાભિમુખના વગર દ્વારના ખુલ્લા વિસ્તારવાળા પડાળીના ભાગના આ બંગલામાં દાખલ થવાય છે.

## અત્રેની નેહેરના પાણીમાં ગોઠવેલો પથ્થર.

આ બંગલાના પશ્ચિમ તરફના મધ્ય ભાગમાં નહેરના પાણીની વચ્ચે ૫ ઇંચ જાડો ને ૫ ફૂટ સમચોરસ એવો પથ્થર ગોઠવેલો છે, ને તે પથ્થરની આજુબાજુ ઉત્તરને દક્ષિણ તરફ પ્રથમ કહેલા નહેરની એક બાજુથી બીજી બાજુ જવાના પિલરો જેવો એક એક પિલર નહેરના પાણીમાં ગોઠવેલો છે, જેથી તેના ઉપર પગ મૂકી મોટા પથ્થરપર જવાય છે.

આ બંગલાના વચમાંની નહેરને તેની આજુબાજુના ખુલ્લા ભાગોમાં કાળા આરસપહાણની કુંભીઓ સહિતના તેજદાર ચળકતા ૨૦ સ્તંભો ઉપર છાપરૂં કરેલું છે. અત્રેથી ૧૦ ફૂટ પૂર્વ તરફ જતાં ૧ ફૂટ ઉંચાઈએથી નીચાણમાં પાણી આજ વિભાગમાં પડે છે.

## બીજા ભાગમાંનો કુંડ બીજો.

બંગલા પછી પૂર્વ તરફ ૨૫ ફૂટ જતાં ઉત્તર દક્ષિણ ૧૦૦ ફૂટની લંબાઈનો પૂર્વ પશ્ચિમ ૨૦ ફૂટની પહોળાઇનો, ૪ ફૂટની ઉંડાઈનો, ને જેમાં ૫ પુવારા છે એવો **કુંડ** આવે છે.

## બીજા કુંડ પછી દક્ષિણમાંથી ઉત્તર તરફ જવાનો નેહેર પરનો રસ્તો.

બીજા કુંડની પૂર્વે નેહેરની એક બાજુથી બીજી બાજુએ ઉત્તર દક્ષિણ જવા આવવાનો પાકા પથ્થરનો જડેલો ૩ ફૂટની પહોળાઇનો સડક જેવો **રસ્તો** કરેલો છે.

## ત્રીજા ભાગમાંનો ત્રીજો કુંડ.

તે ૩ ફૂટના રસ્તા પછી પૂર્વમાં ઉત્તર દક્ષિણ ૮૦ ફૂટ લાંબો, પૂર્વ પશ્ચિમ ૬૦ ફૂટ પહોળો, ૪ ફૂટની ઉંડાઇનો ને પ્રથમના કુંડ કરતાં ૦॥। ફૂટની ઉંચાઈએ, ૯ પુવારાવાળો ત્રીજો કુંડ આવેલો છે.

આ બન્ને કુંડોની વચમાં જે ૩ ફૂટનો રસ્તો છે તે રસ્તાના ને કુંડોના મધ્ય ભાગમાં ૩૪ ફૂટ સમચોરસ એક પાકા પથ્થરોથી ચણેલો ખુલ્લો ચોતરો (ઓટલો) આવે છે. તે ઓટલાને ફરતી ત્રણ ત્રણ ફૂટની કિનારાની જગ્યા છોડીને તેના મધ્યભાગમાં ૨ ફૂટ ઉંચો એટલે ૨૮ ફૂટ સમચોરસ ચોતરો કરેલો છે, જેની ઉપર ઉત્તર દક્ષિણ બન્ને બાજુથી પ્રથમ કહેલા ૩ ફૂટની પહોળાઇના રસ્તે થઇને જવાય છે.

આ ચોતરાની પશ્ચિમે નં૦ ૨ વાળો ને પૂર્વે નં૦ ૩ વાળો એમ બન્ને બાજુએ પુવારાવાળા મનોહર કુંડો આવેલા હોવાથી ચોતરાની શોભા મનોહર લાગેછે, જેથી કેટલીક વખત શોખીન લોકો કે રાજ્યના અધિકારી વર્ગો આ ઓટલા ઉપર પણ ગાન, તાન, નાચ ને રમત ગમતો કરી પોતાના મનને વિશેષ આનંદ આપે છે.

## ત્રીજા કુંડમાંથી બીજા કુંડમાં પાણી જવાની નેહેર.

ત્રીજા કુંડના પશ્ચિમતરફના મધ્ય ભાગેથી ચોતરા નીચે ગરનાળાથીમાફક કરેલી નહેર મારફતે આવતું પાણી બીજા કુંડમાં ૦॥। ફૂટની નીચાઈએ પડે છે.

## નેહેરને બંધ કરવાનો દરવાજો ને બંગલાઓ.

ત્રીજા કુંડ પછી ૩૫૦ ફૂટ પૂર્વમાં જતાં ૩ ફૂટની ઉંચાઈએથી નેહેરનું પાણી જ્યાં નીચે પડે છે ત્યાં આગળ નહેરના પાણીમાં બંધ કરવા અને પાણી ખુલ્લું મૂકવાને લાકડાનો દરવાજો કરેલો છે ને તે નહેરના દરવાજાની આજુબાજુ ઉત્તર દક્ષિણ ચતુષ્કોણાકારના બે બંગલાના આકારનાં બે મકાનો બનાવેલાં છે. તે મકાનના નીચેના ભાગમાંથી પશ્ચિમથી પૂર્વ તરફ બગીચામાં જવાનો રસ્તો છે.

આ સ્થળે બાગને જેવો ફરતો કોટ ચણેલો છે તેવો ઉત્તરથી દક્ષિણની લંબાઈનો કોટ પણ ચણેલો છે, ને તેની ઉપર ઘણે સ્થળે દ્રાક્ષના વેલાઓ, ફૂલની વેલીઓ વિગેરે ચઢાવી કોટને પણ શેણકદાર બનાવેલો છે.

## ચોથો વિભાગ.

ત્યાં ત્રણ ત્રણ પગથીઆં ચઢીને બંગલાની અંદરના મધ્ય ભાગમાં થઈને પૂર્વ તરફ જતા રસ્તે થઇને ચોથા ભાગવાળી ૩ ફૂટની ઉંચી જમીનમાં જવાય છે.

## ૪ થા ભાગની જમીનમાં કુંડ ૪ થો.

અત્રે દરવાજાથી ૨૦૦ ફૂટ લંબાઇના ૪ થા વિભાગની જમીન નહેરથી ૨ ફૂટ નીચાણની છે. ૪ થા ભાગના છેવટે પ્રથમ ૬ ફૂટ સમચોરસ ને ૧॥ ફૂટ ઉંચાઇનો કુંડ છે. તે કુંડના મધ્ય ભાગમાં ૩ ફૂટ સમચોરસ ને ૧ ફૂટની ઉંચાઇનો કાળા આરસનો પથ્થર ગોઠવેલો છે. આવા પથ્થરો ઉંચાઈની જમીનની નહેરની વચમાં જ્યાં જ્યાં ગોઠવેલા છે ત્યાં ત્યાં કેટલાંક શોખીન મનુષ્યો તેના ઉપર ઉભા રહે છે, ને નીચેની જમીનપર ફોટોગ્રાફર કેમેરા ગોઠવીને તે ઉભા રહેલા મનુષ્યોનો ફોટો પાડી લે છે.

આ કુંડમાં પૂર્વ તરફના ઉપલા ૧॥ ફૂટની ઉંચાઈના કુંડમાંથી ૧॥ ફૂટ નીચાઇએ પાણી પડે છે.

## ૪ થા ભાગમાં ૫ મો કુંડ.

આ પછી તરતજ ૨૦ ફૂટ સમચોરસ ને ૨ ફૂટની ઉંડાઈનો કુંડ આવે છે, ને તે કુંડમાં પૂર્વ દક્ષિણ ને ઉત્તર એ ત્રણે બાજુની દિશાઓમાં ચાર ચાર ફૂટ ઉંચે સુધીની ભીંતો ચણી લીધેલી છે, જ્યારે પશ્ચિમ તરફ બગર ભીંતનો ખુલ્લો કુંડ છે. આ ૪ ફૂટની ઉંચાઇની ત્રણે દિવાલોના મથાળા ઉપરની ત્રણે દિશાની જૂદેજૂદી નહેરો મારફતે ધોધબંધ પાણી ત્રણે બાજુથી આવીને આ કુંડમાં પડે છે.

તેમાંની પૂર્વ તરફથી આવતી ખુલ્લી નહેરમાંનું પાણી તે કુંડમાં પડે છે, જ્યારે ઉત્તર દક્ષિણની તે દિવાલોના ઉપરથી કુંડમાં પાણી આવવા માટે તે ઉત્તર દક્ષિણમાં આવતી નહેરોના પાણી ઉપર ૧૨ ફૂટ ઉત્તર દક્ષિણ પહોળા ને ૧૫ ફૂટ પૂર્વ પશ્ચિમ લાંબા એવા બન્ને દિશાઓમાં પાકા પથ્થરોથી ચણી લી-

ઘેલા ઓટલા છે. આ ઓટલા નીચે નં૦ ૬ વાળા કુંડમાંથી પશ્ચિમ તરફ વહેતી વચલી નહેરની ઉત્તર ને દક્ષિણમાં ૬ ઇંચ ઉંડી ૨૫ ફૂટ લાંબી ને ૫ ફૂટ પહોળી, એવી પાણી આવવાની ગુપ્ત નહેરો કરેલી છે. તેમાંથી પાણી જ્યાં કુંડ આગળ આવે છે ત્યાં ૧૫ ફૂટ જેટલી નહેરની પહોળાઇ ને ૬ ઇંચિની ઉંચાઈના તે નહેરના કરેલા પોલાણમાં થઈ બન્ને દિશાએથી નં. ૫ ના કુંડમાં ધોધબંધ પાણી પડે છે.

## ૫ મા ભાગના બગીચાની જમીન.

અત્રેથી ૯ પગથીઆં ચઢીને ઉપરના ૫ મા ભાગમાં જવાય છે. ત્યાં ૧૫ ફૂટ દૂર જતાં એક બાજુથી બીજી બાજુ ઉત્તર દક્ષિણ તરફથી નહેર પર જવા આવવા માટે ૫ ફૂટ પહોળાઇનો પથ્થરનો ચણેલો નહેરપર રસ્તો કરેલો છે. ઉપરના ભાગમાં જવા પછીથી ત્રણે દિશાએથી નીચેના કુંડમાં પડતું પાણી જોનાર મુ-સાફરની નજરે અતિઆનંદદાયક અને મનોહર લાગે છે.

## ૫ મા ભાગની જમીનમાં નં. ૬ નો કુંડ.

અત્રેથી પૂર્વ તરફને રસ્તે ૩૦ ફૂટ જતાં ૮ ફૂટ પહોળો ૨૦ ફૂટ લાંબો, ૧ ફૂટ ઉંડો ને જેમાં ૩ ફુવારા છે એવો, કુંડ આવે છે. ત્યાંથી નેહેર સ્હેજ ઢાળ પડતી પશ્ચિમ તરફ વહી જાય છે. તે નહેરના મધ્ય ભાગમાં અષ્ટકોણાકાર પથ્થર મૂકેલો છે, ને તે અષ્ટકોણાકાર પથ્થરની આજુબાજુ નહેરના પાણીમાંજ ૧ ફૂટ સમચોરસ પિલરના પથ્થરો મૂકેલા છે. તેમનાપર પગ મૂકી અષ્ટકોણ પથ્થરપર જવાય છે.

## નં. ૫ ના ભાગની જમીનમાં નં. ૭ નો કુંડ.

અત્રેથી પૂર્વ તરફ ૧૦ ફૂટ જતાં ઉત્તર દક્ષિણ ૮૦ ફૂટ લાંબો, પૂર્વ પશ્ચિમ ૩૦ ફૂટ પહોળો, ૨ ફૂટ ઉંડો ને જેમાં સાત સાત ફુવારાની ત્રણ હારના બધા મળીને ૨૧ ફુવારા છે એવો કુંડ આવે છે.

તે કુંડ પછી પૂર્વ તરફની નહેર ઉપર ઉત્તર દક્ષિણ પથ્થર

જડેલો રસ્તો કરેલો છે. તેમજ, આ આખા વિભાગમાં પશ્ચિમથી પૂર્વ તરફ જતો રસ્તો પણ પથ્થરો જડીનેજ બનાવેલો છે; ને તે રસ્તો કુંડના કિનારે કિનારે પશ્ચિમથી પૂર્વમાં ચાલ્યો જાય છે. તે પછી પૂર્વ તરફ ૧૦ ફૂટ નહેર જતાં, ૫ મા વિભાગની જમીનમાંજ, નં. ૮ વાળો સર્વથી મોટા સરોવર જેવા વિસ્તારનો વિશાળ કુંડ આવે છે.

## નં. ૫ વાળી જમીનમાં કુંડ ૮ મો.

આ કુંડ ૨૦૦ ફૂટ સમચોરસ, ૪ ફૂટ ઉંડો, જમીનથી ૩ ફૂટ સુધી પાણીથી ભરેલો સરોવરની માફકનો છે.

## કુંડ વચ્ચે કરેલો ભવ્ય બંગલો.

આ કુંડના મધ્યભાગે, કુંડની લેવલથી ૬ ઇંચની ઉંચાઈપર, ૧૦૬ ફૂટ સમચોરસ જગ્યામાં પથ્થરનો પાકો ચોતરો ચણેલો છે. તે ચોતરાની કિનારની ત્રણ ત્રણ ફૂટની ફરતી જગ્યા છોડીને તેમાંના મધ્યભાગે ૩ ફૂટની ઉંચાઈએ ૧૦૦ ફૂટ સમ ચોરસ જગ્યામાં આ સુંદર બંગલો આવેલો છે.

આ બંગલાને ફરતી ચારે બાજુએથી ખુલ્લી પાંચ પાંચ ફૂટની ચતુષ્કોણાકારે છાપરા સહિતની પડાળી છે. તે પડાળીની ચારે બાજુએ કુંડ તરફ ૬ ઇંચિના ઘેરાવાવાળા કુંભીઓ સહિતના કાળા ચળકતા આરસપહાણના પથ્થરોના ૮ ફૂટની ઉંચાઇના થાંભલાઓ દરેક દિશામાં છ છ મૂકેલા છે. તે આજુબાજુના બબ્બે થાંભલાની વચ્ચે ગોળ મેહેરાપદાર કમાનોવાળાં સુંદર **આરકાં** પણ મૂકેલાં છે. તે પડાળીના મધ્યભાગે ૯૦ ફૂટ સમચોરસ જગ્યામાં છ ઓરડાવાળો ભવ્ય **બંગલો** બનાવેલો છે, ને તેની છતમાં રંગબેરંગી સુંદર નકશી કામ કરેલું છે. તે બંગલાનું નામ **સમરહાઉસ** રાખેલું છે.

આ બંગલામાં પૂર્વ તરફની બાજુ છઠ્ઠા ભાગપરથી કુંડમાં પડતા પાણીના ધોધ તરફ બેસી તે ધોધને કુંડના પાણીમાંના ઉડતા ફુવારાઓની રચના જોઈ શકાય તે પ્રમાણે બેસવાના

ચાર બાંકડાઓ મૂકેલા છે, જેથી એક સુંદર સરોવરની વચમાંજ આ બંગલો આવી રહેલો હોવાથી તેનો દેખાવ અતિ મનોહર ને ખેંચાણકારક લાગે તેવો સુંદર છે.

આ બંગલામાં જવા માટે કુંડના પાણી ઉપર પૂલની માફકના પથ્થરો જડીને પશ્ચિમ તરફ રસ્તો કરેલો છે. તે રસ્તેથી બંગલાની નીચેના ૩ ફૂટવાળા ચોતરા ઉપર જવાય છે. ત્યાંથી ૫ પગથીઆં ચઢીને પૂર્વાભિમુખે તે બંગલાની ખુલ્લી પડાળીમાં જવાય છે.

**બંગલાની ચારે બાજુના ફરતા મૂકેલા કુંડમાંના ફુવારાઓ.**

આ બંગલાની ઉત્તર ને દક્ષિણ એમ બન્ને બાજુએ, પશ્ચિમથી પૂર્વ તરફના ૨૦૦ ફૂટ લંબાઇના કુંડના પાણીમાં, પંદર પંદર ફુવારાની એક ઓળ એવી ત્રણ ત્રણ ઓળો કાઢેલી હોવાથી એક એક દિશામાં પીસતાળીસ ફુવારાની ગોઠવણ કરેલી છે, જેથી તેમાં બંગલાની ઉત્તર ને દક્ષિણની બન્ને બાજુએ થઇને ૯૦ ફુવારા છે. બંગલાની પૂર્વ તરફ, કે જ્યાંથી છઠ્ઠા ભાગનો પાણીનો ધોધ પડે છે, તે દિશાની ૨૦૦ ફૂટની લંબાઈમાં પણ ૪૫ ફુવારા છે, પરંતુ ઉત્તરદક્ષિણ તરફના ફુવારાની ગણતરીમાં તેમાંના ઉત્તર તરફના ૯ ને દક્ષિણ તરફના ૯ મળી ૧૮ ફુવારા ગણાઇ ગયેલા હોવાથી, બાકીના બીજા વિશેષ નવ નવ ફુવારાની ત્રણ લાઇનોના થઈ ૨૭ ફુવારા આવી રહેલા છે. તેમજ, બંગલાની પશ્ચિમ તરફ ને પૂર્વ તરફ એમ બન્ને બાજુએ બીજા વધારાના ૨૩ ફુવારા છે, એટલે આખા કુંડમાં બંગલાની ચારે બાજુના મળીને ફરતા ૧૪૦ ફુવારા આ કુંડમાં છે. આ કુંડની પશ્ચિમથી પૂર્વ તરફ જતાં કિનારે કિનારે પાકા પથ્થરોથી ચણેલો ૪ ફૂટની પહોળાઇનો રસ્તો, ૫ મો ભાગ પૂરો થતાં સુધીનો છે. તે પછી છઠ્ઠો વિભાગ શરૂ થાય છે.

**આ કુંડમાં આવતું ઉત્તર દક્ષિણ તરફની નેહેરોનું પાણી.**

આ નં. ૮ વાળા કુંડની ઉત્તર ને દક્ષિણ એમ બન્ને તરફ

કુંડથી ૪૦૦ ફૂટને છેડે બન્ને બાજુએ બંગલાના આકારનાં મકાનો છે. ત્યાંથી ૩ ફૂટની પહોળાઈની નહેર શરૂ થાય છે. તે નહેરમાં ૩૨૫ ફૂટ સુધી પાણી વહ્યું આવી ત્યાંથી ૨ ફૂટ જેટલું નીચું નીચેની નહેરમાં પડે છે. ને તે પંછી ૨૦ ફૂટ સીધું વહી ૪ ફૂટના સમચોરસ ને ૯ ઈંચિની ઉંડાઈના ને જેમાં ૩ ફુવારા છે એવા કુંડમાં જાય છે. તે કુંડમાંથી પાછું નહેર મારફતે ૧ ફૂટ વહીને સમરહાઉસ બંગલાવાળા નં. ૮ ના કુંડમાં તે પાણી જાય છે. આ ઉત્તર દક્ષિણની નહેર ઓળંગી પૂર્વ તરફ જવા માટે લાકડાના પૂલો તે નહેર પર કરેલા છે.

## નં. ૬ વાળા ભાગની જમીન.

આ કુંડ પછી પૂર્વમાં ઉત્તર તરફથી ૫ પગથીઆં ચઢવાનાં છે જ્યારે દક્ષિણ તરફથી જતાં ફકત ઘાસનાં જ પાંચ પગથીયાં ચઢીને ઉપર જવાય છે. ત્યાંથી ૪ ફૂટની નીચાઈએ નહેર મારફતે સીધું પાણી ધોધબંધ બંગલાવાળા કુંડમાં પડે છે.

અત્રેથી ૨૫૦ ફૂટ પૂર્વ તરફ નહેર દૂર જતાં બાગનો છેવટનો કોટ આવે છે. તે કોટમાંના નીચેના ભાગમાંથી બહારથી પાણી આવવાની નહેરની ઉપર બંગલાના આકારની બેઠક બનાવેલી છે.

આ ભાગમાંની નહેરપર બન્ને બાજુએ દશ દશ ફૂટને અંતરે ચિનારનાં ઝાડો રોપીને નહેરપર, સુંદર ઘટાદાર છાયા કરેલી છે. બાગમાં પણ ઘણે સ્થળે આ ઝાડો રોપેલાં છે. આ ભાગની છુટી જમીનમાં પણ સુંદર હરિયાળું લીલું ઘાસ આવી રહેલું છે. છઠ્ઠા ભાગમાં સો ફૂટ દૂર જતાં નહેર પર એક બાજુથી બીજી બાજુએ જવા માટે લાકડાનો પૂલ બે ફૂટની પોહોળાઈનો કરેલો છે. કોટની નહેરથી ૨૦ ફૂટ દુર બન્ને બાજુએ કોટની બહાર જવા માટે દરવાજા પણ મુકેલા છે. અત્રે મોટા પ્રમાણમાં છૂટી જમીન હોવાથી ઘણાઓ અત્રે લાવેલું ખાવાનું ખાય છે.

દર રવિવારે આ બગીચામાંના દરેક ફુવારાનું પાણી છોડ-

વામાં આવે છે. તેથી રવિવારે તેના પૂર બહારમાં તેની ખરી ખૂબી નજરે જોવામાં આવે છે. વળી, સીઝનમાં દર રવિવારે આ ઠેકાણે બપોરના ૧૨ વાગ્યા પછી તે રાત્રિના ૧૦ વાગ્યા સુધી મોટો મેળો ભરાય છે, ને દેશ પરદેશની જાતજાતની પ્રજા આ જગપ્રસિદ્ધ ને નામીચા બાગમાં સ્હેલ કરવા ઉતરી આવેલી હોય છે. તે વખતે આ બાગ મનુષ્ય મેદિનીથી ભરપૂર હળમળી રહેલો હોય છે તેથી તે જોવાની પણ ઓર મઝા પડે છે.

ખરેખર! **શાલેમાર** ને **નિશાદ** એ બન્ને બાગો તો જોનારને ખુશાલી ને આનંદ ઉપજાવનારા જ લેખાય છે. તેમજ જે મનુષ્યોને તરેહવાર ચિત્રો કાઢવાનો ને વાર્તા લખવા માટે ઉત્તમ વિચારો ઉત્પન્ન કરવાનો શોખ હોય તેમને તો આ બાગોમાંથી જોઇતો ઘણો ખોરાક પૂરો પડે તેમ છે.

આ બાગમાંના વિવિધ સ્થળે સુશોભિત ને સુંદર સડકના રસ્તાઓ નેહેરો શોણકદાર બંગલાઓ, સરોવર જેવા વિશાળ કુંડો, બાગની શરૂઆતથી તે છેવટ સુધીમાં કુંડો ને નેહેરો વચ્ચે ઠેક ઠેકાણે ગોઠવેલા સંખ્યાબંધ ઊડતા પાણીના ફુવારાઓ ને નેહેર વચ્ચે જૂદી જૂદી આકૃતિના ગોઠવેલા પથ્થરોના રળિયામણા દેખાવોની અદ્‌ભુત રચનાઓ જોવા લાયક તાજુબી પમાડે તેવી કરેલી છે.

દરેક નહેરમાંથી વેગબંધ આવતા પાણીનો પ્રવાહ જ્યાં બગીચાના ઉંચાઈના વિભાગમાંથી નીચેના વિભાગમાં સરી પડે છે તે જોવાની અતિશય મજા પડે તેવું છે. વળી અનેક જાતનાં આનંદદાયક લાગતાં ફળોનાં સુંદર ઘનઘોર ઘટાવાળાં હજારો વૃક્ષો, તેમજ પુષ્પવાટિકાઓમાં ભરચક લાગેલા ગુલાબ વિગેરે જાત જાતનાં પ્રફુલ્લિત થયેલાં ફૂલોની પરાગમાંથી આવતી સુવાસિત ખુશબોદાર સુગંધિઓના પરિમળને લીધે બાગમાં ચોમેર પ્રસરતા શીતળ ને સુગંધમય વાયુ મારફતે આપણી તરફ આવતી મંદમંદ પવની લહેરો નેત્રોને તથા મગજને તર

કરી દઈ નાસિકાને સુગંધમય બનાવે છે. તેજ પ્રમાણે લીલી હરિયાળી ચોતરફની જમીન વિગેરે અજાયબીમાં ગરકાવ કરનારા એવા અકળિત લીલાના અદ્વિતીય મનોહર ને સુંદર દેખાવો જોનારના આનંદને ઓર વધારે તેવા ચિત્તાકર્ષક હોય છે.

## પાણીના ઊડતા ફુવારાઓનો દેખાવ.

આ ઉડતા ફુવારાઓનાં ઉંચે ઉડતાં પાણીનાં અસંખ્ય બિંદુઓ પર જ્યારે સૂર્યનો પ્રકાશ પડે છે ત્યારે તે જલબિંદુઓ ચમકારા મારતા એવા જાણે તેજદાર રંગ બે રંગી હીરાઓ જ હોયની શું એવો ભાસ થાય છે, ને તેજ જળબિંદુઓ જ્યારે ઉંચાઇએથી નીચાં નમીને પાણીમાં પડે છે ત્યારે જાણે વરસાદમાં મોતીઓનું વરસવું થતું હોય એમ આબેહૂબ દૃશ્ય ખડું કરી નેત્રોને આનંદ આપી મનને વિશેષ રંજન કરે છે.

આ ફુવારાઓ તે ખાસ મુગલ બાદશાહોની જાહોજલાલીની પૂર મોટાઈના આબેહૂબ નમુના જ છે. એટલું જ નહિ પણ આ અદ્‌ભુત ને અદ્વિતીય લાગતા, સ્વર્ગ સમાન દેખાતા બગીચાઓનો જાણે આ ફુવારારૂપી અમૂલ્ય ને અનુપમ શણગાર જ છે, ને તેથી જ આ બાગની રોનકમાં ઓર વધારો થઈ રહેલો છે.

વળી ઠેકઠેકાણે બની રહેલી અદ્‌ભુત આ બાગોમાંની જૂદી જૂદી અવર્ણનીય રચનાઓ, તેમાં ઉડતા અપૂર્વ ફુવારાઓનાં ચિત્તવેધક દૃશ્યો, સ્વચ્છ હવાને કારણે શુદ્ધ બનેલું શાન્તિમય આજુબાજુનું વાતાવરણ, એ સર્વે બેશક મનુષ્યના મનપર અનહદ જાદુઈ ને ચમત્કારિક અસર કરે છે વળી બાગની અંદર કાઢેલી નહેરો ને તે નહેરોની બન્ને બાજુએ રોપેલા ફૂલોના પંચરંગી રંગના અસંખ્ય રોપાઓ, સરોવર જેવા વિશાળ અંદર બનાવેલા કુંડો, નહેરોના ઉપર શોભી રહેલા બંગલાઓ; ઉંચે સ્થળેથી એક પછી એક નીચે પડતા પાણીના દેખાવો, બગીચામાંથી દેખાતાં દૂર દૂર આવી રહેલાં પહાડનાં શિખરો વિગેરે દેખાવો જોના-

રને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકે તેવા અદ્દભુતને અજબ કૃતિના હોવાને લીધે તો જાણે મનુષ્યોને આશ્ચર્ય ચકિત કરે એવું આ બાગે બેહસ્તની પરીઓનું જાણે **પરસ્તાન** જ છે એમ વગર શકે કહી શકાય છે.

સર અવસરે રાજ્ય તરફથી કે અધિકારી વર્ગ તરફથી અત્રે મીજબાનીઓ પણ થાય છે ત્યારે સરકારી અમલદારો પોતાના હોદ્દાનો જ પોશાક (ફૂલ ડ્રેસ) પહેરીને અત્રે રમત ગમત કરે છે; ને તે દિવસે રાત્રિએ રોશની કરી મનને અત્યંત આનંદ આપનારા મનોહર દેખાવો પણ કરે છે.

તેમજ રાજ્યના ઊચ્ચ દરજ્જાના મેહેમાનો કોઈ પણ અન્ય દેશના રાજા કે બ્રિટિશ સરકારના ઉચ્ચ અધિકારીઓ જ્યારે કાશ્મીર જોવા આવે છે ત્યારે આ બાગને દરેક રીતે શણગારી ધ્વજા પતાકા વિગેરેથી સુશોભિત બનાવી વિજળીની રોશનાઈ કરી ઉંચે ઉંચેના ભાગોમાંથી નીચે નીચે પડતા પાણીની અંદરની ભીંતોમાંના ગોખલાઓમાં મીનબત્તીઓ કે દીવાઓનો પ્રકાશ કરે છે, તેથી પડતા પારદર્શક પાણીમાંથી તે દેખાતા દીવાઓના પ્રકાશને લીધે તેમજ અજવાળી રાત્રિએ દરેક ફુવારા માંથી ઉડતા પાણીના આશ્ચર્ય ચકિત કરે તેવા અપૂર્વ દેખાવોને લીધે, આ સ્થળની શોભા ખરેખર સ્વર્ગ સમાન થઈ રહે છે.

આ જગવિખ્યાત **શાલેમારબાગ** તે સ્વર્ગોદ્યાન યા **નંદનવન** સમાનજ છે; ને તેથી જ આ સ્થળને ભૂસ્વર્ગની ઉપમા આપીને આ બગીચાઓને તે સ્વર્ગ સ્થળમાંના જ અપૂર્વ ને આનંદદાયક બગીચાઓ જ કહેલા છે એમાં સંશય નથી. આ બગીચાઓ જોનાર દરેકને આશ્ચર્ય ઉત્પન્ન કરી અચંબો પમાડનારા અતિ રળિઆમણા ને મનમોહક લાગે તેવા છે ને તેથી જ મુસલમાન બાદશાહો ઉનાળામાં આ સ્વર્ગભૂમિમાં આનંદ ને વિલાસ સુખો ભોગવવાને આવતા હતા.

એટલું જ નહિ પણ ખુદ જહાંગીર બાદશાહ તો આ

દેશને ઘણો જ વ્હાલો હતો, તે આ દેશને માટે એટલી બધી અંતરની ઉંડી લાગણી ધરાવતો હતો ને તે ઘણી વખત કહેતો પણ હતો કે જરૂર પડતાં આખો હિંદુસ્થાન દેશ જાય તો તેની હું પરવા કરૂં નહી તેમજ આખુ રાજ્યપાટ પણ આપી દઉં ને તે ભલે જાય પણ કાશ્મીર દેશ તો હું જીવના જોખમે પણ કદિ આપી કે છોડી શકીશ નહી. એજ આ દેશની અદ્‌ભુત સૌન્દર્યતાનો પુરાવો બસ છે. હિંદુઓ જેને સ્વર્ગ કહે છે ને મુસલમાનો ને પારસીઓ જેને બેહેસ્ત કહે છે તેવા આ અતિરમણીય સ્થળ કાશ્મીરને માટે મુગલ શહેનશાહ સલીમનાં કાવ્યની કડીઓ નીચે પ્રમાણે છેઃ—

**"અગર ફીરદૌઝ રૂવેબર જમીનસ્ત,**
**હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત."**

ભાવાર્થઃ—જો દુનિયામાં પૃથ્વીની સપાટીપરના કોઈ પણ સ્થળે સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીંજ છે.

એમ તે બાદશાહનું કહેવું હતું ને આખી દુનિયામાં આ એક જ સ્થળ સ્વર્ગની ભૂમિજ લેખાય છે, તે ખરેખર નિઃસંશય છે. પરંતુ જ્યારે સ્વર્ગમાં સ્વચ્છતા અપાર છે અને ત્યાંનાં પુષ્પ કરમાતાં નથી ત્યારે અત્રે ઘણે સ્થળે અસ્વચ્છતાને અત્રેનાં ફૂલો તો કરમાઈ જાય છે એજ બન્ને વચ્ચેનો ખાસ તફાવત છે.

તેમજ આ બગીચાઓનાં સ્થળો ગીચ વસ્તીથી ઘણાં દૂર છે. ને કુદરતી રમણીયતાથી ભરપૂર છે ને તે સ્વચ્છ આબોહવાવાળા એકાન્તમાં આવેલાં એવાં સર્વોત્તમ અતિરમણીયતાથી ભરપૂર આ સ્થળો લેખાય છે તે નિઃસંશય છે. ને તેથીજ આ સુંદર ને મનોહર બગીચાઓ જોઇને મનને ઓર આનંદ પ્રાપ્ત થાય છે.

જહાંગીરના પુત્ર **શાહજહાને** આ કાશ્મીરના સુંદર બગીચા જોઈને તેને જ મળતા નમુનાનો પંજાબ દેશના મુખ્ય શહેર લાહોરમાં એક બાગ બનાવેલો છે.

## મનુષ્ય મેદિની.

આ સ્થળે જ્યાં ત્યાં સેંકડો ને હજારો શ્રીનગરનાં તેમજ જૂદા જૂદા દેશનાં, જૂદા જૂદા પહેરવેષનાં, જૂદી જૂદી આકૃતિનાં, જૂદી જૂદી ભાષાઓ બોલનારાં, જૂદા જૂદા આચાર વિચારનાં, જૂદા જૂદા ધર્મનાં ને મતપંથનાં, જૂદી જૂદી રીતરિવાજવાળાં મનુષ્યો જોવા માટે આવેલાં હોય છે. તેમાંના કેટલાક મજબૂત બાંધાના કદાવર પુરૂષો, ને કેટલીક નાજુક બાંધાની સ્ત્રીઓ, કોઈ શ્યામ વર્ણનાં, તો કોઈ ઘઉં વર્ણનાં તો કોઈ ગૌર ને ગુલાબી રંગના ચહેરાનાં, કોઇ એકલવાયાં, તો કોઇ સ્ત્રી, કુટુંબ કે સ્નેહી મંડળ સહિત હરતાં ફરતાં ને આનંદ કરતાં જણાય છે. તેમજ કોઈ ખુલ્લી જમીનમાં ઉભા રહીને કે બેસીને, કોઈ ઝાડ તળે બેસીને અનેક રંગોની પીંછીઓથી દેદીપ્યમાનને પસંદ પડતા કોઇ કોઈ ભાગોના દેખાતા તરેહતરેહના દૃશ્યોના અવનવા ને અપૂર્વ ચિતારો આલેખતા, તો કોઈ કેમેરાથી ઝાડ, વનસ્પતિ, નહેર વિગેરેના ફોટા લેતા, જ્યારે કેટલાક નહેરના મધ્ય ભાગે ગોઠવેલા પથ્થરોપર એકલા કે કુટુંબ સહિત જાત-જાતના દેખા પહેરીને ફોટો લેવરાવતા; કેટલાક બાગ જોવા ઉંચે ચઢતા, ને કેટલાક બાગ જોઇ પાછા ફરી બહાર જતા, જ્યારે કેટલાક, બાગમાંના ઘાસની લીલી હરિયાળી મખમલ જેવી લાગતી પોચી ને સપાટ એવી એકાન્ત સ્થળની જમીનમાં, યુરોપીઅન કે તેવી રીતરસમનાઓ ખુરસી ટેબલ નાખીને તથા દેશીઓ કે દેશી જેવી રીતરસમના ગૃહસ્થો જમીનપર સેત્રંજી વિગેરે બીછાવીને બેસીને, શ્રીનગરથી બાંધી લાવેલા ભાતાની અગર ખાણાની મીજબાની કરતા હોય છે. કેટલાક મદારીઓને વાદીઓના થતા ખેલોને સેંકડોની સંખ્યામાં ટોળું વળીને જોતા હોય છે, જ્યારે કેટલાક જાતજાતનાં વાજીંત્રો વગાડી નાચ ને ગાયન કરી કે સાંભળી આનંદની લહેરોમાં ગરકાવ થઈ રહ્યાં હોય છે. તેથી તે દિવસે જાણે મોટો મેળો ભરાયો હોય તેવો આબેહૂબ દેખાવ થઈ રહે છે.

એમ પંચરંગી પ્રજાઓનાં ભિન્ન ભિન્ન જોડાં ત્યાંની અદ્દભુતને આશ્ચર્યકારક લીલાનું અવલોકન કરતાં પોતપોતાની મરજી મુજબ આ બાગોમાંના સ્થળે સ્થળે ફરી વિહાર કરી મનગમતી મોજ મેળવતાં હોય છે. એવા સ્થળે ફરતાં અવનવા દેખાવો જોનારના મનને આનંદ લાગતા બાગમાં જ્યાં ત્યાં પ્રત્યક્ષ મનગમતા દેખાય છે.

બગીચા બહાર ખોરાકી સામાન ને ફળ મેવો વેચનારાઓની સીઝનમાં કાયમની ચાર પાંચ દુકાનો છે, ને દર રવિવારે તો ફળ, મેવો, ભજીયાં, પૂરી, શાક ને ખોરાકી સામાનની બીજી ઘણી દુકાનો માંડીને વેપારીઓ બેસે છે. તેમજ, ખુમચાઓવાળા ને ફેરીઆઓ પણ વેચવાની જાતજાતની વસ્તુઓ લઈ સંખ્યાબંધ બગીચાની બહારની બાજુ ફરતા હોય છે.

રવિવારે તો મોટરો, ઘોડા, ગાડીઓ, સાયકલો, મોટર લારીઓ, વિગેરે ભાડુતી કે પોતાના માલીકોનાં વાહનોની દરવાજા બહાર એટલી તો ઠઠ જામેલી હોય છે કે બગીચો જોઈ પાછા ફરી પોતપોતાનાં બેસવાનાં વાહનો શોધી કાઢી ત્યાં પહોંચવાને રસ્તો પસાર કરવો મુશ્કેલ થાય છે. એટલુંજ નહિ પણ તે વાહનને તે ગરદીમાંથી બહાર કાઢવાની ઘણી મુશીબત પડે છે. આ સ્થળે કેટલાક થોડા દિવસ હવા ખાવા માટે હાઉસબોટ લઈને કે તંબુ ઠોકીને આવી રહે છે.

## હારવન.

હારવનનું ખરૂં નામ **હર-વન**, એટલે શંકરનું વન કહેવાય છે. પ્રથમ, ૧૧ મા માઇલ આગળ, અડધાથી પોણા માઈલની લંબાઇના વિસ્તારમાં સડકની બન્ને બાજુએ છૂટાછૂટા છાપરાનું વસેલું હારવન નામનું ગામ છે. તે પછી ૧ માઈલે ઉપર કહેલું હારવન આવે છે. સડકના રસ્તાની બન્ને બાજુયે પાણીના વહેતા પ્રવાહોને લીલાં કુંજાર જેવાં પાકોથી ભરપૂર ખેતરો, ને ફળ ઝાડોના દેખાવો અત્યંત રળીયામણા લાગે છે.

આ સ્થળ શ્રીનગરથી નિશાદને શાલેમાર બાગ તરફનીજ સડકે જતાં ૨ માઈલ પર પાકી સડકને રસ્તે આવેલું છે. શરૂઆતમાં ૬ એકરના વિસ્તારની જમીનવાળા કંપાઊન્ડમાં દક્ષિણાભિમુખના ઝાંપામાં થઈને જવાય છે. તેમાં કેટલાંક સેંતુર ને ચીનારનાં ઝાડો પણ છે, તેમજ ત્યાં કેટલાંક છોકરાંઓ સેંતુર વિગેરે ફળો વેચવાને માટે પણ આવે છે. ત્યાંથી ૩૦૦ ફૂટ જેટલે ઉત્તર તરફ સીધા આગળ જતાં રસ્તાને ડાબે હાથે બંગલાના આકારનાં સરકારી બે મકાન છે.

## અત્રે આવેલો કુંડ.

ત્યાંથી ૩ ફૂટની ઊંચાઈની સડકપર ઉત્તરમાં આવેલા તલાવ તરફ ૫૦ ફૂટ દૂર જતાં, ૨૨ ફૂટ સમચોરસ, ને ૮ ફૂટની ઊંચાઈનો પાકા પત્થરથી ચણેલો ને ખુલ્લો એક કુંડ છે.

## કુંડમાં પાણી આવવાનો રસ્તો.

તેની ઉપરની બાજુએ આવેલા હારવન તલાવમાંથી ૪ ફૂટની ઊંચાઈનાં ને ૩ ફૂટની પહોળાઈનાં એવાં નંબર ૩ નાં ૨ ગરનાળાં મૂકેલાં છે. તેમાંથી આ કુંડમાં પાણી આવે છે.

## કુંડમાંથી નીકળતા પાણીને બહાર જવાની બે નહેરો.

તેમાંના પાણીને કુંડની બહાર જવા માટે ત્રણ ત્રણ ફૂટની પોહોળાઈના માપનો એક નહેરનો રસ્તો પૂર્વ તરફનો નંબર ૧ ને તેવાજ માપના બે રસ્તા દક્ષિણમાં કરેલા નં. ૨ વાળી નહેરના છે.

આ કુંડમાંથી નં. ૧ ને નં. ૨ વાળી નહેરો મારફતે નદીના પ્રવાહની માફક પાણી છૂટું વહ્યું જાય છે. તેમાં નંબર ૨ વાળી નહેરનું પાણી છેક કંપાઊન્ડના ઝાંપા સુધી વહીને પછી નદીનું રૂપ ધારણ કરે છે.

## નહેરોમાં જતું પાણી રોકવા બાબત.

તે કુંડના વહેતા પાણીના લેવલથી તે પાણી જવાના બે કરેલા રસ્તાઓના ૪ ફૂટની ઊંચાઈના ને તેમાં ૬ ઇંચની ઓ-

ભણો વાળા ચણેલા પિલરો છે; જેથી. નં ૧ ની નહેર ને બંધ કરવી હોય તો તે બાજુના બે પિલરોમાં કરેલી ખોભણોમાં આડાં પાટીયાં નાખી દેવાથી નં. ૧ ની નહેરમાંથી વહી જતું પાણી બંધ થઈ જાય છે, અને ફકત દક્ષિણ તરફ જતી નહેરમાંજ પાણી જઇ શકે છે. તેવીજ રીતે, નંબર ૨ વાળી નહેરમાં જતું પાણી બંધ કરવું હોય તો તે પિલરોની ખોભણોમાં તેજ પ્રમાણે પાટીયાં નાખી વહી જતું પાણી બંધ કરી શકાય છે, ને ત્યારે ફકત પૂર્વની જતી નહેરમાંજ પાણી જઈ શકે છે.

પરંતુ, જો નં. ૧ ને નં. ૨ વાળી બન્ને સાથેજ બંધ કરવી હોય તો આ કુંડની ઊપર નં. ૩ વાળાં જે બે ગરનાળાં છે તેને લોખંડના સાંચા કામથી બનાવેલાં બારણાઓથી બંધ કરવાથી તેમાં આવતું પાણી બંધ થાય છે.

## નહેરોપરના પૂલો.

આ કુંડની લગોલગ નં. ૧ ને નં. ૨ વાળી નહેરોપર ૪ ફૂટ પોહોળાઈના ને ૨૦ ફૂટની લંબાઇવાળા બે ફૂટની ઊંચાઇના કઠેરા સહિતના પૂલો બનાવેલા છે, જેથી નં. ૨ વાળી નહેરની ઊપરના પૂલ પર થઇને મહારાજાના બંગલા તરફ જવાય છે. નં. ૧ વાળા પૂલ પર થઇને ૨૫ ફૂટ દૂર જતાં, તલાવની પાળપર ચઢવાને મૂકેલી ૬૦ પગથીયાંની સીડી આગળ જવાય છે.

ત્યાંથી તે નીસરણી પર ચઢીને, તલાવની કરેલી ૧૦ ફૂટની પહોળાઈની ને બે ફરલાંગ જેટલી લંબાઈની સડકની માફકની પાળના ઊપર જવાય છે આવી મજબૂત પાળ ફકત એકજ તરફ કરવામાં આવી છે, તલાવની બીજી દરેક બાજુએ વિશાળ પર્વતો આવી રહેલા હોવાથી જાણે તે પર્વતો રૂપીજ પાળ કુદરતી રીતે બની ગયેલી છે.

## હારવન તલાવ (હરવન લેઇક)

આ મોટું ખૂબસુરત તલાવ, એકથી સવા માઈલના ફરતા ઘેરાવાનું, એકહજાર સ્કેવર યાર્ડના ક્ષેત્રફળવાળું મધ્યમાં ૩૦

ફૂટની ઉંડાઇનું ને ત્રિકોણાકારની આકૃતિનું છે, પરંતુ શિયાળામાં બરફ જામી જતી વખતે, તે સોવાર સમચોરસ ને ૫ થી ૬ ફૂટની ઉંડાઈનું થઇ જાય છે. તેમાં ઘણા દૂર દૂરના પહાડોમાંથી બરફ પીગળીને નીકળતા નદીનાળાઓનું પાણી આવે છે, તેમજ તલાવની આજુબાજુમાંથી અને પહાડોના કિનારામાંથી પણ કેટલુંક ચશ્માના આકારે પાણી નીકળી આ સરોવરમાં એકઠું થાય છે. આ તલાવનું પાણી બીલોરી કાચને મલતા રંગનું જણાય છે. જ્યારે તે પાણીમાં આજુબાજુના પહાડોપર ઉગેલી ભરપૂર લીલોતરીનો છાયા પડે છે ત્યારે તે વિશેષ લીલુંછમ દેખાય છે, તેમાં છૂટી છવાઈ થોડી માછલીઓ પણ છે.

આ તલાવનું પાણી અત્રેજ ગોઠવેલા ફિલ્ટર કરવાના મશીનથી સ્વચ્છ થઈને શ્રીનગરમાં મૂકેલા નળમારફતે પીવાના ઉપયોગમાં લેવાય છે, તેમજ શાલેમાર ને નિશાદબાગને પણ જોઈતું પાણી આ તલાવમાંથીજ પૂરૂં પાડવામાં આવે છે.

આ તલાવમાં કોઈપણ જગ્યાએથી ઉતરવાનો રસ્તો રાખ્યો નથી, પરંતુ જ્યાં સીડી ચડીને તેની પાળ ઉપર આવીએ છીએ ત્યાંથીજ પાણીમાં ઉતરવાને માટે ૨૪ પગથીયાં પત્થરનાં કરેલાં છે. ૧૨ પગથીયાં ઉતરવાથી પાણીના લેવલે જઇ શકાય છે. ત્યાં આગળ પાણી માપવાની નિશાનીની એક પાટીયાની પટ્ટી રોપેલી છે. ત્યાં બે શિકારાઓ તલાવમાં સ્હેલ કરવાને માટે રાખેલા છે, પરંતુ તે સાર્વજનિક નથી. જ્યારે આ સ્થળે મહારાજા સાહેબ, તેમના મેમાનો, કે રાજ્યના મુખ્ય અધિકારીઓ આવે છે ત્યારેજ ફકત તેઓને માટેજ તલાવમાં સ્હેલ કરવાને માટે શિકારા વપરાય છે.

અત્રેથી તલાવની દક્ષિણ તરફ પાળ ઉપરની સડકે ૨૦ ફૂટ દૂર જતાં એક કોટડી આવે છે ત્યાં એક ૨૦ ફૂટ સમચોરસ કિનારા પરથી તલાવ પર છજાની માફક જૂલતી એક કોટડી છે. ત્યાં પાણી જવા બંધ કરવા ને ફિલ્ટર કરવાને માટે

સાંચા કામ ગોઠવેલું છે, અને ત્યાં રક્ષકને કહી અંદર જવાય છે, અને તેના ઝુલતા ભાગમાં થઈ તલાવનો સંપૂર્ણ દેખાવ જોઇ શકાય છે આ કોટડીથી તલાવની પાળે આગળ જતાં કાશ્મીર મહારાજાનો પહાડમાં જે બંગલો છે તેના કંપાઉન્ડમાં દાખલ થવાનો ત્યાં રસ્તો આવે છે.

આ તલાવ અગાધ જલથી ભરપૂર છે ને તેની ઉપર પર્વતોના આવી રહેલા સુંદર દેખાવોને લીધે આ સરોવર જોનારને મહદાશ્ચર્ય ઉત્પન્ન કરી આનંદદાયક લાગે છે.

આ તલાવને હારવન સરોવર કે હરવનલેઈક કહે છે, તેમજ તલાવપર આવી રહેલા પહાડને પણ હરવનનો પહાડ કહે છે. તલાવના કિનારા ઉપરથી પહાડના મધ્ય ભાગમાં એક ખીણ દેખાય છે તેને **રૂખ** ની ખીણ કહે છે. એ ખીણમાંથી વહીને આવતા પહાડોનાં પાણીમાં બરફના ગઠ્ઠાઓ પણ તરતા તરતા આવે છે, જે કેટલીક વખત આ તળાવના પાણીમાં તરતા જોવાની પણ મઝા પડે છે.

આ તલાવની સામેના દેખાતા હારવન પહાડપર **દાચી** નામના ગામે જેને જોવા કે સેલ કરવા જવું હોય તેને સરકારી પરવાનો લેવો પડે છે.

## મચ્છીની નહેર.

હારવન જોઈ પાછા ફરતાં જ્યારે ૧ાા ફરલૉગ દુર જઇએ છીયે ત્યાં સડકની ડાબી બાજુને રસ્તે ૧૦૦ ફૂટ દૂર જતાં ઘર જેવા આકારનો જમણા હાથ તરફ એક દરવાજા સહિતનો કંપાઉન્ડ છે, તેમાં હારવનમાંથી નહેર મારફતે પાણી આવે છે. અંદર બે ફરલૉગ જેટલી લાંબી નહેર જાય છે. તેમાં ૪૦ થી ૫૦ ફૂટના અંતરે નહેરમાં ઉભી લાકડા સહિતની જડેલી તારની જાળીઓ નાખી છે, જેથી એક નહેરમાંથી બીજીમાં તે માછલીઓ જઈ શકતી નથી તે દરેક નહેરમાં જૂદી જૂદી રંગબેરંગી માછલીઓ રાખેલી છે, તેમાંની નાનામાં નાની બે આંગળથી ૧ાા

ફૂટ સુધીની લંબાઈની, ને વજનમાં વધારેમાં વધારે ૧૨ થી ૧૫ રતલ સુધીની હોય છે. તેમને સરકારે નીમેલો માણસ ખોરાક આપે છે. મુસાફરોને કાંઇ પણ ખોરાક તેમને આપવાની સખ્ત મનાઈ છે, કેમકે નીયમીત કરેલા ખોરાકથી જૂદી જાતનો ખોરાક મલવાથી તે માછલીઓ મરી જાય છે. ઘણેભાગે તે પાણીમાં તરતી વિશેષ માલમ પડતી નથી, પરંતુ તેમને ખોરાક નાખતાં તે જથ્થાબંધ એકઠી થઈ જઈ પાણીમાં ઉછાળા મારતી ફૂદાફૂદ કરે છે. અત્રે મચ્છી પકડવાની સખ્ત મનાઈ કરેલી છે, પરંતુ મુસાફરોને જોવા જવા દે છે.

## અત્રે જૂનું ખોદી કહાડેલું મકાન.

મચ્છીની નહેર આગળ પૂર્વ તરફના પહાડ પર ૦ાા માઈલનો ચઢાવ ચઢતાં ખોદી કહાડેલું ઘણા જૂના વખતનું ઘર આવે છે. તેનું કામ જોતાં ઘણા જૂના વખતમાં તે રાજ મહેલ હશે તેવી કલ્પના થઈ શકે છે. શરૂઆતમાં એક લીંબુ કે સોપારીના જેવડા જેમાં ગોળ પત્થરો જડી લીધેલા છે એવી એક ખોદી કહાડેલી દિવાલ જૂના વખતની કારીગરી જોવા માટે જાળવી રાખી તે દિવાલ પર છાપરૂં બનાવેલું છે, અને જૂના વખતની કારીગરીની ત્યાં બે અનાજ ભરવાની ઘડીઓ પણ છે. ત્યાં જરા આગળ હવનની વેદીના જેવો ૨૦૦ ફૂટ સમચોરસ ચોતરો છે, તે પણ એક જૂના કામનો નમુનો જોવા લાયકનો છે. ત્યાંથી ૧ ફરલૉંગની ચઢાઇએ પર્વત પર ચઢીને જતાં જમીનમાં જડી લીધેલાં, ઈંટોની માફક પકવેલાં, માટીનાં ૧૫ ઈંચ લાંબાં ને ૯ ઈંચ પહોળાં એવાં ચોરસાં કે જેમાં જાત જાતનાં હરણ, હાથી, ઘોડા, વાઘ, સિંહ. ફૂલ કમળ, વિગેરે ચિત્રો કહાડેલાં છે. વળી કેટલીક જગ્યાએ તો તેવાં ચોરસાં ગોઠવીને ગોળ ચક્કરો પણ છ છ ફૂટના ઘેરાવાનાં પાડેલાં છે, અને તે ચક્કરોની વચમાં જાણે ફૂવારા ગોઠવેલા હોય તેવી નિશાનીયો દેખાય છે. તેમાંના કેટલાક ભાગ ઉપર છાપરૂં કરેલું છે. આ પુરાતની કામ પણ જોવા જેવું છે.

છેક છેવટે ૯૦૦ ફૂટની ઉત્તર દક્ષિણની લંબાઇની ભીંત આગળના તેવા પુરાણા કામ પર છાપરૂ કરેલું છે.

આ દરેક કામ મોટા વિસ્તારની જગ્યામાં રાજ મહેલની માફક બનાવેલું છે. ધારવા પ્રમાણે તે કામ પૂર્વે થઇ ગયેલા ચીનના રાજાઓના વખતનું હોય તેમ જણાય છે. આ જૂનું ઘર જોઈ પાછા મચ્છીની નહેર આગળ આવી પ્રથમનીજ મોટી સડક પર આવવું પડે છે, તે પછી જે રસ્તે આવ્યા તેજ રસ્તે થઇને પાછું શ્રીનગર જવું પડે છે.

---

# પ્રવાસ ૩ જો.

## શ્રીનગરથી ગંધરબલ ને સૂનમર્ગને રસ્તે બાલતલ થઇને અમરનાથ.

### દ્રશ્ય ૧ લું.

### ગંધરબલ, ખીરભવાની, નુરૂ કેનાળ, માનસબળ સરોવર ને શિકાર બાબત.



એ પ્રમાણે લગભગ એક માસ શ્રીનગરમાં રહીને શહેરમાં આવેલાં ને શહેરની આજુ બાજુએ આવેલાં જોવાલાયક સ્થળો જોઇને ત્યાંથી અમોએ બોટને રસ્તે રાખેલા શીખ નોકર કે જેના બાપનું નામ કિરતારસિંહ અત્તરસિંહ અથવા નારાયણસિંહ હતું ને જેની અટક અથવા નુખ બાલી હતી તે સહિત **ગંધરબલ** જવાને માટે તૈયારી કરી. આ નોકરને અમો જ્યાં જ્યાં જતાં હતાં ત્યાં ત્યાં અમારી સાથેજ લઇ જતાં હતાં, તે અમો જ્યારે શ્રીનગરથી દેશમાં જવા માટે રાવળપીંડી જવા ઉપડ્યાં ત્યારેજ તેને અમે રજા આપી હતી. શ્રીનગર શહેરથી **૨૩** માઇલ દુર **અવંતીપુરા** તેહેશીલ જીલ્લે **ત્રાલમાં દીત્રર** ગામનો તે રહીશ હતો.

હાઉસબોટને હંકારવા માટે જોઈતા વધારાના માંજીઓને દરરોજનો એક રૂપીઓ આપવાનો આગલે દિવસે બંદોબસ્ત કરી, તેઓને રાત્રિએ અમારી **કિચન બોટ**માં જ સાથે રાખેલા હોવાથી, અમે અત્રેથી સવારે ચાર વાગે મુસાફરી શરૂ કરી હતી. હાઉસબોટમાં ગંધરબલ જવું તે પણ એક આનંદના વિષય જેવું છે. ચાલતી બોટે ખાવું, પીવું, હરવું, ફરવું, તેમજ જેમ

આપણે પોતાના ઘરમાં કરી શકીએ તે પ્રમાણે અત્રે જ જાણે ઘરમાં રહી એક પછી એક નવા નવા નદીના બન્ને કિનારાના દેખાવો તરેહ તરેહના જોવા, એ વિગેરેથી મનને અત્યાનંદ થાય છે.

## શ્રીનગરથી નદીને ૧ લે રસ્તે ગંધરબલ–માઈલ ૧૪.

જેઓ થોડા દિવસ ત્યાં રહી હવા ખાવા માટે જાય છે તેઓ, જે હાઉસબોટમાં શ્રીનગરમાં રહ્યા હોય છે તે જ બોટને જેલમ નદીના ઉતરતા પાણી તરફ થઇ, જ્યાં ૭ માઇલપર **સાદીપોર** નામે નાનું ગામ આવે છે ને જ્યાં જેલમ સાથે સિંધ નદીનો સંગમ થાય છે ત્યાંથી જેલમ નદીમાં ન જતાં, ઉપર કહેલી સિંધ નામની નદીમાં આગળ ચઢતા પાણીમાં જવું પડે છે. આ સિંધ નદી **લદાખ** પર્વતમાં થઈને નીકળે છે, ને **બાલતલ** આગળ **જોજીલાપાસ** કે જેની ઉંચાઇ ૧૧૩૦૦ ફૂટની છે તે (ખીણ)માં થઇને, **સૂનમર્ગ** ને **ગંધરબલ** આગળ થઈને, ૬૦ માઇલ વહી છેવટે અત્રે **સાદીપોર** આગળ જેલમને મળે છે. અત્રેના દેખાવો ઘણા જ સુંદર ને રમણીયતાથી ભરપૂર છે. પહેલે દિવસે શ્રીનગરથી બોટ સવારે ૬ વાગે હંકારવાનું શરૂ કરે છે, ને તે જ દિવસે સાંજે વચમાં આવતાં નાનાં નાનાં ગામો કે જેમાં ૨૫ થી ૫૦ ઘરો હોય છે તેમાંથી એકાદને કિનારે હાઉસબોટમાં જ રાત્રિ રહીને સવારે પાછી બોટ હંકારવી શરૂ કરે છે. લગભગ ૧૧ વાગે ગંધરબલ પહોંચાય છે ત્યાં નદીને જમણે કિનારે જ્યાં સરકાર તરફથી બોટોને રહેવાની જગ્યા નક્કી કરેલી હોય છે ત્યાં કિનારા આગળ, બીજી બોટો ન હોય તેવી ખાલી પડેલી જગ્યામાંથી જે જગ્યા પોતાને પસંદ પડે તેવે ઠેકાણે અથવા કે જો ઘણી બોટો હોવાથી જગ્યા જૂજ હોય તો પછી જેવી મળે તેવી જગ્યામાં, બોટને સ્થિર રાખી રહેવું પડે છે.

જો કે ૧૩ માઇલનું જ અંતર હોવાથી એકજ દિવસમાં પહોંચાય પણ બોટ ધીમેથી જાય ને સીધે રસ્તે ન જતાં ચકરાવો ખાઈને ને ચઢતા પાણીએ જવું પડતું હોવાથી જ, એ

દિવસે પહોંચાય છે. ટાંગામાં ૫ કલાકમાં પહોંચાય છે, ને મોટર તો ફક્ત એક જ કલાકમાં ત્યાં જઇ પહોંચે છે. જેઓ હાઉસ-બોટમાં ન જાય ને જેઓને ગંધરબલ રહેવું હોય તેમણે રહેવાને રસોઈ કરવા વિગેરે માટે બે ત્રણ તંબુ લઈ જવા; કારણકે ત્યાં તંબુ નાખી રહી શકાય તેવી છૂટી ઘણી સારી જગ્યા છે.

શ્રીનગરથી **સાદીપોર** સુધીમાં નદીને રસ્તે જતાં જો નાની ડુંગાબોટ હોય કે જેને શિકારો કે કિચનબોટ હોતાં નથી તેને માટે ૧, અને મોટી ડુંગાબોટ હોય તો ૨ માણસ વધારે રાખવાં પડે છે; ને તેનો માણસ દીઠ રૂપીઓ એક આપવો પડે છે. ત્યાં જતાં બે દિવસ થાય છે, અને તેના બે રૂપીઆ માણસ દીઠ આપવા પડે છે.

નાની હાઉસબોટને માટે ૩ અને તેથી જેમ જેમ મોટી હાઉસબોટ કે જેની સાથે શિકારો ને કીચનબોટ હોય છે તેવી બોટો માટે ૪ થી વત્તામાં વત્તા ૬ સુધી માણસો તે ચલાવવા માટે રોકવા પડે છે, ને તે બોટ બીજે દિવસે ગંધરબલ જાય છે. તેથી માણસ દીઠ એક રૂપીઆ પ્રમાણે બે દિવસના બે રૂપીઆ આપવા પડે છે.

જ્યાં સાદીપુર આગળ બેઉ નદીઓનો સંગમ થાય છે ત્યાં આગળ બોટને ચઢતા પાણીપર ઉંચાઇએ લઇ જવાનું હોવાથી ડુંગાબોટ માટે ૧ અને હાઉસબોટ માટે ઓછામાં ઓછા બેથી વત્તામાં વત્તા ૬ સુધીનાં. બીજાં વધારાનાં માણસો લેવાં પડે છે, તે તે માણસોને ઠેઠ ગંધરબલ પહોંચતા સુધીનો માણસ દીઠ દરેકને રૂ. ૧) ઉચ્ચક આપવો પડે છે.

ચઢતા પાણીએ બોટને ખેંચવી પડે છે ને ઉતરતા પાણી-માં હલેસાંથી પાણીને પાછું મારવાથી કે પાણીના તળીએ વાંસ નાખી હડસેલવાથી તે ચાલી શકે છે.

## અમારે સાદીપુર નજીક થયેલી યુરોપીઅન સાથે બોટ ચલાવવાની હરિફાઇ.

**શ્રીનગરથી અમારી બોટની પહેલાં એક યુરોપીઅનની**

બોટ જતી હતી. અમારી બોટના માંજીઓએ અમારી બોટ સાદીપુર આગળ તેનાથી આગળ હંકારી, જેથી તે યુરોપીઅન ઘણો ગુસ્સે થયો. હવે અત્રેથી જેલમ નદીના ઉતરતા પાણીમાંથી બન્ને બોટોને સિંધ નદીના વેગ બંધ આવતાં ચઢતા પાણીમાં જવાની શરૂઆત હોવાથી બોટોને ચલાવવા માટે બીજા વધારાના જોઈતા માંજીઓ લેવા માટે અમારા બેઉના માણસો સાદીપોર ગામમાં ગયા ત્યારે હમારી બોટ ચઢતા પાણીએ આગળ ન ચલાવતાં ત્યાં જ ઉભી રાખી, પરંતુ પાછળ આવતી યુરોપીઅનવાળી બોટને, તેના બાકી રહેલા માંજીઓ અને પોતાના બે છોકરાઓ સહિત, તે યુરોપીઅન પોતે બોટને બાંધેલું દોરડું ઝાલી ચઢતા પાણીએ ખેંચતો ખેંચતો અમારી બોટ સુધી આવી પહોંચ્યો અને મને હિંદુસ્તાની ભાષામાં આ મતલબનું કહેવા લાગ્યો કે,– **"મારી બોટને કિનારા તરફથી આગળ લઇ જવી છે માટે તમારી બોટને પાણીના મધ્યભાગ તરફ લઇ જાઓ."** મેં માંજીઓને તેમ કરવા કહ્યું, ત્યારે માંજીઓએ કહ્યું કે "તેમ કદિ બનશે નહિ, કારણ કે જે બોટ આગળ જતી હોય તેને પાછી હઠાવી બીજી બોટને આગળ જવા દેવાનો કાયદો નથી; માટે જો તેને જરૂરીઆતથી પોતાની બોટ આગળ લઈ જવી હોય તો ભલે તે નદીના મધ્યભાગમાં થઈને આગળ લઈ જાય." એમ કહી અમારા માંજીઓએ પણ બોટને દોરડાવતી ખેંચવા માંડી, જેથી તેની બોટ આગળ જઈ શકી નહિ. આથી તેને ઘણો જ ગુસ્સો ચઢવાથી ખેંચવાનું દોરડું મૂકી દઇ દોડતો દોડતો તે માંજીઓના ઉપર ધસી ગયો. તે માંજીઓમાંથી બે માંજીઓ દોરડું મૂકી નાશી ગયા, ને જે માંજી દોરડું ખેંચતો હતો તેના દોરડા ઉપર પગ મૂકી ચાલતી બોટને બંધ રખાવી તે પોતાની બોટને આગળ ચલાવી ગયો, તેથી અમારા માંજીઓને ઘણું જ ખોટું લાગ્યું ખરૂં, પણ તે યુરોપીઅન આગળ કાંઈ ચાલ્યું નહિ, પરંતુ તે વખતેથી તેનું વૈર લેવાનો તેમણે નિશ્ચય કર્યો. હવે યુરોપીઅન તો પોતાની બોટને પોતે છોકરા

સાથે છાછરા પાણીમાં ઉતરીને દોરડાવતી ખેંચીને જેમ બને તેમ જલદી આગળ જવા લાગ્યો, તે સાદીપોરમાંથી બીજા ખેંચનાર માણસો આવતા સુધીમાં તો તે અમારી બોટથી અરધા માઈલ જેટલો ચઢતા પાણીએ આગળ ચાલી ગયો. જ્યારે તેનાં માણસો ગામમાંથી આવ્યાં ત્યારે તો પોતે માણસો સહિત બોટને ઝપાટાબંધ ચલાવવા લાગ્યો. હમારા માંજીઓએ નિશ્ચય કર્યો કે તેને આગળ જવા દેવો નહિ, ને સાંજ પડતાં પડાવ નાખવા માટે પણ સારી જગ્યા આપણે રોકી લેવી. એ હેતુથી તેઓ અમારી બોટને મુસીબત વેઠીને પણ એવી તો ઝપાટાબંધ ચલાવવા લાગ્યા કે તે બોટનું અરધા માઈલનું છેટું ભાગી લગભગ નજીક આવી પહોંચ્યા. જેમ જેમ યુરોપીઅન અમોને નજીક આવતા જોતો ગયો તેમ તેમ કમ્મર સુધીનાં પાણીમાં ઉતરી તેની બોટને આગળને આગળ જોરથી ખેંચી ચલાવતો ગયો, છતાં ભોગ ચોઘડીએ એવું બન્યું કે તેની પાછળ કીચનબોટ ને શિકારો જે દોરડાથી બોટ સાથે બાંધ્યાં હતાં તે દોરડું તૂટવાથી છૂટાં પડી ગયાં. થોડા વખત સુધી તો તેની તેને ખબર પણ રહી નહિ, પણ તેની મડમે તે જ્યારે જોયું ત્યારે તેમાંના બે માંજીઓ તેને લેવા પાછા ગયા, જેથી યુરોપીઅનવાળી બોટ યુરોપીઅનના ખેંચવા છતાં પણ અમારાથી ધીમી ઝડપે જવા લાગી ને અત્રે નદીનો પટ વિશાળ હોવાથી અમોએ અમારી બોટ તેની આગળ ચલાવી લીધી. તેથી તે વધારે ચીડાઈને પોતાના માંજીઓને ઘણી ધમકી આપી કહેવા લાગ્યો કે " તમે કીચનબોટ કેમ બરાબર બાંધી નહિ ? " એ પ્રમાણે તે બોલતો જ રહ્યો ને હમારી બોટ તો તેનાથી વધારે ને વધારે આગળ ચાલવા માંડી. જ્યારે કીચનબોટ લઈ તેના માંજીઓ આવ્યા ત્યારે તેણે પાછી ઝપાટાબંધ પોતાની બોટ ચલાવી, છતાં અમારા માંજીઓ તેનાથી પણ વિશેષ જોરમાં ચલાવતા હોવાથી તેમની અથાગ મહેનત હોવા છતાં પણ તે બીલકુલ આગળ થઈ શકયા નહિ, ને અમોએ ધારેલી જગ્યાએ પહોંચી જઈ સારી સગવડ-

વાળી જગ્યાએ હમારી બોટ થોભાવી દીધી તેથી તે યુરોપીઅન ઘણો લજવાઇ ગયો ને અમારી આગળ બીજી સારી જગ્યા હતી છતાં ત્યાં આવવાની પણ હિંમત કરી શકયો નહિ ને પાછળની સાધારણ જગ્યામાં તેણે પોતાની બોટને થોભાવી દીધી. એમ કેટલીક વખત માંજીઓની રસાકશીને લીધે બોટ ચલાવવામાં સરત જેવું થઇ જાય છે.

બીજે દિવસે સવારે ૫ વાગે અમોએ બોટ હંકારાવીને બપોરે ૧ વાગે અમો ગંધરબલ આવી પહોંચ્યાં. ત્યાં નદીના પૂલના પહેલાં ઉતરતા પાણી તરફ ૪૦૦ ફૂટ દૂર જમણે કિનારે બજાર આગળ હાઉસબોટ ઉભી રાખી કિનારાની છૂટી જમીનમાં તંબુ ઠોકી તેમાં રસોઇ કરતાં ને હાઉસબોટમાં જ રહેતાં હતાં.

આ સ્થળે જ દરેક હાઉસબોટને થોભાવી શકાય છે, ને અત્રેથી નદીના મુખ તરફ ૦ાા માઇલ જેટલી લંબાઇની ને ૪૦૦ ફૂટ જેટલી પહોળાઇની નદીના કીનારે સપાટ જમીન છે, ત્યાં પણ જેઓ હાઉસબોટમાં હવા ખાવા તથા રહેવા આવે છે. તેઓ પોતાના તંબુમાં અત્રે આવીને રહે છે. **ખીરભવાની**ના રસ્તે જતાં પણ નહેરપર જ્યાં જ્યાં ખુલ્લી જગ્યા છે ત્યાં પણ તંબુ નાખીને રહી શકાય છે, તેમજ તે નહેરોમાં હાઉસબોટ લઇ જઈને પણ રહી શકાય છે.

## રસ્તો બીજો, સડકને રસ્તે ગંધરબલ.
## શ્રીનગરથી ગંધરબલ માઇલ ૧૩.

જેઓ ફક્ત **ગંધરબલ** જોવા માટે કે **ખીરભવાની**ના દર્શનાર્થે જાય છે તેઓ તો ટાંગામાં જઇ આ સ્થળ જોઇ દેવીનાં દર્શન કરી શ્રીનગર તેજ દિવસે પાછા આવે છે. ત્યાં જવા આ-વવાનું ટાંગાનું ભાડુ ૩ થી ૪ રૂપીઆ છે. સ્પેશ્યલ મોટરો પણ મળી શકે છે, જેના ૮ થી ૧૦ રૂપીઆ લે છે.

શ્રીનગરથી પરભાર્યો જ આ ઉપર કહેલો બીજો રસ્તો જાય છે, પ્રથમ ૫ માઇલે **નવસેરા** ગામ ને **ચારનાગનો ચશ્મો**

છે. ત્યાં પોસ્ટઑફિસ ને સ્કૂલ પણ છે. ત્યાંથી ૧ માઈલે **સુરેહ** ગામે જકાતનું નાકું છે, અને આચારલેકની ઝીલ છે. તે પછી ૧॥ માઈલે **પાતાછુક, ગોટલબાગ કે દેહાત** અને **મલ્લા-સાહીનો** મુકામ આવે છે. અત્રે સૅન્ટ્રલ એશીઆના માલની જકાતનું નાકું છે. અહીંથી ગંધરબલ થઇ ખીરભવાની ન જતાં પરભાર્યા બીજે રસ્તે પણ **ખીરભવાની** જવાય છે, તેમ અત્રેથી **ગંધરબલ** પણ જવાય છે.

## ૩ જો રસ્તો મરનાળાનો.

નાના શિકારા છાછરા પાણીમાં પણ ચાલી શકતા હોવાથી શ્રીનગરથી એક **મરનાળા** નામની પાણીની નહેર કાઢેલી છે. આવે ટુંકે રસ્તે શિકારા જવાથી તે જલદી પહોંચી શકે છે, તેથી ફ્રુટવાળા, શાકભાજી વેચનારા વિગેરે શ્રીનગરથી શિકારામાં આવીને માલ વેચીને પાછા શ્રીનગર ચાલ્યા જાય છે. આ એક સાંકડી નહેરનો રસ્તો છે. ડલસરોવરનો ડલદરવાજો છે ત્યાંથી નીકળી આખા શ્રીનગરની બાજુએ તેના છેક છેડે થઈને જવાય છે. આ નહેર શહેરના ગંદામાં ગંદા ભાગમાંથી પસાર થતી હોવાથી નહેરના પાણીનો રસ્તો દુર્ગંધીવાળો હોઇ મુસાફરને જવા લાયક નથી કારણ કે મેલાના ડબ્બાઓ આમ તેમ નહેરમાં પડેલા હોવાથી શિકારા હાંકનારા માંજીઓ પણ વાસના છાક મારવાથી કંટાળી જાય છે. શહેર છોડયા પછી **ઇદગાહ** ને **અલીમસજીદ** પાસે થઇ તે **અચારસરોવર**માં દાખલ થઈ છેવટે સિંધ નદીના નાળાની ૨ માઇલની મુસાફરીએ **ગંધરબલ** પહોંચે છે.

આ સ્થળ ૬૦૦૦ ફૂટની ઉંચાઈપર આવેલું છે. અત્રેથી સિંધ નદીની સુંદર ખીણ શરૂ થાય છે, ને અત્રે ૬૦ થી ૭૦ ઘરોનું ગામ છે, તેમજ લીલાંછમ, જેવાં સપાટ મેદાનો રહેવાને લાયકનાં છે. ઘણા યુરોપીઅનો અત્રે પોતાની હાઉસબોટો લઈને હવા ખાવા આવે છે. અત્રે **પોસ્ટઑફિસ, તારઑફિસ, સ્કૂલ,**

પોલીસ ચોકી, જંગલ ખાતાની ચોકી ને નાનું દવાખાનું પણ છે. જોઇતું સીધું સામાન પણ મળે છે. ૧૦ થી ૧૫ દુકાનોનું બજાર છે. શાકભાજી પણ જૂજ શ્રીનગર કરતાં મોંઘે ભાવે પણ અત્રે મળે છે, તેમજ દરરોજ શિકારામાં શાકભાજી મેવો વિગેરે લાવી શ્રીનગરથી વેચનારા દરેક હાઉસબોટ પાસે આવી વેચી જાય છે ને તેવી જ રીતે બીજા વેપારીઓ પણ શ્રીનગરથી શિકારમાં દરરોજ આવી દરેક જાતનો કાશ્મીરી બનાવટનો માલ વેચી જાય છે. હાઉસબોટમાં રહેનારાઓ પોતાના શિકારામાં સિંધ નદીની સ્હેલગાહ કરવા પણ જાય છે. શ્રીનગર કરતાં અત્રેની હવા ઠંડી ને સ્વચ્છ છે, તેથી ઘણા માણસો અહીં ખાસ હવા ખાવાને પણ આવે છે.

## અત્રે વેપારીનો માલ ભરેલો ડૂબી ગયેલો શિકારો.

અમોને ગંધરબલમાં ગયે પાંચેક દિવસ થયા હતા તે સમયે એક મુસલમાન વેપારી પોતાના શિકારામાં ઉમદા ગાલીચા, ચાંદીનાં વાસણો, લાકડ કામ, ઉન ને રેશમી કાપડ વિગેરે વેચવા આશરે ૬ થી ૮ હજાર રૂપીઆનો માલ લઈને અત્રે આવ્યો હતો તે શિકારામાં બેસી દરેક બોટે ફરી ફરી પોતાનો માલ વેચતો અમારી બોટની આગળ પૂલ તરફ પોતાનો શિકારો થોભાવી કિનારાપર ખાવાને માટે બેઠો. પહેલે દિવસે સખત તાપ પડવાથી પહાડોપરનો ઘણો બરફ પીગળી તેનું ઘણું પાણી આ સિંધ નદીમાં ઘણે દૂરથી આવવાથી નદીમાં પૂર ચઢતું જતું હતું તે પાણીના વિશેષ વેગને લીધે બોટ કિનારા સાથે અથડાતાં એકદમ ઉંધી થઇ ગઇ, જેથી નૉટો, રોકડ નાણાંની પેટી ને દરેક માલ સાથે તે શિકારો પાણીમાં ડૂબી ગયો. તત્કાળ જમતાં જમતાં તે વેપારીને ખબર પડવાથી તેણે દોડી જઇને તે શિકારાને કિનારાપર ખેંચી કાઢયો, પરંતુ જેવો માલ પાણીમાં પડયો તેવો જ વહેતા પાણીમાં તણાઈ ગયો; જેથી તે વેપારીએ દરેકને પાંચ પાંચ રૂપીઆ આપવા કરી

પચીસ માણુસોને ઘણે દૂર સુધી પાણીમાં શોધ કરવા મોકલી દીધા; તેથી થોડા ઘણા ગાલીચા તેના હાથમાં આવ્યા. કાપડ, ચાંદી, લાકડકામ ને રોકડનાણાંની પેટી તો મળી જ નહિ. કુલ ૮ હજારના માલમાંથી ફકત ૨ાા હજારનો જ માલ તેને મળ્યો તેથી તે વેપારી નિરાશ થઈ રડતો કકળતો ૩ દિવસે શ્રીનગર પાછો ગયો.

શ્રીનગર ગંધરબલ વિગેરે સ્થળે લાકડાં મોઘાં મળે છે, ને ચીઠી લખી આપીએ તો જ લાકડાનો નીમેલો ઠેકેદાર લાકડાં તોલીને આપે છે; પરંતુ **ગુલમર્ગને પહેલ**ગામમાં લાકડાં ઘણાં જ સસ્તાં મળે છે. એક ભારી સારાં લાકડાં ૨ આનાથી ૩ આનામાં મળી શકે છે.

અત્રે ફરવા જવા માટે ઘોડાઓ ઘણા સારા ને સસ્તા દરે મળે છે ને જો એક જણ પાસે ઘોડો મંગાવ્યો હોય તો દસ વીસ જણા પોતપોતાના ઘોડાઓ લઇને આવે છે.

અત્રે રહેવાને માટે આવેલા મુસાફરોની સરકારી ચોકીદાર તપાસ રાખે છે; ને તે આપણું નામ પોતાની નોંધબુકમાં નોંધી સહી કરાવી લે છે. એજ પ્રમાણે કેટલાક બીજા સ્થળોએ પણ સરકારી પોલીસ મુસાફરોની તપાસ રાખી તેમનું નામ ઠામ નોંધી સહી કરાવે છે.

અત્રે પાણી સિંધ નદીનું પીવું નહિ પણ પૂલ પાસે ઠેકેદારના લાકડાવાળા કમ્પાઉન્ડમાં પાણીના બે ત્રણ ચસ્મા છે તેનું પાણી પીવું ફાયદાકારક છે. તેવા જ ચસ્મા ખીરભવાની તરફ જતી નહેરપર પણ છે, જેનું પાણી ત્યાં નજીક રહેતા હાઉસબોટવાળા ઉપયોગમાં લે છે.

મુસાફરે યાદ રાખવું કે જ્યાં જ્યાં ચસ્માનું પાણી હોય ત્યાં ત્યાં તજવીજ કરાવીને ચસ્માનું જ પાણી પીવું, પણ જ્યાં ચસ્માનું પાણી ન હોય ત્યાંજ ફકત નદીનું પાણી પીવું.

અત્રે પૂલ પાસે સિંધ નદીમાં ઘણાં બતકોનાં ટોળેટોળાં આપણી હાઉસબોટની નજીક તરતાં ને પોતાના કલરવ મધુર

ને મીઠા શબ્દો બોલતાં આજુબાજુ જ્યારે ફરે છે ત્યારે આપણુને કહિ નહિ જોયેલી ને નહિ અનુભવેલી એવી નવીજ મોજમઝા તેઓ પૂરી પાડે છે, ને તે દેખાવ પણ ઘણો જ આકર્ષક ને ખુશકારક લાગે છે.

તેમજ, અત્રેથી એક સડક **દુદર્હા** ગામે પણ જાય છે તે ઉત્તમ આબોહવાનું સ્થળ હોવાથી કેટલાક મુસાફરો થોડો વખત ત્યાં રહેવાને માટે પણ જાય છે. ત્યાં હિંદુઓની વસ્તી, પોસ્ટ, સ્કૂલ ને ધર્મશાળા પણ છે.

ગંધરબલના બજારથી પોસ્ટ તરફ જતાં વચમાં રસ્તાની જમણી બાજુએ જેમાં ૧૨ માણસો ઉભા રહી શકે ને ગમે તેવો વરસાદ પડતો હોય તો પણ ભીંજાય નહિ તેવું, અદ્ભુત કુદરતી પોલાણવાળું, એક ચીરનારનું ઝાડ છે.

અત્રેથી **જોજીલાપાસ, બાલટીસ્તાન** ને **કેતુમાઉન્ટ** તરફનો રસ્તો છે, જ્યારે બીજો રસ્તો **લદાખ** તરફ જાય છે કે જ્યાં વચમાં **બુદ્ધિષ્ઠ** દેવળ આવે છે.

આ સ્થળેથી **લદાખ** કે **અમરનાથ** તરફ જતાં યાત્રીને જોઇતા મજુર, ઘોડા વિગેરેનો બંદોબસ્ત થઇ શકે છે, અથવા તે પછીના **કંગન** કે **સુનમર્ગ**નાં સ્થળોએ સરકાર તરફથી નીમેલા ઠેકેદારોની મારફતે થઇ શકે છે. મોસમમાં એ સ્થળોએ રાજ્યના અધિકારી પણ હોય છે.

## આચાર સરોવર (અચારલેક).

શ્રીનગરના પહેલા પૂલથી આ **આચાર સરોવર** ૪ માઇલ છે. ને ઘણા માઇલોના વિસ્તારમાં છે. તે કમળો ને શીંગોડાના રોપાઓ અને બીજા નિરૂપયોગી રોપાઓથી ભરપૂર છવાયેલું ને છાછરા પાણીથી ભરપૂર છે. તેની પૂર્વ તરફના કિનારે **વિચારનાગ** આવેલું છે. ગંધરબલમાં રહીને આ સરોવરમાં **સહેલગાહ** કરવા જઇ શકાય છે.

## જેલમ નદીની નુરૂકેનાલ નામની નેહેર.

તેમજ સાદીપુરથી કિનારે આવતી જે નેહેર, ૮ માઇલની હોઇ, પાછી **વુલરસરોવર** આગળ જેલમનેજ મળે છે તેને **નુરૂકેનાલ** કહે છે. તે નેહેરને રસ્તે ૬ માઇલ જ્યાં **શંબલ** નામનું ગામ આવે છે ત્યાં શિકાર કરવાની જગ્યા છે. ને ત્યાં તંબુ ઠોકીને રહેવા લાયકની પણ જગ્યા છે. અત્રેથી આ નેહેરની બીજી નાની એક નેહેરનો ફાંટો **માનસબલ** સુધીનો છે; જેથી **સાદીપુર**થી પરભાર્યા શિકારા ને હાઉસબોટને રસ્તે માનસબલ જનાર **નુરૂકેનાલ** નામની નેહેર મારફતે **શંબલ** ગામે આવીને તે નેહેરના ફાંટા મારફતે માનસબલ જઇ શકે છે.

## માનસબલ સરોવર.

આ સ્થળ ગંધરબલથી ૬ માઇલપર છે. ત્યાં ગાડી, મોટર વિગેરે જઇ શકતાં નથી, તેથી પગે ચાલીને કે ઘોડા ઉપર જઈ શકાય છે. મહામુશીબતે ટાંગાઓ જાય છે, પણ તે જવું જોખમ ભરેલું છે. **અહતેંગ** નામની પહાડની ઉંચી ટેકરીની તળેટીમાં આ એક કાશ્મીર દેશનું સુંદર સરોવર આવેલું છે. જે ૨ાા માઇલ લાંબું, ૧ માઇલ પહોળું ને ૪૦ થી ૫૦ ફૂટની ઉંડાઇનું, નિર્મળ ને સ્વચ્છ જળથી ભરપૂર ને પર્વતોની વચ્ચે આવેલું છે. ત્યાં જતાં રસ્તામાં **નેપુર** ગામ આગળની સપાટ જમીનમાં અને પહાડોની ઢળાણ પડતી જમીનમાં સુંદર દ્રાક્ષોના બગીચાઓ આવી રહેલા છે. ત્યાં ડાબી બાજુના કિનારાપર **કુંદબળ** નામે ગામ છે ને જમણી બાજુના કિનારે થોડાં છાપરાં છે. તળાવમાંની છાછરી જગ્યાઓમાં કમળનાં પાંતરાં ને વેલાઓ ભરપૂર ઉગેલાં હોય છે. તેનો ઉપયોગ પાસેના ગામના માણસો શાકભાજી કરવામાં કરે છે. આ સરોવરમાં સિંધુ નદીનું નેહેર મારફતે પાણી આવે છે, ને તે **સંબલપુર** આગળ **જેલમની નુરૂકેનાલ** નેહેરને મળી પછી બે માઇલ જતાં **જેલમમાં મળી જાય છે.**

જુલાઇ માસમાં તેમાં ઘણાં કમળો થાય છે, તેથી તેની રમણીયતામાં ઓર વધારો થાય છે. તંબુ નાખીને રહેવા લાયકની ને ઉત્તમ આબોહવાવાળી તે જગ્યા મનપસંદ પડતી જણાય છે, પણ ખાવાની ચીજો કાંઇ મળે તેમ નથી તેથી ત્યાં રહેનારે સર્વે ચીજો ગંધરબલથી મંગાવવી કે લઇ જવી જોઇએ કેમકે તે એકાન્તવાસના જંગલ જેવું છે. આ સ્થળ એકાન્ત અતિ રમણીયતાથી ભરપૂર છે. હવા ખુલ્લી ને આરોગ્યતાને વધારનારી છે. અત્રે ડાબી બાજુના ગામ તરફ ઉંચાઇએથી પાણીનો એક ધોધ તળાવમાં પડે છે. તે જોવાની ગમ્મત પડે તેવો છે. શિકારીઓને મચ્છીનો શિકાર આ સરોવરમાં કરવાની અચ્છી મઝા પડે છે.

**નુરજહાન** ઘણી વખત પોતાના સ્વામી સાથે અત્રે આવીને રહેતી હતી, ને તે વખતે મોગલ બાદશાહે અત્રે સુંદર બંગલો ને બગીચો બનાવેલો હતો એમ કહે છે. માનસબલ જોઇને પાછા ગંધરબલ જ આવવું પડે છે, ને જેમને રહેવાની ઇચ્છા હોય તેઓ હાઉસબોટમાં કે તંબુમાં ત્યાં રહી પણ શકે છે.

## શિકાર બાબત.

અત્રે શિકાર કરવા માટે કાશ્મીર રાજ્ય તરફથી પરવાનો મેળવ્યા બાદ શિકાર થઇ શકે છે. વગર પરવાને શિકાર કરનાર રાજ્યનો ગુનેગાર ગણાઇ શિક્ષાને પાત્ર થાય છે. દર વર્ષે શિકાર કરવાના કાયદાનું ચોપાનીઉં સરકાર તરફથી બહાર પડે છે. તે પ્રમાણેના કાયદાને અનુસરીને જ શિકાર થઇ શકે છે.

અત્રે યુરોપીઅનો તેમજ બીજી હરકોઇ જાતના શિકારોના શોખીન મનુષ્યો દર વર્ષે શિકાર કરવા આવે છે, કેમકે અત્રેના જંગલોમાં ગીચ ઝાડીઓ ઘણી હોવાને લીધે ઠેક ઠેકાણે જોઇતો શિકાર મળી શકે છે. ઘણે ભાગે રીંછનો શિકાર વિશેષ કરવામાં આવે છે. ઘણે ભાગે રીંછ રાત્રે અખરોડ, બદામ વિગેરે ફળો ખાવા માટે ઝાડપર ચડે છે. તેવા સમયનો લાભ લઇ શિકા-

રીઓ તેનો સહેલાઇથી શિકાર કરી શકે છે. તેમજ, તે રીંછો મકાઇના પાકનાં ખેતરો તરફ પણ ઘણુંખરાં દેખાય છે. અત્રે કાળા ને પીળાશ પડતા સફેત રંગનાં રીંછો, જંગલી ડુક્કર, સાબર, જંગલી બકરા, કવચિત્ હરણો ને ચિત્તા વિગેરેનો શિકાર પણ હોય છે.

તેમજ કેટલાંક સરોવરોના કિનારે ઘાડી ઝાડીમાં પણ પશુઓનો શિકાર થઇ શકે છે; જ્યારે નદીઓને સરોવરોનાં પાણીમાં મચ્છીનો શિકાર થઇ શકે છે. ઘેટાની જાત જેવાં પશુઓ, વનગાય, રાનીડુક્કર, યાક વિગેરે પુષ્કળ પ્રાણીઓ શિકાર કરવા માટે અત્રેના જંગલોમાં છે. ઉંચાઇના જંગલોમાં કસ્તૂરીમૃગ, તરેહ તરેહનાં વિલાયતી પક્ષિઓ, ને પાણીમાં જાતજાતની મોટા જથ્થામાં ઘણે સ્થળે મચ્છીઓ ને બતકો પણ છે. સિંહ ને વાઘ જેવાં હિંસક પ્રાણીઓ આ દેશમાં નથી; પરંતુ અત્રેના કોઇક જંગલોમાં ફક્ત ચિત્તા કવચિત્ હોય છે.

શ્રીનગર આગળની જેલમ નદીમાં **માર્તંડ, વેરીનાગ, અનંતનાગ** ને **હારવન** આ સ્થળોએ મચ્છી પકડવાની સખત મનાઇ કરેલી છે, તેમજ બાકીની પણ જ્યાં મનાઇ કરેલી હોય તે સિવાયના હરેક પાણીવાળા સ્થળોએ મચ્છીનો શિકાર થઇ શકે છે.

આખા પ્રદેશમાં જ્યાં જ્યાં શિકારને માટે રિઝર્વ્ડ જગ્યાઓ રાજ્ય તરફથી રાખેલી હોય, તેમજ જ્યાં શિકાર કરવાની મનાઇ કરેલી હોય ત્યાં બીજા કોઇને શિકાર કરવા દેવામાં આવતો નથી. તેવે સ્થળે ખુદ મહારાજા પોતે કે તેમના ખાસ મહેમાનો જ શિકાર કરી શકે છે.

## શિકાર કરવાની જગ્યાઓ.

**ગંધરબલ, શંબલ, ગુલમાર્ગ, ફિરોજપુરનાળા, કુકુન્નાગ, પેહેલગામ, ચંદનવાડી, સુનમર્ગ, કીસ્ટવાર, પામીર, ગુરેજ, એસટોર, આઇબેકસ, અસ્કરદુ, ગીલજીત, લદાખ,**

**બાલટીસ્તાન, તીલાઇલ** વિગેરે શિકારનાં સ્થળો છે, જેમાંનાં કેટલાંક સ્થળો પશુઓના, કેટલાંક પક્ષિઓના ને કેટલાંક મચ્છીઓના શિકાર કરવા માટેનાં છે.

## શિકારને લગતા કાયદાઓ.

શિકાર કરવા માટે રાજ્ય તરફથી છાપેલા નિયમો દર વર્ષે પ્રકટ થાય છે. અરજ કરવાથી તે નિયમોનું છાપેલું પેમ્ફ્લેટ મળે છે. તેમાં શિકાર ક્યાં કરવો, ક્યાં ન કરવો, વિગેરેનું સવિસ્તર વર્ણન આપેલું છે, તે મંગાવી વાંચવાથી પુરી માહીતી મળશે. કાશ્મીરના જુદા જુદા સ્થળોએ શિકાર કરવા માટેના કાયદાઓ જુદા જુદા હોય છે. **એપ્રીલ**માં શ્રીનગરમાંથી ને **મે**ની શરૂઆત પછી જુદેજુદા સ્થળોએ નીમેલા શિકારખાતાના ડાયરેકટર અધિકારીને અરજી કરવાથી લાઇસન્સ મળી શકે છે. તેમાંના કેટલાક નિયમો નીચે પ્રમાણે છે:—

આ કાયદા યુરોપીઅન, દેશી, અત્રેના વતની કે પરદેશી એ બધાઓને એક સરખા લાગુ પડે છે. તેમજ, કાશ્મીરમાં આવેલી જ્યાં જ્યાં હરકોઇ ધર્મના તીર્થની પવિત્ર જગ્યાઓ મુકરર કરેલી છે. ત્યાં ત્યાં શિકાર થઇ શકતો નથી. વળી, મહારાજાની જેને પરવાનગી મળી હોય તેનેતો કોઇપણ કાયદાઓ લાગુ પડતા નથી, જેથી તે ગમે તે સ્થળે ને ગમે તે જાનવરને ગમે તે સમયે મારી શકે છે. રાજ્યની રિઝર્વ રાખેલી શિકાર કરવાની જે જે જગ્યાઓ છે ત્યાં પણ કાયદાઓ લાગુ પડતા નથી. તાબાના ખંડીઆ રાજાઓના મુલકમાં તે તે રાજાઓની રજા લીધા સિવાય શિકાર થઇ શકતો નથી. **ટિબેટ**માં આવેલા **ગીલગીટ** પ્રાંતમાં શિકાર કરવા માટે **પોલીટિકલ એજન્ટ**ને અરજી કરવી પડે છે. **લદાખ** અને **બાલટી સ્થાન**માં શિકાર કરવા માટે ત્યાંના શિકારખાતાના નીમેલા **ડાયરેકટર** પાસેથી પરવાનો મેળવી શકાય છે.

જે સમયની મુદ્દત દરમિયાન જે સ્થળે જે જે જનાવરનો શિકાર કરવા માટે પરવાનામાં લખ્યું હોય તે સમય ને તે

સ્થળ સિવાયના બીજે કોઇ સ્થળે, ને પરવાનામાં લખ્યા સિવાયના કોઇ અન્ય જાનવરને મારનાર પણ ગુનેગાર ગણાય છે. સખ્ત મનાઇ કરેલા જાનવરોને મારનારને ગુનેગાર ગણવામાં આવે છે.

પોતાની બંદુકનું નામ રજીસ્ટર કરાવવું જોઇએ. એક શિકારી પાર્ટી શિકાર કરવા જતી હોય તેની પાસે ત્રણ બંદુકોથી વધારે રાખવા દેવામાં આવતી નથી. કસ્તૂરીમૃગની કોથળી, શિકારમાં મારેલા જાનવરોની ચામડી કે શીંગડાં બહારગામ મોકલવાની ને વેચવાની મનાઇ છે.

જે ઋતુમાં બતક વિગેરે પક્ષિ ઉછેરવામાં આવે છે તે ઋતુમાં તેમને પકડવા કે મારવાની મનાઇ છે.

કાયદામાં જેટલી બંદુકો રાખવાની પરવાનગી મળી હોય તેટલી જ પાર્ટીમાં ગમે તેટલાં માણસો હોવા છતાં, લઇ જવા દે છે. માર્ચની ૧૫ મીથી નવેમ્બરની ૧૫ મી સુધીમાં શિકાર કરવાને નક્કી કરેલાં દરેક સ્થળોને દરેક જાતનાં જાનવરો મારવા માટેના સામટા લાઇસન્સની ફીનો ચાર્જ રૂપીઆ ૧૨૫ છે; પરંતુ તેજ સમયમાં રૂપીઆ ૪૦ થી લાઇસન્સ મેળવનારને ફક્ત ભૂરાં રીંછ, ચિત્તા ને ડુક્કરોનો જ શિકાર કરવા દેવામાં આવશે.

શિયાળામાં ૧૬ મી નવેમ્બરથી ૧૪ મી માર્ચ સુધી લાઇસન્સ રૂપીઆ ૭૫ માં આપે છે; જ્યારે **ટિબેટમાં** આવેલા પ્રદેશમાં તારીખ ૧૬ મી નવેમ્બરથી ૧૪ મી માર્ચ સુધીના શિયાળામાં રૂપીઆ ૨૦ થી લાઇસન્સ આપવામાં આવે છે, ને તે લાઇસન્સ **ગીલગીટના પોલીટિકલ એજન્ટની** ભલામણથી શિકારખાતાના **ડાયરેકટર** પાસેથી મળે છે.

બતક વિગેરે પક્ષિઓના શિકારનું લાઇસન્સ રૂપીઆ ૫૦ થી મળશે; તેમજ નાના શિકારોનું બે મહિનાનું લાઇસન્સ લેનારને રૂપીઆ ૩૦ થી મળશે. એક સ્પેશ્યલ લાઇસન્સ જૂદું રૂપીઆ ૫૦ માં આપવામાં આવે છે. તેમાં કાયદામાં જણાવ્યા

જેટલાં જ જાનવરો મારી શકાશે; છતાં બેદરકારીથી બીજાં જાનવરોને મારનારનો તેવા દરેક શિકાર માટે બીજા રૂપીઆ ૫૦ વધારે ભરીને સ્પેશ્યલ લાઇસન્સ લેવાની ફરજ પાડવામાં આવે છે.

લાઇસન્સ આપવું કે નહિ તે સરકારની મરજી ઉપર આધાર રાખે છે. લાઇસન્સ લીધા પછી તે ન વાપરવું હોય તો તેના લીધેલા પૈસા પાછા મળશે નહિ; પરંતુ રૂપીઆ ૭૫ કે ૧૨૫ વાળું લાઇસન્સ લેનાર પાસેથી નાના લાઇસન્સની રકમ બાદ કરી બાકીના વધારાના પૈસા જ લેવામાં આવશે.

શિકાર કરવા માટે મેળવેલા પરવાનાવાળા સખ્સની સાથે જનાર માણસ શિકારી તરીકે જઇ શકશે નહિ. તેણે પણ શિકારખાતાના **ડાયરેકટર** પાસેથી તે શિકાર કરી શકે તેવી જાતનું મળતું લાઇસન્સ મેળવવું જોઇશે, શિકારીઓએ શિકાર કરવા માટે પોતાની સાથે કોઇપણ ગામડાના માણસને શિકારી તરીકે રાખ્યો હોય તો પ્રથમથી જ તેનું નામ, ગામ ને ઠેકાણું ડાયરેકટરને લખી જણાવવું જોઇએ.

કાયદાના ભંગ કરનારને તેના કાયદા ને ગુનાના પ્રમાણમાં વત્તા ઓછા દંડની કે ઓછી વત્તી જેલની કે દંડ ને જેલની એમ બન્ને જાતની શિક્ષાઓ કરવામાં આવશે, ને તેની બંદુક ને જે બીજાં હથિઆર હશે તે પણ જપ્ત કરવામાં આવશે. એટલું જ નહિ પણ, સાથે રાખેલા શિકારી કૂતરાઓ ને શિકાર કરવાની બહાદુરીનાં કારણે મળેલી ઇનામી ચીજો કે ટાઇટલ પણ જપ્ત કરવામાં આવશે, તેમજ ગુનેગાર શિકારીનું એક વર્ષને માટે કે યોગ્ય લાગે તેટલી મુદતને માટે લાયસન્સ પણ બંધ કરવામાં આવશે.

રાજ્યની હદના માણસનો ઇન્સાફ રાજ્યની કોર્ટોમાં થશે, જ્યારે પરરાજ્યના ગુનેગારોનાં બંદુક વિગેરે હથિયારો, કૂતરાઓ ને ઇનામી ચીજો વિગેરે આ રાજ્યમાં જપ્ત કરવા ઉપરાંત તેનો કેસ તેના મુલકના રેસીડેન્ટ ઉપર મોકલી યોગ્ય નિકાલ

કરવામાં આવશે. ઉપલા ગુનેગારોપર કેસ કરી શકાય એવા ગુનાઓ સાબીત થતાં, તે ગુનાની ખબર રાજ્યના અધિકારીને આપી હશે તેને ઇનામ આપવામાં આવશે. કેસ ચલાવનાર મૅજીસ્ટ્રેટની મરજી પ્રમાણે ઇનામ કેટલું આપવું તે નક્કી કરી શકાશે. વધારેમાં વધારે તે ઇનામ ગુનેગાર પાસેથી વસુલ કરેલા દંડની રકમ સુધીનું હોય છે. શિકારખાતાના બંદોબસ્તની તપાસ રાખનાર નોકર જે બીજાઓએ કરેલા ગુનાની ખબર આપે તેને પણ ઇનામ મળી શકે છે. સૂર્યાસ્તથી તે સૂર્યોદય સુધીના વખતમાં શિકાર કરવાની સખ્ત મનાઇ કરવામાં આવી છે.

શિકાર કરવાની મુદત પુરી થયા પછી શિકાર બંદોબસ્તખાતાના **ડાયરેકટર** ઉપર લાઇસન્સ પાછું મોકલવું, ને મારેલાં જાનવરોનું વિગતવાર લિસ્ટ પણ તેની સાથે મોકલવું. તેણે શિકારખાતાના કોઇ પણ નોકરને બક્ષિસ આપવી નહિ, અને તે ખાતાના નોકરોએ જે કાંઇ ભૂલચૂક કરી હોય તેનો રિપોર્ટ પરભાર્યો નીમેલા ડાયરેકટરને કરવો. બક્ષિસ લેતાં માલમ પડેલા નોકરોને બરતરફ કરવામાં આવશે.

શિકાર કરતી વખતે શિકાર હાંકનારને કે બીજા કોઇ સ્ટેટના રહેવાસીને ઇજા થઇ હોય તો તે માણસનાં નામ, ઠામ ને ઠેકાણું સાથે તે બનાવ કેવી રીતે બન્યો વિગેરે રિપોર્ટની પૂરી હકીકત શિકારવ્યવસ્થાના ડાયરેકટર ઉપર મોકલવી, ને ઘાયલ થયેલા માણસને કે તેના સગાવહાલાને બદલા તરીકે જે પૈસા આપ્યા હોય તે બાબત પણ તેમાં જણાવવી. જો તેમ જણાવવામાં આવશે નહિ તો માલમ પડતાં બીજી વખતે લાઇસન્સ આપવામાં આવશે નહિ.

ઉપલા દરેક ગુનાઓમાંના કેટલાક ગુનાઓ માટે કાયદાઓમાં છૂટછાટ મૂકવાને નેકનામદાર મહારાજાસાહેબ સંપૂર્ણ ને સ્વતંત્ર મુખતીઆર છે. લાઇસન્સ મેળવવાની અરજી શિકારની વ્યવસ્થાના ડાયરેકટરને જાતે કે ટપાલ મારફતે કરવી; પરંતુ

લાઇસન્સનાં સાધારણ બીજાં કામકાજો માટે "શિકારવ્યવસ્થા ખાતાની ઑફિસ, શ્રીનગર." એ પ્રમાણે પોસ્ટ મારફત કરવી.

## અત્રે વગર પરવાને મચ્છીનો શિકાર કરતાં યુરોપીઅનનો થયેલો કેસ.

અમો જ્યારે **ગંધરબલ**માં હતા ત્યારે એક યુરોપીઅન વગર પરવાને પૂલ આગળ નદીમાં શિકારાને રાખી માછલાં પકડતો હતો. તેને ત્યાંના સરકારી પોલીસે જોતાં તેની પાસેથી શિકાર કરવાને પરવાનો માગ્યો, તે નહિ બતાવતાં ગુસ્સે થઈ તેની કાંઇ પણ દરકાર કરી નહિ. એ સિપાઇ રાજ્યનો શિકાર કરવાનો કાયદો બરાબર જાણતો હોવાથી પરવાનો બતાવવા માટે ઘણો જ આગ્રહ કરવા લાગ્યો. યુરોપીઅનના મનને એમ હતું કે દમદાટી કરવાથી તે પરવાનો જોયા વિના ચાલ્યો જશે, પરંતુ આ સિપાઇએ તો પરવાનો માગવાની જીદ પકડી, છતાં જ્યારે યુરોપીઅને તે ન બતાવ્યો ત્યારે તેને શિકારામાં જઇ પકડીને ચોકી ઉપર લઇ જવા લાગ્યો. તે વખતે તે યુરોપીઅને ઘણી જ રકઝક કરી પણ તેનું કાંઇ ચાલ્યું નહિ, ત્યારે લાંચ આપવાની યુક્તિ કરી ૩૦ રૂપીઆની નોટો તેને આપી પોતાને છોડી મૂકવાને કહ્યું; પરંતુ સિપાઇને ઘણો સતાવેલો હોવાથી તે એકનો બે થયો નહિ :ને તેને પોતાના ઉપરી અમલદાર પાસે **પોલીસચોકી**માં લઇ જઇ તેની ઉપર કામ ચલાવ્યું હતું. પરિણામ શું આવ્યું તે અમોને ખબર નથી; પરંતુ એવા મિજાજી યુરોપીઅનોને પણ ઘણે ભાગે અત્રે રાજ્યના હુકમને તાબે થયા વિના ચાલતું નથી.

---

## દશ્ય ૨ જું.

## ખીરભવાની દેવીનું સ્થળ ને ગંધરબલથી સુનમર્ગ.

### ખીરભવાની દેવી.



આ સ્થળ **ગંધરબલ**થી ૨ા માઇલપર છે, ને ત્યાં **ખીરભવાની** નામની **દેવી**નું આખા કાશ્મીર પ્રદેશમાં જાણીતું **દેવળ** આવેલું છે. ને તે દેવળમાંની દેવીની ચમત્કારિક મૂર્તિને જ **ખીરભવાની** કે **તુલમુલ** પણ કહે છે. આ દેવળ રાજ્યની માલીકીનું ને રાજ્ય તરફથી બનેલું હોવાથી તેના ખર્ચ વિગેરેની વ્યવસ્થા પણ રાજ્ય તરફથી જ થાય છે.

આ સ્થળ **ગંધરબલ**થી બે માઇલપર **સુજ** કે **તુલમુલ** ગામ આગળ છે. ગામમાં ઘણા ભાગે બ્રાહ્મણોની વસ્તી છે. ત્યાં ઘોડાગાડી ને મોટરોમાં પણ જવાય છે, અને આ સ્થળ હિંદુઓનું સુપ્રસિદ્ધ કાશ્મીરમાં જાણીતું ને માનીતું તીર્થનું ધામ કહેવાય છે. આ સ્થળની ચારે બાજુએ પાણીના ઘણા ઝરાઓ ઠેકઠેકાણેથી નીકળે છે, ને તે સિંધ નદીમાંથી ઘણે ભાગે નીકળેલા હોય છે. માંદાઓને માટે, અત્રે **સેનેટેરિયમ** પણ છે.

કાશ્મીરમાં ખુદ મહારાજાથી તે ગરીબમાં ગરીબ દરેક હિંદુ, આ દેવીનું પૂર્ણ શ્રદ્ધાયુક્ત ભક્તિથી પૂજન અર્ચન ને વંદન કરે છે, ને દરવર્ષે જ્યારે જ્યારે ગરમીની ઋતુમાં મરહુમ મહારાજા જમ્મુથી કાશ્મીર આવતા ત્યારે ત્યારે પ્રથમ સર્વથી પહેલાં અત્રે આવી માતાજીનાં દર્શન કરી જ્યાં જવું હોય ત્યાં જતા હતા. અત્રે દરેક હિંદુ માસની સુદ ૮મે મેળો ભરાય છે, ને તેમાં પણ જેઠ સુદ ૮ નો તો મોટો મેળો દરવર્ષે ભરાય છે, ને તે અષ્ટમીને દિવસે વેદમંત્રોથી હવન, પૂજન, અર્ચન વિગેરે

થાય છે, ને તે દિવસે ગરીબોને અને બ્રાહ્મણોને રાજ્ય તરફથી ભોજન પણ અપાય છે.

## કલોલ તીર્થ.

પ્રથમ દરવાજામાં ૨૦ ફૂટ આગળ જતાં ડાબા હાથ તરફ વહેતી નદીમાં જ કુંડાકારે ઘાટ બાંધ્યો છે, તેને **કલોલતીર્થ** કહે છે. ત્યાં જઈ યાત્રી પ્રથમ સ્નાન કે આચમન કરે છે. તે પછી આગળ ચાલતાં કાળા પથ્થરથી જડેલો સમચોરસ ૧૫૦ ફૂટ જેટલો ચોક આવે છે. તે ચોકને ફરતી હલવાઇ, પૂજાપો, મોદીખાનું વિગેરે વેચવાની ૧૦ થી ૧૨ દુકાનો છે, ને તે ચોકના મધ્યભાગે એક ચણેલા ચોતરાપર ઘટાદાર ચીનારનું ઝાડ છે.

## દેવળનો કમ્પાઉન્ડ.

આ ચોકમાં જમણા હાથ તરફ ૨૮ ફૂટ લંબાઈ ને ૨૪ ફૂટ પહોળાઇના વિસ્તારવાળા ખુલ્લા કમ્પાઉન્ડને ચારે બાજુએ ફરતા ૪ ફૂટની ઉંચાઈના લોખંડના સળીઆ ભરી લીધેલા છે. તેમાં પશ્ચિમાભિમુખનો લોખંડનો ઝાંપો કરેલો છે.

## કમ્પાઉન્ડમાં આવેલો કુંડ.

તેના મધ્યભાગે પૂર્વ પશ્ચિમ ૨૦ ફૂટ લાંબો, ઉત્તર દક્ષિણ ૧૬ ફૂટ પહોળો, ૧૦ ફૂટ ઉંડો, ૪ ફૂટ સુધી પાણીથી ભરેલો, ને પાણીના લેવલથી ૬ ફૂટની ઉંચાઇનો, પાકા પથ્થરોથી ચણેલો, સુશોભિત ને પરમપવિત્ર **કુંડ** આવેલો છે. આ પવિત્ર કુંડમાં ચસ્માની માફક કુંડના તળિયેથી જ પાણી આવતું હોવાથી તે કુંડને **ખીરભવાનીનો કુંડ** કહે છે, જ્યારે તે ચસ્માના આવતા જળને **ખીરભવાનીનો ચસ્મો** કહે છે.

તે કુંડનું જલ પ્રથમ કહેલા **કલોલતીર્થ**માં જઇને મળી જતું હોવાથી તે **કલોલ** નામે પતિતપાવન પવિત્ર **તીર્થ** મનાય છે.

## કુંડના મધ્યે ખીરભવાનીનું દેવળ.

તે કુંડના મધ્યમાં કમ્પાઉન્ડની જમીનની ઉંચાઈ સુધીનો

ને ૬ ફૂટ સમચોરસ એવો **મંડપ** (ઓટલો) છે, ને તેના મધ્યમાં ૪ ફૂટ સમચોરસ ૬ ફૂટની ઉંચાઈનું ચતુષ્કોણાકારનું શિખરાકારે આરસપહાણનું બનાવેલું પશ્ચિમાભિમુખ દ્વારનું **ખીરભવાની** નામે દેવીનું મનોહર **દેવળ** છે.

## ખીરભવાની દેવી.

તેમાં ૯ ઇંચિ ઉંચાઈની ખીરભવાની દેવીની પશ્ચિમાભિમુખે બિરાજેલી દર્શનીય **પ્રતિમા** છે, જ્યારે તેમના જમણા હાથ તરફ ૪ ઇંચના ઘેરાવાનું ને ૧૦ ઇંચિની ઉંચાઈનું **શિવલિંગ** છે. એ પ્રમાણે અત્રેનાં **શિવપાર્વતી**નાં સ્વરૂપોને સમયાનુસાર વસ્ત્રાલંકાર પહેરાવવામાં આવે છે, ને નૈકભોગ ધરાવાય છે. દેવીની પ્રતિમા મનોહર, ચિત્તાકર્ષક ને દર્શન કરતાં આનંદદાયક લાગે તેવી દર્શનીય છે.

જ્યારે દેવીની પૂજા કરવા પૂજારીને આ દેવળમાં જવું હોય છે ત્યારે કુંડના કિનારાથી તે દેવીના મંડપવાળા ઓટલાની કિનાર સુધી લાંબું પાટીઉં મૂકીને તે જાય છે, ને પૂજા કરી રહ્યા પછી તે પાટીઉં ઉઠાવી લેવામાં આવે છે. **દૂધ**ને સંસ્કૃતમાં **ક્ષીર** કહે છે, ને માતાજીને તે ક્ષીર વિશેષ પ્રિય હોવાથી જ તેમનું (**ક્ષીરભવાની**) **ખીરભવાની** નામ પડેલું છે; ને તેથી જ દૂધ, ચોખા, ને ખાંડ વિગેરે અત્રે દર્શન કરવા આવનાર તે કુંડમાં નાખે છે.

દેવળના કમ્પાઉન્ડની બહાર સામી બાજુએ **હનુમાન** ને **રામચંદ્રજી**નાં નાનાં દેવળો છે. તે પછી **ધર્મશાળા** ને તે પછી દેવીની પાછળની બાજુ **શંકર**નું પણ નાનું દેવળ છે.

અત્રે ધર્મશાળાવાળા મકાનમાં મહારાજા તરફથી હમેશાં ૨૦ થી ૨૫ બ્રાહ્મણો ચંડીપાઠ તથા જપ જાપ કર્યાં કરે છે, તેની દેખરેખ રાખવા રાજ્ય તરફનો ચોકીદાર પણ ત્યાં હાજર જ હોય છે.

## કુંડના પાણીમાં થતો ચમત્કારી ફેરફાર.

આ કુંડના પાણીના રંગો ઘણી વખત બદલાય છે. પૂજારી તે કુંડના જળમાં એક વાંસડાથી હલાવીને તે રંગ બતાવે છે.

પૂર્ણ શ્રદ્ધાળુ મનુષ્યો આવે છે ત્યારે લાલ, ગુલાબી વિગેરે પાણીના રંગો થાય છે, ને જ્યારે કોઈ દુરાચારી આવે છે ત્યારે શ્યામ પડતો રંગ થઈ જાય છે. કોઈ કોઈ વખત દિવસમાં ત્રણ ચાર વખત રંગની અદલાબદલી થાય છે, એમ ઘણાઓનું કહેવું છે.

જ્યારે તદ્દન કાળો રંગ દેખાય ત્યારે કંઈક દેશમાં મોટું તોફાન થવાની નિશાનીની આગાહી (સૂચના) આપે છે, તેમજ આ દેવી હાજરે હજુર છે, તે તેના ચમત્કારોના પડછાઓ ઘણાઓને મળે છે એમ પણ દંતકથા ચાલે છે, તેથી આખા કાશ્મીર દેશમાં તેની માન્યતાની અતિ જાહેર પ્રસિદ્ધિને લીધે ઘણા હિંદુઓ આ સ્થળે વખતોવખત દર્શનાર્થે આવે છે, અત્રે દેવીનાં દર્શન કરીને પાછું **ગંધરબલ** જ આવવું પડે છે.

## ગંધરબલથી સુનમર્ગ.

### ગંધરબલથી કુંગન, માઇલ ૧૧ાા.

**સિંધવેલી**માં **સુનમર્ગ**, ને **લદાખ** તરફ જનાર મુસાફરે ખોરાક, મજુરો, ઘોડા વિગેરેની ગોઠવણો **ગંધરબલ**થીજ કરી લેવી. અત્રેથી ૧ માઇલ જતાં **વાયલુ** ગામ આવે છે, ત્યાં **સિંધ** નદીનો પૂલ ઉતરતાં **મનગામ** નામનું ગામ આવે છે અત્રે સુધી મોટર ને ટાંગા આવી શકે છે, ને અહીં **રૂપભવાની** કે **શિવભવાની** દેવીનું સ્થળ છે, ને **ધર્મશાળા** છે. **સીપોર** ને **નુનરગામ** આગળ થઇ નદી ઓળંગવા પછીનો રસ્તો નદીની જમણી બાજુએ આવે છે. તે પછી **વસનગામ** આગળ **કરીનકા નદીનો ચશ્મો** છે. અત્રેથી કેટલાક **હરિમુકુટગંગા**ની યાત્રાએ જઇ અત્રે પાછા આવે છે. રસ્તામાં ખડબચડા પ્રદેશમાંથી પસાર થયા પછી જેમ જેમ ઉંચાઈપર જઈએ છીએ તેમ તેમ કુદરતના દેખાવોની ઓર સુંદરતા વધારે ને વધારે આવતી જાય છે. **વાનઘાટ** નદી ઓળંગ્યા પછી, **વસનગામ**થી ૭ માઈલ જતાં, **કુંગન** આવે છે.

**કુંગન** એક સુંદર ગામડું ને નાના ડાકબંગલાવાળી **સુંદર**

જગ્યા છે. અત્રે **ડાકબંગલો, પોસ્ટઑફિસ ને પોલીસથાણું** છે, ને તંબુ માટે ઘટાવાળાં અખરોડનાં ઝાડો હોવાથી ઠંડી જગ્યા છે. આ જગ્યાએથી **હરમુખ પર્વત** ઉપરનું ગગનગામી બરફાચ્છાદિત શિખર અદ્દભુત દેખાવ આપે છે. આ સ્થળે **લદાખ ને બાલટીસ્થાન** જતા આવતા મુસાફરો ઉતરે છે.

## કુંગનથી ગુંડ માઈલ ૧૫.

અત્રેથી રસ્તો ૭ માઇલ સુધી જંગલની વિકરાળ ખીણુ-માંનો છે. તેમાં **ગંડ, સરગંડ, હાયન** ને **બંબાનમઠ**ના મુકામો આવે છે, જ્યારે ૮ માઈલપર **હરીગુંદન** કે જ્યાં ગંગામાં **ગણેશજી**ની મૂર્તિ છે ત્યાં જવાય છે. તે સ્થળના ગામનું નામ પણ **ગણેશસદન** છે. તે પછી **માંમર** ને **સંબર** મુકામ આવે છે ત્યાં ધર્મશાળા છે. ત્યાંથી થોડે દૂર એક નદી-પરનો પૂલ ઓળંગ્યા પછી નદીની ડાબી બાજુએ અવાય છે. અત્રેના દેખાવો અવર્ણનીય છે. તે પછી **ગુંડ** આવે છે.

**ગુંડ** એક નાનું ગામડું છે અત્રે ખાવાની વસ્તુઓ મળી શકે છે ને સરકારી ઠેકેદાર પણ રહે છે. ત્યાં કૅમ્પ નાખવા જેવી જમીન છે. આ જગ્યાની ઉંચાઇ ૬૫૦૦ ફૂટ છે. ત્યાં એક નાનું **આરામઘર** ને ધર્મશાળા છે.

## ગુંડથી સુનમર્ગ માઇલ ૧૩.

**ગંડ** પછીનો રસ્તો એકદમ સીધી કરાડની લગોલગ જાય છે. ત્યાં **રેવીલ** ને **કોલન** ગામો પાસે ઘણા મનોહર ઉમદા ને ચિત્તાકર્ષક દેખાવો દેખાય છે. અત્રેથી બીજા **ખોફનાગ** ને પહાડી રસ્તે **પહેલગામ** પણ જવાય છે, તેમજ **કોલન**થી અસલ રસ્તે ૪ા માઇલે જતાં **કુંગનરીજન** આવે છે ત્યાં **કુંગનગિરિનો મુકામ** ને **ગણેશ નામનો ચશ્મો** આવે છે. આ સ્થળ સમુદ્રની સપાટીથી ૭૨૦૦ ફૂટની ઉંચાઈપર છે ત્યાંથી ૪ા માઇલે **શેષગિરિએ** જવાય છે. રસ્તામાં બે વખત નદી ઓળંગવી પડે છે. ત્યાં **ગગનએર** નામનું ગામડું પણ

૭૨૦૦ ફૂટની ઉંચાઈપર છે. રસ્તામાં પાણીની નાની **ઝીલ** છે ને ત્યાં એક ચમત્કારી **શિવલિંગ** છે. કહે છે કે આ શિવલિંગ દરેક પુનમે દિશા બદલે છે. તેમાં ૧ લી પુનમે **પૂર્વ**, બીજી પુનમે **દક્ષિણ**, ત્રીજી પુનમે **પશ્ચિમ**, ચોથી પુનમે **ઉત્તર** ને તેજ પ્રમાણે પાછી પાંચમી પુનમે **પૂર્વ** તરફ મુખ કરે છે. એમ નિરંતર થયા કરે છે એમ કેટલાક કહે છે.

તે પછી ૧॥ માઇલની ચઢાઇનો ૯૦૦૦ ફૂટની ઉંચાઈનો રસ્તો આવે છે, એક કઠણ ચઢાઈ ચઢીને પાછું ૩૫૦ ફૂટ ઉતરાણ ઉતરતાં **સુનમર્ગ** નામનું સ્થળ આવે છે.

## સુનમર્ગ.

આ સ્થળ ૮૬૫૦ ફ્રીટની ઉંચાઈએ શ્રીનગરથી ઈશાન ખૂણામાં ને સિંધુ નદીને કિનારે શ્રીનગરથી ૫૩ માઈલપર છે, ને તેનું નામ **સુનમર્ગ** એટલે સોનાની વાડી કે બગીચાવાળું સ્થળ કે જંગલ કહેવાય છે. અત્રે **ડાકબંગલો**, **પોસ્ટઑફીસ**, **ધર્મશાળા** ને મોસમમાં **તારઑફિસ** પણ હોય છે, તેમજ સરકારી **દરોગા** ને **ઠેકેદાર** પણ રહે છે. અત્રે કૅમ્પ નાખીને સુખરૂપ રહી શકાય તેવું ખુશકારક લાગતું ઉત્તમ આબોહવાવાળું હવા ખાવાનું રહેઠાણુ છે. તેમજ શંકુના આકારનાં ઉંચાં ઘટાદાર ને ગીચોગીચ આવેલાં ઝાડોથી ભરપૂર હોવાથી, જાણે સુંદર બાગ બગીચાઓના મનોહર દેખાવવાળું ને સ્વચ્છ પાણીના પાચક ચસ્મા સાથે શોભાયમાન જંગલના ઉંચાણમાં આવેલું, લીલાછમ ઘાસવાળા મેદાનના વિસ્તારવાળું ને પ્રવાસીઓને માટે ઘોંઘાટ વગરના એકાન્ત સ્થળને લીધે આનંદદાયક લાગે તેવું મનપસંદ ઉત્તમ આબોહવાવાળું, સપાટ પ્રદેશના વિસ્તારવાળું, ઘણે ભાગે **ગુલમર્ગ**ના જેવું જ એક અતિરમણીયતાથી ભરપૂર ભૂમિનું આ સ્થળ છે. એટલું જ નહિ પણ **ગુલમર્ગ**થી અધિક સૃષ્ટિસૌન્દર્યતાથી ભરપૂર ને અતિરમણીય સ્થળ છે. વળી અત્રે નાના પ્રકારનાં તરેહવાર જાતજાતનાં રંગબેરંગી ને સુગંધ

પ્રસારતાં સુંદર પુષ્પોના તો ઠેકઠેકાણે ગાલીચા જ પાથર્યા હોય તેમ સ્પષ્ટ લાગે છે. અત્રે પણ ભૂર્જપત્રનાં ઝાડોનાં ઘણું જંગલો છે. અત્રેની આબોહવા પણ ઘણી જ ઉત્તમ છે. પરંતુ વરસાદ અવરનવર થયા કરતો હોવાથી આજે તો નિર્મળ આકાશ પૂર સ્વચ્છતાવાળું દેખાવા છતાં વખત જતાં વાદળાંને ધુમ્મસથી ઘેરાઇ જાય છે; તે બીજે જ દિવસે નિર્મળ આકાશને બદલે ભરપૂર વાદળા સાથે વરસાદ વરસવાથી જાણે ચોમાસું જ બેઠું હોય તેમ થઈ જાય છે. એટલું જ નહિ પણ વગર વરસાદે જ્યારે ધુમ્મસ વરસે છે ત્યારે પણ ઝાડોનાં પાંદડાં ઉપર તેનાં રજઃકણો બાઝી થોડે વખતે તેનું પાણી થઈ બધાં પાંદડાંઓ ટપક ટપક ટપકયાં જ કરે છે.

આ સ્થળની ચારે બાજુએ જ્યાં ત્યાં બગલાની પાંખો જેવા સફેત દેખાતા પર્વતોના શિખરોપરના બરફના ઢગલાઓ પોતાની અદ્દભુત ને ભવ્યતાના પુર દમામ દાખવે તેવા અતિ વિશાળ ને ગગનગામી જણાય છે. આ જગ્યા આખા કાશ્મીરમાં ઉત્તમપૈકીમાંની એક સર્વોપરિ ભૂમિ લેખાય છે. અત્રેથી ૧૮૫ માઇલે **ટીબેટના લદાખનું** મુખ્ય શહેર **લેહ** આવેલું છે.

ખરેખર આ સ્થળ કોઈ અજબ સુંદર મોહિનીથી આકર્ષક જ લાગે તેવું છે, એટલું જ નહિ પણ તેની આજુબાજુનાં ઘણાં સુંદર સ્થળો પણ જવાને જોવાની ગમ્મતવાળાં છે. **સુનમર્ગ**માં જે મુખ્ય આકર્ષક વસ્તુ છે તે પ્રખ્યાત **ગ્લેશીઅર**ની ખીણ જ છે કે જ્યાં ઉંચે સ્થળેથી ઉછળતા ને ઉભરાતા દૂધના ફીણ જેવા ધોધ-બંધ પડતા એવા અસંખ્ય પાણીના ઝરાઓના વહેતા પ્રચંડ પ્રવાહોના અદ્દભુત દેખાવો પહાડપરથી સરી પડતા ઓર મઝા આપે તેવા છે. બીજે કોઈ પણ સ્થળે એવું જોવાનું મળે તેમ સંભવતું નથી. વિશેષ શું કહું ! આ કાશ્મીર દેશમાં જ્યાં જુઓ ત્યાં પરમાત્માની અખૂટ શક્તિની અદ્દભુત લીલાની અજબ બલિહારી સર્વત્ર વિસ્તરી રહેલી છે, એમાં જરાએ સંશય જેવું નથી.

અત્રેનાં ચમત્કારિક પુષ્પોને માટે એમ કહેવામાં આવે છે કે સવારમાં જે પુષ્પો લાલ, પીળાં, અસમાની ને સફેત રંગ-વાળાં દેખાય છે તે જ પુષ્પો બપોરે તેમનો રંગ બદલી નાખી લાલનાં પીળાં, ધોળાનાં ગુલાબી, પીળાંનાં આસમાની એમ વખતો વખત તેમના રંગોમાં ફેરફાર થાય છે, એવી રીતે એક દિવસમાં તે પુષ્પોના ત્રણ ત્રણ રંગ બદલાય છે. આ સ્થળ આવું અદ્ભુત અનુપમ ને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવું આનંદદાયક છે છતાં વિશેષ વસ્તી વિનાના ઘોર જંગલમાં શ્રીનગરથી ઘણે દૂર ને ખોરાકી વિગેરે ખાવાની વસ્તુ ને મોટર વિગેરે ત્યાં જવાના સાધનોના અભાવવાળું છે તેથી યુરોપીઅન પ્રવાસી શિવાય દેશી પ્રવાસી થોડા જાય છે, પણ જેમને સૃષ્ટિસૌન્દર્ય તથા અપૂર્વ ને અપ્રતિમ વનલીલા જોવાની ઇચ્છા હોય તેમણે આ સ્થળે અવશ્ય જવું સંતોષ ને સુખકારક લેખાશે. અત્રે કેટલાંક ભાગેલાં ખંડેરો છે ને **ગુજર** લોકો અત્રે રહેતા હોવાથી દૂધ, દહીં મળી શકે છે.

શ્રીનગરથી દક્ષિણે **ત્રિકોટા** નામનું સ્થળ છે. તે પર્વત ઉપર બારે માસ બરફ રહે છે. તેની ઉત્તરે એક ઝરો છે. તેનું પાણી શિઆળામાં ઉનું રહે છે ને ઉનાળામાં બરફ પીગળીને ઝરામાં જાય છે તેથી ઝરાનું પાણી ઠંડું થાય છે. આ સ્થળ અને ઝરાને પવિત્ર માની હિંદુ લોકો ત્યાં આગળ યાત્રા કરવા ભેગા થાય છે.

અત્રેથી **લદાખ** તરફના બધા મુકામોમાં વસ્તી છે, ને દરેક સ્થળે ખાવાનું ત્યાંના બરનું મળી શકે છે, તેમ સરકારી પ્રબંધ પણ દરેક સ્થળે હોય છે.



## દશ્ય ૩ જું.

## સુનમર્ગથી અમરનાથ અને પહાડોનું વર્ણન.

### સુનમર્ગથી બાલતલ ૯ માઈલ.



નમર્ગથી ૧ માઈલ જતાં **દાયલુ** ગામ આવે છે. ત્યાંથી ૧ માઈલે **થજદાશ**નો મુકામ છે. અત્રેના દેખાવો **પહેલગામ** કરતાં પણ સરસ છે. શરૂઆતના ૩ માઈલ ઘોડા ઉપર જવાય છે. પછી કેટલીક જગાએ ઘોરો હોવા છતાં ચાલીને જવું પડે છે. રસ્તો સુંદર જગામાંથી પસાર થાય છે. તે પછી ૩ માઈલે **સરબલ** નામે ગામડું આવે છે. દેખાવો ચિત્તાકર્ષક ને રમણીયતાથી ભરપૂર છે, ને બીજા ૨ માઈલ જતાં **રંગામસીદ,** ને તે પછી સારા સારા અજાયબી ઉપજાવનારા દેખાવોવાળી મનને આનંદ આપે તેવી અજબ પ્રકારની જાતજાતની સીનસીનેરીમાં થઈને પસાર થતાં બીજા ૨ માઈલે **બાલતલ** જવાય છે.

આ એક નાની જગ્યા ખીણને છેડે આવેલી છે. ત્યાં એક નાનું ઝુંપડાંનું ગામડું છે. તંબુ નાખી રહેવાને ઘણી જ ઉત્તમ આબોહવાવાળું આ સ્થળ કહેવાય છે. અત્રે **ડાકબંગલો** ને **ધર્મશાળા** પણ છે, ને **ઝોજીપાસ** નામે વિશાળ ખીણ અત્રેથી શરૂ થાય છે. **બાલતલથી** એક રસ્તો **લદાખ** જાય છે. જ્યારે બીજો રસ્તો **અમરનાથ** જાય છે.

### બાલતલથી અમરનાથ ૯ માઈલ.

અત્રેથી પૂર્વ તરફનો ફાંટો જાય છે, પણ તે એકદમ ઉભી ભેખડને અડકતાં, પછી ખુલ્લા પર્વત ઉપર થઈને જવું પડે

છે. રસ્તો ઘણો જ મુશ્કેલીનો ને વિશાળ પહાડોપર જામેલા બરફમાં થઇને જવાનો, સખત ને અખડાબખડી ચઢાઈ ઉતરાઇનો તેમજ ખીણોમાં પૂરજોસથી વહેતા પૂલ વગરના નદીનાળાના પ્રવાહોમાં થઈને જવું પડે તેવો છે. કેટલીક જગોએ આવી ખીણોમાંની નદીઓ ઉપર બરફ જામીને પૂલનું કામ કરે છે. ત્યારે જ તે નદી ઓળંગી શકાય છે. સિંધ નદીના કિનારાને રસ્તે પહાડોપર જવાય છે. ત્યાંથી ૫ માઈલે **સંગમ** મુકામ આવે છે, જ્યાં સિંધ સાથે **ઉમરાવતી**નો સંગમ થાય છે. તે ૧ માઇલ આગળ જતાં **પંચતરણી**થી આવનાર યાત્રીના રસ્તા સાથે **બાલતલ**થી આવનાર યાત્રીનો રસ્તો એક થઈ જાય છે. તે પછી ૧ માઈલની પ્રથમ કહેલી નહેર પસાર કરતાં **અમરનાથની ગુફા**એ જવાય છે. એ પ્રમાણે શ્રીનગરથી ૬૯ માઇલે **સુનમર્ગ**ને રસ્તે **અમરનાથ** જવાય છે. રસ્તો વિશેષ કઠિન છે, પરંતુ કેટલાક હવા ખાવા ને સેલગાહ કરવા આવેલા મુસાફરો આ રસ્તેથી જાય છે. અત્રે ખર્ચ પણ ઓછું થાય છે, વખતનો બચાવ પણ થાય છે, પરંતુ સરકારી બંદોબસ્ત બીલકુલ નહિ હોવાથી, અમરનાથની યાત્રા કરનાર તો શ્રીનગરથી **અનંતનાગ** થઇ **પહેલગામ**ને રસ્તેથી જ જાય છે.

અમો આ રસ્તે ગંધરબલ, ખીરભવાની ને માનસબલ સુધી જ ગયા છીએ તે પછી આગળ ગયા નથી, પણ મુસાફરોની જાણને માટે ઉપલી બીના અમારી જાણ પ્રમાણે આપેલી છે. અત્રેથી અમો બોટમાં જ પાછા શ્રીનગર ગયા હતા. અમરનાથ જવા માટે આ રસ્તો મુસાફરોને છેક બાલતલ સુધી ઘણો જ સારો છે, પણ બાલતલથી ૯ માઈલનો અમરનાથ સુધીનો રસ્તો બીલકુલ સારો નથી, તેથી જ મુસાફરો પહેલગામને રસ્તે અમરનાથ જાય છે. છતાં સેહેલગાહ કરનારા મુસાફરોને તેમાં પણ ઘણે ભાગે યુરોપીઅનો જ તે રસ્તે થઈને અમરનાથ જાય છે. સવારે બાલતલથી નીકળીને સાંજે બાલતલમાં ૨૦ માઇલની મુસાફરી કરી પાછા દાખલ થાય છે. જેને

અમરનાથ રહેવું હોય છે તે મુસાફરો તંબુ, ખાવાની વસ્તુઓ, જોઈતાં સાધનો, ને નોકરચાકર તથા પહેરવા ઓઢવાનો પૂરતો સામાન સાથે રાખીને જ આ રસ્તેથી જાય છે.

## હિમાલય પર્વતનું વર્ણન.

આ કાશ્મીર જેવો આખી દુનિયામાં સુંદર પ્રદેશ કોઈ પણ સ્થળે નથી, પરંતુ તેની અવર્ણનીય, અદ્વિતીય ને અદ્ભુત શોભા તો ખાસ **હિમાલય પર્વતને** લીધે જ છે, ને તે હિમાલય હિંદુસ્થાનના વાયવ્ય ખૂણાથી તે અગ્નિ ખૂણા સુધી લંબાયેલો છે. તેમાં **નેપાલ, દારજીલીંગ** ને છેક **હિંદુકુશ** પર્વત સુધીની લંબાયેલી ટેકરીઓનો સમાવેશ થાય છે, ને તેથી જ તે દુનિયાના દરેક **પર્વતોનો રાજા** ગણાય છે, ને તેથી જ તેને **હિમાચલ, પર્વતરાજ, પર્વતેન્દ્ર, નગેન્દ્ર, હિમગિરિ** વિગેરે નામોથી ઓળખાવવામાં આવે છે. **હિમાલય**નો અર્થ **હિમ** (બરફ) ને **આલય** (રહેઠાણ કે ઘર) એટલે **બરફનું રહેઠાણ** કે **બરફનું ઘર** એમ થાય છે. કારણ કે હિમાલયનાં શિખરો હંમેશાં શુભ્રવર્ણી બરફથી આચ્છાદિત થયેલાં જ્યાં ત્યાં ભરપૂર દેખાય છે. તેનાં કેટલાંક શિખરોની ઉંચાઈ પણ દુનિયામાંના સર્વ પર્વતોની ઉંચાઇથી વધારે છે. જેમાંનું સર્વથી ઉંચું શિખર માઉન્ટ એવરેસ્ટ, ૨૯૨૦૦ ફીટનું, ૨૮૨૫૦ **કાંચનગંગાનું**, ૨૮૧૪૬ **નંગાપર્વતનું** છે; ને તે ત્રણે ગગનગામી વિશાળ શિખરો નિરંતર બરફથી ઢંકાયેલાં જ રહે છે, જેથી તે સુંદર દેખાવોથી ભરપૂર હોય છે. **નનકુન** ને **નુંબલા**નાં શિખરો ૨૪૦૦૦, અને **પીરપંજાલ** ને **તીતીકુરીનાં** શિખરો ૧૬૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલાં છે.

તેમજ, **ધવલગિરિ** ૨૬૭૯૫, **થ્રીઍકસ** ૨૬૬૫૮, **હુંઝા** આગળ આવેલો **રાકાપોશી** ૨૫૫૨૫, **પીરપંજાલ** ૧૩૧૪૦, **હરમુખ** ૧૬૮૫૦, **અમરનાથ** ૧૭૦૦૦, **કારાકોરમ** ૨૮૨૬૫ **ને કૈલાસનું ૨૨૦૦૦ ફુટની ઉંચાઇનું શિખર છે.**

**બનીબાલીનાગ** નામનો પહાડ ૯૬૦૦ ફુટની ઉંચાઇએ છે. તેની સપાટ જમીનમાં ખાણું પીણું કરવું આનંદદાયક લાગે છે.

**કાતરનાગ**ના પહાડના શિખરની ટોચ ૧૩૨૫૦ ફુટની ઉંચાઇની છે. ત્યાંથી **પુંજ**નો મુલક સારી પેઠે દેખાય છે.

**દેવશાહી** પર્વત ૧૩૦૦૦ ફુટની ઉંચાઇનો છે, ને તેની ટોચ ઉપર સપાટ પ્રદેશની ભૂમિ છે. **લિંગઝીથાન** નામનો ૧૬૦૦૦ ફુટની ટોચપર સપાટ પ્રદેશ છે, ને **કુએનલુન** પર્વતની ૧૭૦૦૦ ફુટની ઉંચાઇએ સપાટ પ્રદેશ છે.

આ સિવાય કેટલાંક ઉચ્ચ શિખરો છે, પણ તેનું કાંઈ નામ ઠામ નથી, ને ત્યાં કોઈ જઈ તપાસ કરતું નથી તેથી તે અજાણમાં રહી ગયેલાં છે.

આ ઉંચાઈવાળા પર્વતોનાં શિખરોપર દ્દષ્ટિ કરતાં જાણે મેઘધનુષ્યના તરેહવાર રંગો આસમાની રંગ સાથે ભળી જઈ અદ્દભુત દ્દશ્ય ખડું કરતા હોય તેવા જણાય છે, ને કોઈ વખત હીરા માફક તો કોઇ વખત વીજળી માફક, તેમાંથી નીકળતા પ્રચંડ તેજઃપુંજના ઝળકારા પણ દ્દષ્ટિગોચર થાય છે.

એ પહાડોનાં શિખરોની ઉંચી ટોચોમાંની કેટલીક શંકુના, ઘુમટના, શિખરના, આકારવાળી ને કેટલીક ત્રિકોણ, પંચકોણ, અષ્ટકોણાકાર, અશ્વાકાર, ગજાકાર, નરાકૃતિ, દેવલાકૃતિ, કલશાકૃતિ, સિંહાકૃતિ, મયૂરાકૃતિ, અંડાકૃતિ વિગેરે જૂદીજૂદી આકૃતિઓવાળી હોય છે. તેમજ તેમાંના કેટલેક સ્થળોએ તો ઉંચી ઉંચી ટેકરીઓની હારમાળાવાળા પર્વતો એક બીજા સાથે જોડાઈ ગયેલા હોવાને લીધે જાણે હિંદુસ્થાનની આસપાસ ફરતા ગઢની માફક કિલ્લાના આકારે બની ગયેલા પણ દેખાય છે.

કેટલાક સુંદર ને સુશોભિત દેખાતા પર્વતોની ચારે બાજુએ સંખ્યાબંધ જલપ્રવાહો વહી રહ્યા હોય છે, તેમજ દૂર દૂરના પર્વતોપર દેખાતા પક્ષીની માફકના ડુંગરોની કંઠણો

ને ખીણોમાંથી પસાર થતા વાંકાચુકા સર્પાકારના રસ્તાઓ-માંથી ગામડાના દેખાવો ને ત્યાંના જંગલોમાં વસતા મનુષ્યોની આવજા પણ આપણુને રમૂજ ઉત્પન્ન કરે તેવી હોય છે.

જ્યારે આપણે પહાડપર ચઢીએ છીએ ત્યારે એક પર્વતની હાર પાછળ બીજા પર્વતની હાર, ને એક શિખર ચઢતાં તે પછી બીજું, ત્રીજું, એમ એક પછી એક અજાયબી પમાડતા દેખાયે જ જાય છે. તેવાં ઉંચાઈનાં સ્થળોપર પડેલા બરફમાં સૂર્યના પડતા તાપનાં કિરણોને લીધે તે બરફમાં થતા આસમાની ભૂરા (બ્લુ), ગુલાબી, રૂપેરી ને સોનેરી રંગના ચળકાટ મારતા ને વારંવાર બદલાતા તરેહ તરેહના રંગો તથા વિસ્મય પમાડે તેવા અજબ તરેહના દેખાવો જોવાની પણ ઓર મજા પડે છે.

અત્રેના પર્વતોની ઉંચાઈ ને લંબાઈ ઘણી જ વધારે છે, ને તેમાં ઘણા પ્રકારની જ્યાં જુઓ ત્યાં કુદરતની નવાઈ ભરેલી અપૂર્વ રચનાઓ જોવા જેવી હોય છે, કે જેને જોઈને મનુષ્ય દુઃખ ને દરદ ઘડીભર વિસરી જાય છે. એટલું જ નહિ પણ ત્યાં જતાં ને નિહાળીને જોતાં સર્વ સ્થળોએ શાન્તિ જ પથરા-યેલી અનુભવાય છે. તે પહાડો દેખાવમાં વિકાળ ને ભયંકર લાગતા હોવા છતાં તેમાંથી નીકળતાં નાનાં મોટાં ઝરણાં, ખળખળીઆં, ઉંચેથી અદ્ધર પડતા પાણીના ધોધો, જાતજાતનાં અગણિત વૃક્ષોની મનોહર લાગતી સુંદર ઘાટી ઘટાઓ ને ઉચ્ચ શિખરોપર બરફ પીગળવા પછી ઉગી નીકળતા માઈલોના વિસ્તારમાં જાતજાતના ફૂલોના રોપાઓના પથરાએલા રંગબે-રંગી ગાલીચાઓ વિગેરે અપૂર્વ ને અદ્વિતીય એવા સુશોભિત દેખાવો હૃદયને ને નેત્રોને આનંદ આપી આત્મોન્નતિને ઉત્તે-જિત કરે તેવા હોય છે.

તે ઉંચાઇના પહાડોપર ઘડીમાં વાદળાં, ઘડીમાં વરસાદ, ઘડીમાં બરફનું વરસવું ને ઘડીમાં ધુમ્મસથી અંધકારનું છવાઇ જવું જોતજોતામાં ને ન ધારેલે વખતે પણ થઇ જાય છે.

આ પહાડો દરિયાની સપાટીથી ૨૯૦૦૦ ફૂટ સુધીની ઉંચાઇના શિખરોવાળા છે તેમાં ૧૭૦૦૦ ફૂટની ઉંચાઈ સુધીમાં વસ્તી છે, જ્યારે તે પછી ઉંચાઇના ભાગો વસ્તી વિનાના ઘણાખરા બરફથી ઢંકાયેલા ઝાડબીડ વિનાના વેરાન જેવા જ હોય છે.

અમો આ રસ્તે ગંધરબલથી આગળ ગયા નથી. ગંધરબલ સુધીની મુસાફરી કરી પાછા બોટમાં જ શ્રીનગર ગયા હતા.



# પ્રવાસ ૪ થો.

## ગુલમર્ગની મુસાફરી.

### દશ્ય ૧ લું.

### શ્રીનગરથી ગુલમર્ગ



અમો ગંધરબલથી આવ્યા બાદ આઠ દિવસ બોટમાં રહી બોટનું ભાડું ચૂકતે કરીને **ગુલમર્ગ** ગયા હતા.

જ્યારે અમે ગુલમર્ગ જવાનું બોટવાળા માંજીને કહ્યું ત્યારે તે અમને ગુલમર્ગ ન જવા દેવાના કારણથી કહેવા લાગ્યો કે ગુલમર્ગની ઠંડી તમારાથી સહન થશે નહિ. ત્યાં શરદીવાળી હવા છે, કારણ કે ઘડીમાં વરસાદ વરસે છે, વાદળાં ચઢી આવે છે, ધુમ્મસ વરસે છે અને જોરમાં પવન ફુંકાય છે, જેથી માણસને અણગમો થાય છે. એટલું જ નહિ પણ, કેટલીક જોઇતી ચીજો પણ મળતી નથી, જો મળે છે તો શ્રીનગર કરતાં ઘણે મોંઘે ભાવે વેચે છે, તેથી ખરચ શ્રીનગર કરતાં ઘણો વધારે થાય છે. આ બધું કહેવાનું તેને કારણ એ હતું કે અમો હાઉસબોટ ખાલી કરી જવાથી મળતું ભાડું બંધ થાય, એટલે માંજીને તે બોટવાળો પગાર આપે નહીં, ને અમારા તરફથી કેટલોક મળતો લાભ પણ તેનો જતો રહે તેમ હતું. તે કહેવા લાગ્યો કે જો તમારે હવે શ્રીનગર ન રહેવું હોય તો આ હાઉસબોટને આપણે બીજી ચોખ્ખી હવાના મથકે લઇ જઇએ, પણ ગુલમર્ગ જવામાં તો તમે હેરાન જ થશો. પરંતુ અમને

અમારા નજીકની બીજી હાઉસબોટમાં રહેનારા કે જેઓ ગુલમર્ગ જઈ આવ્યા હતા તેમણે મારી સાથે વાત કરતાં ગુલમર્ગનાં ઘણાં સારાં વખાણ કરીને કહ્યું કે આ બોટવાળા મતલબીઆ માંજીઓનું કહ્યું ન માનતાં તમો જરૂર ગુલમર્ગ જાઓ. તેજ પ્રમાણે જેનાપર મુંબઈથી ભલામણની ચીઠ્ઠી હતી તે અમીરાકદલવાળા કેનાડ કંપનીના માલીકને પૂછતાં તેમણે પણ ત્યાં જવાની ભલામણ કરી હતી તેથી બોટમૅનનું કહ્યું ન માનતાં અમો ગુલમર્ગ જવા નીકળ્યા હતા.

આપણે જેમ ગરમીની મોસમમાં હવા ખાવા કાશ્મીર વિગેરે ઉચ્ચ પ્રદેશોમાં જઈએ છીએ તેમ ગરમી પડવાના કારણે માકડ, મચ્છર, ને માંખ્યો વિગેરે જંતુઓનો વિશેષ ઉપદ્રવ થવાથી જૂનથી સપ્ટેમ્બર સુધીમાં અત્રેના સુખી માણસો તેમજ પરદેશથી આવેલા કેટલાક મુસાફરો પણ શ્રીનગરથી કાશ્મીરના **ગુલમર્ગ, સુનમગ, નાગમર્ગ, નીલમર્ગ, ખીલનમર્ગ, લીઅનમર્ગ, ગંધરબલ, માનસબલ, ઇચ્છાબલ, વેરીનાગ, કુકુન્નાગ,** ને **પહેલગામ** વિગેરે બીજા ઉચ્ચ પ્રદેશોવાળા સ્થળોમાં હવા ખાવાને માટે જાય છે, સીઝન પૂરી થતાં પાછા શ્રીનગરમાં દાખલ થાય છે. તેવી ઉત્તમ આબોહવાવાળાં મથકોમાં પણ વિશેષ સારી આબોહવાવાળું **ગુલમર્ગ** એક પહેલા નંબરનું સ્થળ લેખાય છે.

## ગુલમર્ગનો રસ્તો.

આ સ્થળ શ્રીનગરથી પશ્ચિમ દિશામાં **પીરપંજાલ** નામના પહાડની ઉત્તરે **રાવળપીંડી** જતી પાકી સડકને રસ્તે શ્રીનગરથી ૨૮ માઈલે દરિયાની સપાટીથી ૮૨૦૦ ફૂટની ઉંચાઈપર બે માઈલ લાંબું, ૦ાા માઈલ પહોળું, અર્ધચંદ્રાકારનું પાઘડી પને આવેલું છે, ને તેની ચારે બાજુએ ઉંચાણુવાળી જગ્યાઓ હોવાથી તેમની વચ્ચેના નીચાણમાં તે આવેલું છે.

કેટલાક **ગુલમર્ગ** એટલે તેને **ગુલાબનું મેદાન** કહે છે,

જ્યારે બીજાઓ **ગુલમર્ગ**નો અર્થ **પુષ્પવાટિકા** કે **પુષ્પોનો બગીચો** એમ પણ કહે છે. તેને સંસ્કૃતમાં **પુષ્પોદ્યાન** પણ કહે છે. આ સ્થળની ચારે બાજુએ ગીચોગીચ ઝાડીથી ભરપૂર, મનોહર ને સુશોભિત જંગલ આવી રહેલું છે, જેથી ખરેખર આ સ્થળ અવનવા ને અદ્‌ભુત ચિતારોથી જ્યાં ત્યાં ભરપૂર હોય તેમ જણાય છે.

શ્રીનગરથી ત્યાં જવા માટે સ્વતંત્ર મોટર, કે જેમાં ચાર માણસો બેસી શકે છે, તેનું ભાડું ૬ થી ૮ રૂપીઆ છે, જ્યારે મોટર લારીમાં માણસદીઠ ૧ થી ૧ાા રૂપીઓ થાય છે, ને તેમાં ૨૪ માઇલપર આવતા **ટંગમર્ગ** ગામ સુધી જઇ શકાય છે, તેમ ઘોડાગાડીમાં પણ ત્યાં સુધી જ જવાય છે.

શ્રીનગરથી ૯ માઇલ સુધી **રાવળપીંડી** જતી સડકે જઇ ત્યાં ડાબી બાજુની બીજી શરૂ થતી સડકે જવાનું થાય છે. આ સડકની બન્ને બાજુએ સફેતાના ઝાડોની હલગાર એક અજબ, મનપસંદ, સુંદર દેખાવ રજુ કરે છે, ને રસ્તામાં બે ત્રણ નાનાં નાનાં ગામડાં પણ આવે છે. જ્યારે **ટંગમર્ગ** ૧ માઇલ રહ્યું ત્યારે સડકના ડાબે કિનારે વહેતી નદીના પાણીના પડતા ધોધથી દળવાની ઘંટીઓ[1] ચાલતી હતી તે અમે જોઇ હતી. **ટંગમર્ગ** નામનું છૂટાં છવાયાં ઘરનું ગામ ૬૭૦૦ ફૂટની ઉંચાઇ-પર આવેલું છે. ત્યાં મોટરો ને લારીઓ રાખવાની જગાઓ, ડાક-બંગલો, થોડી દુકાનોવાળું નાનું બજાર ને ધર્મશાળા પણ છે.

અત્રેથી **ગુલમર્ગ** જવા માટે પહાડપરનું વિશેષ ચઢાણ હોવા છતાં મોટર ઉપર જઇ શકે તેવી સડક છે, પણ ઉપર મોટર લઇ જવાનો સરકારનો હુકમ નથી. તેથી મુસાફરો ઘોડા-પર કે મજુરો પાસે પોતાનો સામાન ઉંચકાવીને પોતે પગે ચાલીને કે ઘોડે બેસીને ઉપર જાય છે. જેથી આ સ્થળે ઘોડા, મજુર, ડંડી વિગેરે **ગુલમર્ગ** જવા માટે મળી શકે છે. બોજો

---

૧ ઘંટીના વર્ણન માટે અમારી "**ભૂકૈલાસગમન**"ની ચોપડીનું પાનું ૨૧૩ જુઓ.

ઉચકનારા ઘોડાનું ભાડું ૦ાા રૂપીઓ છે, ને તે બંગાલી બે મણ વજન ઉપાડે છે. મજુરના ચાર આના છે ને તે બંગાલી પોણો મણ વજન ઉંચકે છે. બેસવાના ઘોડાઓનું ભાડું રૂ. ૦ાાા છે, જ્યારે બેસવાની ડંડી કે ડાંડી જેને ૪ માણસો ઉંચકે છે તેનું ભાડું બે રૂપીઆ ને દસ આના છે; ને તે માટે સરકાર તરફથી ઠેકેદાર ને ઇજારો આપેલો હોય છે જેથી તે ઠેકેદાર મુસાફરોને તેનો સારો બંદોબસ્ત કરી આપે છે.

**ગુલમર્ગ** જવા માટે **ટંગમર્ગ**થી બે રસ્તા છે. ૧ લો સડકનો રસ્તો ૩ાા માઇલનો છે, ત્યારે ૨ જો પગ રસ્તો **ખીલનમર્ગ** થી ૨ ફરલાંગ સડકને રસ્તે જ ગયા પછી જમણે હાથે જતાં પગરસ્તે ૨ માઇલે **ગુલમર્ગ** પહોંચે છે; પણ અત્રેથી ૧૫૦૦ ફૂટની ઉંચાઇનું, છાતીભેર ઉભું ને આકરૂં ચડાણ ચઢવું પડતું હોવાથી, શ્વાસ ભરાઇ જઇ પગ દુ:ખી જઇને થાક વિશેષ લાગે છે. પરંતુ કેટલાક મુસાફરો કે જેમને ચાલવાનો મ્હાવરો છે તેઓ તથા બોજો ઉંચકનારા મજુરો વિગેરે તો આ ટુંકે રસ્તે જ જાય છે, જ્યારે બોજાવાળા, ઘોડા, ડંડી ને ઘોડાપર બેસવાવાળા વિગેરે સર્વે સડકને રસ્તે જ જાય છે.

---

## દશ્ય ૨ જું.

---

## ગુલમર્ગનું વર્ણન. ધરતીકંપ ને દુકાળ બાબત.




સ્થળે ૭ માસ તો નિર્જન વન જેવું જ હોવાથી ફક્ત બંગલા ને દુકાનોનાં રક્ષણ સારૂ એક એક ચોકીદાર જ રહે છે, ને તે વખતે ઘરો પણ અરધાં બરફથાં દટાઇ જાય છે, પણ જ્યારે "મે"

---

૧ ડંડીના વર્ણન માટે અમારી બનાવેલી "ભૂવૈકુંઠગમન" નામની ચોપડીનું પાનું ૬૯-૭૦ જોવું.

થી "અકટોબર" સુધીની સીઝન ખુલે છે ત્યારે તો જાણે એક સુંદર રોનકદાર શહેર વસેલું હોય એવી ભવ્ય રચનાઓ જ્યાં ત્યાં દેખાય છે. અત્રે દરવર્ષે ૧૦૦૦થી ૧૫૦૦ યુરોપીઅનો હવા ખાવા આવે છે, ને તે વખતે લગભગ ૫૦૦૦ માણસોની વસ્તી હોય છે. જ્યારે પાછી ત્યાંની સીઝન ખલાસ થઇ બરફ પડવાની શરૂઆત થાય છે ત્યારે સર્વે પાછા શ્રીનગર જાય છે. તે વખતે અત્રે પાછું નિર્જન વન જ થઇ રહે છે.

અત્રેના વતનીઓમાંના કેટલાકનું કહેવું એવું છે કે આ **ગુલમર્ગ** તે ગુલબંકાવલીની વાર્તામાંની **ગુલબંકાવલી** નામે પરી હતી તેને આ પૂર્વે રહેવાનું રહેઠાણ હતું ને તેનો સુંદર મહેલ ને બગીચો તે અહેલ પથ્થરવાળા ૧૫૦૦૦ ફૂટની ઉંચાઇના સ્થળે હતો, ને ત્યાંના ચશ્માવાળા સરોવરના મધ્યભાગે તેના નામનું, આંધળાંની આંખમાં જેની એક પાંખડી આંજવાથી આંધળાંઓ દેખતાં થાય તેવું, અજબ પ્રકારના ગુણવાળું, અદ્ભુત પાંખડીઓવાળું ઝાડ હતું. આ સ્થળે તે પોતાની બીજી સખીઓ સાથે રહીને અહેલ પથ્થરના સરોવરમાં આમોદ પ્રમોદના નાના પ્રકારના વિહાર કરતી તેમજ બીજા અનેક પ્રકારના આનંદયુક્ત સુખવિલાસના ભોગો ભોગવતી હતી, એવું આ પૂર્વે અતિરમણીય સ્થળ હતું. ભલે તે પૂર્વે ગુલબંકાવળીનું સ્થળ હોય કે નહિ હોય પણ આખા કાશ્મીરમાં હાલના વખતમાં આ સ્થળની બરાબરી કરી શકે એવું અતિરમણીયતાથી ભરપૂર, વસ્તીવાળું ને દરેક સુખનાં સાધનોવાળું, બીજું કોઇ પણ સ્થળ છે જ નહિ.

## રહેવાનાં સ્થળ.

અમે ત્યાંના જાણીતા વેપારી ભગતના બંગલાની ચીઠ્ઠી શ્રીનગરથી લાવેલા હતા તેથી અમો જ્યારે પ્રથમ ગુલમર્ગ ગયા હતા ત્યારે તો અમોને ઉતારો તે બંગલામાં જ મળ્યો હતો, પરંતુ બીજી વખત, અમારા પરમસ્નેહી પીરોજશા બખારીઆ

કંપનીના ભાગીદાર સારાભાઈ ઉત્તમરામ વકીલ જેઓ તેમનાં ધર્મપત્ની બાઈ પદ્મા સહિત અમારી સાથે આવ્યા હતા તે વખતે તો, ૮૦ રૂપીઆના માસિક ભાડાથી પોસ્ટઑફિસ તરફ તેહેશીલદારની કચેરીની બાજુમાંનો બંગલો અમોએ રાખ્યો હતો. હકીકત એમ બની કે તે બંગલો સીમલાની એક યુરોપીઅન બાઈએ આખી સીઝનને માટે રાખ્યો હતો, છતાં તે વખતે તે ગુલમર્ગ આવીને રહી શકે તેમ હતું નહિ, જેથી તેણે એક માસને માટે અમને તે બંગલો રહેવાને માટે આપ્યો હતો તેથી તેમાં અમે રહયા હતા.

## રહેવાના સ્વતંત્ર બંગલાઓ.

જેઓ આખી સીઝન રહેવાના હોય તેમને સીઝનના રૂ. ૨૦૦ થી રૂ. ૧૨૦૦ સુધીના બંગલાઓ ભાડેથી મળે છે. તે બંગલાઓમાંના કેટલાક શ્રીનગરના રહીશોના છે, જ્યારે ઘણા ખરા તો તે રાજ્યની માલીકીના જ છે. તેમાંના કેટલાક બંગલાઓ ફરનીચર સહિતના હોય છે. કેટલાકમાં જોઈતું થોડું જ ફરનીચર હોય છે અને કેટલાકમાં બીલકુલ ફરનીચર હોતું જ નથી, જેથી બીજો જોઇતો સામાન ભાડેથી અત્રે મળતો હોવાથી તે બહારથી લાવવો પડે છે. અત્રેના દરેક બંગલાની ભીંતો લાકડાના પાટીઆંની જ હોય છે જેથી બરફથી ભીંતો ભીંજાઈને ભેજવાળી થતી નથી. આ બંગલાઓ પૈકી જે રૈયતની માલીકીના છે તેને માટે શ્રીનગરમાં માલધણીને મળીને બંદોબસ્ત કરવાથી ને જે બંગલા રાજ્યની માલીકીના છે તેને માટે નીમેલા તે ખાતાના અધિકારીને અરજી કરવાથી કે રૂબરૂ મળવાથી તે ભાડે મળી શકે છે. આ સ્થળ શહેરમાં વસતા ગૃહસ્થ વર્ગોને પસંદ પડે તેવા દરેક સાધનોવાળું હોવાથી, ઘણી યુરોપીઅન પ્રજાની અનેક મોજમઝાની રમત ગમતોથી જ્યાં ત્યાં હળીમળી રહેલું દેખાય છે. સીઝનમાં તો આ સ્થળ સ્વર્ગસમાન વૈભવવાળું, અતિરળિઆમણું અને આનંદદાયક લાગે છે, ને ત્યાંની હવા

ને આજુબાજુના દેખાવો પણ મનપસંદ અતિ રમણીય ને સુશોભિત છે, જેથી ઘણા માણસો અત્રે રહેવાની ઇચ્છા કરે છે, પણ બંગલાઓ માસિક ભાડાથી મળતા નથી, તેથી આખી સીઝનનું ભાડું આપવું પડે છે. છતાં તે આખી સીઝનનું ભાડું આપીને પણ લોકો રહેવાની ઇચ્છા કરે છે, પરંતુ તેમને રહેવા પૂરતા પ્રમાણમાં બંગલા મળી શકતા નહીં હોવાથી કેટલાકની ઇચ્છા પૂરી પડી શકતી નથી.

આ સ્થળે ઠેકઠેકાણે રાત્રિએ વીજળીની બત્તીઓનો પ્રકાશ પડતાં અત્રેની શોભા અવર્ણનીય, અતિમોહક, ચિત્તાકર્ષક ને અતિરમણીયતાથી ભરપૂર લાગે છે. તેમજ, પાણીના નળની પણ સારી સગવડ કરેલી છે. તે પાણી ગુલમર્ગથી ૭ માઇલ દૂરની ઉંચાઇપર આવેલા અહેલ પથ્થરના ચસ્મામાંથી લાવેલા છે. તેમ છતાં, કેટલાક સદ્‌ગૃહસ્થો ગામથી ૧॥ માઇલ દૂર ધોબીઘાટ તરફ આવેલો પોસ્ટઑફિસ નજીક એક પાચક જળનો ચસ્મો છે તેનું પાણી મંગાવી પીવામાં વાપરે છે.

મુસાફરોને માટે ખાલસા હાટેલમાં રહેવા ખાવાની સગવડ મળે છે, ને તેની ફી ૪ થી ૬ રૂપીઆ રોજના લે છે. પણ જેને તે હૉટેલમાં ખાવું ન હોય તેને પણ દરરોજ ૨ થી ૩ રૂપીઆ લઇ ઉતરવાને જગ્યા ને સૂવાને બિછાનું પણ મળી શકે છે. યુરોપીઅન વિગેરે બીજી કોમ કે જેને વધારે સારી સગવડ જોઇએ ને હરકોઇના હાથનું રાંધેલું ખપે તેને માટે **નીડોજ** નામનું હૉટેલ કે જે સરકારી દેખરેખથી ચાલે છે, તેમાં રોજના ૧૦ રૂપીઆ આપી રહેવા ખાવાનો બંદોબસ્ત કરી શકાય છે.

જ્યારે ગુલમર્ગની મોસમ ( સીઝન ) શરૂ થાય છે ત્યારે શ્રીનગરના જ દુકાનદારો વેચવાના માલની અત્રે દુકાનો માંડી બેસે છે, જેથી અત્રે મોટું બજાર ભરાય છે, ને તે વખતે ખાવાપીવાની ચીજો ઉપરાંત દરેકેદરેક જોઇતો માલ મલી શકે છે.

## ફરવા જવાના ઘોડા કે ડંડી.

અત્રે હરરોજ ફરવા જવાને માટે ભાડેથી ઘોડા મળી શકે છે. તેના ભાડાના દર પહેલા કલાકે નબળા ઘોડાના ૪ આના, ને સારાના ૬ આના લે છે. પછીના દર કલાકે ૨ થી ૪ આના લેખે ભાડું લે છે. તેમજ માસ ૧ ના પૈઠેલા ભાડાથી પણ મળી શકે છે, જેનું નબળા ઘોડાનું ૧૨ થી ૧૫ રૂપીઆ ને સારા ઘોડાનું ભાડું ૨૦ થી ૪૦ રૂપીઆ સુધીનું લે છે. તેમજ, ડોલી પણ દરરોજ ફરવા કે **ખીલનમર્ગ** વિગેરે સ્થળે જવાને મળે છે. તેનું ભાડું પણ રોજ અથવા કલાકને હિસાબે અથવા માઈલને હિસાબે લે છે. તે ૧ રૂપીઆથી રોજના ૫ રૂપીઆ સુધીનું હોય છે. અત્રે વસ્તીના ફરતી ચારે બાજુએ ગોળાકારે પાકી સડક બાંધેલી છે. તેનો ઘેરાવો આશરે ૫ થી ૬ માઇલનો છે, ને તેને **ઠંડી સડક** કહે છે. તે સડકે સવાર સાંજ ઘણા માણસો પગે ચાલીને કે ઘોડા ઉપર બેસીને ફરવા જાય છે. ત્યાંની હવા અને આજુબાજુના માઇલોના વિસ્તારમાંની સીનસીનેરી, દૂરદૂર દેખાતા બરફથી છવાયેલા ગગનગામી પહાડો, શ્રીનગર સુધીના દૂરના દેખાવો, રૂપેરી પટ્ટી જેવી સર્પાકારે વહેતી જેલમ નદી તેમજ પોપલરનાં સુંદર ઝાડોની હારવાળી પટ્ટીના આકારે દેખાતી સુંદર સડક, શંકુના આકારનાં દેવદાર, ચીડ, ને પાઈનનાં વૃક્ષોની, માઈલોના વિસ્તારમાં ગીચોગીચ લાગી રહેલી ઝાડીની ગીચ ઘટાઓવાળા જંગલોમાં વસેલાં નાનાં નાનાં પણ મનોહર લાગતાં ગામડાંઓ, જાતજાતનાં પાકોથી લીલાં હરિયાળાં લાગતાં ને સુગંધ પ્રસારતાં ખેતરો, સુંદર સરોવરો, તેમજ, અત્રેથી ૯૦ માઇલ દૂર ૨૭૦૦૦ ફૂટની ઉંચાઇનો, ( કે જેની ૧૪૫૦૦ ફૂટ સુધીની ઉંચાઇએ જઈ શકાય છે. ) એવો **નંગા પર્વતનો** બરફમય દેખાવ, પીરપંજાલ ને કાજીનાગનાં દેખાતાં ઉચ્ચ શિખરો, વિગેરે ઘણા દૂરદૂરના દેખાવો જયારે અત્રેથી જોઈએ છીએ ત્યારે " ખરેખર આ તે પૃથ્વી, સ્વર્ગ કે કૈલાસ છે." એમ ક્ષણભર વિચારમાં પડી જવાય છે, કેમકે આરે

દિશાઓમાં આવા અદ્દ્ભુત, આનંદને આપનારા, સૌન્દર્યતાના ભંડારરૂપ, એવા તાદ્દશ્ય લાગતા અવનવા, અપૂર્વ ને આશ્ચર્યકારક, મનપસંદ દેખાવો જોનારને અતિરમુજ ઉત્પન્ન કરી આનંદમાં વિશેષ વૃદ્ધિ કરે છે. આવા અનુપમ દેખાવો બીજી કોઇ પણ જગ્યાએ ભાગ્યે જ જોવામાં આવતા હશે. આ **ગુલમર્ગની ગુલઝાર ટેકરી** ઉપર યુરોપીઅનોની જ વિશેષ વસ્તી છે, એટલે **મહારાજા સાહેબ** પણ કોઈ કોઇ વખત અત્રે આવે છે, જેથી યુરોપીઅનોને માટે રમત ગમતનાં સ્થળો ને સાધનો, જેવાં કે યુરોપીઅન **જીમખાનું, રેહસકોર્સ, ગોલ્ફ લીકસ, ટેનીસ, કોર્ટ, લાયબ્રેરી, કલબ, ગાર્ડનપાર્ટી કરવાનું સ્થળ, પોલોગ્રાઉન્ડ, ડેન્સ (નાચ) કરવાનું સ્થળ, બીલઅર્ડ, યુરોપીઅન નાટકશાળા, ક્રિકેટ, ફીલ્ડ,** વિગેરે પુષ્કળ છે. તેમજ, યુરોપીઅન ચર્ચ (દેવળ), હિંદુનું રાજ્ય તરફથી બનાવેલું **શંકરનું દેવળ**, અને મુસલમાનોની **મસજીદ** પણ છે. આ રીતે તરેહતરેહનાં રમત ગમતોનાં તથા પ્રાર્થના કરવાનાં સાધનોથી ભરપૂર બનેલું આ સ્થળ છે. **રેસીડેન્ટ સાહેબ** તથા **મહારાજાને** રહેવા માટે બંગલાઓ પણ અત્રે છે. તેમજ, અત્રેના દરેક સ્થળે સ્થળે પાકી સુંદર સડકો પણ બનાવેલી છે, ને ત્રણ પોસ્ટઑફિસો ને તારઑફિસો પણ સીઝનમાં અત્રે હોય છે. ઘડીઆળનો ટાઇમ મેળવવા માટે અત્રે સવારના સ્ટાન્ડર્ડ ૯ વાગે દરરોજ તોપ ફોડવામાં પણ આવે છે.

ખરેખર, આ ઉત્તમ આબોહવાના કારણે, રહેવા ને હવા ખાવા લાયકનું, સુખદાયક, તાકાત આપી આયુષ્યને વધારનારૂં વૃક્ષો વેલીઓ ને પુષ્પોથી અત્યંત શોભાયમાન ને કુદરતી અતિરમણીયતાથી ભરપૂર, એવું ઉત્તમોત્તમ સ્થળ છે.

આ પ્રદેશ ચોમેર લીલોતરીઓથી ભરપૂર, અપૂર્વ, અદ્દ્ભુત ને આશ્ચર્યકારક છે, તેમજ સુંદર દેખાવોનાં જ્યાં ત્યાં ઉગેલાં જંગલી ફૂલોના પૂર બહારોના અવનવા દેખાવો જોનારને તાજુબીમાં ગરકાવ કરે તેવા કુદરતી કરામતની મનોહર સુંદરતાથી

ભરપૂર હોય છે. ત્યાં ચોતરફના દેખાતા ગગનગામી પહાડોપર સફેત દૂધ જેવો જામેલો બરફ તો આપણી નજર આગળ જ દેખાય છે, માટે જ યુરોપીઅનો આ જગ્યાને વધારે પસંદ કરે છે, ને કેટલાક તો આખી સીઝન પૂરી થતાં સુધી અત્રે જ રહે છે. કેટલાક સીઝનનો થોડો વખત જ રહે છે, જ્યારે કેટલાક તો આ સ્થળ ફક્ત જોઇને જ ચાલ્યા જાય છે.

સીઝનમાં કેટલાક શ્રીનગરના ગૃહસ્થો, ઉત્તર હિન્દુસ્થાનના બ્રિટિશ રાજ્યના કેટલાક અધિકારીઓ, તેમજ કાશ્મીરમાં આવેલા કેટલાક મુસાફરો પણ અત્રે હવા ખાવા આવેલા હોય છે, જેથી તે સમયે આ સ્થળ મનુષ્યમેદિનીથી હળીમળી રહેલું હોય છે.

ઋતુ એક સરખી રહેતી નથી. કોઈ વખત ધુમ્મસ છવાઈ જાય છે, વાદળાં ઘેરાય છે, ઝરમર ઝરમર વરસાદ વરસે છે, તેમજ કોઈ વખત ઓચિંતા વરસાદનાં ઝાપટાં પણ પડે છે, કરા પણ કોઈ વખત પડે છે, કોઈ વખત સખત પવન પણ ફૂંકે છે, એમ કેટલીક વખત ઢંગધડા વગરની ઋતુ અત્રે માલમ પડે છે. તે વખતે મુસાફરોથી બહાર ફરવા હરવા જઇ શકાતું નથી ત્યારે જરા ગમગીની જણાય છે, પણ તે વખતે બંગલામાં બેસી મગજ ચલાવી લખવા વાંચવા કે વિચારવાનાં કામો ઘણાં સારાં કરી શકાય છે, પણ જ્યારે ચોકખા દિવસ હોય છે ત્યારે તો ઘોડે બેસીને યા પગે ચાલીને ઠંડી સડક વિગેરે સ્થળોની ચોકખી હવામાં ફરવા જવું તે સંપૂર્ણ આનંદમય જ લાગે છે.

અત્રે ઠંડી વિશેષ પડે છે તેથી ઓવરકોટ ને ગરમ કપડાં પૂરતાં પહેરવાં પડે છે. એટલું જ નહિં પણ, જ્યારે વરસાદ કે ધુમ્મસ વરસે છે કે ધ્રુજી થરથરી જવા જેવી એકદમ કકડતી ઠંડી પડે છે ત્યારે તો બંગલામાં બારીબારણાં બંધ કરીને અંદર બેસવા છતાં પણ સઘડી સળગાવીને જ બેસવું પડે છે ને તેથી સઘડીની સગવડ પણ દરેક બંગલામાં કરેલી હોય છે.

ગુલમર્ગથી **અફરવાટ** પવતના મેદાનનું સ્થળ ૧૪૫૦૦ ફૂટની ઉંચાઈપર છે, ને તેની ઉપર નાનાં નાનાં સરોવરો છે.

## અત્રે થયેલો ધરતીકંપ.

હું એક દિવસ બજારમાં ગયો હતો ત્યાં એકદમ ખખડાટ થયો. તે જ વખતે ચડપોચડપ દરેક દુકાનદારો દુકાનોમાંથી ખુલ્લા રસ્તામાં બહાર નીકળી પડયા. તે જોઈ મને આશ્ચર્ય થયું. જ્યારે થોડી વારે તેઓ દુકાનોમાં દાખલ થયા ત્યારે મેં તેમને પૂછતાં તેમણે કહ્યું કે એતો **ધરતીકંપ** થયો હતો. તેથી અમો એકદમ દુકાનો પડી જવાની ધાસ્તીથી ખુલ્લામાં જીવ બચાવવા નીકળી પડયા હતા.

આ દેશની અપ્રતિમ ને આયુષ્યવર્ધક ગુણકારી હવા, શક્તિવર્ધક પાચક પાણી, મનોરંજક, આશ્ચર્યકારક ને અદ્‌ભુત અત્રેનું સૃષ્ટિસૌન્દર્ય, અપ્સરા જેવી અતિ રૂપવતી લલિત લલનાઓ વિગેરે મનુષ્યોનાં સુખનાં કારણોને લીધે આ સ્થળને પૃથ્વીનું સ્વર્ગ કહેવું છે ખરૂં, પરંતુ તે સર્વે સુખોને ભૂલાવી દે તેવો ધરતીકંપ રૂપી મહા વિક્રાળ કાળ અવરનવર આ દેશમાં ડોકિયાં કરી રહેલો દેખાય છે, ને તેજ કારણથી પણ આ દેશને ઘણું નુકસાન વખતો વખત ખમવું પડયું છે.

પૂર્વે નાનાં મોટાં ઘણાં ગામો વસ્તીસહિત ધરતીકંપમાં દટાઈને જ ગરક થઈ ગયેલાં છે. તેના કેટલાક દાખલા નીચે પ્રમાણે છેઃ—**માર્તંડનું દેવળ, અવંતીપુરની જુની ઇમારત, હારવનનું જુનું મકાન, પાટણ ને બારામુલ્લા** વિગેરેનાં **ખંડીયેરો** વિગેરે ધરતીકંપમાં દટાઈને ગરક થઇ ગયેલાં હતાં, કે જેને હાલ ખોદી કાઢેલાં છે, તેથી તે ધરતીકંપથી જમીનમાં દટાઇને ગરક થઈ ગયેલાં હતાં એમ જોનારને સ્પષ્ટ જણાય છે. વળી, તેના થોડા બીજા દાખલા પણ નીચે પ્રમાણે છેઃ—

સન્ને ૧૮૨૮ માં શ્રીનગરમાં એક મોટો ધરતીકંપ થવાથી શહેરને મોટું નુકસાન પહોંચ્યું હતું. તેમાં ૧૨૦૦ થી ૧૫૦૦ ઘરોનો નાશ થયો હતો, ને હજારો માણસોના પ્રાણ ગયા હતા. આ ધરતીકંપ ઓછાવત્તા પ્રમાણમાં બે માસ સુધી ચાલુ રહ્યો

હતો ! તે પછી પાંચ વર્ષે દુષ્કાળ અને બીજા રોગોનો ઉપદ્રવ થવાથી અસંખ્ય મનુષ્યોનો સંહાર થયો હતો.

સન્ને ૧૮૮૫ માં થયેલા ધરતીકંપમાં ૨૦૦૦ ઘર, ૩૦૦૦ જાનવર, ને ૩૦૦૦ માણુસોનો નાશ થયો હતો. આ ધરતીકંપનો ધક્કો ઉત્તરના **ગીલગીત**થી શરૂ થઇ દક્ષિણે **સિમલા** સુધી પહોંચી ગયો હતો, જેથી તેના મધ્યભાગના સ્થળે બારામુલ્લામાં તેની વધારે માઠી અસર થઇ હતી. તે વખતે ત્યાંનો કિલ્લો, રસ્તાઓ, બંગલાઓ ને હજારો ઘરો જમીનદોસ્ત થયાં હતાં.

એ જ પ્રમાણે, **સોપુર** ગામમાં ધરતીકંપ થવાથી મોટું નુકસાન થયું હતું. ત્યારે તો શ્રીનગરમાં લશ્કરી બરાકો પડી જવાથી ઘણા સોલ્જરો ને સિપાઇઓ પણ મરી ગયા હતા. એટલું જ નહિ પણ, **રાજમહેલ, મુનસીબાગમાંનો બંગલો** ને શહેરમાંનાં અસંખ્ય **ઘરો** પણ પડી જવા ઉપરાંત કેટલાંક માણુસોની પણ ખુવારી થઈ હતી.

## અત્રે પડતા દુષ્કાળ બાબત.

આપણા પ્રદેશોમાં જેમ વરસાદ ન આવવાથી દુષ્કાળ પડે છે તેવા દુષ્કાળનો તો આ દેશમાં સ્વપ્ને પણ સંભવ નથી. પરમાત્માએ અખૂટ ઝરા, નદીઓ, નાળાં, સરોવરો ને ચસ્મા વિગેરેથી સ્થળે સ્થળે પાણીની તો અત્રે રેલમછેલ જ કરેલી છે, જેથી વરસાદનું ઘણું ઓછું પ્રમાણુ હોય તો પણ અત્રેના પાણીના વહેતા અનેક પ્રવાહોથી ને ઠંડી હવાનાં કારણે પાક પુષ્કળ થાય છે, ને તેથી આ દેશમાં દુષ્કાળનું નામ સદાને માટે નાબુદ જ છે.

છતાં પણ ઇશ્વિરની અકળિત લીલા ઓર જ છે ! ઉનાળામાં કોઇક વખત જ્યારે હદ ઉપરાંત સખત ગરમી પડે છે ત્યારે પહાડોપરનો શિઆળા દરમિયાન જામેલો બરફ ઓગળી જઇને ઠેકઠેકાણેથી મોટા પાણીના પ્રવાહો વહીને મોટી નદીઓમાં મળી જાય છે, તેથી તે નદીઓમાં મોટી રેલો આવવાથી ખેત-

શેમાં તે રેલના પૂરનું પાણી ફરીવળી પાકને મોટું નુકસાન કરે છે, તે વખતે આ દેશમાં પણ અત્રેના લોકો દુષ્કાળ જેવા સંકટમાં આવી પડે છે.

ઇ. સ. ૧૭૪૫ માં તેવા જ કારણથી **ગજબનાક** દુષ્કાળ પડેલો હતો. તે વખતે અસંખ્ય માણસો ઘરબાર વિનાનાં ને ખાધાખોરાકીના સાધન વિનાનાં, ટળવળતાં ને રખડતાં થઇ ગયેલાં હોવાથી આ ફળદ્રુપ દેશ ઉજ્જડ જેવો થઈ ગયો હતો.

---

## દૃશ્ય ૩ જું.

---

## ગુલમર્ગની આજુબાજુનાં જોવા જાણવા જેવાં સ્થળો.

### ફીરોજપુર નાળું.



સડકને રસ્તે **ટંગમર્ગ**થી **ગુલમર્ગ** જતાં ૨૬ માઇલ ને ૧ ફરલાંગપર સડકથી ડાબે હાથે જતા રસ્તે, ને **ગુલમર્ગ**થી ૩ માઇલ દક્ષિણે ને ટંગમર્ગ તરફ જતાં સડકથી જમણા હાથને રસ્તે ગુલમર્ગથી ૧૫૦૦ ફૂટની ઉંડાઈએ ૧ માઇલ જેટલી નીચાઈએ ઉતરતાં, **ફીરોજપુરનાળા**એ જવાય છે. તેને **ફીરોજપુર ખીણ** પણ કહે છે. આ સ્થળની આજુબાજુ ઘાટી ઝાડી આવી રહેલી છે. ત્યાં નદી ઉપર એક લાકડાનો પૂલ બાંધેલો છે. તે ઉતરી પેલી પારે જઈને ત્યાંથી નદીનાં મૂળ તરફ ૨૦૦ વાર જેટલે ઉંચાઇએથી પાણીનો ધોધ વેગબંધ પડે છે, તે જોનારને આનંદદાયક લાગે છે. એ પાણી છેક **અફરવાટ** પહાડ ને અહેલપથ્થરવાળા સરોવરમાંથી મોટી નદીનું રૂપ ધારણ કરીને અત્રે આવે છે. પૂલની આજુબાજુએ ઘણા યુરોપીઅન વિગેરે શિકારના શોખીન મુસાફરો માછલાં પકડવા અત્રે આવે છે. કુદરતના અતિરમ્ય દેખાવો

સિવાય બીજું જોવા જેવું ત્યાં કાંઈ નથી. સડક મૂકવા પછીનો આ રસ્તો ઘણો અગવડવાળો, સાંકડો, ને મોટી મોટી ખીણોના કિનારાપરથી પસાર થતો પગ રસ્તો જો સંભાળપૂર્વક ન ચાલે તો પડી જવાનો સંભવ પણ રહે છે. ગુલમર્ગથી મુસાફરો ત્યાં સેલ કરવા ઘોડા ઉપર જઈને પાછા ગુલમર્ગ આવે છે. તેમજ અત્રે તંબુ નાખીને રહેવા ને હવા ખાવા લાયકની સારી જગ્યા પણ છે.

## ખીલનમર્ગ.

આ સ્થળ ગુલમર્ગથી અખડાબખડી મોટા ખાડા ટેકરાવાળા સખત ઉભા ચઢાણના પગરસ્તે ૩ાા માઇલપર છે, ને તે દરિયાની સપાટીથી ૯૫૦૦ ફૂટની ઉંચાઈપર આવેલું છે. ત્યાં જતાં ૧ાા થી ૨ કલાક થાય છે. ત્યાં જવાના ઘણા રસ્તા છે, પણ **નીડોઝ હૉટેલ**ના અગ્નિખૂણાથી શરૂ થતો રસ્તો સારો છે. અત્રે જવા માટે ગુલમર્ગથી ઘોડાઓ ને ડાંડી પણ મળી શકે છે. રસ્તામાં ચીડ ને દેવદાર વિગેરે જાતજાતનાં ઝાડોની ઘાડી ઘટાઓથી છવાયેલું ગીચ જંગલ આવે છે, ને તેનો મધુરો મધુરો પમરાટ નાકને સુગંધમય બનાવી દઇ ઓર આનંદ આપે છે. છેવટે પહાડની ટોચે જતાં **ખીલનમર્ગનું** ૧૫૦ વીઘાના વિસ્તારની જમીનવાળું, વિશાળ, છૂટું ને સપાટ મેદાન આવે છે. અત્રેની આબોહવા ઉત્તમ છે. કેટલાક યુરોપીઅન મુસાફરો અત્રે તંબુ ઠોકીને રહે છે. આ સપાટ જમીનના મધ્ય ભાગમાંથી ૨ ફૂટ જેટલા ઘેરાવનો, ૧ ફૂટનીઉંડાઈનો, બરફ જેવા ઠંડા સુંદર પાણીનો **ચસ્મો** નીકળે છે. પાચન શક્તિ માટે તે પાણી ઘણું વખણાય છે. ને મુસાફરો ખાવાપીવાનું લાવેલા હોય તેનો અત્રે ઉપયોગ કરે છે. અત્રે સીઝનમાં પણ કાયમની વસ્તી હોતી નથી, પણ ભરવાડ લોકો કે જેમને અત્રે **ગુજર** કહે છે તેઓ ગાયો, ઘેટાં ને બકરાં ચરાવવા માટે કોઇ કોઇ વખત અત્રે આવીને રહે છે ત્યારે ત્યાં તંબુ ઠોકીને રેહેલા મુસાફરોને દૂધ મળે છે. બાકીની ચીજો પોતાના નોકરો મારફતે ગુલમર્ગથી

તેઓ હરરોજ મંગાવી લે છે. અત્રે મોટા વિસ્તારમાં **આપણા** **દેશના** આવળના ફૂલના છોડવા જેવડા છોડોપર, **આવળનાં ફૂલ** **કરતાં** ચારગણાં મોટાં વિસ્તારવાળાં, પીળા રંગનાં, અતિ સુંદર, સુશોભિત ફૂલો ગીચોગીચ જ્યાં ત્યાં પથરાયેલાં આવી રહેલાં છે. તેની સાથે આજુબાજુના વિશાળ પર્વતોના બરફથી ઢંકાયેલા દેખાવો ને ઉત્તમ આબોહવાથી આ સ્થળની રમણીયતા વિશેષ જણાય છે. પરંતુ, જૂનમાં તો અત્રે પુષ્કળ બરફ છવાયેલો જ હોય છે. અત્રેથી ૧૩ માઇલપર **નીલમર્ગ** છે, ને ત્યાં ભૂર્જપત્રનાં ઝાડોનાં ઘણાં જંગલો આવેલ છે.

## અહેલ પથ્થરના ચસ્માનું સરોવર.

ખીલનમર્ગથી ૩ માઇલની સખત ચઢાઇએ **અહેલપથ્થરે** જવાય છે. **ખીલનમર્ગથી અફરવટ**ની ટોચ ૨ાા માઇલપર છે. એકદમ સીધી આકરી ચઢાઇના પગરસ્તે કે જ્યાં ઘોડાઓ પણ જઈ શકે તેમ નથી, ત્યાં પગે ચાલીને જ જવાય છે. થોડેક ચઢતાં શ્વાસ રૂંધાઇ છાતી ભરાઈ જાય છે. થોડે થોડે વખતે તેથી બેસી કે ઉભા રહી વિસામો ખાઈને આસ્તે આસ્તે જ ઉપર ચઢાય છે. એમ આ રસ્તો ૨ાા માઇલનો હોવા છતાં ૨ થી ૨ાા કલાકે આ દુર્ઘટ પહાડની આકરી ચઢાઈ ચઢીને ૧૪૫૦૦ ફૂટની ઉંચાઈપર આવેલા **અફરવટ** પર્વતના મથાળે પહોંચતાં ત્યાંથી મનરંજન થાય તેવા દૂર દૂરના અદ્ભુત્ ને અપૂર્વ દેખાવો જોવાની વિશેષ મઝા પડે તેવું આ આશ્ચર્યકારક સ્થળ છે. આ સ્થળની ટોચે પહોંચ્યા પછી ૨ ફરલાંગ પાછું નીચાણમાં જઇ ૧ ફરલાંગ સપાટ જમીનમાં ગયા પછી ૧૪૦૦૦ ફીટની ઉંચાઈપર **અહેલપથ્થર** નામનો **ચસ્મો** આવે છે.

## બાબારાશી.

ગુલમર્ગથી **બાબારાશી** તે કાશ્મીરમાં એક જાણીતા **પીરની** જગ્યા છે. ગુટ કાઢીને અંદર જવાય છે. ત્યાંથી કેટલાક ઝરાઓ નીકળે છે. આ ગામ ગીચોગીચ પહાડના છેડા ઉપર વસેલું છે.

તેનો દેખાવ લાંબેથી ખુશનુમાં લાગે છે, પણ ગામમાં જોતાં, ઠેકાણે ઠેકાણે ગંદકી કરેલી હોવાથી દુર્ગંધ મારે છે. અખરોડ, ચીડ ને દેવદારનાં ઝાડો અત્રે ચીકાર છે, ને તેથી રીંછની વસ્તી પણ આજુબાજુએ જણાય છે, ને કોઈકિ વખત **કસ્તુરીમૃગ** પણ જોવામાં આવે છે, તેમ સાબરોની વસ્તી પણ મોટા પ્રમાણમાં છે. એ સિવાય અત્રે **સંગઆંની, કુંગત્રાટીન** વિગેરે જગ્યાઓ પણ છે.

## ગુજ્જર લોકો.

જેની પાસે ઘણી ગાયો, ઘેટાં ને બકરાં હોય છે તે લોકોને જેમ આપણે ભરવાડ કહીએ છીએ તેમ અત્રે **ગુજ્જર** કહે છે. તેઓ ગામથી દૂર જ્યાં ઘાસ ચારાની સારી છત હોય છે તેવા જંગલોમાં ઘણેભાગે નાના તંબુઓ કે જેને **છોલદારી** કહે છે તે ઠોકીને રહે છે, ને પોતાનાં ઢોરોને ત્યાં ચરાવે છે, તેથી જ્યાં ગુજ્જરોનો મુકામ હોય છે ત્યાં સંખ્યાબંધ ઢોરો ઘાસ ચરતાં દેખાય છે. તેમજ, મોટાં ગામોમાં ને શહેરોમાં ઢોરો રાખીને જે લોકો દૂધ દહીં વેચે છે તેમને પણ **ગુજ્જર** કહે છે. અત્રે તે કામ કરનારા બધા મુસલમાનો જ છે, ને તેઓ બકરાં ઘેટાંનું ઉન ઉતારીને વેચવાનો ધંધો પણ કરે છે.

## લીયનમર્ગથી અહેલપથ્થર જવાનો ર જો રસ્તો.

ગુલમર્ગથી લીયનમર્ગ ૫ માઇલ છે, ને લીયનમર્ગથી અહેલપથ્થર ૫ માઇલ છે. ત્યાં આગળ કહ્યું તેના જ જેવું પીળાં ફૂલોનું ભરચક મેદાન પણ છે. ત્યાંથી સીધી ચઢાઈ છે. ત્યાં ગુજ્જર લોકોનાં ઘર છે, તેમજ ભુર્જપત્રોનાં ઝાડોનાં ઘણાં જંગલો પણ છે.

ખીલનમર્ગનો રસ્તો ટુંકો પણ તેમાં ચઢાઈ અતિ કઠિન છે. જ્યારે લીયનમર્ગનો રસ્તો લાંબો પણ તેમાં ચઢાઇ વિશેષ આકરી નથી. ત્યાં ચસ્માનું પાણી નથી, જેથી થોડે દૂર પાણીનું એક નાળું વહે છે ત્યાંથી પાણી લાવવું પડે છે. તે નાળાવાળું સ્થળ

અતિ રમણીયતાથી ભરપૂર જોવા લાયકનું છે. અત્રે પણ ખીલનમર્ગ જેવું મેદાન છે ને ત્યાંથી ઘણા માઈલોના વિસ્તારમાં ચારે બાજુએ નજર પહોંચી શકે છે. ને અત્રે જ્યાં જ્યાં દૃષ્ટિ કરીએ ત્યાં ત્યાં સખત ઉનાળામાં પણ બરફ ચારે બાજુના શિખરોપર જામેલો જ હોય છે. ઝાડબીડનું નામ નથી, ને કેટલીક જગ્યાએ તો બરફમાં પણ ચાલીને **અહેલપથ્થરના સરોવરે** જવું પડે છે.

આ ચસ્મો જાણે બે સરોવરના આકારનો, વગર ચણેલો, કુદરતી જ બનેલો ને **હારવનના સરોવરથી** અર્ધા ભાગ જેટલા ફરતા ઘેરાવાના વિસ્તારનો છે. તેના કિનારા બરફથી ઢંકાયલા જ રહે છે. તેનું પાણી સ્ફાટિકના જેવું પારદર્શક, સ્વચ્છ ને અતિશય ઠંડું હોય છે. તેમાં સખત ગરમીમાં બે પહાડોપરથી પાણી સાથે ઘસડી આવતી ૪ થી ૫ ફૂટની બરફની મોટી લાદીઓ (છાટો) પણ આ તળાવના પાણી ઉપર તરતી ને ફરતી ઘણી વખત જોવામાં આવે છે. તે દેખાવ પણ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો જોવા લાયકનો હોય છે.

આ સરોવર માટે કેટલાકનું કહેવું એવું છે કે આ કાંઈ બરફ પીગળીને આવેલા પાણીનું બનેલું નથી, પણ તળાવના મધ્ય ભાગમાં પહાડ ફાડીને નિકળતા ચસ્માનાં પાણીનું તે બનેલું છે. પરંતુ, તે ખૂબ ઉંડાણમાંથી ઉછાળા મારી નીકળતું હોવાથી, ને ચસ્માની જમીનથી આ તળાવનું પાણી ઘણું ઉંચે સુધી હોવાથી તે ચસ્માના પાણીના ઉછાળા આપણા જોવામાં આવતા નથી. ફીરોજપુર નાળાવાળી નદી પણ એજ ચસ્મામાંથી નીકળી ગુલમર્ગ તરફ થઈને વહી જાય છે. તે તળાવમાંથી નીકળતો તે નદીના પાણીનો માર્ગ આપણા જોવામાં આવતો નથી. પણ ત્યાંના માણસોના કહેવા પ્રમાણે તે બન્ને પહાડોની વચ્ચે થઈ ગુપ્ત રીતે વહી જાય છે, ને છેક ખીલનમર્ગ વિગેરે સ્થળોએ તે પાણી બહાર નિકળી ચસ્માના આકારમાં વહી જતું જણાય છે.

અમો આ અહેલ પથ્થરવાળા સરોવર ઉપર છેક મહામુસીબતે, ઘોડા હોવા છતાં ત્યાં ઘોડા જઈ શકે નહિ તેથી પગે

ચાલીને ગયાં હતાં. છેક **અફરવટ** સુધી જઈ ત્યાંના અવર્ણનીય દેખાવો જોઈ અહેલપથ્થર તરફ જતાં અરધા ફરલાંગ જેટલા બરફમાં જવાનું હતું, તેથી હિંમત ચાલી નહિ. ને તદ્દન થાકી ગયેલા હોવાથી ધીરજ પણ ખૂટી ગઇ હતી. છતાં, બરફમાં અમારી સાથેના માણસે તેની પીઠપર મને ઉંચકીને બરફ ઉપર જતાં બરફમાં તેના પગ ઢીંચણ સુધી ખુંચી ગયા, તેથી ગભરાટમાં પડી જવાથી તે જોવાનો વિચાર માંડી વાળી ત્યાંથી અમે પાછાં વળી ગયાં હતાં. આ સ્થળે પવન સાથે વરસાદ હોય તો મુસાફરોની પૂરી કમબખ્તી થાય છે ને ખરે બપોરે પણ તે સ્થળે ઓવરકોટ પહેરવાની જરૂર પડે તેવી સખત ઠંડી લાગે છે.

## બનીબાલનાગ ને ગાગરીનાગ.

આ સ્થળ ગુલમર્ગથી આશરે ૭ માઇલપર ૪ કલાકને રસ્તે ૯૬૦૦ ફીટની ઉંચાઈએ આવેલું છે, ને તે આજુબાજુનાં સરોવરોથી ઘેરાયેલું છે. **ગાગરીનાગ**નું સ્થળ પણ ગુલમર્ગના ઉપરની ઉંચાઈની બાજુએ આવેલું છે.

## તોષામેદાન.

આ સપાટ જમીનનું મોટું સુંદર મેદાન પીરપંજાલ પર્વતની હારમાં ઉત્તર બાજુની સરહદપર ગુલમર્ગથી ૧૨ માઈલે છે. ત્યાં ૧ દિવસે જવાય છે. રસ્તો ફીરોજપુર નાળામાં થઈને જાય છે, પણ તે ઘણો ગુંચવણ ભરેલો છે, જેથી ત્યાંના ભોમિયા મજૂરને સાથે રાખી મુસાફરોએ મુસાફરી કરવી જોઈએ. ત્યાં એકલાએ જવું જોખમકારક છે. ત્યાં કાંઈ પણ ચીજો મળી શકતી નથી, પરંતુ તંબુની છાવણી નાખી રહેવાને માટે ઘણીજ સુંદર જગ્યા છે. ને હવા પાણી પણ ઘણાં સારાં છે. આ સ્થળે ઘણાં જૂનાં મંદિરોનાં ખંડીઅરો છે. મૂર્તિ ખંડન કરનાર **બુતસિકંદરે** તે મંદિરો તોડી પાડેલાં હતાં. અત્રે સફેત પથ્થરોની ખાણો પણ છે. જ્યારે ગુજ્જર લોકો ઉનાળાની મોસમમાં અહીં આવીને રહેલા હોય છે ત્યારે તેઓ પાસેથી ઘેટાંનું દૂધ વિગેરે મળી શકે છે. તેઓને આગળથી પૈસા આપવા નહીં, ને જો આપવા પડે તો

આના પેટે તેમની કાંઇ વસ્તુ રાખીને જ આપવા, નહિ તો તેઓ પૈસા લઈ ગયા પછી ઘણાખરા પાછા આવતા જ નથી.

## પશુઓ (ઢોરો)

કાશ્મીરમાં ગાયો ઘણી છે. ભેંસો તો કવચિત જ હોય છે. ગાયો ને ભેંસો આપણા દેશ કરતાં નાના કદની હોય છે. દૂધ, દહીં, માખણ ને છાશ વિગેરે ગાયોનું જ મળે છે. પણ તે ચોખ્ખું મળવું મુશ્કેલ છે. છતાં, જો વધારે પૈસા આપવામાં આવે ને જાતે તજવીજ કરી લાવે તો ચોખ્ખું પણ મળે છે, ને તે ઘણું જ સારૂં મળે છે. દેશ કરતાં ત્યાંના ભાવ ઘણા જ સસ્તા હોય છે. ૨ થી ૩ આને બંગાલી શેર દૂધ મળે છે. કેટલીક વખત ગુજ્જર લોકો ગાયના દૂધમાં ઘેટાં અગર બકરાંનું દૂધ ભેળવે છે. પશુઓમાં અત્રે ઘણાંખરાં ગાય, ઘેટાં, બકરાં, ઘોડા વનગાય ને કવચિત બળદ ને ભેંસ વિગેરે હોય છે.

## પક્ષિઓ.

મોર, ગીધ, બગલાં, હંસ, ચકોર, બતક, પોપટ, કોકિલા, સમડી, ઘુવડ, ભૂખરારંગનાં કબૂતર, કાગડા, વિગેરે જાતજાતનાં લાલ, લીલાં, પીળાં ને રંગબેરંગી એવાં અસંખ્ય પક્ષિઓ અત્રે છે. કવચિત્ ગરૂડ પક્ષિ પણ દેખાય છે. અત્રેના કાગડાઓનું બોલવું આપણા દેશના કાગડાઓ કરતાં જૂદી પ્રકારનું છે. તેમજ તેઓ અંગમાં ભરાવદાર, સમડીના જેવા મોટા, શરીરે કાળા ભૂખરા રંગના ને ઘણા ચપળ હોય છે. આ પ્રદેશમાં પક્ષિઓનું કલોલ કરવું ને **મંજુલ સ્વરે ગાન કરવું** એ આપણે માટે એક અદ્‌ભુત બનાવ લાગી આનંદમાં વૃદ્ધિ કરે છે. તેમજ તેમનાં સુંદર લાગતાં મધુર ને મનોહર ગાયનો સાંભળવાની ઓર મઝા પડે છે. કોઈ કોઇ વખતે વૃક્ષકુંજોમાં ને ગિરિગુફાઓમાં મધ્યાહ્ન સમયે અદૃશ્ય રહી મધુર ગાન ગાતાં પક્ષિઓના સુસ્વર ને તમરાંનો મધુર ધ્વનિ જ્યારે દૂર દૂર પર્વતોપર સંભળાય છે ત્યારે પુરાતન કાળમાં નૃત્ય ને ગાયન કરતી અપ્સરાઓનાં સંગીતનો મુસાફરોને કાંઈક અંશે પ્રત્યક્ષ ભાસ થાય છે.

## દશ્ય ૪ થું.

### વુલર સરોવર, શકરૂદ્દીનની ઝયારત, ચમત્કારી ઝરો, ઝનુંલા અબદીનની કબર, સોપોર, નાગમર્ગ, ગંગાબલ સરોવર, લોલાબવેલી વિગેરે ખીણો, કોકુર નામનો ઝરો, ને હોઆબગાહ બાબત.

### વુલરલેઇક (વુલર સરોવર)



આ સરોવર શ્રીનગરથી રાવળપીંડી તરફ જતાં ૨૫ માઇલપર છે, ને તે કાશ્મીરમાં તો શું પરંતુ હિંદુસ્થાનમાં પણ મોટામાં મોટું લેખાય છે, ને તે સોપોર ગામથી બારામુલ્લા ગામની નીચાણ સુધીના લાંબા વિસ્તારવાળું શિયાળામાં બરફ જામી જવાથી થોડા વિસ્તારનું, ઉનાળામાં બરફ પીગળવાથી વધારે વિસ્તારવાળું, ને વરસાદની ઋતુમાં ઘણા ગામોની હદની નજીક જતા કિનારાવાળું, ૩૦ માઇલના પરિઘવાળું, તેની ચારે બાજુએ આવી રહેલા બરફાચ્છાદિત ઉંચા પહાડોનાં શિખરોની વચ્ચે અગાધ જળથી ભરેલું અનિયમિત ઉંડાઇનું, ને સમુદ્ર સમાન દેખાતું, '**વુલર સરોવર**' એ નામે ઓળખાય છે, ને તેમાં જેલમ નદીનું પાણી બાંડીપુર આગળ જતાં મળી જાય છે. તે પછી જેલમ નદી બારામુલ્લા આગળથી આ સરોવરમાંથી પાછી વહેતી થાય છે. ઉનાળામાં આ સરોવરનો દેખાવ અતિમનોહર લાગે છે. ઉપર કહ્યા મુજબ તેની ચારે બાજુએ વિશાળ બરફાચ્છાદિત ગગનગામી પહાડોની હારમાળાઓ આવેલી છે, ને તેના કિનારાપર કેટલાંક નાનાં ગામડાંઓની વસ્તી પણ છે, જેથી આ સરોવરનો દેખાવ ભભકાદાર ને મનોહર લાગે છે.

**આ સરોવર કાશ્મીરી હિંદુઓનું પવિત્ર તીર્થ છે.**

આ સરોવરને **મહાપદ્મસર** પણ કહે છે. તે મહાપદ્મસરને

જ્યાં વિતસ્તા (જેલમ) મળી જાય છે ત્યાં સમસ્ત કાશ્મીરમંડળના બધા જલ પ્રવાહોનું એકઠું થવું થાય છે, તેથી તે થતા સંગમના સ્થળને **કોટિતીર્થ** કહે છે. ત્યાં સ્નાન ને પુણ્યદાન કરવાનું વિશેષ ફળ હિંદુઓ માને છે. એટલું જ નહિ પણ, આ કોટિતીર્થ સર્વથી શ્રેષ્ઠ હોવાથી કાશ્મીરીઓને ગંગા વિગેરે પવિત્ર તીર્થોએ જવાની જરૂર પડતી નથી.

જેઓ બોટને રસ્તે બારામુલ્લાથી આ વુલરસરોવરને રસ્તે શ્રીનગર જાય છે તેઓ ત્રીજે દિવસે પહોંચે છે.

## સરોવરની પ્રથમ ઉત્પત્તિ.

લોકો કહે છે કે આ સરોવરને ઠેકાણે પૂર્વે **ચંદ્રપુર** નામનું ઘણી મોટી વસ્તીવાળું સુશોભિત શહેર હતું. **દુર્વાસા** ઋષિના શાપથી તે ગામનો નાશ થઇ જઇને આ સ્થળે મોટો ખાડો પડી ગયો, ને ખાડામાં નદીઓનું પાણી આવવાથી આ મોટું સરોવર બની ગયું છે.

તેના પૂર્વના કિનારે ઉત્તર તરફ **બાન્ડીપુર** ને **સમ્બલપુર** નામે ગામો છે. આ ગામો આગળ વુલર સરોવર નજીક થઈ ટીબેટના **ગીલગીત** તરફ જવાનો રસ્તો શરૂ થાય છે. ત્યાં દક્ષિણ તરફ **સમ્બલપુર** નામે ગામ છે. તેના મુખ આગળ એક બેટ છે, જે શેતુરનાં ઝાડો ને દ્રાક્ષના વેલાઓથી ખીચોખીચ ભરપૂર હોવાથી એક કુદરતી બગીચો બની ગયો છે.

આ સરોવરમાં ઘણી વખત સમુદ્રની માફકના પાણીના મોજાના ઉછાળા પણ આવે છે. વળી, દિવસે કે રાત્રે ચંદ્રના પ્રકાશમાં આજુબાજુના પહાડોના સરોવરનાં પાણીમાં પડતા પડછાયાથી પાણીના હાલવા સાથે જાણે આખા પહાડો હાલતા, ડોલતા હોય તેમ જણાય છે. એટલું જ નહિ પણ, સરોવરમાં શિકારામાં બેસી સ્હેલ કરતી વખતે ચારે બાજુના સરોવરના કિનારાથી દૂરના દેખાતા વિશાળ પહાડોપરના અદ્દભુત ને અવર્ણનીય એવા આનંદદાયક લાગતા દેખાવો જોવાની પણ ઓર મજા પડે છે.

તેમજ આ સરોવરમાં પર્વતોપરથી પાણીના પ્રવાહ સાથે ઘસડાઇ આવતી બરફની નાની મોટી લાદીઓના દેખાવો, આજુ-બાજુના છૂટા છવાયા ગામોના ઘરોના દેખાવો, જંગલોનાં દૂર દૂર દેખાતા મોટાં ને ગીચોગીચ ઝાડો, આકાશમાંના વાદળાંઓમાં દેખાતા આસ્માની ને ચિત્રવિચિત્ર રંગો, બરફથી ઢંકાયેલા વિ-શાળ પહાડોના શિખરોની ટોચો, આ સર્વે અદ્દભુત ને આશ્ચર્ય-કારક લાગતાં મનોહર દૃશ્યો, જેની સાથે દુનિયાના કોઇ પણ સ્થળો હરિફાઇ ન કરી શકે તેવાં, જોનારને અવર્ણનીય ને અત્યા-નંદદાયક લાગે છે.

તેમજ, ત્યાંના પહાડોપર આવતાં વાદળાંને લીધે ખરા સૂર્યના પ્રકાશમાં પણ જતી છાયા, ને વાદળો ખશી જતાં એક-દમ પહાડોના અને પાણીના વખતોવખત બદલાતા રંગમાં પ્રકા-શમાન થતા ફેરફારો તે જાણે એક નવું જ દૃશ્ય ખડું કરે છે, ને તે જોવાથી વિશેષ ગમ્મત પડે છે. વળી, આ સરોવરની આજુબાજુનાં હરિયાળાં ખેતરો, નદી, નાળાં, ઝરણાં વિગેરે ખૂબ સુરત દેખાવો જોતાં જીવને ઓર આનંદ થાય છે.

તે ઉપરાંત, પાણીમાં જાતજાતની ઉગેલી વનસ્પતિઓ, ને કેટલીક જગ્યાએ લીલા મખમલ જેવા રંગની ચળકતી શેવાળ પણ જોવા લાયકના અજબ તરેહના દેખાવો રજુ કરે છે. વળી પવનને લીધે આમ તેમ હાલતાં ને એક બીજા સાથે મળી જઈને અથડાતાં કે છૂટાં પડતાં એવાં લીલાંછમ જેવાં સરોવરોમાં છવાઈ રહેલાં કમળપત્રોમાં પડેલાં જળબિંદુઓપર જ્યારે સૂર્યનો પ્રકાશ પડે છે ત્યારે તે જળબિંદુઓમાંથી નિકળતા રંગબેરંગી તેજના પ્રકાશને લીધે જાણે ખરા મોતીઓ જ જ્યાં ત્યાં વિખ-રાએલાં હોય તેવી મનોહર રચના પણ કેટલીક વખત જણાય છે.

તેમજ, આ સરોવરમાં શિકારો પસાર થતાં માંજીઓના હલેશાં મારવાથી ઉડતા પાણીમાં પણ જ્યારે સૂર્યનાં કિરણો પડે છે ત્યારે જાણે આકાશમાં થતા ઇંદ્રધનુષ્ય કે મેઘધનુષ્યના

માફકના અનેક તરેહના રંગબેરંગી દેખાવોની અદ્ભુત રચના નજર સમક્ષ ખડી થાય છે.

આ સરોવરનું પાણી સ્વચ્છ ને કાચ જેવું પારદર્શક છે, જેથી તેમાં નાની નાની માછલીઓ પણ રમત ગમત કરી દોડતી ને તરતી હોય છે. તે જોનારને રમુજ ઉત્પન્ન કરે છે. બતકોની હારો પણ ખુશમિજાજમાં જળમાં વારંવાર ડૂબકી મારતી જળની બહાર ડોકીઆં કરતી પાણીમાંથી કિનારે આવતી ફરતી તરતી ને આકાશમાં ઉડતી હોય છે તે દેખાવ પણ જોવા લાયક લાગે છે. વળી, સારસ પક્ષિનાં જોડાંઓ પણ ધીમી ધીમી ચાલે આમ તેમ હરતાં ફરતાં આ સરોવરમાં દેખાય છે. તેમાંનાં કેટલાંક તો સરોવરમાંહેની માછલીઓને પકડવા ઉંચે ઉડીને પાણીમાં પડી મચ્છી પકડી બહાર આવી ઉડી જતાં હોય છે તે દેખાવ પણ આશ્ચર્યકારક દેખાય છે.

આ સરોવરમાં અવારનવાર પવન ને વરસાદથી ઘણી વખત સખત તોફાનો થાય છે, તેથી માંજીઓ ઘણી સાવચેતી રાખે છે. તેવે વખતે કીસ્તી બીલકુલ હંકારતા નથી, પણ જો કોઈ જીદ કરી હંકારે છે, તો તોફાનમાં સપડાઈ જઇ, કોઈ વખત કીસ્તી ઉંધી વળી જવાથી માણસોનું નુકસાન પણ થાય છે. તેમાં જુના અસ્સુપર્વત આગળના સરોવરના ભાગમાં વધારે તોફાન નડે છે.

એક વખત મહારાજા **ગુલાબસિંહ** આ સરોવરમાં પોતાના રસાલા સાથે પસાર થતા હતા. તે વખતે તોફાન થવાથી ૩૦૦ બોટો ડુબી ગઈ હતી. ખુદ મહારાજા સાહેબ મહામહેનતે બચવા પામ્યા હતા. પરંતુ, ઘણે ભાગે સવારથી બપોર થતા સુધીમાં તેવાં તોફાનો કદાચ જ થાય છે, જેથી માંજીઓ ઘણાખરા સવારના ૫ વાગેથી ચઢતા પહોરે ૧૨ વાગ્યા સુધીમાં જ તેમાં વહાણો હંકારે છે.

ઑગસ્ટથી ઑક્ટોમ્બરની તા. ૧૫ સુધીમાં તોફાનો ઝાઝાં થતાં નથી, ને ઘણે ભાગે આ પ્રદેશ શાન્ત હોય છે. તે મહિનામાં ઘણા યુરોપીઅન વિગેરે શિકારીઓ જળચર પ્રાણી, મચ્છી

ને પક્ષિઓનો શિકાર કરવાની ઈચ્છાથી આ સરોવરપર આવે છે.

એ પ્રમાણે આ રમણીય સરોવરની ચારે બાજુના દૂર દૂરના દેખાવો મુસાફરોની મોજ પૂરી પાડવાને સારાં સાધનરૂપ થઇ પડે છે.

છતાં પણ આ વુલરલેઈકનો બારામુલ્લા આગળનો દેખાવ કુદરતની અદ્ભુત ને વિચિત્ર લીલાથી વિશેષ ભરપૂર ને મનોહર છે.

જેમ ડલસરોવરમાં કમળો ને શીંગોડાં અસંખ્ય થાય છે તેમ આ સરોવરમાં પણ મોસમ વખતે કમળો ને શીંગોડાં અસંખ્ય થાય છે. તે પૈકી ફકત આ વુલરસરોવરમાં જ દરવર્ષે મોસમમાં ૬૦ હજાર મણ શીંગોડાં થાય છે. તેનો પાક ઑકટોબરમાં થાય છે. તે શીંગોડાંનો લોટ કરી તેની રોટલી બનાવી શકાય છે, ને તે અત્રેના ગરીબ લોકોનો ખાસ ખોરાક છે.

અત્રેના બીજાં સરોવરોમાં પણ ઘણાં શીંગોડાં થાય છે. ને તેથી કાશ્મીર મહારાજાને પણ સારો નફો થાય છે. તેમજ, કમળના વેલાઓની ડાંડીઓ પણ અત્રેનો ગરીબવર્ગ હરકોઇ સરોવરમાં જઇને લઈ આવી તેને બાફીને ખાવાના ઉપયોગમાં પણ લે છે.

## શકરૂદીનની ઝયારત.

આ સરોવરપર વાયવ્ય ખૂણા આગળની ટેકરી ઉપર આવેલી **શકરૂદીનની ઝયારત** છે, તે ત્યાંની ખીણમાં વસતા મુસલમાનો માટે એક પવિત્ર જગ્યા મનાય છે.

## ચમત્કારી ઝરો.

ટેકરીની તળેટીની લગભગ ૦ાા માઈલે એક પાણીમાં બડબડીયાં (બોલતા પરપોટાઓ) આવે એવો અદ્ભુત ને ચમત્કારિક **ઝરો** વુલર સરોવરમાં છે.

## ઝનુલા અબદીનની કબ્બર.

તેમજ આ સરોવરમાં **એરીનનાલા**ના સામે એક નાનો **બેટ** છે, ને તેમાં કેટલાંક ખંડેરો છે, જેમાં એક **ઝનુલા અબદીનની કબ્બર** છે. તેમાંના પીલરો, દિવાલો ને બીજું શિલ્પી

કામ જોતાં તો કોઇ હિંદુ મહેલોનાં ખંડેરો હોય એમ દેખાય છે.

## સોપોરે.

આ એક સારી વસ્તીવાળું ગામ છે, ને તેની હવા ઘણી સારી છે. જ્યાં વુલરસરોવર ને જેલમ મળે છે, તેની **નજીકમાં** નદીના બન્ને કિનારે તે આવેલું છે. તે વેપારનું મથક છે, ને **શાહીદ હમદાનની મસીદને** માટે પ્રખ્યાત છે. લાકડાના પૂલની નજીક નદીના ડાબે કિનારે એક નાની **ડીસ્પેન્સરી** (દવાખાનું) છે. **સ્કૂલ** (નિશાળ) અને **તેહેશીલની કચેરી** શહેરની પશ્ચિમ બાજુએ આવેલાં છે. **સોપોરે** એક એવી જગ્યા છે કે જ્યાંથી **લોલાબવેલી, લેન્ગેટ, જાગીર** ને **યાગીસ્તાન** વિગેરે સ્થળે જવાય છે.

## નાગમર્ગ.

આ સુંદર સ્થળ વુલર સરોવરના મથાળે ને **અલસુ** ગામડાથી કેટલાક માઇલ ઉપર, સરોવરથી ૩૫૦૦ ફૂટની ઉંચી લીલોતરીથી ભરપૂર એક નાની સપાટ જમીનરૂપે છે, ને તે અખરોડનાં ઝાડોથી છવાયેલા ઘાટા જંગલમાં ગામડું આવેલું છે. ત્યાંનું મેદાન પણ ઘણું સારૂં છે. અત્રેથી **નાગપર્વત**નાં શિખરો જણાય છે. જૂનો **હરમુખ પર્વત** પણ દેખાય છે. ત્યાં સર્પાકાર નદીઓનું વહેવું પણ આશ્ચર્યકારક જણાય છે. અત્રેથી **કાજીનાગ કુંગન** ને ઝાંખો દેખાતો **પીરપંજાલ** પણ જણાય છે. મેદાનમાં ઝુંપડાં કે પાણી નથી. સીઝનમાં ગુજ્જર લોકોનાં ઘેટાં, બકરાં, ગાયો, વિગેરે ઢોરોને ચરવાની આજુબાજુ નીચાણમાં જગ્યાવાળું જંગલ છે. આ સ્થળ અંગ્રેજોનું ઘણું જ માનીતું છે, ને **ગુલમર્ગ**ને મળતું છે, પણ ગુલમર્ગ જેવી વસ્તીવાળું નથી. છતાં, અત્રે તંબુ ઠોકીને રહેવા લાયકની ઘણી સારી જગ્યા છે, જેથી ગુલમર્ગના જેવી ચોખ્ખી હવાનું આ એક સુંદર મથક છે.

અત્રે ચિનારનાં ઝાડોની અંદરના ગર્ભના લાકડાની સોટીઓ દીવાની માફક બળે છે, ને તેનો અત્રેનાં ગામડાઓમાં દીવાની જગ્યાએ ઉપયોગ પણ કરવામાં આવે છે.

## હરમુખ પહાડપર આવેલું ગંગાબળ સરોવર.

વુલરલેકથી ૨૦ માઇલપર **હરમુખ** નામનો **પહાડ** છે. તેની ઉંચાઈ ૧૬૯૦૫ ફૂટ છે. તેના શિખરની તળેટીમાં ૧૨ હજાર ફૂટની ઉંચાઇએ **ગંગાબળ સરોવર** (હરમુખગંગા) નામનું હિંદુ લોકોનું એક પવિત્ર તીર્થ કે જે ૨ માઇલ લાંબું ને ૦। માઇલ પહોળું છે તેમાં હરમુખ પર્વતપરનો બરફ ઓગળીને પાણી એકઠું થાય છે. દરેક કાશ્મીરી હિંદુ તેને **ભાગીરથી ગંગાના** જેટલું જ મહાપવિત્ર માને છે, પણ કાશ્મીરી પંડિતો તો તેને અતિમહાન્ પવિત્ર માની પોતાનાં સગાંઓનાં મરણ બાદ તેમને બાળતાં બચેલાં થોડાં હાડકાંને મરનાર મનુષ્યની સદ્‌ગતિ થાય એવી પૂર્ણ શ્રદ્ધાથી લઇ જઈ સરોવરમાં પધરાવે છે. એટલું જ નહિં પણ મહાન્ કષ્ટ વેઠીને એ પર્વતપર શ્રાવણ માસમાં તીર્થસ્નાન કરવા માટે પણ ઘણા હિંદુઓ જાય છે, તેના કિનારાપર એક **શિવાલય** પણ છે. સરોવરમાં સ્નાન કરી શંકરનું દર્શન પૂજન પણ કરે છે. આ સરોવરમાંથી નિકળતી નદીને પણ **હરમુકતગંગા** કહે છે, ત્યાં જવાનો બીજો રસ્તો છે. ગંધરબળથી **વાનઘાટ** ૧૩ માઇલ રસ્તો અગવડ ભરેલો ખીણમાંથી જાય છે. વાનઘાટ નાનું ગામડું છે ને ત્યાં બે હિંદુનાં દેવળો છે. ત્યાંથી ૧૨ માઇલે ગંગાબળ સરોવર કે હરમુખગંગા છે. ઘોડા ઉપર જવું જોખમ ભરેલું છે. પગે ચાલીને જવાય છે.

ત્રીજો રસ્તો શ્રીનગરથી ૫ માઇલે **વિચારનાગ**, ત્યાંથી ૯ માઈલે **નુનર**, તે પછી ૫ માઈલે **કેઈન્કુનદી**, ૭ માઇલે **રામરાધન**, ૪ માઇલે **ભારત**, ૫ માઇલે **બ્રહ્મસર** ને છેવટે બ્રહ્મસરથી ૭ માઇલે **હરમુકતગંગા** આવે છે જેથી શ્રીનગરથી ૪૨ માઈલે હરમુકતગંગાનું સ્થળ છે.

## લોલાબવેલી (ખીણ).

**લોલાબનું** ખરૂં નામ **લાલભ** કે **લોલાબદરી** છે. ને ત્યાં જવા માટે **બાંદીપોરથી** આલસુ થઇને **સોપોર**, **હોઆબગાહ**

ને **બારામુલ્લાથી** રસ્તાઓ છે. તેઓમાં સૌથી સરળતાવાળો રસ્તો સોપોરથી છે. વચમાં **લાલપુર** ગામ આવે છે. આ પ્રદેશમાં ચારે બાજુથી જંગલખાતાએ રસ્તા કરેલા છે, કારણકે મોટર આ રસ્તે ખીણના મોઢા સુધી જાય છે ત્યાં જાતજાતનાં પ્રચંડ ને અસંખ્ય વૃક્ષોની ગીચોગીચ ઝાડી છે.

કાશ્મીરમાં આ ઘણી જ જાણીતી ખીણ છે. અલ્સુથી આશરે ૮ માઇલનો રસ્તો છે. આ ખીણમાં જુલાઈ ઑગસ્ટમાં જવું જ ફાયદાકારક છે.

અત્રે છૂટાં છૂટાં ઝુંપડાંઓ થોડે થોડે અંતરે જણાય છે. ત્યાં ટેબલ ખુરસી વિગેરે ફરનીચર ત્યાંના અધિકારીની રજા મેળવવાથી મળી શકે છે ઝુંપડાંઓ **ડ્રાસ, ચાન્ડીગામ, કૅમણ્ડ્રી-આલ, પાતાલનાગ** વિગેરે સ્થળે છે.

આ ખીણ ૧૬ માઇલ લાંબી ને ૩ માઇલ પહોળી છે. તે સોપોરેથી ૫૦ માઇલ છે. ને સારામાં સારા હવા પાણીને માટે બધી ખીણોમાં એક શ્રેષ્ઠ ખીણ છે. તે ખીણની બાજુએ મધુર ખુશબોદાર મ્હેકતાં દેવદારનાં ઝાડોનું ઘાટું જંગલ છે. તેમજ આ ખીણ ખાસ કરીને ત્યાંના ગામડાઓના ખેંચાણકારક દેખાવોને લીધે મનોહર લાગે છે. ત્યાંનાં ફળો સ્વાદિષ્ટ ને મધુર હોય છે, ત્યાં લીલોતરીવાળાં હરિયાળાં ખેતરો જેવા જાતજાતના કુદરતના દેખાવો છે, તેમજ જંગલોનાં ઝાડો બાગ બગીચાઓ, પાણીના ચસ્માઓ ને ઝરાઓથી આ ખીણ ભરપૂર અને શોભાયમાન દેખાય છે. અખરોડનાં ઝાડોના પણ બગીચા બનેલા છે. ત્યાં વિશાળ જમીનો તંબુ નાખીને રહેવા લાયકની છે. પૂર્વે આ સ્થળે ઘણાં રીંછોનાં રહેઠાણો હોવાથી હાલ પણ આ સ્થળ **રીંછોનાબાગ**ને નામે ઓળખાય છે જેથી કાશ્મીરી ભાષામાં તેને **બાલુવન** કહે છે. તેની શોભા અપ્રતિમ ને અતિ મનોહર છે. આ શિવાય બીજી **પાતાલનાગ, કૃમ્ણ્ડ્રીઆલ, નાગમર્ગ** અને **ડ્રાસખીણ** એ સ્થળો નીચાણમાં હોવાથી ઉનાળામાં ત્યાં સહેજ ગરમી લાગે છે. કાશ્મીરની ઘણી જ

સુંદર ખીણો જેવી કે **સિંધ, લેધર, બરદવાન** વિગેરેમાંની આ **લોલાબવેલી** પણ એક ઘણી જ સુંદર ખીણ છે.

## સિંધવેલી.

બધી ખીણો કે જે મુખ્ય કાશ્મીર વેલીમાંથી નીકળેલી છે તેમાંની આ **સિંધવેલી** મોટામાં મોટી ને લાંબામાં લાંબી છે. આ ખીણ ૫૦ માઈલ લાંબી છે અને તેનો ગંધરબલ નજીકનો ભાગ ૩ માઇલ પહોળો છે, પણ જ્યારે આ ખીણમાં ઉપર જઈએ તેમ તેમ તે વધારે ને વધારે સાંકડી થતી જાય છે.

તેમજ બીજી **ફીરોજપુર મારગન જોજીલા** ને **પીરપંજાલ**ની પણ મોટી વિશાળ ખીણો છે. આ દરેક ખીણોમાં શિકારીઓ શિકાર શોધતા ફરે છે. ત્યાંના રસ્તાઓ અતિઅગવડવાળા છે ને કોઇ કોઇ જગ્યાઓએ તો ફક્ત બે પગ મૂકીને જ જવાનો રસ્તો હોય છે.

ત્યાં ઉનાળામાં પર્વતો ઉપરથી બરફ પીગળીને વહી આવતાં નાના મોટા અનેક જળપ્રવાહો વહે જાય છે, ને તે પ્રવાહો ઠેકઠેકાણેની ખાઇઓમાં થઈને આ ખીણોમાં વહી આવે છે.

## કોકુર નામે ઝરા બાબત.

**કોકુર** એ નામનો પીરપંજાલ તરફની ઉત્તર તરફની તળેટીમાં એક **ઝરો** છે. તેનાં છ, મુખ છે, એટલે તે ઝરો છ ઠેકાણેથી નીકળે છે. તેનું પાણી **બેરંગ** નામની નદીમાં જઇને મળી જાય છે.

અફઘાન બાદશાહો જ્યારે આ દેશમાં રાજ્ય કરતા હતા ત્યારે આ સિવાય કોઈ પણ ઝરાનું પાણી તેઓ પીતા નહોતા એવું એ ઝરાનું પાણી ગુણકારી છે.

## દોઆબગાહ.

**દોઆબગાહ** સોપોરેથી નદીનાં નીચાણમાં ૫ માઇલે છે. અહીં લોલાબવેલીમાંથી આવેલી **પોહરૂ નદી** જેલમ નદીને મળે છે. આ મોટા જંગલનું મથક છે, ને હવા ઘણી જ સુખા-

કારી વધારનારી છે. દોઆબગાહ પાસેના વિજળીબળથી રાક્ષસી કદના ડ્રજવડે ખોદાણુ કામ કરી રેતી કચરો કાઢવાથી કાશ્મીરની ખીણમાં આવતું પૂર અટકાવેલું છે, જેથી વુલર સરોવરમાંથી મોટા ક્ષેત્રફળની ફળદ્રુપ જમીન નવી નિકળી છે.

આ લોલાબવેલીના દેખાવો અતિરમણીયતાથી ભરપૂર ને હવા ઘણી જ ઉત્તમ છે. આખા કાશ્મીર દેશની સ્ત્રીઓમાં જે રૂપ છે તે કરતાં અત્રેની સ્ત્રીઓ રૂપલાવણ્યતામાં ઘણી જ સરસ ને મનોહર છે. હમો વુલર સરોવર ને લોલાબવેલીએ ગયા નથી.

---

## જોતીષનાં પુસ્તકો.

| | |
|---|---|
| **જોતીષ કલ્પતરૂ-ગણીત વિભાગ.** | **કી. રૂ. ૬** |
| **,, ફલાધીશ વિભાગ.** | **,, રૂ. ૫** |
| **જાતકપારીજાત-ફલાધીશનો ગ્રંથ.** | **,, રૂ. ૫** |

એ ત્રણે પુસ્તકો નેકનામદાર મહારાજા ગાયકવાડ સરકારની શાળા, લાયબ્રેરી ને સેન્ટ્રલ લાયબ્રેરીમાં મંજુર થયેલાં છે—

કોઇની પણ મદદ લીધા વગર જોતીશનું—ગણીત ને ફલાધીશ પોતાની જાતેજ શીખી શકાય તેવાં તે ત્રણે પુસ્તકો છે. જોતીષ કલ્પતરૂના પેલી ચોપડીમાં ૪ ભાગ—ને ૬૦૦ પાનાની બુક કેસની સુધી ગણીત ઉદાહર્ણ સાથે સમજાવ્યું છે. બીજી ચોપડીમાં ૫ થી ૬ ભાગ છે ને તેમાં ફળાધીશનું કામ ૬૦૦ પાનામાં સરસ વર્ણવ્યું છે.

જાતકપારીજાતમાં એહજાર શ્લોક સહીત ગુજરાતી ભાષાન્તર છે. ને તે ફલાધીશ જોવામાં ઉત્તમ ગ્રંથ સરવમાન્ય છે ત્રણે પુસ્તકોની મદદથી જોતીષનું જ્ઞાન સહેલાઇથી મેળવાય છે.

**મુહુર્ત માર્તંડ**—આ મુહુર્ત જોવાનો ગ્રંથ છે. તેમાં ઘણા ગ્રંથોનો સાર અંદર દાખલ કરેલો છે, ને મુહુર્ત જોવામાં આવો બીજો અદ્રીતીય કોઇ ગ્રંથ ગુજરાતીમાં તો શું પણ બીજી કોઇ પણ ભાષામાં નથી. કી. રૂ. ૬.

**ભુવૈકુંઠગમન**—બદ્રીનારાયણ તરફની સંપુર્ણ વિગત સાથે હીમાલયમાં આવેલા તીર્થોના વર્ણન ને તેના ફોટાઓ સાથે ૭૦૦ પાનાની ચોપડી તીર્થ પ્રેમીને વાંચવા ને કુટુંબમાં વંચાવા લાયક છે. કી. રૂ. ૬)

# પ્રવાસ ૫ મો.

## શ્રીનગરથી પહેલગામને રસ્તે અમરનાથ થઈ ટીબેટનો મુલક

### દશ્ય ૧ લું.

### શ્રીનગરથી અનંતનાગ.



એ પ્રમાણે ગુલમર્ગની મુસાફરી પુરી કરી અમો પાછા શ્રીનગર આવી **સનાતનપ્રતાપભવન** માં ૧ દિવસ રહી બીજે દિવસે જોઇતો સરસામાન લઈને મોટરલારીમાં અનંતનાગ ગયા. દરેકના ૩ રૂપીઆના ભાવે ભાડું ઠેરવી તેની સાથે કરાર કર્યો હતો કે રસ્તામાં આવતાં જે જે જોવાનાં સ્થળો જોવાનાં હોય ત્યાં ત્યાં મોટર ઉભી રાખી તે સ્થળો જોવા દેવાં અને તે પ્રમાણે તેણે કબૂલ કર્યું હતું તેથી દરેક સ્થળ જોતાં જોતાં અમો **અનંતનાગ** ગયાં હતાં.

પ્રથમ શ્રીનગરથી ૨ાા માઇલપર સરકારી મકાન અંગ્રેજોની કોઠીઓ ને મહારાજાના **લશ્કરની** છાવણી છે. ત્યાંથી ૧ માઈલ **ભટવાડા** મુકામે જકાતનું નાકું છે તેને કાશ્મીરી ભાષામાં **ચુંગી** કહે છે.

### પામ્પુર.

ત્યાંથી ૬ાા માઇલે ને શ્રીનગરથી ૧૦ માઇલ ઉપર **પામ્પુર** નામે એક નાનું ગામ જેલમ નદીના જમણા કિનારા ઉપર છે. તેનું ખરૂં નામ સંસ્કૃતમાં **પદ્મપુર** હતું, કારણકે સંવત ૮૩૨ થી ૮૪૪ સુધીના અરસામાં મહારાજા **પદ્મસિંહે** આ

વસાવેલું હોવાથી તે રાજાના નામ ઉપરથી જ તેનું નામ **પદ્મપુર** પડેલું હતું, તેને પછી **પંપાપુર** પણ કહેતા હતા ને હાલ તેને **પામ્પુર** કહે છે. ત્યાં **પદ્મસ્વામીનું દેવાલય** પણ છે. નદીને કિનારે મહારાજાનો સુંદર બંગલો છે. અત્રે સડકપર નદીનો પૂલ મુગલ બાદશાહ શાહજાનનો બંધાવેલો છે, જેનાપર નવી મરાંમત કરીને સુધારેલો તે હાલ મોજુદ છે. ગામમાં મુસલમાનોની એક **મસજીદ** છે. અત્રે સારી વસ્તી છે. પોસ્ટ, પોલીસ, સ્કૂલ ને ધર્મશાળા પણ છે, તેમજ તંબુ ઠોકી રહેવા લાયકની પણ સારી સગવડવાળી અત્રે જગ્યા છે.

## ગંધકના મિશ્રણવાળા પાણીના ઝરાઓ.

પામ્પુરથી ૩ માઈલ ઉપર **વીચાણ** કે **વીનૂ** નામે એક સ્થળ છે. ત્યાં એક ગંધકનાં પાણીનો ને ત્રણ બીજા લોહના મિશ્રણવાળા ને મીઠા પાણીના એમ ચાર ચસ્માના **ઝરાઓ** છે.

આ ગંધકના ગુણવાળા ચસ્મામાં કેટલોક વખત સ્નાન કરવાથી સંધિવાનો રોગ મટે છે, ને થોડો વખત તેનું થોડું થોડું પાણી પીવાથી જઠરાગ્નિનો રોગ પણ મટે છે.

અંગ્રેજીમાં એ ઝરાઓનાં પાણીને **મિનરલવૉટર** કહે છે. તેનો ગુજરાતી અર્થ ખનિજ પદાર્થનાં મિશ્રણવાળું પાણી થાય છે. આ ઝરાઓની નજીકમાં અસંખ્ય સુવર્ણમુખી ફૂલો છે. તે ફૂલોમાં થઈને પસાર થયેલું તે પાણી હોવાથી અજબ ગુણકારી નિવડે તેમ છે. જેમ જર્મની અને ઈંગ્લાંડમાં મિનરલવૉટર બનાવી તેનો ઉપયોગ સંધિવા, તાવ આવવાથી ઉત્પન્ન થયેલી અશક્તિ, પાચનશક્તિનું બગડવું વિગેરે રોગો ઉપર કરવાથી ઔષધની માફક ઘણું ગુણકારી નિવડે છે, તેની માફક અત્રેનું પાણી પીવાથી ને તેમાં સ્નાન કરવાથી ઉપલા દરેક જાતના રોગો સહેલાઈથી મટે તેમ છે.

## અત્રે ઉત્પન્ન થતા કેસરની બાબત.

કાશ્મીર દેશ ઉંચી જાતનું કેસર ઉત્પન્ન કરવાને માટે આખી દુનિયામાં સુપ્રસિદ્ધ છે, ને આખા કાશ્મીર દેશમાં ફક્ત

આ પામ્પુરની આજુબાજુના પ્રદેશમાં જ તે ઉંચી જાતનાં કેસરનો પાક હજારો એકરના વિસ્તારવાળી જમીનમાં થાય છે. માર્ચથી એપ્રીલ સુધીમાં તે કેસરના બીજના કાંદાઓ જમીનમાં વાવવામાં આવે છે. કેસર વાવવાની જમીન બીજી જમીનો કરતાં તદ્દન જૂદી જાતની જ હોય છે, ને તેવી જ માટીમાં કેસર થાય છે. ખુદ કાશ્મીરમાં પણ આ સિવાયની બીજી જમીનોમાં તે બીલકુલ થતું નથી. અત્રે લાખો એકર જમીનમાં કેસર થાય છે. કેસર વાવવાની જમીનને ખૂબ ખેડી તે જમીન પોચી રૂ જેવી બનાવે છે. પછી તે જમીનમાં ચાર ચાર ફૂટના સમ-ચોરસ કયારા બનાવી તેમાં કેસરનું બી વાવે છે.

ઑકટોબર નવેમ્બરમાં કેસરની ખરી બહાર જોવામાં આવે છે. તે વખતે તેને ફૂલનો પૂરબહાર આવેલો હોય છે, તે વખતે તે કેસરના **સાગુફા** જોવા માટે ઘણા માણસો જાય છે ત્યારે, તેના અસંખ્ય ફૂલોનો સુવાસ દરેક દિશાઓમાં પ્રસરી રહી દિશાઓને સુગંધમય બનાવી મનુષ્યનાં મગજને તર કરી દે છે. તેથી આ સ્થળ કાશ્મીરમાં કે હિંદુસ્થાનમાં તો શું પણ આખી દુનિયામાં કેસરના ઉચ્ચ પ્રકારના પાકને માટે આ પા-મ્પુરનું સ્થળ જગમશહૂર લેખાય છે. શરૂઆતમાં કેસરના ડુંટા આગળ પીળો રંગ હોય છે, જ્યારે પાકયા પછીથી તેનો રંગ આસ્માની થાય છે. તે પછી તેના ઉપર કેસરના ૬ થી ૮ તાર જેવા તંતુઓ નિકળે છે. તેમાંના ત્રણ ચાર જે રતાસ પડતા રંગના હોય છે તે ખરૂં કેસર કહેવાય છે, અને બીજા ત્રણ ચાર પીળા પડી ગયેલા તારોને કેસરનો જરદો કહે છે. તે ખરૂં કેસર હોતું નથી, અને કેસરનો ખરો રંગ કે કેસરની ખરી વાસ પણ તેમાં હોતી નથી, છતાં વેચતી વખતે કેસરનો તોલ વધારવાને માટે તેને ખરા કેસરમાં ભેળવી નાખે છે.

જે જમીનમાં જે સાલ કેસરનો પાક કર્યો હોય તે જમીન બીજા ૮ થી ૧૦ વર્ષ સુધી પડતર રાખવી પડે છે, કેમકે કેસર વાવવાથી તે જમીનનો તદ્દન કસ ચૂસાઈ જઈ જમીન રદ્દ

થઈ જાય છે, જેથી કેસર સિવાયના બીજા પાકોને લાયકની પણ તે જમીન રહેતી નથી, માટે પડતર રાખતાં ને ખાતર વિગેરે નાખતાં પાછી ૮ થી ૧૦ વર્ષે તે જમીનમાં કસ વધવાથી કેસર વાવવા લાયકની તે જમીન બનતાં પાછું તેમાં કેસર જ વવાય છે.

શરૂઆતમાં તે ઉગતી વખતે તેનું ચીડા જેવું ઘાસ થાય છે, ને તેની વચ્ચે ફૂલ બેસે છે. તે ફૂલ ખરી પડે છે એટલે કેસરની પાંખડીઓ થાય છે.

કેસરનાં બીની, લસણના જેડવા જેવડી મોટીથી તે તેની એક કળી જેટલી નાની ગાંઠો હોય છે, ને તેના ઉપર ડુંગળીના જેવાં છોતરાં હોય છે. તેને ફોલી નાખતાં લસણના જેવા સફેત રંગનું બી જણાય છે.

આ જમીન સરકાર હસ્તક છે. લોકોની માલીકીની નથી. તેથી, તે જમીન દરસાલ વિઘોટીથી કે હરાજી બોલાવીને કે ઠેકેથી ખેડુતોને વાવવા આપે છે, અથવા કેટલીક જમીનોમાં સરકાર પોતે માણસો રોકીને કામ કરાવી પોતે પાક નિપજાવે છે.

વત્તામાં વત્તું ૧ એકર જમીનમાં ૨૦ શેર જેટલું કેસર નિપજે છે, અને દરસાલ ૨૦ થી ૩૦ હજાર રતલ કેસર આ સ્થળે ઉત્પન્ન થાય છે. તેમાંથી અપ્રતિમ ઉંચા પ્રકારનું શુદ્ધ સુગંધીદાર કેસર ૮૦૦ થી ૧૦૦૦ રતલ નિપજે છે; ને તેની કિંમત ઘણી મોંઘી લેવામાં આવે છે. કેસરને કાશ્મીરી ભાષામાં **કાંગ** કહે છે.

## અવંતીપુર.

પામ્પુરથી બે માઈલે **ગીલંદર** મુકામ આવે છે. ત્યાં ચોરી વધારે થાય છે માટે મુસાફરોએ અત્રે રાત્રે સાવચેતી રાખીને જ સૂવું ફાયદાકારક છે. ગીલંદરથી પાંચ માઈલે ને શ્રીનગરથી સત્તર માઈલપર જેલમ નદીના જમણે કિનારે **અવંતીપુર** છે, ને તે નવમા સૈકામાં **અવંતીવર્મા** રાજાએ વસાવ્યું હતું તેથી

તે રાજાના નામપરથી આ ગામનું નામ અવંતીપુર પડેલું છે. હાલમાં કેટલાક તેને **વેન્તીપુર** પણ કહે છે, ને તેના સમયમાં તે કાશ્મીર દેશની રાજધાનીનું મુખ્ય શહેર હતું. તે રાજા ઉત્પલ વંશમાં જન્મ્યો હતો ને શિવોપાસક હતો. તેણે શંકરનાં ઘણાં દેવળો બંધાવ્યાં હતાં, તેમાંનું એક **અવંતીશ્વર** નામે શંકરનું ને બીજું **અવંતી દેવીનું** દેવળ હાલ પણ આ ગામમાં મોજુદ છે. અત્રે પોષ્ટ, પોલીસ, ને સ્કૂલ પણ છે.

## અવન્તીપુરનું દટાયેલું દેવળ.

અત્રે સડકની ડાબી બાજુએ એક જસતના તારની વાડ કરેલા ૪ વીઘાં જેટલી જગ્યાના કમ્પાઉન્ડમાં આ **દેવળ** આવેલું છે અને તે દેવળ ખોદતાં જમીનમાંથી કેટલીક પાકી ઘડીઓ નિકળી હતી. તે ઉપરથી પહોળી ને નીચેથી સાંકડી, દેશમાંના કુંભારોએ પકવેલી કાળી ઘડીઓના આકારની, લાલ ઘડીઓ છે. તેવી લગભગ ૧૫ ઘડીઓ અત્રે જોવા માટે કમ્પાઉન્ડમાં મૂકેલી છે.

આ દેવળ આખું જમીનમાં દટાઇ ગયેલું હતું, તે ખોદકામ કરતાં જડી આવેલું છે, તે જમીનથી ૧૫ ફૂટની નીચાઇના ભાગમાં હાલ જણાય છે, તેથી તેમાં ૧૫ ફૂટ જેટલું નીચે ઉતરવા પછી જ જવાય છે.

આ દેવળ ૧૭૨ ફૂટ લાંબી ને ૧૪૦ ફૂટ પહોળી ચતુરસ્ર જમીનમાં કાળા પાકા પથ્થરોથી બાંધેલું છે, ને તેની નિશાનીઓ હાલ પણ ખંડીએર હાલતમાં જણાય છે. તેમાં ઉત્તરાભિમુખે પ્રવેશ થાય છે.

શરૂઆતમાં ફરતા કોટમાં ધર્મશાળાની માફકની ચારે બાજુએ મેહેરાપદાર કમાનના પાંચ પાંચ ફૂટને અંતરે આવેલા થાંભલા સહિતની, ખુલ્લી, નીચેની જગ્યાથી ૩ ફૂટની ઉંચાઇની જગા પર છૂટી પડાળી છે.

તે પડાળી પછી ત્રણ ફૂટ નીચાણમાં ૧૦ ફૂટ પહોળાઈની ચારે દિશાએ ફરતી ખુલ્લી જમીન છે. શરૂઆતમાં ૨૦ પગથીઆં ઉતરતાં તે નીચાણની જમીનમાં જવાય છે તેમાં સીધા જતાં ૧૦ ફૂટનો રસ્તો પૂરો થતાં પાછાં ૯ પગથીઆં ચઢતાં, પ્રથમ મોટો હાથીપુર ઉંચો દક્ષિણાભિમુખનો દરવાજો આવે છે. ત્યાં આગળ જ ફક્ત બે દરવાજાની પાકા પથ્થરની જ કુંભીઓ ૩ ફૂટ ઉંચી ને ૧૦ ફૂટના ઘેરાવાની છે, તે જોનારને આશ્ચર્ય ઉપજાવે તેવી છે. ત્યાં ત્રણ બાજુની મોટી પથ્થરની ભીંતો ૨૦ ફૂટ ઉંચાઈની જણાય છે, ને ત્યાંથી ઉત્તર તરફ ૧૦ ફૂટ દૂર જતાં પાછાં નીચે ઉતરવાનાં ૧૦ પગથીઆં આવે છે. ત્યાં પણ પ્રથમની માફક ૬ ફૂટ ફરતો ચારે દિશાઓમાં જઈ શકાય તેવો રસ્તો છે. તે રસ્તા પછી પાછું ૧૬ પગથીઆં ચઢીને ૨૦ ફૂટના સમચોરસ ખંડમાં જવાય છે, ને તે ખંડમાંથી ચારે બાજુના આ દેવળોના દેખાવો જોઈ શકાય છે. તે દેખાવોમાંના ઘણા ખરા પથ્થરોમાં દેવો, મનુષ્યો ને પશુપાક્ષઓ વિગેરેની મૂર્તિઓ ઉત્તમ શિલ્પકળાની કારીગરીના નમુનારૂપ કોતરેલી છે.

આ પુરાતની દેવળ જોતાં ઘણા લાંબા કાળનું બનેલું જણાય છે, અને હાલ તે ભાગી ટૂટી હાલતમાં છે, ને છત કે છાપરા વિનાનું ખુલ્લું પડી ગયેલું જણાય છે, છતાં તે ઉત્તમ કારીગરીના નમુનારૂપ, જોવા લાયક છે. આ દેવળ અવંતીવર્માએ ગાદીએ આવતાં પહેલાં બંધાવ્યું હતું; જ્યારે બીજું થોડે દૂર તેવું જ પાકા પથ્થરનું, ૧૯૨ ફૂટ લાંબુ ને ૧૬૦ ફૂટ પહોળું, કોટ સહિતનું, ને વચમાં ફરતા ચોકવાળું, ચતુષ્કોણાકારનું દેવળ પણ તેજ રાજાએ ગાદીએ આવ્યા પછી બંધાવેલું કહેવાય છે. આ જૂના દેવળનું ખંડીએર બૌદ્ધોના વખતની કારીગીરીનો એક અચ્છો નમુનો રજુ કરે છે. તેના વિશાળ દરવાજાની કુંભીયો ને દરેક પથ્થરનું નકશી કામ વિગેરે બનાવટનું સંપૂર્ણ સુંદર કામ જોતાં, તે ઘણું જ તારીફ લાયક એવું વખાણને પાત્ર છે

## અવંતીપુરથી પરબાર્યો પહેલગામ જવાનો રસ્તો.

અત્રેથી સડકને રસ્તે અનંતનાગ થઇ પહેલગામ ન જતાં પગરસ્તે થઈને પણ પહેલગામ જવાય છે. અવંતીપુરથી ૮ માઇલે **ત્રાલ** પછી **બીગંબર** પહાડની ચઢાઈ પૂરી કરી **દીલરામ** ગામ આવે છે. ત્યાંથી બીજે રસ્તે જતાં **કોલર** મુકામ ૩૧ માઇલિપરના સીધે રસ્તે આવે છે. હવે દીલરામ ગામથી પહેલગામ તરફ જતાં ૧ માઇલે **સેલર** આવે છે. બ્રિજબિહારા તરફથી સેલર આવેલા યાત્રી સાથે અવંતીપુરથી સેલર આવનારનો રસ્તો મળી જાય છે, ને ત્યાંથી બન્ને સાથે સાથે સેલર પછીના રસ્તે પહેલગામ જાય છે. તેમજ, સેલરથી ૪ માઇલ **વિરસરણ** છે. અત્રેથી રસ્તો ગણેશબળ સુધી પહાડોની ચઢાઈ ઉતરાઇનો લેધર નદીના કિનારે કિનારે જાય છે. રસ્તામાં **કુલદાગેશ્વરીનું** સ્થાન ને **વાગેશ્વરી** નામનો **ચસ્મો** છે. થોડી હિંદુની વસ્તી છે, ને સ્નાન પૂજન થાય છે. વીરસરણ પછી **બાલખેલ**ના પડાવના પવિત્ર મુકામે જવાય છે, જ્યાં વિષ્ણુ ભગવાનનો ચસ્મો ને મૂર્તિઓ છે. રહેવાને ધર્મશાળા છે. અત્રે **લેધર,** (લંબોદરી) નદી છે. દેવ ઋષિઓએ અત્રે તપ કરવાથી વિષ્ણુએ પ્રસન્ન થઈ પોતાનાં ચરણકમળમાંથી ગંગાજીને પ્રકટ કર્યાં; તેથી અત્રે ચસ્માને **વિષ્ણુચસ્મો** ને તેમાંથી નિકળતી નદીને **વિષ્ણુગંગા** કહે છે, ને તેથી જ આ સ્થળ પણ વિષ્ણુક્ષેત્રના નામથી પ્રસિદ્ધ છે. ૨॥ માઇલે જતાં **લંગનબીલ** મુકામ આવે છે. આ જંગલને **દંડકવન** કહે છે. અત્રે રામ સીતાના પવિત્ર કુંડો છે. ત્યાંથી જતો રસ્તો ગણેશબળ આગળ લેધર નદીનો પૂલ ઉતરીને અસ મુકામથી પહેલગામ તરફ જતી સડકે આવતા યાત્રીને મળે છે, ને ત્યાંથી બન્ને યાત્રીઓ સાથે સાથે એક જ રસ્તે ૧ માઇલપર જતાં પહેલગામે પહોંચે છે, ને ત્યાંથી અમરનાથ સર્વે સાથે જ જાય છે.

## બ્રિજ બિહારા.

અવંતીપુરથી ૬ માઇલે સીથીર ગામ છે. ત્યાં મોસમમાં

તાર ઓફીસ રહે છે. ત્યાંથી ૩ા માઇલે જેલમ ને વિસુ નદીનો સંગમ થાય છે તેના પર પૂલ બાંધેલો છે તે પછી ૨ માઇલે સ્મીથન ગામ આવે છે. અત્રેથી કુલગામ તેહેશીલે એક રસ્તો જાય છે. ને સ્મીથનથી ૧ાાં માઇલે ને શ્રીનગરથી અનંતનાગ જતાં ૩૦ માઈલ ઉપર જેલમ નદીને જમણે કિનારે **બ્રિજ બિહારા** નામનું ગામ આવે છે. મુસલમાનો તેને **બેજબ્રોડ** પણ કહે છે.

ઇસ્વીસન પૂર્વે ૧૦૬ થી ૧૧૨ સુધીમાં આ ગામ મહારાજા **વિજયસિંહજી** અથવા બિજયસિંહજી (કાશ્મીરીને હિંદી ભાષામાં **વ** નો ઉચ્ચાર **બ** પણ થાય છે) એ વસાવેલું હોવાથી તેનું નામ **વિજયબિહાર** કે બિજયબિહાર રાખ્યું હતું. તે નામનો અપભ્રંશ થઈને હાલ તેને **બ્રિજબિહારા** કહે છે. તેમજ, તે રાજાના નામપરથી અત્રેની દેવીનું નામ પણ **વિજયેશ્વરી** કે બિજયેશ્વરી પાડેલું છે. આ દેવળને બાદશાહ સિકંદર કે જેને બુત સિકંદરના નામથી ઓળખવામાં આવે છે તેણે તોડી નાંખ્યું હતું. **બુત**નો અર્થ કાશ્મીરી ભાષામાં **દેવળો કે મૂર્તિઓને તોડનાર** થાય છે, ને આ પાદશાહ દેવળો ને મૂર્તિઓને તોડતો હતો તેથી તેનું નામ બુતસિકંદર પડયું હતું. આ દેવીનું મંદિર ફરીથી પાછું મહારાજા **રણવીરસિંહે** મરામત કરાવી સુધાર્યું છે. આ સ્થળ પૂર્વે રાજધાનીનું મોટું શહેર હતું, ને તેની ઉત્તમ કીર્તિની પ્રશંસા દુનિયાના દૂર દૂર દેશોમાં ચાલતી હતી. વળી અત્રે સાક્ષાત્ સરસ્વતી (વિદ્યા) દેવીનું નિવાસસ્થાન હતું, તેથી તેનું સંસ્કૃતમાં નામ **વિદ્યાવિહાર** પણ હતું. આખા હિંદુસ્થાનમાં તે વખતે સંસ્કૃત વિદ્યાની સર્વથી મોટામાં મોટી **યુનિવર્સીટી** એટલે **વિશ્વવિદ્યાલય** ખાસ આ સ્થળે જ હતું, અને અનેક શાસ્ત્રોનાં તત્ત્વોના અભ્યાસી વિદ્વાન્ બ્રાહ્મણો અત્રે વસતા હતા. તેથી તેને **જ્ઞાનમંદિર** પણ કહેવામાં આવતું હતું. તે સમયમાં પાંડવવંશના મહારાજા યુધિષ્ઠિરે જ્યારે **રાજસૂય** યજ્ઞનો આરંભ કર્યો તે યજ્ઞમાં યજ્ઞનું કામ વિધિપૂર્વક યથાસ્થિત કરાવનારા વિદ્વાન્ આચાર્યની જરૂર જણાતાં શ્રીકૃષ્ણની આજ્ઞાથી અત્રેના

વિદ્વાન્ બ્રાહ્મણોને તેડાવી તેમાંના એક ઉત્તમ વિદ્વાન્ બ્રાહ્મણને મુખ્ય આચાર્યની પદવી આપી હતી, તેથી જણાય છે કે આ શહેર ઘણું જ પુરાતની હોવું જોઇએ. અત્રે પોસ્ટ ઑફિસ, પોલીસનું થાણું, સ્કૂલ, તથા સેંટલમૅન્ટ ઑફિસર, ફોરેસ્ટ ઑફિસર (જેને **જંગલાતનો અપસર** કાશ્મીરી ભાષામાં કહે છે) તે વિગેરેની ઑફિસો છે. ગામમાં સડકની બાજુથી જઈ શકાય તેવા દ્વારનું નદીપર બિજયેશ્વર નામે **એકાદશ રુદ્ર** ને **ચક્રધર વિષ્ણુનું** દેવળ છે. પૂર્વે આ સ્થળે એક શંકરનું **બ્રિજબિહાર** નામનું દેવળ **રાજા અશોકે** બનાવેલું હતું, તેનો બુતસિકંદર નામના બાદશાહે નાશ કરી મસજીદ બનાવી હતી. ત્યારબાદ જ્યારે **ગુલાબસિંહ**ના હાથમાં આ દેશ આવ્યો ત્યારે તે મસજીદને તોડી નાખી ત્યાં પાછું શિવાલય બનાવ્યું હતું. તે જ શિવાલય હાલ મોજુદ છે, ને તેને જ **હરિશ્ચંદ્રનું દેવળ કે બિજયેશ્વર** પણ કહે છે.

## અત્રેનો એક ચમત્કારી પત્થર.

આ દેવળના છૂટા ચોગાનમાં દેવળના ઓટલાની નીચે નજીકમાં આશરે બંગાલી ૦॥। મણ થી ૧ મણ વજનનો ઘડેલો ઘડાના આકારનો બનાવેલો પથ્થર પડેલો છે.

આ પથ્થરમાં એવો ચમત્કાર છે કે ૧૧ માણસો પોતપોતાના અંગુઠાની બાજુની એક.એક, એમ ૧૧ જણની ૧૧ આંગલીઓ અડકાડીને પછી **"કાહ, કાહ"** એમ સાથે બોલી ઉંચકે તો ઉંચકાય છે, પણ તેજ પ્રમાણે ૧૧ થી ઓછી કે ૧૧ થી વધારે માણસોની આંગલીઓથી "કાહ કાહ" બોલી ઉંચકે તો તે પથ્થર બીલકુલ ઉંચો થતો નથી, ને ઉંચકતાં ગબડીને નીચો પડે છે, એ એમાં મુખ્ય ચમત્કાર છે. **"કાહ, કાહ"** એ કાશ્મીરી ભાષાનો શબ્દ છે, ને તેનો અર્થ ગુજરાતી ભાષામાં **"અગીઆર, અગીઆર"** થાય છે.

આ પથ્થર અમે ૧૧ માણસો બોલાવી જાતે ઉંચકી જોયો

હતો. તો તે હાથ દોઢ હાથ ઉંચો ૧૧ આંગળીઓથી થયો હતો, પણ તે પછી ૧૨ ને ૧૦ આંગળીઓથી ઉંચકવા જતાં, પડી જતો, પણ બીલકુલ ઉંચકી શકાતો ન હતો. આ ચમત્કાર પણ જોવા જેવો છે. દરેક કોમના માણસો ત્યાં જઇ શકે છે, ને શંકરના દેવળના પૂજારીને પૂછવાથી ને તેને બક્ષિસ આપવાથી તે પથ્થર બતાવે છે, ને માણસો પણ તે એકઠાં કરી આપે છે.

## અત્રેનું શિવમંદિર.

આ મંદિરનું દ્વાર જેલમ નદીના કિનારા ઉપર છે. ને તે કિનારાના ઘાટને **હરિશ્ચંદ્રઘાટ** કે **ચક્રતીર્થ** કહે છે, ને શિવને **ત્રિજેશ્વરશંકર**ને હરિશ્ચંદ્રનું દેવળ કહે છે.

અત્રે એક પૂજારીને રહેવાનું મકાન ને છૂટી પરસાળવાળી ધર્મશાળા છે. દેવળ ૨ાા ફૂટ ઉંચા ૩૫ ફૂટ સમચોરસ જગ્યાના મધ્યમાં પાકા પથ્થરના ચણેલા ચોતરાપર ૧૨ ફૂટ સમચોરસ જગ્યામાં છે, ને તે પાકા ઘડેલા પથ્થરનું બનાવેલું છે. દેવળની બહારની બાજુના ચોતરા પાસે એક **મોટુંલિંગ, નારાયણ ને ગરૂડની** મૂર્તિ છે, જ્યારે દેવળમાં એક વેંતની લંબાઈમાં ને ત્રણ ઇંચ ઘેરાવાવાળાં પાષાણનાં લંબગોળાકાર એકજ જળાધારીમાં ફરતાં ૧૦ લિંગ ને વચમાં તેથી સહેજ મોટું લિંગ છે. એવાં આ **એકાદશ રૂદ્ર**નાં દર્શન કરવા લાયક છે.

## અત્રેનું ચિનારનું ઝાડ.

આ દેશમાં ચિનારનાં ઝાડ ઘણાં છે, પણ આખા કાશ્મીરમાં ચીનારનાં બધાં ઝાડોમાં સર્વથી મોટું ને જેનું થડ ઘણું જાડું છે એવું ચિનારનું એક ઝાડ અત્રે છે. તેના ફરતો ૧૦ ફૂટ લંબાઈનો ગોળ ચોતરો, ૧ હાથ ઉંચો પથ્થરનો ચણેલો છે. તેની છવાયેલી ઘનઘોર ને ગંભીર ઘટા એક વડના જેવી લાંબા વિસ્તારમાં ફેલાયેલી છે, ને તેના થડનો ઘેરાવો ૫૮ ફૂટનો છે. આવું જાડું થડ બીજા એકે ચિનારના ઝાડનું આખા કાશ્મીર દેશમાં નથી, તેથી રાજ્ય તરફથી તેના થડમાં પીતળના પતરાપર

ઈંગ્રેજીમાં તેના ઘેરાવા વિગેરેનું લખાણ લખ્યું છે, પરંતુ આપણા ગુજરાતમાં તો વડના ઝાડનાં થડો એનાથી પણ ઘણાં વિશેષ ઘેરાવાનાં હોવાથી આપણને તેમાં વિશેષ નવાઈ જેવું લાગતું નથી.

## બ્રિજબિહારથી પરબાર્યો પહેલગામ જવાનો રસ્તો.

અત્રેથી સડક છોડીને બીજે પગરસ્તેથી જતાં ૨૪ માઈલે **પહેલગામ** આવે છે. આ રસ્તેથી જનાર યાત્રીએ દરેક સામાન ને ભાતું સાથે રાખવું, કેમકે બ્રિજબિહારાથી પહેલગામ જતાં સુધીમાં કાંઈ પણ ચીજ મળી શકશે નહિ. બ્રિજબિહારાથી નિકળી રસ્તામાં ગમે ત્યાં એક પડાવે રહીને જ બીજે દિવસે પહેલગામ જવાય છે. બ્રિજબિહારાથી સડક ઉપરથી પગરસ્તે જતાં પ્રથમ **જીરપુર, કમેરકદલ** (કમેરનો પૂલ), **ગુઠલીપુરા** ને ત્યાંથી રા માઈલપર **થજવાડા** ગામ આવે છે. ત્યાં રસ્તા આગળ એક ગુફામાં શિવલિંગપર ઘાસની ઉગેલી જટા, લિંગની ચારે બાજુએ નમેલી છે. જેમ શિવજીની જટામાંથી ગંગાજી નીકળે છે તેમ આ શિવલિંગપરની નમેલી ઘાસની જટામાંથી પાણી ટપકયા કરે છે. અત્રે બીજો એક પાણીનો ચસ્મો પણ છે. કેટલાક યાત્રીઓ ચસ્માના જળમાં સ્નાન કરી શંકરનું પૂજન પણ કરે છે. ત્યાંથી ૩ા માઈલે **કદનદલ** જવાય છે. અત્રે પણ **ગુફા** ને **શંકરનું લિંગ** છે, ને કેટલુંક ચસ્માનું પાણી પણ નિકળે છે. ત્યાંથી **છજીકુંડ, દરહાઇ** ને **સ્વર્ગપવારા** આવે છે. ત્યાં **ગુફા** ને **સૂર્યનું સ્થાન** છે. પહાડો વચ્ચે ૩ા માઇલ સુધી નેહેરની માફકનો રસ્તો છે પછી **કોઠશ** ગામ આવે છે. ત્યાં **નવા** નામના પવિત્ર ચસ્માનું જળ વહ્યું જાય છે, ને ત્યાં કેટલીક મૂર્તિઓ પણ છે. ગામમાં હિંદુઓની વસ્તી ને કુંભારનાં ઘરો છે, ને તે માટીનાં વાસણ, ચલમો વિગેરે બનાવે છે. તે પછી **દલરામ** ગામ આવે છે. ત્યાંથી ૧ માઈલે **સેલર** ગામે હિંદુની વસ્તી છે. અહીં સુધી ટાંગા જઇ શકે છે. અત્રેથી પછી અવંતીપુરવાળો જ રસ્તો પહેલગામ સુધી પ્રથમ કહેલો જ આવે છે. તેમજ અત્રેથી **એક ઉપરના પાછા જતે રસ્તે અવંતીપુર તરફ પણ જવાય છે.**

## સૂચના.

ઉપર મુજબના રસ્તા પહેલગામના મુસાફરોને માટે જવા લાયક નથી. તે રસ્તે ફકત કાશ્મીરના વતની પહાડી લોકો જ જાય છે, અથવા શિકાર કરનારાઓ કદાચ જાય છે.

## અનંતનાગ કે ઇસ્લામાબાદ.

બ્રિજબિહારાથી ૩ા માઇલ જતાં સડકના જમણા હાથપર જતી સડકે **જંબુ** તરફ જવાય છે. તે રસ્તે ન જતાં ત્યાંથી સીધે રસ્તે જતાં અનંતનાગ નામના જીલ્લાના ગામે જવાય છે. આ ત્રણ રસ્તા આગળ મહારાજા સાહેબનો કૅમ્પ (છાવણીનું સ્થળ) આવે છે. તેમાં મહારાજા સાહેબનો બંગલો છે, ને આજુ-બાજુ અધિકારીઓને લશ્કરીઓના તંબુઓ નાખેલા છે, તેમજ કેટલુંક લશ્કર પણ અત્રે રહે છે. આ સ્થળનું નામ **ખાનાબલ** છે.

અત્રેથી ૦ાા માઈલ જતાં મહારાજા **પ્રતાપસિંહે** બનાવેલો જેલમ નદી ઉપરનો **પ્રતાપપૂલ** આવે છે. આ ઉપર કહેલે સડકને રસ્તે મોટરથી, ગાડીઘોડાથી કે પગે ચાલીને શ્રીનગરથી અત્રે અવાય છે. તેમજ, જેલમ નદીમાં થઈ પાણીના રસ્તે હાઉસ-બોટમાં પણ મુસાફરો અત્રે શ્રીનગરથી ૩૪ માઈલ પ્રતાપપૂલ સુધી હવા ખાવા ને જોવા માટે આવી શકે છે. પરંતુ નદીને રસ્તે હાઉસબોટમાં તેટલું આવતાં ૩ દિવસો લાગે છે, જ્યારે શ્રીનગરથી મોટરમાં ફકત ૨ાા થી ૩ કલાકમાંજ જવાય છે, અને ઘોડાગાડીમાં જતાં ૬ થી ૭ કલાક થાય છે. અહીંથી આગળ હાઉસબોટ અનંતનાગ જતી નથી. તેનું છેલ્લું મથક આ પૂલ આગળ જ છે. અત્રે પૂલ આગળ **ડાકબંગલો** થોડા ઘરનું **ગામ**, ને **બજાર** પણ છે. અત્રેથી એક સડકનો રસ્તો **કુલગામ** તરફ જાય છે જ્યારે બીજો રસ્તો પૂલ પછી ૦ાા માઇલપર **અનંતનાગ** ગામે જાય છે. જેથી હાઉસબોટમાં આવના-રને અનંતનાગ જવા માટે લગભગ ૧ માઇલ ચાલવું પડે છે.

## અનંતનાગ ગામનું વર્ણન.

એ પ્રમાણે બ્રિજબિહારાથી ૫ માઇલને શ્રીનગરથી ૩૫, માઇલે અનંતનાગ નામે **શહેર** આવે છે. અત્રે આવી અમો શ્રીનગરવાળા ભગત સ્યામદાસ ભીમચંદના મકાનમાં રહ્યાં હતાં.

આ સ્થળને હિંદુઓ **અનંતનાગ** કહે છે, કેમ જે અત્રે એક પવિત્ર **કુંડ તારઑફિસ** પાસે છે, જેમાંથી ચસ્માના આકારે પાણી નિકળે છે. તે કુંડનું નામ **અનંતનાગ** છે, જેથી આ ગામનું નામ પણ **અનંતનાગ** પડયું છે. તેને પૂર્વે **અનેચ્ચ** પણ કહેતા હતા.

આ ગામ પાધડીપને લાંબું ને લાંબું છુટાં છવાયાં લગભગ ૨૦ હજાર ઘરનું, ૪૦ થી ૪૫ હજાર માણુસોની વસ્તીનું, પહાડી મોટું શહેર લેખાય છે, અને તેને સરકારે જીલ્લાનું મથક બનાવ્યું છે. અનંતનાગનું બીજું નામ **ઈસ્લામાબાદ** છે, કારણ કે મુગલ બાદશાહના વખતમાં અત્રે તેમણે નિમેલો મુખ્ય અધિકારી, જેનું નામ **ઈસ્લામખાન** હતું. તેણે પોતાના નામ પરથી અનંતનાગ નામ ફેરવીને ઇસ્લામાબાદ રાખ્યું હતું. હાલ ફકત મુસલમાનો જ તેને ઇસ્લામાબાદ કહે છે. તે સિવાયના દરેક જણ તેને અનંતનાગ કહે છે, તેમજ સરકારી દફતરમાં પણ તેને અનંતનાગ તેહેસીલ જ લખવામાં આવે છે.

પૂર્વે આ એક સુપ્રસિદ્ધ શહેર હતું. હાલમાં આ શહેર પહાડની તળેટીમાં વસેલું છે. તેની આજુબાજુ ખેતીથી ભરપૂર એવી ફળદ્રુપ જમીનો છે, જેમાં જાતજાતનાં ફળઝાડો ને દ્રાક્ષોના કેટલાક બગીચાઓ પણ આવી રહેલા છે. આ તેહેશીલમાં ઠેકઠેકાણે અસંખ્ય ઉત્તમ પાણીના ઝરાઓ ચસ્માના આકારે નિકળેલા છે, તેમજ ખુદ ગામમાં પણ પાણીના ઘણા ઝરાઓ વહેતા માલમ પડે છે. અત્રેના કેટલાક ઝરાઓને હિંદુઓ ને મુસલમાનો ઘણા પવિત્ર માને છે. તેમાંનો એક ગંધકનો ઝરો છે. ત્યાં ચામડીનાં દરદો મટાડવા માટે લોકો ન્હાય છે. અત્રે સરકારી દરેક

ખાતાના મોટા મોટા અમલદારોની **ઑફિસો** છે. દાખલા તરીકે- **જીલ્લા કલેકટર, દિવાની ફોજદારી કોર્ટો, જજ તથા મૅજી- સ્ટ્રેટ, જંગલ તથા આબકારી ખાતાના અધિકારી** વિગેરેની **હેડ ઑફિસો** અત્રે છે. તેમજ, **પોસ્ટ** તથા **તાર** ઑફીસ ને **ધર્મશાળા** પણ છે. સ્ત્રીઓ માટે **જનાના ચર્ચમીશન હોસ્પીટલ** છે. તેનો ઉપરી એમ. ડી. થયેલી **સ્ત્રીડૉકટર** છે. તેનું નામ **મીસ એમ ગોમરી** છે. આ સ્ટેટ તરફનું હૉસ્પીટલ (દવાખાનું) છે. **પોલીસથાણું** ને ઘણી **સ્કૂલો** પણ અત્રે છે. અત્રે નળનું પાણી પીવાના ઉપયોગમાં લેવાય છે તેમજ અત્રે હુન્નર ઉદ્યોગનાં કારીગરીવાળાં કેટલાંક કામો પણ બને છે, જેવાં કે લાકડાંનો સામાન, કોતરકામ, નકશીકામ, ચરખા, તેમજ કાપડના જાતજાતના રંગના નાના નાના ટુકડાઓ એક પછી એક જૂદા જૂદા રંગના શીવી તેમાં તરેહ તરેહની ભાત ને વેલબુટ્ટા પાડી ગાલીચાના જેવાં બિછાનાં, આસનો વિગેરે (જેને કાશ્મીરી ભાષામાં **ગબ્બા** કહે છે) તે પણ બનાવે છે.

અત્રે ઘણીખરી મુસલમાનોની વસ્તી છે, ને લોકો મધ્યમ વર્ગના ગરીબ હાલતના છે. તેઓ માંહેલા ઘણાખરા ચમારનો, સાલો વણવાનો અને ભરતકામ કરવાનો ધંધો પણ કરે છે.

અત્રે લાંબું ને લાંબું બજાર છે, પરંતુ રસ્તાઓ સાંકડા, કાચી સડકવાળા, ને જ્યારે વરસાદ વરસે છે, ત્યારે તો કાદવ કીચડથી ભરપૂર ભરેલા હોય છે. થોડાક સારા વેપારીઓ પણ છે, ને અત્રે સારો વેપાર પણ ચાલે છે. ને કેટલીક પંડિત બ્રાહ્મણોની તેમજ સદ્‌ગૃહસ્થ લોકોની વસ્તી પણ છે.

બજારમાં મુસલમાનોની એક મસજીદ છે. તેમાં પણ એક પાણીનો ઝરો છે, અને તે ઝરો મસજીદના દ્વારની સામે જ ૬ ફૂટની ઉંચાઇએથી ધોધબંધ પડતો હોવાથી રસ્તામાં જતા આવતા માણસો તે જોઈ શકે છે.

## અત્રેની ખીરભવાની દેવી.

અત્રેની મુસલમાનોની મસજીદથી શીખની ધર્મશાળા તરફ જતાં વચમાં રસ્તાની જમણી બાજુના એક મકાનમાં ઉત્તરાભિમુખના દ્વારનું આ **ખીરભવાની દેવીનું દેવળ** છે. ખીરભવાનીને **તુલ્લમુલ** કહે છે. ને ખીરભવાનીનો અર્થ **ખીર ખાતી દેવી** કહેવાય છે.

જેમ ગંધરબલ આગળ મોટી ખીરભવાનીનો કુંડ છે તેમ અત્રે ૩ ફૂટ સમચોરસ કૂવાના આકારનો કઠેરા સહિતનો સજીવન પાણીનો કુંડ બનાવેલો છે; ને તે કુંડની પૂજા કરવામાં આવે છે. તે કુંડની પ્રદક્ષિણા થઇ શકે છે.

આ દેશમાં ૪ ખીરભવાની માતાઓનાં સ્થાનકો છે. ૧ લું ગંધરબલથી ૨ માઇલપર **તુલ્લમુલ્લ** ગામે છે. ૨ જું-**અનંતનાગ** ગામમાં છે. ૩ જું-કુલગામ તેશીલના **મજગાર** ગામે છે. ૪ થું-હદવાર તેશીલમાં આવેલા **ત્રે** ગામમાં છે.

## અત્રેના બે પવિત્ર કુંડો.

ખીરભવાનીના દેવળથી પૂર્વ તરફ આગળ ૪૦૦ ફૂટ જતાં, સ્ટેટ ઈસ્પિતાલ અને તારઑફીસની બાજુમાં પશ્ચિમાભિમુખના કમ્પાઉન્ડમાં પેસતાં, જમણી બાજુએ શીખની ધર્મશાળા અને ડાબી બાજુએ કુંડોમાંથી પડતા પાણીના વચલા ભાગના કમ્પાઉન્ડમાં આ સ્થળ આવેલું છે.

### ૧ લો ઈન્દ્રનાંગ કુંડ.

કમ્પાઉન્ડમાં દાખલ થઈ ૨૦ ફૂટ અંદર જતાં રસ્તાના ડાબા હાથ તરફ પાકા પથ્થરનો ૮૦ ફૂટ સમચોરસ ચણેલો ને ૩ ફૂટની ઉંડાઈનો આ **ઈદ્રિનાગકુંડ** છે. ને તેના મધ્યભાગે ૧ **ફુવારો** પણ છે.

### કુંડમાં સ્ત્રીઓને ન્હાવાની બે અલગ કોટડીઓ.

કુંડની પશ્ચિમ તરફ નૈઋત્યે ને વાયવ્યે બન્ને ખૂણાઓમાં ૮ ફૂટ સમચોરસ પથ્થરની ચણેલી **કોટડીઓ** છે. જેમાં સ્ત્રીઓને

ન્હાવાની સગવડ કરેલી છે, ને તેમાં કુંડમાંથી મૂકેલાં ગરનાળાંઓમાં થઇને અંદર પાણી દાખલ થાય છે.

આ કુંડની ઉત્તર દિશાએ કેટલીક કોટડીઓ ને સાધુ સંતોને રહેવાને પથ્થરથી ચણેલા છૂટા ચોકના ચોતરાઓની જગ્યાઓ છે.

તેમજ, આ કુંડના પશ્ચિમ તરફના કિનારાના મધ્ય ભાગમાંથી પાણી નહેર મારફતે બહાર જાય છે, જેથી તે પાણી કુંડમાંથી ૪ ફૂટની પહોળી ને ૬ ઈંચની ઉંચાઇની નહેરમાં થઈ ૨૦ ફૂટ દૂર જઈ કમ્પાઉન્ડને છેડે કરેલી ૬ ફૂટ નીચી ઢાળ પડતી નહેરમાં જાય છે.

## કમ્પાઉન્ડના બહારનો કુંડ ને નાગબળ નામે નદી.

તે નહેરનું પાણી ૩ ફૂટ પહોળા ને ૮ ફૂટ લાંબા એવા ચતુષ્કોણાકારના કરેલા કુંડમાં પડે છે. ત્યાંથી પાણી આગળ જતાં નદીનું રૂપ પકડે છે, ને તે નદીનું નામ **નાગબળ** છે.

## અત્રેનું શંકરનું દેવળ.

પહેલો કુંડ પૂરો થયા પછી પૂર્વ તરફને રસ્તે જતાં ડાબે હાથે ઉત્તર તરફ ૮૦ ફૂટ સમચોરસ ખુલ્લી છૂટી જગ્યા છે. તેના મધ્યભાગે ૧ ફૂટ ઉંચાઇના ને ૨૦ ફૂટ લાંબા પહોળા અષ્ટકોણાકારના ચોતરા ઉપર ૮ ફૂટ સમચોરસ ને ૧૦ ફૂટની ઉંચાઈનું અષ્ટકોણાકારનું **આનંદેશ્વર** નામે શંકરનું દેવળ છે.

## નં. ૨ વાળો ગંધકના ચસ્માનો કુંડ.

૧ લા કુંડેથી ને શીખની ધર્મશાળાથી પૂર્વ તરફ રસ્તે જતાં શંકરના દેવળવાળી જગ્યા પછી દક્ષિણ તરફના છૂટા ચોકમાં એક **ગંધકનો** ૩ ફૂટ સમચોરસ **ચસ્મો** છે. પણ તે સારી હાલતમાં નથી. તે કુંડથી ૮ ફૂટ દૂર દક્ષિણ તરફ એક **હનુમાનનું દેવળ** છે, ને તે દેવળની પછવાડે દક્ષિણ તરફ મુસાફરોને ઉતરવાની નવી ધર્મશાળા છે.

## ૩ જો અનંતનાગ કુંડ.

શંકરના દેવળની જગ્યા પછી પૂર્વ તરફ આ કુંડ આવેલો છે ને તેને ફરતો લાકડાનો કમ્પાઉન્ડ કરેલો છે, અને તે કુંડ પાકા પથ્થરનો ચણેલો છે. તે ૧૦૦ ફૂટ સમચોરસ ને ૩ ફૂટ ઉંડો કુંડ છે. આ કુંડની પૂર્વે મુસાફરોને ઉતરવા માટે એક ધર્મશાળા છે, ને તે ધર્મશાળાની પાછળ એક મોટો વિશાળ પહાડ ૬૦૦ ફૂટની ઉંચાઇનો આવી રહેલો છે.

## નં. ૧ ને નં. ૩ ના કુંડોમાં આવતા પાણીની બાબત.

આ ૩ જા કુંડના ઇશાન ખૂણાથી દક્ષિણ તરફ ૮ ફૂટ સુધીની લંબાઈમાં ને ઉત્તર તરફ ૬ ફૂટ સુધીની લંબાઇમાં, કુંડની કિનારોમાંથી જોસભેર ઉછળતું ને નિકળતું પાણી જણાય છે, તેમજ તે ખૂણાના કુંડના તળીઆમાંથી પણ ઉછળતા જોસભેર પાણીના ૮ થી ૧૦ ઝરાઓના ચસમા નિકળતા જણાય છે. તેમાંનો સર્વથી મોટો ૧ ફૂટ સમચોરસ જગ્યામાંથી પૂર્વ તરફની ધર્મશાળા તરફના પહાડમાંથી જોસબંધ આવે છે. બાકીના ૧ ઈંચિની પાઈપથી તે ૪ ઇંચની પાઈપ જેટલા ભાગમાંથી જોસબંધ નિકળે છે, જેથી તે નિકળતા પાણીથી જ આ કુંડ ભરાયેલો લાગે છે.

## નં. ૩ જાના કુંડમાંથી નં. ૧ લાના કુંડમાં પાણી જવાનો રસ્તો.

આ ૩ જા કુંડમાં, પશ્ચિમ દિશાએ કુંડના મધ્ય ભાગે ચણેલી નહેરનું ૮૦ ફૂટની લંબાઈનું ને ૩ ફૂટ પહોળાઇનું ગરનાળું શરૂ થઈ, તે શંકરના દેવળની નીચેથી પસાર થઇ, છેક બીજા કુંડ સુધી જતાં, તેની અંદરનું પાણી વહીને ત્યાંથી ૪ ફૂટ નીચે નંબર ૧ લાના કુંડમાં પડે છે.

નં. ૧ ને નં. ૩ એ બન્ને કુંડોમાં મચ્છીઓ તરતી, ફરતી ને કુદતી જણાય છે. કુંડોનું પાણી નિર્મળ ને પારદર્શક દેખાય છે.

### નં. ૩ વાળા કુંડની ઉત્તરે આવેલાં દેવળો.

નં. ૩ જાના કુંડની ઉત્તર તરફ દક્ષિણાભિમુખનાં દ્વારવાળું **શંકરનું** અને **રામચંદ્રજીનું દેવળ છે.**

### નં. ૪ વાળો સ્ત્રીઓને ન્હાવાનો કુંડ.

રામચંદ્રજીના દ્વાર સામે દેવળની પશ્ચિમ તરફ ૬ ફૂટ દૂર, ૩ ફૂટ સમચોરસ ને ૩ ફૂટ ઉંડો એવો ચણેલો એક કુંડ છે, જેમાં નં. ૩ વાળા કુંડમાંથી ઉત્તર તરફના કિનારેથી કરેલી ૧ ફૂટની નહેર મારફતે પાણી આવે છે, ને ત્યાં ૧ લા કુંડમાંના આવતા જળથી સ્ત્રીઓ સ્નાન કરી શકે છે. તે કુંડમાંથી નિકળેલું પાણી ઉત્તર તરફ ૧ ફૂટની નહેરમાં ૧૫ ફૂટ જેટલું દૂર વહ્યું જાય છે.

### નં. ૫ વાળો ગંધકના ગરમ પાણીના ચસ્માનો કુંડ.

રામચંદ્રજીના દેવળની પાછળની છૂટી જગ્યામાં ૮ ફૂટ સમચોરસ ને ૨ ફૂટ ઉંડો એક ગરમ પાણીનો પથ્થરથી ચણેલો કુંડ છે. આ કુંડનું પાણી શિયાળામાં ગરમ ને બાકીના વખતમાં ઠંડું રહે છે. તેમાંથી નિકળતું બે કોસ જેટલા પવાહનું પાણી, બે ફૂટની નહેરમાં ૧૦ ફૂટ વહ્યું જઇ, નં. ૪ થાના સ્ત્રીઓને ન્હાવાના કુંડમાંથી નિકળેલી નહેરમાંથી વહી આવતાં પાણી સાથે મળી જાય છે.

### અત્રે પણ સ્ત્રીઓને ન્હાવાનો નં. ૬ વાળો કુંડ.

ત્યાંથી નહેરમારફતે ૬ ફૂટ દૂર પશ્ચિમમાં જઇ ત્યાં ૩ ફૂટ સમચોરસ કરેલા નીચેના કુંડમાં તે પાણી ૨ ફૂટની ઉંચાઇએથી પડે છે. ત્યાં પણ સ્ત્રીઓને ન્હાવાનો ૩ ફૂટ સમચોરસ ને રાા ફૂટ ઉંડો એવો નં. ૬ વાળો કુંડ છે.

### શીખની ધર્મશાળા.

ઇન્દ્રનાગ કુંડની પાસેના રસ્તાની બાજુમાં દક્ષિણ દિશા તરફ આ **શીખ ધર્મશાળા** આવેલી છે, ને તે દેશની ધર્મશાળા માફકની એક માળ વાળી છૂટી છૂટી કોટડીઓવાળી જગ્યા



ઇચ્છામગનો બગીચો અને બંગલાનો દેખાવ

Lakshmi Art Bombay, 8.

છે, જેમાં દરેક હિંદુને જગ્યા ખાલી હોય તો વગર ભાડે ઉતરવા દેવામાં આવે છે. આ ધર્મશાળાની પાછલી બાજુના ચોગાનની છૂટી જગ્યામાં પણ મુસાફરોને ઉતરવા માટે કેટલાંક નવાં મકાનો હાલ બનાવવામાં આવ્યાં છે, પણ અત્રે ડાક બંગલો નથી.

અત્રે રહી જે સ્થળો જોવાનાં હતાં તે સ્થળો જોવા જવાને માટે શ્રીનગરમાંથી **મહારાજા સાહેબના એડીકૅાંગ** શ્રીયુત **ચંદ્રસિંહજી**એ ભલામણ પત્રની આપેલી ચીઠ્ઠી અનંતનાગના તેશીલદાર (મૅજીસ્ટ્રેટ) ને આપવાથી તેમણે વાજબી દામે સારી ગાડી વિગેરેનો કેટલોક યોગ્ય બંદોબસ્ત અમને કરી આપ્યો હતો. તે પછી અમો ઇચ્છાબળ વિગેરે સ્થળે અત્રે રહીને જોવા ગયા હતા.

## દશ્ય ૨ જું.

## અચબળ, કુકન્નાગ ને વેરીનાગનાં સ્થળો.

### આ સ્થળને ઇચ્છાબળ, અચ્છબળ, અરચીબળ, ઈશબળ કે સાહેબબાબા કહે છે.



આ અતિ રમણીય સ્થળ **જહાંગીર બાદશાહે** પોતાની પ્રિયપત્ની **નૂરજહાન**ને ગમતું હોવાથી બંધાવેલું હતું ને તેઓ અવરનવર અત્રે મોજ કરવા આવતાં હતાં.

આ સ્થળ અનંતનાગથી પાકી સડકને રસ્તે પાા માઈલે છે. રસ્તો ઘણો જ રળિયામણો લાગે છે. સડકની બન્ને બાજુએ માઈલોના વિસ્તારમાં ભાતનાં ભરપૂર ખેતરો જ્યાં ત્યાં દેખાવ દઇ રહ્યાં હોય છે. પાણીનાં નદી નાળાં

ને ચશ્માઓનો તો પાર જ નથી, જેથી આઆખો પ્રદેશ પાણીથી અત્યંત ભરપૂર છે. આ દેશમાં પાણીની તો ઈશ્વરે સંપૂર્ણ રેલછેલ દરેકે દરેક સ્થળે કરેલી જ છે.

અત્રે ટાંગામાં જઈ શકાય છે. તેનું જવા આવવાનું ભાડું ૧ થી ૧॥ રૂપીઓ છે. મોટર પણ આગવી કરવી હોય તો મળી શકે છે. ત્યાં આગળ ગામ હોવાથી જોઇતી દરેક વસ્તુ મળે છે, જેથી કેટલીક શાકભાજી જેવી ઉપયોગી વસ્તુ જેટલા દિવસ ત્યાં રહેવું હોય તેટલા દિવસની જ સાથે લઈ જવી, અથવા થોડે થોડે દિવસે એક માણસે અનંતનાગ જઇને જોઇતી વસ્તુઓ લઈ આવવી.

## રહેવાનાં સ્થળ બાબત.

અત્રે ઘણાઓ ગામના નજીકના બગીચાની બહારની ખુલ્લી સપાટ જમીનમાં તંબુ ઠોકીને રહે છે. તેમજ, એક ડાકબંગલો પણ બગીચા સામે પશ્ચિમાભિમુખના દ્વારવાળો છે. તેમાં રહેવા માટે એક દિવસના ૧૨ આના લે છે. આ ડાકબંગલો રહેવા માટે સારી સગવડવાળો છે, ને તેમાં યુરોપીઅન કે દેશી હરકોઈ રહી શકે છે. અત્રે દૂધ ૨ આને ૮૦ રૂપીઆભારના શેર પ્રમાણે મળે છે, પણ દહીં મળતું નથી. અત્રે લાકડાં સસ્તાં મળે છે.

## ઇચ્છાબળનો બગીચો.

આ બાગ એક વિશાળ પહાડની તળેટીમાં આવેલો છે. તે આશરે ૧॥ ફરલાંગ લાંબો પહોળો ચતુષ્કોણાકારે છે, ને તેને પૂર્વ, પશ્ચિમ ને ઉત્તર એમ ત્રણે બાજુએ ૬ ફૂટની ઉંચાઈનો ને ૧ ફૂટની પહોળાઇનો ફરતો પથ્થરનો મજબૂત કોટ ચણેલો છે, જ્યારે ચોથી દક્ષિણની બાજુએ હજારો ફૂટની ઉંચાઇના વિશાળ પહાડનો જ કુદરતી કોટ બની ગયેલો છે. આ બગીચામાં દક્ષિણાભિમુખે પેસાય છે, એટલે બાગનું મુખ્ય દ્વાર ઉત્તરાભિમુખનું છે, ને તેનો છેવટનો ભાગ દક્ષિણ દિશામાં આવેલો છે. બાગમાં પેસતાં જમણા હાથ તરફ પશ્ચિમ ને ડાબા

હાથ તરફ પૂર્વ દિશા છે. શરૂઆતમાં પૂર્વથી પશ્ચિમ તરફના લંબાઇના કોટમાં છેક દક્ષિણથી ઉત્તર તરફ વહી આવતી ત્રણ જૂદી જૂદી નહેરનાં પાણીને બગીચા બહાર જવા માટે એક બીજાથી સો સો ફૂટને સરખે અંતરે ૩ ગરનાળાં મૂકેલાં છે. તેમાં થઈને બગીચાની અંદરથી આવતી તે ત્રણે નહેરોનું જૂદે જૂદું પાણી તે કોટની બહાર નીકળી ૪ ફૂટ જેટલું નીચાણમાં મોટા પ્રચંડ વેગથી પડતા ધોધની માફક પડીને નીચેની છૂટી સપાટ જમીનમાં નદીઓના રૂપમાં ઉત્તરાભિમુખે વહી જાય છે.

તેમાંની નં૦ ૧ ની નહેર તે પૂર્વ તરફની, નં૦ ૨ વાળી તે વચલી, ને નં૦ ૩ વાળી તે પશ્ચિમ તરફની નહેર છે.

તેમાંની વચલી નં૦ ૨ વાળી ૮ ફૂટની, ને આજુબાજુની નં૦ ૧–૩ વાળી પાંચ પાંચ ફૂટની પહોળાઈની નહેરો છે, જ્યારે તે દરેક ૧ ફૂટની ઉંડાઈની છે, ને તેમાં ૮ ઈંચ સુધીનું વહેતું પાણી હોય છે.

નં૦ ૧ ની નહેરનું પાણી બગીચાના કોટની બહાર ૨૦૦ ફૂટ દૂર ઉત્તર તરફ વહી જવા પછી ૩ ફૂટની નહેર મારફતે ડાકબંગલા આગળ થઈને પશ્ચિમ તરફ જાય છે, જ્યારે નં૦ ૨–૩ વાળી નહેરોનું પાણી ૩૦ ફૂટ સીધું ઉત્તરમાં વહીને પછી પશ્ચિમમાં વહે છે.

એ પ્રમાણે એ ત્રણે નહેરોનું પાણી, પશ્ચિમ તરફ વહી ૦॥ માઇલ દૂર જઈ બાગમાંથી નીકળતા દરેક ચસ્માનાં પાણીથી જે નદી બનેલી છે, અને જેનું વર્ણન હવે પછી કરવામાં આવશે તેમાં મળી જાય છે, ને તે સર્વે પાણીથી ઉત્પન્ન થતી નદીનું નામ **ટ્રાઉંટનાલા** કહેવાય છે.

## બાગમાં પેસવાનો દરવાજો.

પ્રથમ તેમાં દક્ષિણાભિમુખે, નં. ૨ વાળી નહેરની નજીક, તેની પાશ્ચમ તરફ પ્રવેશ કરવાના દરવાજે થઈને અંદર જવાય છે.

આ બાગમાંની ત્રણે નહેરો બાગના છેવટે આવેલા દક્ષિણ તરફના પહાડમાંથી નીકળી ઉત્તર તરફ કોટ સુધી વહે છે, ને તેથી આજુબાજુના મોટા વિસ્તારવાળા આ બગીચાને તે નહેરો- માંથી પાણી પૂરૂં પાડવામાં આવે છે. ને તેથી બગીચો સુશોભિત બનેલો છે, ને તેમાં બીજાં ફળઝાડો કરતાં ચિનારનાં ઝાડો વિશેષ પ્રમાણમાં છે. આ બગીચાના શરૂઆતના ભાગના નીચા- ણના નંબર. ૧. ને છેવટે ઊંચાણવાળી જમીનનો નં ૨. એમ બે વિભાગો પાડેલા છે.

### બાગમાંના રસ્તાઓ.

અત્રે જવાનો સડકની માફકનો દરેક રસ્તો ૪ થી ૫ ફૂટની પહોળાઈનો છે, ને આખા બગીચામાં સડકોની બન્ને બાજુએ ફૂલના રોપાઓ રોપીને તથા દરેક કુંડ ઉપર ફૂલ ઝાડની કુંડીઓ મૂકી બાગની શોભામાં ઓર વધારો કરેલો છે.

### નં. ૧ ના વિભાગમાં નં. ૨ ની નહેરપરનો ૧ લો કુંડ.

શરૂઆતથી બગીચામાં ૫૦૦ ફૂટ દૂર જતાં નં. ૨ વાળી નહેરમાં પાણીથી ભરેલો, ને જેમાં સરખે અંતરે ૨૫ કુવારા ગોઠવેલા છે એવો, ૧૦૦ ફૂટ સમચોરસ ને ૨ ફૂટ ઉંડો કુંડ આવે છે.

### નં. ૨ ના વિભાગમાં બંગલો ૧ લો.

આ કુંડથી દક્ષિણ તરફની જતી ૨૫૦ ફૂટની લંબાઈની નં. ૨ વાળી નહેરમાં સરખે અંતરે ૯ કુવારા ગોઠવેલા છે. તે પછી આ નહેરના ઉપર એક માળનો ચતુષ્કોણાકાર છાપરાવાળો ૧ બંગલો છે, કે જેની નીચે થઈને નહેરનું પાણી જાય છે. તે બંગલા નીચેથી પસાર થતી નહેરમાં પણ ૧ કુવારો છે, તેમજ બંગલાની લગોલગ ઉત્તરે પશ્ચિમથી પૂર્વ તરફ જવા માટે તે નહેરપર કમ્મરપુર ઉંચાઇના કઠેરાવાળો લાકડાનો પૂલ પણ છે, ને તે બંગલાના મધ્ય ભાગેથી નં. ૨ વાળી વહેતી નહેરની પૂર્વ ને પશ્ચિમ એમ બન્ને બાજુએ ૬ ફૂટ સમચોરસ ઓટલા માફકની ખુલ્લી બેઠકો બનાવેલી છે.

## નં. ૧ ના વિભાગમાં નં. ૨ વાળી નહેરપરનો ૨ જો કુંડ.

આ બંગલા પછી દક્ષિણમાં ૧૫ ફૂટ દૂર છૂટી જમીનમાં નહેર જવા પછી જેમાં ૨૫ ફુવારા છે, એવો ૧૦૦ ફૂટનો બીજો વળી સમચોરસ કુંડ આવે છે. આ કુંડાની બન્ને બાજુયે રસ્તા સડક જેવા બનાવેલા છે.

## નં. ૧ ની જમીનમાંનો ૨ જો બંગલો.

તે કુંડ પૂરો થયા પછી ૪ ફૂટ દૂર, ચારે બાજુએ આવેલા પાણીની વચ્ચે, ૩૦ ફૂટ સમચોરસ, પાણીના લેવલથી ૨ ફૂટની ઉંચાઈનો, ને જેને જમીનના ભાગમાં પથ્થર જડેલા છે એવી ખુલ્લી બેઠકનો ને ચતુષ્કોણાકાર છાપરાવાળો એક રોનકદાર બંગલો છે, કે જેમાં બેસીને રમત ગમત ને ખાણું પીણું થઈ શકે છે.

આ બંગલાની દરેક દિશાના મધ્યભાગમાં બંગલાની અંદર જવા માટે કમાડ વિનાનાં ખુલ્લાં બારણાં મૂકેલાં છે; જેથી હરકોઈ દિશાએથી બંગલામાં જઈ શકાય છે.

## નં. ૧ ની જમીનમાંનો નં. ૨ ની નહેરપરનો ૩ જો કુંડ.

આ બંગલો પૂરો થતાં પાછો જેમાં ૨૫ ફૂવારા છે એવો ૧૦૦ ફૂટ સમચોરસના માપવાળો કુંડ આવેલો છે, જેથી નં. ૨ વાળા બંગલાની ઉત્તર ને દક્ષિણ એમ બન્ને બાજુએ નં. ૨ ને નં. ૩ ના પચીસ પચીસ ફૂવારાવાળા કુંડો આવેલા છે. દક્ષિણ તરફના નં. ૩ વાળા કુંડમાંથી ઉત્તરફના નં. ૨ વાળા કુંડમાં પાણી જવા માટે બંગલાની પૂર્વ પશ્ચિમની બન્ને બાજુએ છ છ ફૂટની નહેરો મૂકી છે. તે નહેરોમાં થઈને નં. ૩ વાળા કુંડનું પાણી બંગલાને બન્ને પડખે થઈને પાછું નં. ૨ વાળા ઉત્તર તરફના કુંડમાં જાય છે. એ રીતે આ બંગલાની ચારે બાજુએ પાણી ફરી વળેલું છે અને મધ્યમાં આ બંગલો આવેલો છે, જેથી આ બંગલામાં જવા માટે તે બન્ને બાજુની નહેરોપર પાટીઆંના પૂલો બનાવેલા છે.

## નં. ૧ ના વિભાગમાં આવેલું જૂનું મકાન.

અત્રેના નં. ૨ વાળા બંગલાની પશ્ચિમ તરફ ૩૦ ફૂટ દૂર જતાં એક મોટો ૩૦૦ ફૂટ સમચોરસ વિસ્તારનો ચારે બાજુએ બનાવેલા કોટની અંદરની બાજુમાં ફરતી છાપરા સહીતની ખુલ્લી પડાળીવાળા દરવાજા સહિતનો **ચોક** છે, તેમાં થઈને બીજા જૂના **બંગલા** જેવા ઘરમાં જવાય છે. તેમાં રહેવા વિગેરેના ખંડો છે, અને ન્હાવા માટે પાણી આવવાના ઝરાઓને ગરમ પાણી લાવવા માટેના રસ્તાઓ વિગેરે, જનાનાને ન્હાવા માટેનું બનાવેલું, બીસમાર હાલતમાં હાલ પણ મોજુદ છે તે પણ જોવા જેવું છે.

## નં. ૨ ની ઉંચી જમીન.

અત્રેની જમીન કરતાં હવે પછીની બગીચાની છેવટની જમીનનો ભાગ ૧૫ ફૂટની ઉંચાઈપર છે. તેના પર જવા માટે નહેરની બન્ને બાજુએથી બાર બાર પગથીઆં ચઢીને જવાય છે. આ ઉંચેની જમીનમાંથી આવતી ૨૫ ફૂટની પહોળાઈની નહેરનું પાણી ૧૫ ફૂટ નીચાણમાં સીધું વેગબંધ પડતી ધારાની માફક નં. ૧ ના વિભાગનાં આવેલા નં. ૩ વાળા કુંડમાં પડે છે, તે જોનારાને આશ્ચર્યકારક લાગે તેવું છે.

જેમ વચલી નહેરનું પાણી ૧૫ ફૂટ નીચું પડે છે તેમ આ-જુબાજુની નં. ૧ ને નં. ૩ વાળી નહેરોનું પાણી પણ તેટલી જ ઉંચાઈએથી નીચેની જમીનમાં પડે છે.

## નં. ૨ ની જમીનમાંનો ૪ થો કુંડ.

હવે ઉપરની જમીનમાં વચલી નહેરના પડતા ધોધથી દક્ષિણ તરફ ૧૫ ફૂટ જેટલી લંબાઈની નહેર પછી એક ૩૦ ફૂટનો સમચોરસ **કુંડ** આવે છે.

આ કુંડથી પૂર્વ ને પશ્ચિમની બન્ને બાજુપર પંદર પંદર ફૂટને છેટે બંગલા માફક ચતુષ્કોણાકાર છાપરાવાળી ૧૨ ફૂટ સમચોરસ બેઠકો બનાવી છે.

## નં. ૨ ની જમીનમાંનો ૫ મો કુંડ.

ત્યાંથી આગળ ૧૦ ફૂટ નહેર જતાં, બીજો એક ૩૦ ફૂટ લાંબો ને ૨૦ ફૂટ પહોળો કુંડ આવે છે. નં. ૧ વાળી જમીનમાં જે નં. ૧-૨-૩ વાળી નહેરો છે તે આ જ કુંડમાંથી નીકળે છે. તેમાંની નં. ૧ વાળી નહેર તે કુંડમાંથી નીકળી ઊંચી જમીનમાં પૂર્વ તરફ જાય છે, નં. ૨ વાળી નહેર સીધી નં. ૨ વાળી જમીનમાં ઉત્તર તરફ વહીને નં. ૪ વાળા કુંડમાં જાય છે, જ્યારે નં. ૩ વાળી નહેર આ કુંડમાંથી નીકળી નં. ૨ વાળી જમીનમાં સીધી પશ્ચિમ તરફ જાય છે. તે કુંડની નજીકમાં દરેક નહેરપર એકથી બીજી બાજુ જવા માટે પૂલની માફક લાકડાનાં પાટીઆં ગોઠવી રસ્તા કરેલા છે.

## તે કુંડમાંથીજ નીકળતા પાણીના ચસ્માઓ.

આ ૫ મા કુંડ પછી દક્ષિણમાં આ બગીચાનું છેવટ છે, ને ત્યાં હજારો ફૂટની ઉંચાઇનો ચુનાના મિશ્રણવાળો **પહાડ** છે. તે પહાડની તળેટીમાં એક જીર્ણ ઈમારત છે, ને ત્યાં જ પહાડની કિનાર આગળથી ઉત્તર તરફ ૬ ફૂટ દૂર આ લંબચોરસ વગર ચણેલો પથ્થરનો કુંડ છે તેમાંથી ગુપ્ત રીતે ઉપલા પહાડના તળિયેથી પૂર્વ, પશ્ચિમ ને નૈર્ઋત્ય ખુણામાંથી ચસ્માની માફક ધોધમાર ને જોસબંધ સતત નદીના પૂરની પેઠે ઘણું જ ઉછળતું એવું ઝરાઓનું પાણી નીકળે છે ને તેનો જ આ વિશાળ ને અદ્દભુત કુંડ બનેલો છે, ને તેમાંથી જ આ બગીચામાં ઠેકઠેકાણે નહેરો મારફતે પાણી વહ્યું જાય છે. આ ચસ્માપર પશ્ચિમ તરફની નહેરના પૂલપર થઇને જવાય છે.

## બીજા પાણીના ચસ્માઓ.

તેનાથી પૂર્વ તરફ ફક્ત ૬ ફૂટ દૂર પહાડ તરફની કિનારમાંથી પણ ત્રણ ચાર ચસ્માઓ નીકળે છે, જેનું પાણી નં. ૫ ના કુંડમાંથી નીકળતી પૂર્વ તરફની નહેરમાં જાય છે. તેમજ જૂના મકાનની નીચેથી પણ ચસ્માનું ઘણું પાણી નીકળે છે, જે

પાણી નં. ૫ ના કુંડમાં જાય છે. એ પ્રમાણે અમાપ જળ દર પળે નીકળી નં. ૫ ના કુંડમાં જાય છે. ને તે કુંડનું જળ તે ત્રણ નહેરો મારફતે નદીના રૂપમાં સતત વહ્યું જાય છે. આ ચસ્માઓ ઉછળતા ને ઘણા જોસબંધ નીકળતા પાણીના છે, જે આશ્ચર્ય ઉત્પન્ન કરી જોનારનું મન રંજન કરે તેવા જોવા લાયક છે.

લોકો કહે છે કે આ જીર્ણ ઘર તોડીને રાજ્ય તરફથી આ બધા ચસ્માનો એક જ કુંડ કરવાનો વિચાર છે.

## નં. ૧ ની થતી નહેર.

તેમાંની પૂર્વ તરફ જતી નં. ૧ વાળી નહેર ૨૦૦ ફૂટ દૂર જતાં તેમાંથી એક ફાંટો નીકળે છે. તે ઉત્તર તરફ ૫૦ ફૂટ સીધો વહ્યા પછી ૧૫ ફૂટની નીચાઈની બાગની નં. ૧ ની જમીનમાં ધોધબંધ પડે છે. અને તેજ નં. ૧ વાળી નહેર બને છે અને તે પૂર્વ તરફ જતી નહેર, બીજા ૫૦ ફૂટ પૂર્વ તરફ વહીને, બગીચાના અગ્નિ ખુણાના કોટની નીચેના ગરનાળામાં થઈ બહાર છુટી જમીનમાં વહી જાય છે.

## નં. ૩ ની થતી નહેર.

તે જ પ્રમાણે પશ્ચિમ તરફ જતી નં. ૩ વાળી નહેર ૬ ફૂટની પહોળાઈની ચણેલી છે. તે ૨૦૦ ફૂટ પશ્ચિમમાં જતાં તેમાંથી એક નીકળતો ફાંટો ઉત્તર તરફ ૫૦ ફૂટ વહીને તે પણ ૧૫ ફૂટની નીચાઇની બાગની નં. ૧ ની જમીનમાં ધોધબંધ પડે છે, ને તે જ નં. ૩ વાળી નહેર બને છે; અને પશ્ચિમ તરફ જતી નહેર તે પછી ૧૦૦ ફૂટ પશ્ચિમ તરફના નૈર્ઋત્ય ખુણામાં જઈ, કોટની અંદરના ગરનાળા મારફતે કોટની બહાર જઈ, ૨ ફૂટ જેટલી નીચે ધોધબંધ પડતાં, તેનું પાણી ૨૦૦ ફૂટ દૂર વહી ત્યાં બનેલા એક **સરોવરમાં** મળે છે.

## નં. ૨ ની થતી નહેર.

નં. ૨ જા વાળી નહેર તો નં. ૫ વાળા કુંડના ચસ્મામાંથી જ સીધી નીકળી ઉત્તર તરફ જઈ નં. ૪ વાળા કુંડમાં

પડે છે, ને તે કુંડમાંથી નહેર માફક વહીને ૧૫ ફૂટની નીચાઇએ નં. ૩ વાળા કુંડમાં પડે છે, ને તે બીજા નંબરની નહેર બને છે.

### મચ્છીની નહેરો તરફનો રસ્તો.

આ ચસ્માથી પશ્ચિમ તરફ જતાં, જ્યાં કોટ પૂરો થવા આવે છે. ત્યાં, મચ્છી જોવા જવાના રસ્તાની નિશાની બતાવવા માટેનું એક લાકડાના થાંભલાપર અંગ્રેજી અક્ષરોમાં પાટીઉં મારેલું છે.

### મચ્છી માટેની બનાવેલી નહેરો.

અત્રેથી ડાબા હાથે કોટના દરવાજામાં દક્ષિણાભિમુખે દાખલ થઈ દક્ષિણ તરફ ૪૦ ફૂટ દૂર જઈ પછી પશ્ચિમ તરફ ૧૫ ફૂટ જતાં રસ્તાના ડાબા હાથ તરફ પશ્ચિમાભિમુખના દ્વારની છૂટી પડાળી સહિતની ૪ કોટડીઓ છે, તેમાં મચ્છીના રક્ષણાર્થે નીમેલા અધિકારી વિગેરે રહે છે. તે કોટડીઓની સામેની જમીનમાંજ મચ્છીઓની નહેરો બનાવેલી છે.

### મચ્છીની નહેરો ને નહેરોના નંબરો.

અત્રે આ મચ્છીઓને રાખવા માટે ચાર વીઘા જેટલી જમીનમાં ત્રણ ત્રણ ફૂટ પહોળાઇની ચણેલી ૨૦ નહેરો બનાવેલી છે, અને તે દરેક નહેરમાં યુરોપ વિગેરે દેશોમાંથી મંગાવેલી જાતજાતના રંગની અસંખ્ય માછલીઓ છે.

તે દરેક નહેર આગળ ઉગેલા ઝાડના થડમાં કે રોપેલા લાકડાને મારેલા પાટીઆમાં તે દરેક નહેરનો નંબર લખેલો હોય છે, ને તે દરેક નહેર ઉપર જવા આવવા માટે ચાર ચાર ફૂટનો રસ્તો પણ પુલની માફકનો પાટીયાં નાંખીને બનાવેલો છે.

### પક્ષીયોથી મચ્છીના બચાવ માટે નહેરોપર નાંખેલી જાળીઓ.

આકાશમાં ઉડતાં કોઇ પણ પક્ષિઓ આ મચ્છીઓને લઈ જાય નહિ તે કારણથી તે દરેક નહેરોપર, જેમાં આંગળી જેવાં ગોળાકાર બાખાં છે. તેવી, જસતના તારની ગુંથેલી જાળીઓ, નહેરની ૪ ફૂટની પહોળાઈના માપની, તે દરેક નહેરની આખી લંબાઈમાં સળંગ પાથરેલી હોય છે.

## એક નહેરમાંથી બીજી નહેરમાં મચ્છી જઇ શકે નહિ તેવી યોજના.

તેમજ દરેક નહેર પૂરી થતાં તેને છેડે તે નહેરના ૪ ફૂટ લંબાઈના ને એક ફૂટ ઊંચાઇના માપનાં કરેલાં લાકડાનાં ઊપર મુજબની જાળી બેશાડેલાં ચોકઠાં તે દરેક નહેરોના છેક છેડામાં બન્ને બાજુએ પાડેલા ખાંચામાં ઉભાં ખોશી રાખે છે.

આથી તે ઊભી નાંખેલી જાળીઓમાંથી ફક્ત પાણી જ જાય છે; પણ તે નહેરની બહારની બીજી નહેરમાં પ્રથમની નહેર-માંની મચ્છીઓ જઇ શકતી નથી. આવી નહેરો આશરે ૩૦ થી ૬૦ ફૂટની લંબાઈની કરેલી છે, ને તે દરેકમાં જૂદી જૂદી જાતની, તરેહ તરેહની વિલાયતથી મંગાવેલી માછલીઓ ઉછેરવા માટે રાખેલી હોય છે.

આ નહેરોમાંની માછલીઓને ખાવા માટે ચણા વિગેરે કોઇપણ ચીજ નહેરમાં નાખવાની સખ્ત મનાઈ છે, કેમ જે તેને હંમેશના મળતા હલકા ખોરાક કરતાં જૂદી જાતનો ને ભારે પદાર્થ ખવરાવવાથી તે મરી જાય તેવી તે નાજુક, નરમ, ને કોમળ બાંધાવાળી છે. પરંતુ જેને તે માછલીઓને કુદતી જોવાની ઇચ્છા હોય તેણે રક્ષકને કહેવું જેથી તેની મરજીમાં આવે તો તે પોતે માછલીઓને ખોરાક નાખે છે અને તે વખતે ઉછળતી ને દોડમદોડા કરી મૂકતી તે મચ્છીઓ જોવાની પ્રેક્ષકને ઘણી મજા પડે છે.

## અત્રેનો વિશાળ ચસ્મો.

અત્રેની ઓરડીના દક્ષિણના કરા આગળ પહાડની ૬ ફૂટ જેટલી જગ્યામાંથી નદીના પ્રવાહ જેવો એક ધોધમાર ઉભરાતા પાણીનો ચસ્મો નીકળે છે.

તે શરૂઆતમાં પશ્ચિમ તરફ ૧૦ ફૂટ વહેતાં, ને પછી તેમાંના ૪ થા ભાગનું પાણી ઉત્તર તરફ ૩ ફૂટ દૂર જતાં તેમાંથી મચ્છીવાળી ૨ નહેરો બને છે. બાકીનું ત્રણ ભાગ જેટલું પાણી

સીધુ પશ્ચિમ તરફ ૨૦ ફૂટ દૂર જતાં, તેમાંનું પાછું અરધું પાણી ઉત્તર તરફ વહીને તે પાણી બીજી ૧૮ નહેરોમાં જાય છે.

પ્રથમ શરૂઆતની ૨ નહેરો સિવાય, બીજી દરેક નહેરનું પાણી છેવટે એક થઈ જઈ પશ્ચિમ તરફ વાયવ્ય ખુણામાં એક ૬૦ ફૂટના સમચોરસ ને ૨ ફૂટ ઉંડાઈના ચણેલા કુંડમાં જાય છે.

## ચસ્માઓના પાણીનું સરોવર.

બાકીનું અરધું પાણી પશ્ચિમ તરફ થઈ કુંડ પાછળ જઈ પાછું ઉત્તર તરફ ૧૦૦ ફૂટ દૂર નીચાણમાં જતાં તે ઠેકાણે તે પાણીનું એક સરોવર બની જાય છે.

તેમજ આ કુંડનું ને બીજી બધી નહેરોનું પાણી, ઉત્તર તરફની દિશાએ ૧૦૦ ફૂટ દૂર જઇ, તે પણ સરોવરમાં મળી જાય છે.

## બીજા ઉત્તર તરફના ચસ્માઓ.

પ્રથમ કોટડીઓથી ઉત્તર દિશા તરફ પણ ૪ ફૂટ સમચોરસ ચણેલો કુંડાકારનો ચસ્મો છે.

તે ચસ્મા પછી ઉત્તરમાં ૪ ફૂટ દૂર બીજો ૮ ફૂટ સમચોરસ ચણેલો ચસ્મો છે, જેમાંથી પ્રથમના ચસ્મા કરતાં ઘણું જ વધારે પાણી નીકળે છે. તે ચસ્મા સ્વચ્છ પારદર્શક ને નિર્મળ પાણીના છે.

## અત્રેનો કુંડ.

એ બન્ને ચસ્માઓનું સાથે મળી ગયેલું પાણી ત્યાં કરેલી ઉત્તર તરફની ૨૦ ફૂટ લાંબી નહેરમાં ૧૦૦ ફૂટ દૂર જઇને ૬૦ ફૂટ ચણેલા સમચોરસ બીજા કુંડમાં જાય છે.

તે કુંડનું પાણી પણ પશ્ચિમ તરફના ૪ ફૂટની નહેરને રસ્તે થઈ વહું જઇ છૂટી જમીનમાં ૨૦૦ ફૂટ દૂર જઇને, તે પણ પ્રથમના સરોવરમાં મળી જાય છે. તેમજ, બાગમાંથી નીકળતી પશ્ચિમ તરફની નહેરનું પાણી પણ કોટ બહાર નીકળી ૨૦૦ ફૂટ દૂર જઇ, તે પણ પ્રથમના સરોવરમાં મળી જાય છે તેથી, ત્યાં મોટું સરોવર બની ગયું છે.

## સરોવરમાંથી બનતી નદી.

તે સરોવરના વાયવ્ય ખુણામાંથી તેમાંનું પાણી બહાર નીકળી મોટી નદી બનીને વહ્યું જાય છે, ને બાગમાંની પ્રથમ વર્ણવેલી ત્રણે નહેરોનું પાણી પણ આગળ જતાં તે નદીમાં મળી જઇનેજ તેની **ટ્રાઉટનાળા** નામની મોટી નદી થઇ જાય છે.

આ સ્થળની આબોહવા ઘણી જ ઉત્તમ છે, ને આજુ-બાજુના દૂરના સ્થળોમાં શિકાર કરવાનાં સારાં જંગલો પણ છે, જેથી કેટલાક મુસાફરો તંબુમાં કે ડાકબંગલામાં આવીને રહે છે. આ બાગના ઉત્તમોત્તમ ચસ્માનું પાણી પીવાથી પાચનશકિતનો વધારો થાય છે ને માણસો નીરોગી બને છે. તેમજ, ઘણા માણસો અનંતનાગથી અત્રે બાગ જોવા આવતા હોવાથી, અને દરરોજ બાગમાં હરવા ફરવા જવાથી વખત સહેલાઇથી પસાર થવા ઉપરાંત સારી સીનસીનેરીના દર્શનીય દેખાવોથી મનને અત્રે આનંદદાયક લાગે તેવું આ અતિરમણીય, કુદરતી અલૌકિક લીલાઓથી ભરપૂર સ્વચ્છ ને સુંદર સ્થળ છે. આ સ્થળે લાંબો વખત હવા ખાવા લોકો તંબુમાં આવી રહે છે.

કાશ્મીર દેશને જે **ભૂસ્વર્ગ** (પૃથ્વીનું સ્વર્ગ)ની ઉપમા આપેલી છે. તેનું મુખ્ય કારણ આવાં અતિરમણીય સ્થળોની આજુબાજુના મનપસંદ દેખાવો, તાકાત આપી આયુષ્યને વધાર-નારી સ્વચ્છ આબોહવા, ઠેકઠેકાણે નીકળતા આશ્ચર્ય ઉપજાવતા ને આનંદદાયક લાગતા પાણીના ઝરાઓ (ચસ્મા), ને ઋતુ ઋતુ ને અનુસરતાં ફળફૂલોથી લચી પડતાં, સુશોભિત, ને સુગંધ પસારતાં અગણિત વૃક્ષોના ગીચોગીચ સમૂહો, વિગેરે મનુષ્યોના અંતરાત્મા ને અત્યાનંદ આપી જીવનને સુખમય બનાવનારાં લેખાય છે તેજ છે.

## કુકનાગ.

આ સ્થળ **ઇચ્છાબળથી** ૧૦ માઇલને **વેરીનાગથી** ૮ માઇલ પર છે, ને તેનું નામ **કુકનાગને** બદલે ખરૂં નામ **કર્કોટકનાગ છે.** કોરા દિવસોમાં તો તે રસ્તે ઘોડા ઉપર, ગાડી-

ઓ ને ટાંગામાં સુખરૂપ જવાય છે પણ જો વરસાદ હોય તો ચીકણી માટીવાળી કાચી સડકને લીધે વરસાદનાં પાણીથી તે માટી ભીંજાતાં તેની અંદર ખુંચી જતાં પગના જોડા માટી સાથે વળગી જવાથી કાઢતાં મુશ્કેલી થાય છે, ને ચઢાણ વખતે પગ લપસી પણ જાય છે એટલુંજ નહિ પણ, ત્યાં ઢળાણવાળી આવતી જગાઓમાં વરસાદ વખતે ઘોડા ગાડીને ચઢવું પણ ઘણું મુશ્કેલ થઈ પડે છે, તેથી ટાંગામાંથી ઉતરીને ચાલવું જ પડે છે. આવી વખતે જો નબળો ઘોડો હોય તો અધવચ રખડી જવાનો મામલો પણ થઈ પડે તેમ છે. અમો વરસાદને લીધે અવર-નવર તેવા ચઢાણની જગ્યાએ ગાડીમાંથી ઉતરી ઘણાજ ધીમે પગલે ચઢતાં હોવા છતાં પણ વારંવાર લપસી જતાં હતાં જેથી નોકર ને ઘોડાવાળો બન્ને અમને હાથ ઝાલીને તેવા ઢાળોપર ચઢાવતા ત્યારેજ જઈ શકાતું હતું. માટે, જ્યાં જ્યાં કાચી સડકો છે ત્યાં ત્યાં વરસતા વરસાદમાં મુસાફરે ખરા કારણ સિવાય તેવે ઠેકાણે જવાનું સાહસ કરવું નહિ ને કદાચ જવું જ પડે તો સારી ગાડી ને મજબૂત ઘોડો જોઈને જવું પરંતુ જ્યાં પાકી સડકો છે ત્યાં જતાં બીલકુલ હરકત પડતી નથી જેથી ગાડીમાંથી ઉતરવાની પણ જરૂર પડતી નથી.

અત્રે ફક્ત જંગલજ છે, પરંતુ અત્રેથી જે નદી શરૂ થાય છે તેના પરનો લાકડાનો પૂલ ઉતરી સામી બાજુએ પાણીના ચસ્માઓની નજીક જમણા હાથની ટેકરી ઉપર એક ડાક બંગલો મુસાફરોને રહેવામાટેનો છે તેમાં જો બીજા મુસાફરો ઉતારેલા હોય તો પછી બીજી રહેવાની જગ્યા મળતી નથી, જેથી પોતાની સાથે લાવેલા તંબુમાં રહેવું પડે છે અથવા સવારમાં ત્યાં જઇને સાંજે **અનંતનાગ** કે **ઇચ્છાબળ** જઇને રહેવું પડે છે.

## અત્રેના પાણીના ઉત્તમ ચસ્માઓ.

અત્રેની નદીના સામા કિનારાના પહાડની તળેટીમાંથી ડાક બંગલે જતાં ડાબી બાજુએ પહાડના કિનારે કિનારે ૧

ફરલાંગ જેટલા વિસ્તારમાંથી સંખ્યાબંધ નાના મોટા ઉછળતા ને ઉભરાતા જોસબંધ નીકળતા ઝરાઓ ઠેકઠેકાણેથી આ પહાડમાંથી ગુપ્ત રીતે નીકળીને વહેતા જણાય છે. તેમાંના કેટલાક ૦ાા ફૂટ જેટલી જગ્યામાંથી તો કેટલાક ૧ થી ૬ ફૂટ જેટલી જગ્યાઓમાંથી સડસડાટ ધોધબંધ નીકળી ખળખળાટ કરતા સતત પૂરપાટ વહે જાય છે, જે જોવાની પણ અતિરમુજ પડે છે.

## સર્વેથી મોટો ચસ્મો.

આ મોટો ઉભરાતો કુંડાકાર ચસ્મો ૪ ફૂટ સમચોરસ જેટલી પહાડની જમીનમાંથી ઉછાળા મારીને નીકળે છે. તે નીકળતું પાણી સામટા ૧૦ કોસ જેટલા મોટા પ્રવાહમાં સુસવાટાબંધ નીકળીને એક નદીના રૂપમાં વહ્યું જાય છે તેથી તે જોનારને ઘણુંજ આશ્ચર્યકારક લાગે તેવું છે.

આ પ્રમાણે તે દરેક ચસ્માનું પાણી ૧૫ થી ૩૦ ફૂટ દૂર જઈ એક બીજા સાથે મળી જતાં ત્યાં એક નાનું **સરોવર** બની જાય છે.

તે સરોવરમાંથી પાછું તે પાણી ૧૫ ફૂટ જેટલી પહોળા પટની નદીનું રૂપ ધારણ કરીને વહી જાય છે, ને તેથી જોનારને આશ્ચર્યકારક દેખાવો દૃષ્ટિગોચર થવા સાથે આનંદદાયક પણ લાગે છે.

આ ચસ્માઓનું પાણી તદ્દન સ્વચ્છ, મધુર, મીઠું ઠંડું, નિર્મળ, પીતાં લહેજતદાર લાગે તેવું, પાચનશકિતને સુધારી લોહીને વધારી તંદુરસ્તીને ફાયદો કરનારૂં લેખાય છે.

આ સ્થળની આજુબાજુના પહાડોના મનોહર દેખાવો, ગુણકારી ચસ્માનું પાણી, ઝાડ, પાન, ફળ, ફૂલ, ને વનસ્પતિઓ વિગેરેની અનેક જાતની કુદરતી બનેલી ભરપૂર મનોરંજન રચનાઓ જોવા માટે કે હવા ખાવાને ત્યાં રહેવું હોય તો અનંતનાગથી કે ઇચ્છાબળથી પોતે ત્યાં જેટલા દિવસ રહેવા માગતા હોય તેટલા દિવસના ખોરાકની દરેક જાતની વસ્તુઓ તથા તંબુ,

બીછાનું, દીવાબત્તી વિગેરે દરેક જાતની જોઇતી ખપની વસ્તુઓ સાથે રાખીને જવું.

ઇચ્છાબળથી કુકન્નાગ સુધીમાં થોડે થોડે અંતરે આઠ દશ નાનાં નાનાં ગામોની વસ્તી પણ છે, તેમજ ચશ્માથી ૦ાા માઇલ દૂર ૫૦ ઘરનું ગામડું પણ છે, જેથી ત્યાં રહેવા ઇચ્છનારને તે ગામમાંથી દૂધ મળી શકવાનો સંભવ છે. આ શિવાય ત્યાં જોવા જાણવા જેવું વિશેષ કંઈ નથી. ત્યાંના રસ્તામાં આવતા પહાડો ને ઝાડો, તેમજ સડકની બાજુમાં માઈલોના વિસ્તારની જમીનોમાં ભાતનાં લીલાંછમ હરિયાળાં ને સુગંધમય ખેતરોનાં દેખાતાં અદ્‌ભુત ને અપૂર્વ દૃશ્યો તો જાણે લીલા રંગના ગાલીચા પાથરેલા હોય એવા અતિરમણીયતાવાળા સુંદર ને આનંદદાયક દેખાવો આંખોને પૂરા પાડે છે. એટલુંજ નહિ પણ, ત્યાંથી ભાતના પાકના ખેતરોમાંથી વાયુના વેગથી ચારે દિશાઓમાં પ્રસરતી અને મ્હેકીરહેલી સુવાસિત ખુશબોદાર હવા, નાક અને મગજને તર કરી દે તેવી રીતે સ્વચ્છ ને મધુરી મધુરી વાયાથી, મનને શાન્ત બનાવી નિજાનંદમાં ઓર વૃદ્ધિ કરે તેવી છે.

વળી ઇચ્છાબળથી આખે રસ્તે બન્ને બાજુએ દૂરદૂરથી વહી આવતાં ચશ્માઓનાં ને નદીઓનાં પાણીથી જાણે આ પ્રદેશ અત્યંત જળમય હોય તેમ જણાય છે. એ સર્વે અદ્‌ભુત દેખાવોને લીધે કુદરતી રમણીયતાથી ભરપૂર બનેલા અતિસુંદર ને મનોહર લાગતા બગીચા જેવા આ રળીયામણા પ્રદેશને જોતાં મુસાફરને અત્રેની અલૌકિક સુંદર ભૂમિમાં બની રહેલી કુદરતની અગાધ ને અમાપ એવી ખરી ખૂબીનું તેમજ અવર્ણનીયતાનું તાદ્રશ્ય ખરૂં ભાન અવશ્ય થાય છે.

તેની સાથે, આજુબાજુની વનસ્પતિની ને જંગલની ચોખ્ખી આબોહવા પણ મનુષ્યોને પુષ્ટિકારક ને આયુષ્યવર્ધક હોઇ નીરોગી બનાવે તેવી ઉત્તમ ગુણકારી લેખાય છે. ઉપલાં બધાં કારણોને લીધે આ સ્થળ અત્યંત મનોહર ને સુશોભિત બની રહેલુંજ લાગે છે.

શોચ માત્ર એ છે કે આવી ઉત્તમ આબોહવાના નૈસર્ગિક રચનાથી ભરપૂર એવા અપૂર્વ દેખાવો જોવાના અલભ્ય લાભો અત્રે હોવા છતાં નીર્જનવનનું તદ્દન જંગલ હોવાથી તેમજ ખોરાક વીગેરે ચીજો અત્રે નહી મળવાનાં કારણે ત્યાં કોઇ રહી શકતું નથી. કોઇ વખત યુરોપીઅનો ડાકબંગલામાં જગ્યા મળે તો ત્યાં અથવા તંબુ નાખીને કુદરતની બલિહારી જોવા, હવા ખાવા, કે સરકાર તરફથી પરવાનો લઈને શિકાર કરવા પણ થોડા દિવસો અત્રે આવીને જ ફક્ત રહે છે. પરંતુ, આ પ્રદેશ વસ્તી-વાળો હોત અને જોઇતી વસ્તુઓ અત્રેજ મળે તેવી ગોઠવણ હોત તો ઘણા યુરોપીઅનો ને દેશી ગ્રહસ્થો આવા અદ્ભુત ને અલભ્ય સ્થળનો મળતો લાભ લેવાને જરાય ચુકતે નહીં.

આ સ્થળ યોગીઓ, એકાન્તવાસ કરનારાઓ ને એકાગ્ર-ચિત્તે નવા નવા વિચારો ઉત્પન્ન કરવાની ઈચ્છા રાખનારાઓ માટે, પુસ્તક લખનાર, કે કોઇ પણ જાતનો અભ્યાસ, શ્રવણ, મનન, નિદિધ્યાસન વિગેરે કરનારાઓને માટે તો નિવાસ કરવા યોગ્ય જ છે, કેમ જે અત્રેનું એકાન્તમાં આવેલું આ અદ્ભુત સ્થળ કેવળ શાન્તિમય જ છે. અત્રે શાન્તિનુંજ નિશાન ફરફરી રહીને શાન્તિનોજ ડંકો નોબત ગડગડી રહ્યાં હોય એમ આ સ્થળે સર્વત્ર તાદૃશ્ય ભાસમાન થાય છે, જેથી શાન્તમય જીવન ગાળવા માટે કાશ્મીર જેવા રમણીય પ્રદેશમાં પણ આ એક વિશેષ ઉત્તમો-ત્તમને અતિરમણીય સ્થળ લેખાય છે.

અત્રેથી વાનગામ જતાં ૫ માઇલે **સોફાલેન** પણ જવાય છે, કે જ્યાં લોઢાની ખાણ છે. ત્યાં **સુંદરબરાર** નામે એક જગ્યા છે, ત્યાં પણ પાણીના ઘણા ઝરાઓ છે. તેમને અત્યંત પવિત્ર માનવામાં આવે છે, ને તે હિંદુનું તીર્થસ્થળ પણ કહે-વાય છે. ત્યાં તંબુ ઠોકીને રહેવા લાયકની સારી જગ્યા પણ છે.

## નાગ પૂંજા ને સ્થળોને નાગ નામ આપવાનું કારણ.

બૌદ્ધના સમય પહેલાં અસલ આ દેશમાં સર્પો ને નાગોની

પૂજા વિશેષ ચાલતી હતી. ને તે સમયે અત્રેના દરેક પહાડમાં ને તેની તળેટીમાં અવશ્ય મોટા સર્પો રહે છે, તેમ માનતા, ને તેમને માટે જળાશયની જરૂર ધારીને ને તેમના કરડવાના ભયથી બચવા માટે તેઓ કુંડો કે તળાવો પણ ખોદાવતા હતા કે જેથી સર્પદેવ આવીને તેમાં રહે. એવી સંપૂર્ણ શ્રદ્ધાભક્તિથી નાગદેવનું સન્માન ને પૂજન તે વખતના અત્રેના વતનીઓ કરતા હતા. તે બધાં કારણોથીજ તે સમયમાં **નાગ નામ** ઘણી ખરી જગ્યાને આપેલું છે. આજ પ્રમાણે તે સમયે બીજા દેશોમાં પણ સર્પને માનતા ને પૂજતા હતા.

## ગંગરી બાબત.

આ સ્થળ જોઈને પાછા અમો નદીની આ બાજુના કિનારે આવ્યા તે વખતે વરસાદ વરસતો હતો, ધુમ્મસ છવાયેલો હતો ને સખત ઠંડી લાગતી હતી તેથી એક ત્યાંનો વતની ગંગરીમાં દેવતા રાખી ડોકે લટકાવીને ત્યાં પૈસો માગવા અમારી પાસે આવીને ઉભો તે વખતે અમોએ તેની પાસે ગંગરી જોઈ હતી, ને જે જગ્યાએ પેટ આગળ તેણે તે રાખી હતી તે ભાગ બળી જઈ જાણે તેની ચામડી દાઝી ગઇ હોય તેમ જણાતું હતું.

આ ગંગરી તે એક વાડકાના આકાર જેવું ને ઉપરથી સહેજ સાંકડું ને જેમાં ૨ શેરથી ૩ શેર પાણી ભરી શકાય તેવું માટીનું વાસણ છે. તેને નેતર કે કંબોઈ જેવી સોટીઓથી ગુંથી લીધેલું હોય છે, ને તેને કાશ્મીરી ભાષામાં **ગંગરી** કહે છે. તેની કિંમત ૨ થી ૪ પૈસા હોય છે; અને તેમાં સળગતા અંગારા ભરે છે. તેની ઉપલી બાજુએ દોરી ભરવી શકાય એવું નાકું તે નેતરને રાખેલું હોય છે. તેમાં ભરવેલી દોરી દરેક માણસ પોતાની ડોકમાં નાખી તે ગંગરીને પેટની જમણી બાજુએ રાખે છે, તેથી ભર શિયાળામાં પણ શરીરમાં તેની ગરમીને લીધે ટાઢથી તેઓનું રક્ષણ થઈ શકે છે. પરંતુ, આ ગંગરી પેટ આગળ રાખવાથી પેટનો તે ભાગ ઉપસી આવેલો ને કાળાશ

પડતો કહરૂપો બનેલો હોય છે, અને કોઇક વખત તેથી કપડાં સળગી જવાથી બળી જવા જેવા અકસ્માતો પણ થાય છે.

## વેરીનાગ કે વરનાગનો ચસ્મો.

આ સ્થળ શ્રીનગરથી જમ્બુ જતી સડકે ૫૪ માઇલપર છે. તેમાં ૫૧ માઈલ પછી સડકને ડાબે હાથે નીચાણના બદલાતે રસ્તે બીજા ૨ા માઇલની ઉતરાઇએ તે ચસ્મો આવે છે. ચશ્માનું નામ **વેરીનાગ** હોવાથી ૦ાા માઈલપર જેલમ નદીને સામે કિનારે જે ૪૦ થી ૫૦ ઝુંપડાંનું ગામ છે તેનું નામ પણ વેરી-નાગ જ છે. આ સ્થળ અનંતનાગથી ૧૬ માઇલપર છે. રસ્તાની આજુબાજુ બગીચા, લીલાંછમ ખેતરો, ને પર્વતોની નાની નાની ટેકરીઓ આવી રહેલી છે. આ કુંડ ૧૫૦૦ ફૂટની ઉંચાઇના એક વિશાળ પહાડની તળેટીમાં આવેલો છે, ને તે પહાડ કુંડની છેવટની દક્ષિણ દિશાએ ઝાડપાનની ઘાટી ઘટાઓથી ભરપુર શોભી રહેલો છે.

## આખરાનનો પલપલ.

આ રસ્તે અનંતનાગ તરફથી **ખાનાબલ** થઈને જમ્બુને રસ્તે જતાં ૬ થી ૭ માઇલપર એક ગોળ પથ્થર છે. તે આશરે ૦ાા મણ વજનનો છે, ને તેને એક માણુસ ઉઠાવી શકે છે. તેને **આખરાનકા પલપલ** એટલે પથ્થર કહે છે. તેને તેની અસલ જગ્યાએથી બીજે કોઇ પણ ઠેકાણે લઇ જાય છે તો તે પથ્થર એવો ચમત્કારી છે કે પાછો તેની અસલ જગ્યાએ જ જાય છે. તેની પરીક્ષા કરવા કોઇએ અત્રેથી લઇ જઈ તે પથ્થરને દિવાલમાં ચણી લીધો તો ત્યાંથી ઉખડીને આખરાન પથ્થર પોતાની અસલ જગ્યાએ ચાલી ગયો ! એવો ચમત્કાર એ પથ્થરનો છે. આ વાત મેં સાંભળેલી છે પણ જાતે જોઇ નથી.

## વેરીનાગની બળી ગયેલી જીર્ણ ઇમારત.

વેરીનાગના ચસ્મા તરફ જવા માટે પશ્ચિમથી પૂર્વમાં જતી સડકે પ્રથમ ઉત્તરાભિમુખનાં ૫૦ ફૂટની લંબાઇમાં કમાનદાર

દરવાજા જેવાં ૮ થી ૧૦ ફૂટની પહોળાઇનાં ને ૭ ફૂટની ઉંચાઇ-નાં પશ્ચિમથી અનુક્રમે નં. ૧ થી ૫ સુધીના નંબરનાં ૫ મોટાં જીર્ણ થયેલાં ગરનાળાં છે, ને તેમની ઉપર જીર્ણ હાલતમાં પડીને ખરી ગયેલી ઈમારતનું ખંડેર છે.

## વેરીનાગના ચશ્માવાળા કુંડ પર જવાનો રસ્તો.

ઉપલાં ઉત્તરાભિમુખનાં ૫ ગરનાળાંમાંના ૨ જા કે ૪થા ગર-નાળામાં થઈને દક્ષિણાભિમુખે વેરીનાગના ચશ્માવાળા કુંડની ચારે બાજુએ ફરતા પરથાર પર જવાય છે.

## કુંડને ફરતો કોટ.

આ કુંડને ફરતો ૫ ફૂટની પહોળાઇનો ને ૧૦ ફૂટની ઉંચાઇનો અષ્ટકોણાકારનો પથ્થરનો મજબૂત કોટ ચણેલો છે.

## કોટમાંના ગૉખલાઓ.

તે આઠ ખૂણાવાળા આખા કોટમાં કમાનોવાળા ૪ ફૂટ પહોળાઇના ને ૧ ફૂટ ઉંડાઇના કોટડીઓના આકારના મનુષ્ય-પૂર ઉંચા બારણા વગરના એવા એક એક ખૂણામાં ત્રણ ત્રણ **ગૉખલા** કરેલા છે; એટલે, કોટની અંદરના આઠે ખૂણાઓમાંના શરૂઆતના પ્રથમના ખૂણામાંથી પાણીની જતી નહેર વાળું નં. ૩ વાળું; ને કુંડપર જવા આવવાના રસ્તાનાં નં. ૨-૪ એ ત્રણે ગરનાળાનો થતો એક ભાગ જેમાં ગૉખલા નથી, જ્યારે બાકીના ૭ ખૂણાના મળીને ૨૧ ગૉખલાઓ તે કોટની અંદરની દિવાલમાં છે.

આ પરથારમાં ડાબો હાથ કોટ તરફ ને જમણો હાથ કુંડ તરફ રાખી સવ્યમાર્ગે કુંડની પરિક્રમા કરતાં કોટની ભીંત-માંના ગૉખની પહેલી જ કોટડીમાં **એકાદશરુદ્ર** વિગેરે દેવોનાં દર્શન છે.

તેની બાજુની બીજી કોટડીમાંની બારીમાં થઈને કોટની બહાર જે રસ્તો જાય છે ત્યાં ૩૦૦ ફૂટ સમચોરસ જગ્યામાં

મુસાફરને રહેવાની એક માળની **ધર્મશાળા** છે, ને સામે સ્ત્રીઓને ન્હાવા માટે ૨ ફૂટની કુંડાકાર પાણી ભરેલી જગ્યા છે. ત્યાં યોગી મહાત્માને જપ, ધ્યાન ધરવાની એક કોટડી પણ છે.

પાંચમા ગૅાખલામાંથી પણ કોટ બહાર જવાનો રસ્તો છે, જ્યારે ૧૨ મા ગૅાખમાંની ભીંતમાં ૩ ફૂટની ભોંયરાના આકારની જગ્યા છે. તે પછી ૧૭ મા ગૅાખમાં શેષનાગપર જૂની મૂર્તિઓ પથ્થરમાં છે, તેમજ છ છ ઇંચની બે હારોમાં ૨ ફૂટના પથ્થરમાં ઘોડેસ્વાર સહિતની મૂર્તિઓ પણ છે. ૨૧ મા ગૅાખમાં દેવીની બે મૂર્તિઓ ને શિવલિંગ છે, જ્યારે બાકીના ગૅાખલાઓ તદ્દન ખાલી જ છે. નં ૪ ના ગરનાળામાં દાખલ થઇ કુંડની પરિક્રમા કરીને નં. ૨ ના ગરનાળા મારફતે કુંડ જોઇને બહાર નીકળાય છે, ને તે કોટના અંદરથી તે કુંડના કિનારા સુધીમાં કાળા પથ્થરની જડીલીધેલી જમીનવાળો ને જેના ઉપર ફરીને કુંડની પરિક્રમા કરી શકાય તેવો અષ્ટકોણાકારનો ને ૮ ફૂટની પહોળાઇનો, કુંડની ચારે બાજુએ ફરતો પરથાર છે.

## વેરીનાગના ચસ્માનો કુંડ.

તે પછી કાળા પાકા પથ્થરથી ચણેલો, અષ્ટકોણાકારનો, ને જેના એક છેડેથી બીજા છેડા સુધીની લંબાઈ ૧૮ ગજની છે. જેથી ૯ ગજના કંપાસના ઘેરાવાવાળો, અગાધ ને અમાપ જળથી ભરેલો, એક નાના સરખા તળાવના જેવો, જેનારને અજાયબીમાં ગરકાવ કરનારો એવો અદ્દ્ભુત કુંડ છે.

આ કુંડ, બહારથી ન દેખી શકાય એવા તેનાં જળની અંદરની બાજુએ છ છ ગજના કરેલા ત્રણ વિભાગવાળો ૩૦ થી ૪૦ ફૂટની ઉંડાઇનો ને પાતાળ ફોડીને છેક નીચેથી જ ચશ્માની માફક ઉછાળા મારી નીકળતા ૧૮ થી ૨૦ ફૂટ સુધીની ઉંચાઇના ભરપૂર વેગવાળા પાણીનો ચશ્મો છે; પરંતુ પાણીનું લેવલ ૪૦ ફૂટની ઉંચાઇએ હોવાથી તે ઉછાળા આપણા જેવામાં આવતા નથી, જેથી આપણને જેતાં તો તે સ્થિર પાણીવાળો

કુંડ જણાય છે. તેમ છતાં, તેમાંથી **દર મિનિટે હજારો ગેલન પાણી** નીકળીને વહ્યું જાય છે, તે આપણા જોવામાં આવે છે.

આ કુંડનું પાણી આસમાની ભુરા રંગને મળતું હોવાથી બિલોરી કાચને મળતા રંગનું છે, ને તે કુંડનાં પાણીને જાણે ઢાંકી દેતી હોય તેવી અસંખ્ય માછલીઓ આ કુંડમાં તરતી, ઉછળતી, ને આમ તેમ દોડમદોડા કરતી એવી, બે આંગળથી તે બે વેંત સુધીની નાની મોટી જથાબંધ છે.

તે માછલીઓને ખાવા માટે ચણા વિગેરે ખોરાક નાખી શકાય છે, ને જ્યારે તેમને ખાવાનું મળે છે ત્યારે જ્યાં ત્યાં થોક બંધ એકઠી થઈને સામટો ઢગલો થઇ જવાથી પાણી પણ જોસબંધ ઉડે છે, ને તે માછલીઓને નાખેલો ખોરાક પાણીમાં પડતાંની સાથે જ ચડપોચડપ ઉચકી લઈ સ્વાહા કરી જાય છે ( ખાઈ જાય છે) તે જોવાની પણ ઓર મજા પડે છે. એવો આ વેરીનાગ નામના ચશ્માનો અદ્‌ભુત ને ભવ્ય લાગતો, આશ્ચર્યકારક, મનપસંદ ને ખરેખર જોવા લાયકનો કુંડ છે.

## કુંડમાંથી નીકળતા પાણીની બનેલી નહેર.

આ કુંડમાંથી નીકળતું પાણી પ્રથમ કહેલા જીર્ણ ઈમારતમાંનાં જે ૫ ગરનાળાં છે તેમાંના ૩ જા વચલા ગરનાળામાં થઈ ૮ ફૂટની પહોળાઈની નહેર મારફતે ઉત્તર તરફ વહી ગરનાળા બહાર આવતાં ૧૫ ફૂટ લાંબા, ૧૨ ફૂટ પહોળા ને ૩ ફૂટ ઉંડા એવા લંબચતુષ્કોણાકારના એક કુંડમાં જાય છે.

## કુંડમાંથી નીકળતી ત્રણ નહેરો.

તે કુંડમાંથી અનુક્રમે નં. ૧–૨–૩ની પૂર્વ, ઉત્તર ને પશ્ચિમ એમ ત્રણે દિશાઓમાં જતી ૮ થી ૧૦ ફૂટની પહોળાઈની **ત્રણ નહેરો** નીકળે છે.

## તેમાંની ૧ લી પૂર્વ તરફ જતી નહેર.

આ નહેર ૮ ફૂટ પહોળી છે ને તે પૂર્વ તરફ ૨૦૦ ફૂટ સુધી દૂર જઇને પછી ઉત્તર તરફ એક નદીના રૂપમાં વહી ૧૦૦૦

ફૂટ સુધી દૂર જઇ ઉત્તર તરફની વહી આવતી નં. ૨ વાળી નહેર સાથે મળી જાય છે.

## જૂના મહેલનું મકાન.

નં. ૧ ની પૂર્વની નહેર જ્યાંથી ઉત્તર તરફ જવાની શરૂઆત કરે છે ત્યાં, એક ૨૫ ફૂટ ઉંચી ટેકરી પર રાજ્યનું જૂનું મકાન છે.

## અકબર બાદશાહના જૂના મહેલની નિશાનીઓ.

તે જૂના મકાનથી સીધા ઉત્તર તરફ ૪૦૦ ફૂટ દૂર જતાં અકબર બાદશાહના જૂના મહેલનાં ખંડેરોની નિશાનીઓ હાલ પણ દેખાય છે. અત્રે નં. ૧ વાળી નહેરથી બનેલી નદી ઉપર પાકા પથ્થરના ૪૦ ફૂટની લંબાઈના, બાદશાહ અકબરના વખતમાં બાંધેલા બિસ્માર હાલતવાળા પૂલની નિશાનીઓ હાલ પણ મોજુદ છે.

## નં. ૩ વાળી પશ્ચિમ તરફની નહેર બાબત.

કુંડમાંથી પશ્ચિમ તરફ જતી નં. ૩ વાળી ૬ ફૂટની પહોળાઈની નહેરનું પાણી પણ ૧૦૦ ફૂટ દૂર જઈને ત્યાંથી ઉત્તર તરફ ૦ાા માઇલ સુધી વહી તે પણ નં. ૨ વાળી ઉત્તર તરફની નહેરના બનેલા પ્રવાહને મળી જાય છે.

## નં. ૨ વાળી ઉત્તર તરફની સીધી જતી નહેર કે જેલમ નદી બાબત.

તેજ પ્રમાણે કુંડમાંથી નં. ૨ વાળી આ નહેર ઉત્તર તરફ સીધી વહે છે તે પ્રથમ ૧૦ ફૂટની પહોળાઈની હોઈ કુંડથી ૬ ફૂટ દૂર જતાં ત્યાં, ૨ ફૂટ જેટલી નીચાઈએ તેનું પાણી ધોધની પેઠે પડીને પછી ત્યાંથી ૪૦ ફૂટ નહેર મારફતે દૂર જતાં ત્યાં સામે આવેલા બાગમાં આ નહેર વાટે દાખલ થાય છે તે પછી સિધું છેક ૮૦૦ ફૂટની લંબાઇના બગીચામાં નહેર મારફતે જ વહીને છેવટે બાગના ઉત્તર તરફના કોટની બહાર ઢળાણ પડતું ૧૫ ફૂટ ધોધબંધ તે પાણી નીચે પડે છે, ને ત્યાંથીજ નહેરનું રૂપ બદલીને તે વહેતા પાણીની **જેલમ**

**નદી** બની જાય છે. તે આગળ જતાં, તેમાં નં. ૧ ને નં. ૩ વાળી નહેરોનું પાણી પણ મળી જાય છે એટલે વેરીનાગના ચસ્માંમાંથીજ તે ત્રણે નહેરો નીકળી જૂદી પડી પાછી એક થઈ જવાથીજ તેની **જેલમ નદી** બની હોવાથી વેરીનાગનો ચસ્મો તેજ જેલમ નદીનું **મૂળ** કહેવાય છે.

નં. ૧ ના કુંડમાંથી ઉત્તર તરફ જતી નં. ૩ વાળી નહેર કુંડની શરૂઆતથી ૨૫ ફૂટ દૂર જાય છે. જ્યાં નહેરના જમણા કિનારે ૮ ફૂટની ઉંચાઇનું તે ૮ ફૂટ સમચોરસ એવું નાનું **શંકરનું દેવળ** છે જ્યારે નહેરના ડાબે કિનારે પૂજારીને રહેવાની એક માળની **ઓરડી** છે.

## અત્રેનો બગીચો.

આ બગીચાને **જહાંગીરે** પોતાની માનીતી બેગમ **નૂરજહાનને** આરામ લેવાને માટે બનાવ્યો હતો. તેનો વિસ્તાર ૮૦૦ ફૂટ સમચોરસ જેટલો છે ને તેને ૪ ફૂટની ઉંચાઇનો ચારે બાજુએ ફરતો મજબૂત કોટ છે. આ બગીચામાં જવા માટે અંદર જતી નહેરની બન્ને બાજુએ મૂકેલી બારીઓમાં થઈને જવાય છે.

## બાગમાંના રસ્તા.

બાગમાં નહેરની બન્ને બાજુએ નહેરથી છ છ ફૂટ દૂર બાગની શરૂઆતથી તે છેવટ સુધીના સીધા ૮ ફૂટની પહોળાઇની સડકની માફકના સુંદર રસ્તા બનાવેલા છે ને તે રસ્તાઓની બન્ને બાજુએ બબ્બે ફૂટ જેટલી પહોળી જમીનમાં ફૂલોના છોડવાઓ ઉગાડી બાગ અને રસ્તાઓને વિશેષ રોનકદાર બનાવેલા છે.

## બગીચાની નહેરમાંથી પૂર્વ તરફ જતો તે નહેરનો ફાંટો.

બાગની શરૂઆતથી નં. ૨ વાળી ઉત્તર તરફ ૨૦૦ ફૂટ દૂર નહેર જતાં તેમાંથી જમણા હાથ તરફ પૂર્વમાં એક નાની ૨ ફૂટ પહોળી નહેરનો ફાંટો તે નં. ૨ વાળી નહેરમાંથી કાઢેલો છે. તે ફાંટો છેક પૂર્વ તરફ સીધો વહીને તેનું પાણી બાગના કોટ

નીચે મૂકેલા ગરનાળામાં થઈ બહાર ૧૦૦ ફૂટ વહી નં. ૧ વાળી પૂર્વની નહેરમાં મળી જાય છે.

## બાગમાંનો ઉત્તમ પાણીનો ચશ્મો.

આ બાગમાં અગ્નિ ખૂણા તરફ વગર ચણેલો ગોળાકાર ૫ ફૂટના ફરતા ઘેરાવાનો ને ૫ ફૂટની ઉંડાઇનો એક સુંદર ચશ્મો છે. આ ચસ્માના મધ્ય ભાગે ૧ ફૂટ જેટલા ઘેરાવાવાળી જગ્યામાંથી ૦॥ ફૂટ જેટલા ઉંચે ઉછળતા પાણીના ચસ્માનો મનપસંદ દેખાવ જોવા જેવો છે. તેમાંથી નીકળતું પાણી ઉત્તર તરફ બાગમાં જ વહ્યું જાય છે આ આનંદદાયક લાગતો કુદરતની ભરપૂર લીલાથી બનેલો સૃષ્ટિ સૌંદર્યનો આબેહૂબ ચિતાર ખડો કરતો એવો જોવા લાયકનો આ ઉત્તમ ચસ્મો છે.

## બાગમાંની નહેર ઉપરના બે બંગલાઓ.

બગીચાની શરૂઆતથી ૩૦૦ ફૂટ દૂર નહેરના ઉપરજ બંગલા જેવું મકાન છે ને ત્યાંથી આગળ બીજા ૩૦૦ ફૂટ દૂર નહેર જતાં તે નહેર પર તેવો જ બીજો જૂનો બંગલો છે ને તે બન્ને બંગલાની નીચે થઈને નહેર વહી જાય છે.

## બાગમાંનાં ફળઝાડ.

આ બાગ ફરાસીસફરજન અમરૂસફરજન, કડાસફરજન વિગેરે જાતજાતનાં સફરજનો, અખરોડ, નાસપતિ, જરદાળુ, ગરદાળુ, આલુ બોખાર, નાખ, કાળા ને લાલ એમ બે જાતના ગ્લાસો, ને અંગુર વિગેરે જાત જાતનાં અગણિત ફળ ઝાડોપર ખીચોખીચ લાગેલાં ને લચી પડતાં એવાં અસંખ્ય ફળોને લીધે જાણે ફળોનુંજ પ્રદર્શન ભર્યું હોય તેમ દરેક ઋતુને અનુસરતા આશ્ચર્યકારક દેખાવો આખા બગીચામાં ઠેકઠેકાણે નજરે પડે છે.

અમો ગયા તે વખતે ત્યાં સફરજનનાં ઝાડો ફળોથી લચી રહેલાં હતાં ને ત્યાં માળીને પૂછતાં તેણે કહ્યું કે આ બાગનાં ફળો દરસાલ હરાજીથી સરકાર વેચે છે ને તેના આશરે દશહજારથી બાર હજાર રૂપીઆ ઉપજે છે. આ બાગ હાલ પણ

રોકનદારને સુશોભિત છે પરંતુ જહાંગીર બાદશાહે નૂરજહાંનને માટે જે વખતે આ બાગ સત્તરમા સૈકામાં બનાવ્યો હશે તે વખતની તેની અપરપમાર શોભાનું વર્ણન કરવું અશક્ય જ છે. વળી આ સ્થળ કુદરતની નૈસર્ગિક રચનાઓથી તેમજ ઉત્તમ આબોહવાથી જહાંગીર બાદશાહને એટલું વહાલું હતું કે તેણે પોતાનું મરણ પણ આ સ્થળે જ થાય તો ઠીક એવી ઇચ્છા રાખી એવો હુકમ કર્યો હતો કે મરતી વખતે મને આ સ્થળે જ લાવવો ને તેથી તેને છેવટે દિલ્હીથી પીરપંજાલને રસ્તે થઈ અત્રે લાવતાં પુંજના મુલકમાં બહારનગુલની હદના **બરામંગળા** ગામે પહોંચતાંજ તેનો દેહ છૂટી ગયો હતો ! આજ બનાવ આ સ્થળની ઉત્તમતાનો પકકો પુરાવો છે. ઉનાળામાં રહેવા માટે અતિસુખકર ને અત્યંત મનોહર કાશ્મીરની ઘણીખરી સારી જમીનોમાં પણ આ સ્થળને સારરૂપ માનેલી એવી સર્વથી શ્રેષ્ઠ આ જગ્યા લેખાય છે. આ સ્થળ ઉત્તમ આબોહવાવાળું મનપસંદ હોવાથી અત્રે તંબુ ઠોકી રહેવા લાયકની જગ્યા છે પણ વસ્તી વિનાનું સ્થળ હોઈ કોઈ પણ વસ્તુ મળવાનો અત્રે સંભવ નથી તેથી દરેક જોઈતી વસ્તુ મુસાફરે સાથે રાખવી જોઈએ. અત્રેથી પરભાર્યા ૧૪ માઈલને રસ્તે **ઇચ્છાબલ** પણ જઇ શકાય છે એમ અમે સાંભળ્યું છે.

## અત્રેના પૂજારીઓ.

અત્રે સરકાર તરફથી એક પૂજારીને શંકરની પૂજા કરવા માટે કેટલીક જમીન આપીને નીમેલો છે તે પૂજા કરવા ઉપરાંત અભ્યાગત સાધુ વિગેરેને ૦॥। શેર અનાજ, કરમનીભાજીનું શાક મસાલો ને મીઠું વિગેરેનું સદાવ્રત પણ આપે છે.

બીજા બે વગર નીમેલા પૂજારીઓ ચસ્માવાળા કુંડને ફરતા કોટની અંદર બે કોટડીઓના દેવોની પોતપોતાની મેળે પૂજા કરે છે.

## પૂજારીઓની વર્તણુક.

અત્રે આ ત્રણ પૂજારીઓને બીજા બે ત્રણ બ્રાહ્મણો પણ

છે. તેઓ ફક્ત જોવા આવનાર મુસાફરો પાસેથી પૈસા કઢાવવામાં ઘણા જ હુશિયાર છે. આપણે ત્યાંથી પાછા ફરીએ ત્યાં સુધી પોતાની મતલબની વાતો જ કરે છે અત્રે કાંઈ તીર્થયાત્રા નથી, તો પણ અમો પૂજારી છીએ ને ખરો પૂજારી હું છું એમ કહે છે ત્યારે બીજો કહે છે કે ખરો પૂજારી હું છું આ રીતે સર્વે પોતપોતાની ચોપડીમાં આપણું નામ લખાવી લેવાની તજવીજ કરી આવનાર મુસાફરને હેરાન કરે છે માટે તેમને દાન દક્ષિણા કે બક્ષિસ આપતાં પહેલાં આપણે દરેક સામાન વિગેરે સંભાળી લઈ જ્યારે જવાનો વખત થાય ત્યારેજ યોગ્ય લાગે તેને લખી આપીને કે વગર લખ્યે ચાલ્યા જવું. અમે તેઓ સર્વેને છેવટે યથાશકિત દક્ષિણા આપી રાજી કરીને નિકળ્યા હતા.

**અનંતનાગથી** ઘોડાગાડીમાં **વેરીનાગ** જતાં આવતાં ૬ કલાક થાય છે, ને ત્યાં ૪ થી ૬ કલાક ખાવાપીવાનું કરતાં ને જોતાં થાય છે. તેથી, જો સવારે ૬ વાગે નીકળવામાં આવે તો સાંજે ૫ વાગેથી ૬ વાગે અનંતનાગ પાછું દાખલ થઇ શકાય છે. પરંતુ, અમો સવારે ૮ વાગે નીકળ્યા ને અમારી ગાડી ૪ માઇલ જતાં પૈડા ઉપરની લોખંડની વાટ રબ્બર સહિત ભાગીને છૂટી પડી ગઈ, જેથી ગાડી ધીમે ધીમે ચલાવી અનંતનાગ પાછા આવી બીજી ગાડી ૬ા રૂપીએ કરી જવાનું શરૂ કરીને અરધો ફરલાંગ જતાં તેનું પણ રબ્બર અંદરથી નીકળી ગયું ! તેથી બરાબર ૧૨ વાગે ત્રીજી ગાડી રૂપીઆ ૬ અને આઠ આના બક્ષિસના વધારે આપવા કરીને લઇ ગયા હતા. તે ગાડી ને ઘોડો બેઉ સારાં હતાં તેથી રાત્રે ૧૦ વાગે અનંતનાગ પાછાં આવ્યાં હતાં. માટે, મુસાફરે દૂરની જગ્યાએ જવું હોય તો સવારથી જવું, વખત લગાડવો નહીં, ને મોડું થયું હોય તો બીજે દિવસે જવું, કેમ જે કોઇ વખત વરસાદ ને પવનના તોફાનોને લીધે પણ જતાં આવતાં વખત લાગે તેમ પણ બને છે. વળી, ગાડીનું ભાડું નક્કી કરી તેનો ઘોડો તથા ગાડી સારી હાલતમાં છે કે કેમ તે પણ જોઇને જવું, નહિ તો અધવચ



માર્તંડના જુના દેવળના ખંડીયેરોનો દેખાવ

Lakshmi Art, Bombay, 8.

અટકી પડતાં અમારી પેઠે પસ્તાવું પડશે. અમોએ સારા ઘોડા ને ગાડી અત્રેના તહેશીલદારની ઓળખાણથી લીધાં હતાં, છતાં મુસીબત ખમવી પડી હતી. માટે તે બાબત ખાસ તપાસ કરીને જ મુસાફરી કરવી. હવે તો મોટરો ને ટેકસીઓ પણ મળે છે, ને તે છેક વેરીનાગ સુધી જઈ શકે છે, ત્યાં રહેવું હોય તો તંબુ નાખી રહી પણ શકાય છે. જગ્યા ઘણી જ સુંદરતાથી ભરપૂર છે.

આશિવાય જીલ્લામાં **શલીફનાગ, મલીકનાગ, સોના-રૂપોકરી** વિગેરે જોવા લાયક મુખ્ય જગ્યાઓ છે.

એ પ્રમાણે અત્રેનાં મથકો જોઇ પહેલગામ જવાની તૈયારી કરી ત્રણ ઘોડા ગાડીઓ વગેરે પાંચ પાંચ રૂપીએ નક્કી કરી બપોરે મુસાફરી શરૂ કરી હતી.

## દશ્ય ૩ જું.

## અનંતનાગથી પહેલગામ.

### જૂનું માર્તંડનું દેવળ.



અનંતનાગથી માર્તંડ નામના ગામ તરફ સડકને રસ્તે જતાં ૪।। માઇલે જમણા હાથ તરફને બદલાતે રસ્તે થઇને ૧ માઈલ જતાં તેમજ ઇચ્છાબળથી પણ કાચી સડકને રસ્તે ૪ માઇલ આવ્યા પછી સડકથી ૨ ફરલાંગ દૂર જતાં, લગભગ ૧ માઇલની ચઢાઇ ચઢતાં, આ સ્થળે જવાય છે. માર્તંડ તરફથી જતાં જ્યારે માર્તંડ ૧ ફરલાંગ રહે છે ત્યારે **હવે પછી કહેવામાં આવશે તે શાકોલા** નામની નહેર આવે છે.

જેમ શાલેમારને નિશાદબાગમાં એક પછી એક ઉંચાઈએથી ધોધોની માફક પાણી પડે છે તેમ આ નહેરમાં કેટલેક ઠેકાણેથી ઓછામાં ઓછા ૧૦ થી તે વત્તામાં વત્તા ૫૦ ફૂટ સુધીના ઊચેની જમીનમાંથી નીચેની જમીનમાં પડતા, પાણીના ધોધો અત્રે જણાય છે, જે જોવાની પણ વિશેષ મઝા પડે છે, ને ત્યાંથી ૧ ફરલાંગે જૂના માર્તંડને સ્થળે જવાય છે. તે સ્થળને **જુના-માર્તંડ** કે **મચ્ચપવન** પણ કહે છે.

પૂર્વે આ સ્થળે લાખ્ખો માણસોની વસ્તીવાળું મોટું નગર વસેલું હતું. આ દેવળને નગર ધરતીકંપથી જમીનમાં દટાઈ ગયાં હતાં. તેને ખોદી કાઢેલું હોવાથી હાલ તે પડી ગયેલું ને જીર્ણ હાલતમાં છે, એમ જોનારને તરત જ માલમ પડે છે. છતાં, તે દુનિયાનાં ભવ્ય મકાનોની અજાયબીમાંનું એક છે. આ સ્થળને **મચ્ચપવન** ને **માર્તંડમંદિર** કહે છે. ને અંગ્રેજીમાં તેને **ઓલ્ડ માર્તંડ ટેમ્પલ** કહે છે.

આ જીર્ણ દેવળ કોણે ને કયારે બંધાવ્યું તેને માટે જૂદા જૂદા મતો છે. તે સને ૩૪૫ થી ૪૦૦ સુધીના અરસામાં **મહારાજા રામદેવે** બંધાવેલું કહેવાય છે, જ્યારે **મહારાજા લલિતાદિત્યે** આ દેવળને ફરતા કોટની અંદર છૂટી ધર્મશાળા માફકની અડાળીઓ ચારે બાજુએ હરી ફરી શકાય તેવી બનાવેલી કહેવાય છે. પરંતુ, **રાજતરંગિણી** નામના ગ્રન્થમાં તો આ આખું દેવળજ ખાસ લલિતાદિત્યે જ બનાવેલું છે એમ લખે છે, જ્યારે બીજાઓના કહેવા પ્રમાણે સને ૪૮૦ થી ૫૫૫ સુધીમાં **રેનાદિત્ય** રાજાની રાણી **અમૃતપ્રભાએ** આ દેવળ બંધાવેલું છે. કેટલાક કહે છે કે આ મંદિર કોઇ બૌદ્ધ રાજાએ બનાવ્યું હતું, ત્યારે કેટલાકનું કહેવું છે કે આ દેવળ ખાસ પાંડવોએ બંધાવેલું હતું, ને હાલમાં પણ કાશ્મીરી ભાષામાં તેને **પાન્ડીલર** એટલે **પાંડવોનું ઘર**જ કહે છે. આ દેવળ ગમે તેણે બંધાવ્યું હોય પણ હાલ તે જોતાં પાંચ હજાર વર્ષો પહે-

લાંનું બનેલું પુરાતની હોય એમ જણાય છે, છતાં તેનાં અદ્ભુત કામ માટે તે દુનિયામાં જગજાહેર છે. સૂર્યની ઉપાસના કરવા માટે **સૂર્યમંદિર** બનાવ્યું હતું, ને સૂર્યનું બીજું નામ **માર્તંડ** હોવાથી જ આ દેવળનું નામ પણ **માર્તંડનું દેવળ** રાખ્યું છે.

આ ખુલ્લી જગ્યાને ફરતો લાકડાનો કમ્પાઉન્ડ ૭૦૦ ફૂટ ચતુરસ્ર જગ્યામાં છે.

તેના મધ્ય ભાગે ૨૪૦ ફૂટ લાંબીને ૧૫૦ ફૂટ પહોળી એવી લંબ ચતુરસ્ર જગ્યામાં આ દેવળ આવેલું છે; ને તેની ચારે બાજુએ ૪ થી ૬ ફૂટની લંબાઇના ને ૨ ફૂટની પહોળાઈના મોટા પથ્થરોનો, ૧૦ ફૂટની ઉંચાઈનો, મજબુત કોટ બનાવેલો છે.

દેવળમાં પેસવા માટે ૨૫ ફૂટની ઉંચાઈને ૮ ફૂટની પહોળાઇનો પશ્ચિમાભિમુખના દ્વારવાળો ભવ્ય દરવાજો છે, કે જે જોતાં હાલમાં પણ તેના ઉત્તમ કામનો સ્હેજમાં ખ્યાલ આવે તેમ છે. તેનો ઉપલો ભાગ તૂટી ગયેલો છે. તેમાં જવા પછી ૫ પગથીઆં ઉતરતાં દેવળના પહેલા આવતા ખુલ્લા ચોકમાં જવાય છે.

તે ફરતા કોટની જ દિવાલમાં અંદરની ચારે બાજુએ ફરતી ખુલ્લી અડાળીઓવાળી, ૮ ફૂટની પોહોળાઇની, જમીનથી ૩ ફૂટની ઉંચાઈએ, ધર્મશાળા માફકની જગ્યા છે, ને તે ચારે બાજુની પડાળીઓના આગળના ભાગમાં વત્તામાં વત્તા ૧૦ થી ૧૨ ફૂટને અંતરે, કુંભિઓ સહિતના, ૮ ફૂટની ઉંચાઈના ને ૯ ઇંચના ઘેરાવાવાળા, ફરતા ૮૪ થાંભલાઓ છે, ને તે દરેક બે થાંભલાની વચ્ચે અર્ધગોળાકાર, મેહેરાપદાર, અતિ સુંદર કમાનોનાં આરકાં કાઢી, ચારે બાજુની તે ફરતી રવેશને રોનકદાર બનાવેલી છે, ને તેના ઉપર છાપરાની જગ્યાએ પથ્થરોનું ધાબુ બનાવેલું છે.

તે પડાળીથી તે મધ્ય ભાગના દેવળ સુધીમાં ચારે બાજુએ ફરતો તદ્દન ખુલ્લો, ૧૫ ફૂટ પહોળાઈનો, ને પડાળીના લેવલથી ૩ ફૂટની નીચાઈનો છૂટો ચોક છે. તેમાંના શરૂઆતના

દરવાજા તરફ આવેલા તે ચોકમાં દરવાજાની બન્ને બાજુએ ૨૦ ફૂટ સમચોરસને ૩ ફૂટની ઉંચાઈના બનાવેલા ચોતરાઓ હાલ પડત હાલતમાં છે. આ ચોક કોટ તરફની ખુલ્લી પડાળીઓને દેવળના વચગાળે નીચાણમાં આવેલો હોવાથી, એમ જણાય છે કે તેમાં તે સમયે સરોવરની માફક પાણી ભરેલું રહેતું હોવાથી જાણે સરોવરના મધ્યમાંજ આ દેવળ આવેલું હોય તેમ જણાય છે.

એ ફરતા ચોકમાં ૬૪ ઘડીઓ અવંતીપુરના મકાનના જેવીજ છે. જેમાંની કેટલીક ખોદી બહાર કાઢેલી છે, જ્યારે કેટલીક તો હજુ જમીનમાંજ દટાયેલી ને જેનું ફક્ત મોઢુંજ બહાર દેખાય તેવી, પણ હાલ જોવાને મોજુદ છે.

## તે સરોવરના મધ્યમાં આવેલું માર્તંડ દેવળ.

આ દેવળ પાણીના તળીઆની જમીનથી ૮ ફૂટની ઉંચાઈની ને ૬૩ ફૂટ સમચોરસ વિસ્તારવાળી જમીનના નકશીકામથી ભરપૂર ને સુંદર બનાવેલા વિશાળ પાકા કાળા પથ્થરના ચોતરા ઉપર છે. તેમાં પ્રવેશ કરવાને માટે હાલમાં પથ્થરનાં ૧૫ નવાં પગથીઆં ચણાવેલાં છે.

## મુખ્ય દેવળના વિશાળ ત્રણ દરવાજાઓ.

તે પગથીયાં ચડયા પછી, પશ્ચિમાભિમુખના દ્વારનો, ૪૦ થી ૫૦ ફૂટની બે સુમાર ઉંચાઈનો ને ૮ થી ૧૦ ફૂટની પહોળાઈનો, ને તેના છેક ઉંચાઈના ભાગમાં સુંદર કારીગરીથી બનાવેલી ગોળ મેહેરાપદાર ત્રણ અર્ધગોળાકારની કમાનવાળો એવો મુખ્ય દેવળનો ભવ્યને વિશાળ દરવાજો આવે છે, નેતેવા જ બીજા બે દરવાજા ઉત્તરને દક્ષિણાભિમુખના પણ છે. એ રીતે, આ દેવળની ત્રણે દિશામાં અદ્‌ભુતને આશ્ચર્યકારક ત્રણ મોટા દરવાજા બનાવેલા છે. આ દેવળની અંદર ૨૦ ફૂટ લાંબાને ૧૮ ફૂટ પહોળાઈના ત્રણ ખંડો પાડેલા છે.

આ દેવળની અંદરની બાજુની દરેક ભીંતમાં ૫ ફૂટ ઉંચા, ૩ ફૂટ પહોળા ને ૦ાા ફૂટની ઉંડાઈના ગોળ મેહેરાપદાર કમાનોવાળા ગોખલાઓમાં, અને દેવળમાંના સ્થંભોમાં, બ્રહ્મા, શિવ,

લક્ષ્મી, પાર્વતી વિગેરે દેવોની અદ્દ્ભુતને આબેહૂબ કોતરી કાઢેલી ખંડિત થયેલી મૂર્તિઓ, એક શિલ્પકળાના ઉત્તમોત્તમ નમુનારૂપ ખાસ જોવાને વખાણવા લાયકની છે.

આ દેવળની બહારને અંદર એમ દરેક સ્થળે પથ્થરમાંનું કોતરકામ ઉત્તમ પ્રકારનું જોવા લાયક કરેલું છે. તેમજ, તેમાં આશ્ચર્યકારક લાગે તેવી મૂર્તિઓને ચિત્રો ઠેકઠેકાણે આ લેખેલાં છે. પરંતુ, તેમાંનો ઘણો ભાગ ખરી પડી જીર્ણ હાલતમાં દેખાય છે; તેથી તે મૂર્તિ કઈ જાતની ને કયા ધર્મ સંબંધની હશે તે ઓળખી શકાતું નથી. ઇસ્વીસન ૧૯૦૦ સુધી આ દેવળનો ઘણો ખરો ભાગ સારી હાલતમાં હતો એમ કહેવાય છે.

આ અદ્દ્ભુત દેવળ કાશ્મીરની ઉંચી શિલ્પકળાની કારીગરીનો ઉત્તમોત્તમને અજબ નમુનો છે; ને તે જે નજરે જુએ છે તેને જ, તેના અસલી કારીગરીના કામનો ખરો ખ્યાલ આવે છે, અને તેની ખરી ખૂબી પણ નજરે જોનાર જ સમજી શકે તેવું સાનંદાશ્ચર્યજનક તે છે. વળી તેને જોઈને મોટા મોટા ઈજનેરો, કારીગરોને વિદ્વાનો પણ તેને વિષે ઉંચો અભિપ્રાય આપી આશ્ચર્યચકિત થઈ આનંદમાં આવી તેની મુકતકંઠે વાહ-વાહ પોકારે છે, એવો અદ્દ્ભુત, કળા કૌશલ્યતાનો અને કારીગરીનો આ એકદુનિયાભરમાં ઉત્તમ નમુનો છે.

આ દેવળ કોઈ અગાધ શક્તિવાળાએ બનાવ્યું હોય તેમ જણાય છે, અને તે વખતના કાશ્મીરની સંપુર્ણ જાહોજલાલીની તેમજ અલૌકિક શકિતને તેના ઉચ્ચ વૈભવની ઉત્તમ સાબીતી આપે છે. દરેક કામ એવું તો આશ્ચર્યકારક છે કે તે મનુષ્ય કૃતિ નથી, પણ દેવકૃતિ હોય તેમ બધા કહે છે ને તેમ જણાય પણ છે, જેથી તે વખતે કાશ્મીરના લોકો શિલ્પકળામાં કેટલા આગળ વધેલા હશે તેની સહજ કલ્પનાનો ખ્યાલ આવી શકે છે.

## બીજાં જૂનાં ખંડેરો.

ઉપર મુજબનાં ચુરીથી ૩ માઈલપર કાશ્મીરના રસ્તાપર ભાગેલાં દેવળોનાં ખંડેરો છે, જે આપણને અજાયબીમાં ગરકાવ

કરી મૂકે તેવાં છે. તેમજ, શ્રીનગરથી ૧૩ માઇલ દૂર આવેલા **પાટણ** નામના ગામે ભાગેલાં દેહેરાંઓનાં ખંડેરો છે તે પણ જોવા જેવાં છે. સાદીપુરથી દક્ષિણે ૨ાા માઇલને છેટે સિંધને જેલમના મુખ આગળ પૂર્વે થઈ ગયેલા એક તારાજ થયેલા શહેરનાં ખંડેરો છે. પંઢ્રી સ્થાનનાં દેહેરાંઓ, અવંતીપુરનાં દેવળો, વાનઘાટ આગળ પણ અતિ પ્રાચીન દેવાલયોના બચેલા જીર્ણ ભાગો હાલ પણ જોવા લાયકના, પુરાતની કારીગરીના નમુના રજુ કરે છે. તેમજ, લારનાં ખંડેરો પણ જોવા જેવાં છે. એ સર્વે જૂનાં દેવળોને ઈમારતોના જબરદસ્ત થાંભલાઓ, કમાનના મેહે-રાપદાર ભવ્ય આરકાંઓવાળા ઘણી ઉચાઇ પહોળાઈના વિશાળ દરવાજાઓ, તેમની અતિ વિશાળ ઉંચાઈઓ, ચિત્રકળાઓ, ને તેમનાં દરેક પથ્થરનાં સંગીન બનેલાં કામો અદ્ભુત અને આ-શ્ચર્ય પમાડે તેવાં પુરાતની શિલ્પકળાના ઉત્તમ નમુનારૂપ છે ને તે અતિશય સુંદર દેખાય છે. શોચ માત્ર એટલોજ છે કે અગા-ઉના માણસોએ અનેક મુસીબતોને રંજ વેઠી તેમણે અઢળક ખર્ચ કરી, જે અદ્ભુત લાગતી ઈમારતોને દેવળો બનાવેલાં છે, તેમની થયેલી આ દુર્દશા ખરેખર દીલગીરી ઉપજાવનારી છે.

## માર્તંડગામ.

આ જૂનું દેવળ જોઈ પાછા સડકપર આવી આગળ ૦ા માઈલ જતાં **માર્તંડ** નામનું ગામ આવે છે. આ ગામનાં ૪ નામો છે. ૧ **લું-માર્તંડ**, ૨ **જું-મટન**, ૩ **જું-ભવન**, ને ૪ થું-નામ **મચપવન** છે. આ હિંદુ સનાતન ધર્મનું તીર્થસ્થળ છે. અત્રે ૪૦૦ થી ૫૦૦ ઘરની વસ્તી છે, જેમાં ઘણાંખરાં તો **અમરનાથના પંડયા** લોકોનાં જ ઘરો છે. ગામ ઉજળી વસ્તીને લીધે સારૂં છે. અત્રેના પંડયા જરા સુખી હાલતના પણ છે. અત્રે પોસ્ટ, ને તારઓફીસ પોલીસનું થાણું ને સરકારી સ્કુલ પણ છે.

## અત્રેનું માર્તંડ નામે સૂર્યનું તીર્થ.

આ **માર્તંડ** ગામના બજાર આગળ પહેલગામ જતી સડક

ઉપર આ દેવળનો પશ્ચિમાભિમુખનો કમ્પાઉન્ડ છે. તેમાં પ્રવેશ કરી નં. ૨ ને નં. ૧ વાળા કુંડોને કિનારે ૩૦૦ ફૂટ ઉત્તર દક્ષિણ ગમે તે બાજુએ થઈ પૂર્વ તરફ જતાં નં. ૧ ના કુંડની પૂર્વે છેવટે, કુંડથી ૮ ફૂટની ઉંચાઈએ, પહાડની તળેટીમાં પશ્ચિમાભિમુખના દ્વારનું ૭ ફૂટ સમચોરસ, ચતુષ્કોણાકારે ૧૦ હાથની ઉંચાઈનું આ **દેવળ** છે.

## સૂર્યની મૂર્તિ.

દ્વારના સામેની દેવળની ભીંત આગળ ૨ ફૂટ પહોળો, ૪ ફૂટ લાંબો ને ૧ા ફૂટ ઉંચાઈનો એક પથ્થર જડેલો છે. તેની ઉપર ભીંત તરફ, એક આરસપહાણના ૨ ફૂટ લાંબા પહોળા ને ઉંચા એવા મંડપાકારના ગોળ મેહેરાપદાર કમાનવાળા ગૉખલામાં, દક્ષિણાભિમુખે, જેને એક પાછળ એક એમ હારબંધ **સાત ઘોડા** જોડેલા છે, ને **અરૂણ** નામનો હાંકનારો **સારથિ** રથ હાકવા માટે તે ઘોડાઓ આગળ બેઠેલો છે. એવા બનાવેલા રથની અંદર **સૂર્ય**-ની આરસપહાણની દર્શનીય **મૂર્તિ** છે; ને તે ગોળાકાર આરસ-પહોણની બનાવેલી મેહેરાપદાર કમાનમાં બીજા પણ **બાર સૂર્યો**-ની મૂર્તિઓનાં સ્વરૂપો કાઢેલાં છે, એટલે બધાં મળી **તેર સૂર્યો**ની મૂર્તિઓનાં તે ગૉખમાં દર્શન થાય છે.

## ૧ લો વમળ કુંડ.

આ દેવળના દ્વારથી ૪ ફૂટ પશ્ચિમ તરફ દૂર ને ૮ ફૂટની નીચાઈએ, દેવળવાળા પહાડની તળેટીમાં, ૫૦ ફૂટ સમચોરસ ૬ ફૂટ ઉંડો, પાકા કાળા પથ્થરોથી ચણેલો **વમળ** નામે **કુંડ** છે. તેમાં દેવળની નીચે, ૨ાા ફૂટ સમચોરસ માપવાળાં ૪ ગરનાળાં કુંડમાં નીચે કરેલાં છો તેમાંથી જોસબંધ પાણી આવતું દેખાય છે કેટલાક કહે છે કે એ પાણી છેક અમરનાથથી અત્રે આવે છે.

કુંડના પશ્ચિમ તરફના કિનારાપર સૂયના મંદિરના દ્વારની સામે દ્વારવાળા મકાનમાં **લક્ષ્મી નારાયણની મૂર્તિઓનાં દર્શન** છે.

નં. ૧ લાના કુંડમાં પશ્ચિમ તરફના કિનારાના મધ્યભાગ માંથી ૧૨ ફૂટ લાંબી, ૭ ફૂટ પહોળી ને ૧ ફૂટ ઉંડી એવી ઢળાણુ પડતી નહેરમાં પશ્ચિમમાં પાણી જઈને તે નં. ૨, જાના કુંડમાં ૧ હાથની નીચાંઇએ પડે છે,

## ૨ જો કમળ કુંડ.

અત્રે ૨૫૦ ફૂટ સમચોરસ ને ૬ ફૂટની ઉંડાઈનો પાકા કાળા પથ્થરોથી ચણેલો, ને ફરતા લાકડાના કઠેરા સહિતનો, એવો અતિ રમણીય ને વિશાળ બીજો **કમળ** નામનો **કુંડ** છે. તે પૈકી યાત્રીઓ ઘણાખરા વમળકુંડમાં સ્નાન કરે છે, જ્યારે કેટલાક બન્ને કુંડોમાં સ્નાન કરે છે.

આ બન્ને કુંડોનું પાણી આસમાની ભૂરા રંગનું છે, ને તેમાં અસંખ્ય નાની મોટી માછલીઓ છે. તેમને ચણા, રોટલી વિગેરે ખાવાનું મુસાફરો નાખે છે, ત્યારે તેઓ ઉછળીને એક બીજાપર પડી ખોરાક લેવાને દોડાદોડ કરે છે; તે વખતનો દેખાવ જોવાની ઘણી ગમ્મત પડે છે.

નં. ૨ ના કુંડની પશ્ચિમ તરફ શરૂઆતમાં સ્ત્રીઓને ન્હાવા માટે એક ઘરની માફકની બાંધેલી જગ્યામાં જૂદી ગોઠવણુ કરેલી છે. તેમાં નં. **૨** ના કુંડનું જ પાણી આવે છે; ને ત્યાં **હનુમાન-જીનું** દર્શન થાય છે. અત્રેથી પશ્ચિમ તરફ ૬ ફૂટ દૂર, ૧ ફૂટ સમચોરસ જગ્યામાં, ઉછળતા. પાણીનો ચશ્મો પણ છે. જ્યાં બૈરાં ન્હાય છે. ત્યાંથી ૪ ફૂટની નહેર ૮ ફૂટ પશ્ચિમ તરફ વહે છે. ત્યાં એક ૨॥ ફૂટ સમચોરસ ઉછળતા પાણીનો ચશ્મો છે.

## નં. ૩ વાળો કુંડ.

તે પછી ત્યાંથી નહેરનો એક ફાંટો ઉત્તર તરફ ૧૦૦ ફૂટ દૂર જઇ, ૮૦ ફૂટના સમચોરસ એવા જીર્ણ હાલતના નં. ૩ વાળા કુંડમાં જાય છે.

પશ્ચિમ તરફ જતી નહેર સીધી ૨૫ ફૂટ જતાં, ત્યાંથી

૧ ફૂટની નીચાઇએ પડીને સીધી પ્રથમ પેસવાના દરવાજા આગળ થઈને લાકડાના કમ્પાઉન્ડની બહાર જાય છે.

## નં. ૪ નો શિવલિંગવાળો કુંડ.

ત્યાંથી ૪ ફૂટની નહેર ૬ ફૂટ દૂર જતાં, એક ૬ ફૂટ સમચોરસ કુંડના મધ્યમાં શિવલિંગ છે તેમાં જઈ ત્યાંથી તે નહેરનું પાણી ૨ ફૂટની નીચાઈએ પડી પહેલગામ જતી સડક તરફ બહાર ચાલ્યું જાય છે, અને તે પાણી અત્રેથી કેટલેક દૂર જતાં તેનો **મધુદરી** નદી સાથે સંગમ થાય છે. તે થતા સંગમના સ્થળને **ચાકા** કહે છે, અને તે પછીથી નદીનું નામ પણ **ચાકા નદી** કહેવાય છે. ચાકાના સંગમ આગળ સ્નાન, દાન ને શ્રાદ્ધાદિકક્રિયા કરવાનું અધિકપુણ્યપ્રદ ફળ શાસ્ત્રમાં વર્ણવેલું છે.

અત્રેના બ્રાહ્મણોના બે પક્ષ છે; જેમાંનો દેવી સંપ્રદાયનો પક્ષ છે તે માંસાહારી છે, જ્યારે બીજો શૈવી સંપ્રદાયનો છે જે માંસ ખાતા નથી, ને તે અન્નાહારી છે. જે અન્નનો આહાર કરનારા શૈવી સંપ્રદાયના બ્રાહ્મણો છે તે જ અમરનાથના ગોર (પંડયાઓ) છે એમ મેં સાંભળ્યું છે.

## પંડયાઓ બાબત.

અમરનાથના ગોર (પંડયાઓ) આ ગામમાં રહે છે, ને તેઓ યાત્રીને સામા લેવા છેક શ્રીનગર સુધી જઈને તેની પુઠ પકડે છે, ને ચોપડા કાઢી ભળતાં નામ, ઠામ વંચાવે છે. ના કહેવા છતાં તે વળગ્યાજ રહે છે, અને પોતાની મતલબની વાતો કરી હરકોઈ રીતે પોતે તેના પંડયા બની અમરનાથ લઈ જવાની યુક્તિ કરે છે, અને વચમાં માર્તંડ, જે પંડયાનું ગામ છે, ત્યાં ઉતારી યજમાનોની આગતાસ્વાગતા કરી, પૈસા કઢાવવાની તદબીર પૂરેપૂરી રચે છે ને છેવટે પોતાના ચોપડામાં યાત્રીનું નામ, ઠામ, ગામ વિગેરે નોંધીને યાત્રી પાસે સહી કરાવી લે છે. અમને ગોર ઘણા મળ્યા હતા, પણ કોઈને ગોર કર્યો નહોતો, પરંતુ માર્તંડમાં સૂર્યનારાયણની મૂર્તિનાં દર્શન, તીર્થસ્નાન ને

દાનદક્ષિણા આપવા માટે, માર્તંડમાંજ, પંડયા બડાભાઈ દીનાનાથ એઓને પંડયા કર્યા હતા તેમના છોટાભાઈ લક્ષ્મીનાથ, પિતા રાઘવરામ, અટકે પુરોહિત, ઠેકાણું–દેશ રીસાયત કાશ્મીર, તેશીલ અનંતનાગ, સરકારી ડાકખાના ભવન ને તીર્થ માર્તંડ, મુ. માર્તંડ. અત્રે ત્રીજેત્રીજે વર્ષે આવતા પુરુષોત્તમમાસ (અધિકમાસ)માં, તેમજ દરવર્ષે અમરનાથની યાત્રાએ જતી વખતે તથા યાત્રા કરીને આવતી વખતે પણ અત્રે મેળો ભરાય છે. તે વખતે, લાકડાં, પિતળ, ને કાંસા કામનાં વાસણોની બનાવટો માટે, કાશ્મીરમાં આ ગામ મશહૂર છે, તેથી અત્રે ભરાતા મેળાના સમયે બનતો દરેક જાતજાતનો તરેહવાર માલ, અત્રે વેચવા માટે લાવે છે.

## અરિરાજ કે બુમજુની ગુફા.

માર્તંડથી પહેલગામ જતાં ૦।।। માઇલ પર **બુમજુ** નામે **ગામ** છે તેનું અસલ નામ **ભીમદ્દીપ** છે. ત્યાંથી બે ફરલાંગ પહેલાં સડકના જમણા હાથે ૧૦૦ ફૂટ દૂર જઇ ૫૦ ફૂટ ઉંચે એક પહાડપર ચઢતાં **ગુફા** આવે છે તેને બુમજુ ગામ આગળ હોવાથી **બુમજુની** ગુફા કહે છે, પરંતુ તે ગુફા **અરિસિંહ** નામના રાજાએ બનાવેલી હોવાથી તેનું ખરૂં નામ તો **અરિ-રાજની ગુફા** છે.

આ ગુફા ઘણી લાંબી છે એમ કહે છે. આ ગુફામાં પ્રવેશ કરવાને દ્વાર નથી, પરંતુ ચીપીઆના આકારની નીચેથી પહોળી, ઉપરથી સાંકડી, ૭ ફૂટની ઉંચાઈની ને ૩ થી ૪ ફૂટની પહોળાઈના રસ્તાવાળી તે ગુફા છે.

આ ગુફામાં અંધારૂં છે, તેથી જે ત્યાંનો દેખાડનાર સાથે આવે છે તે ચીડના ઝાડની લાકડી સળગાવી તે સાથે અંદર આવીને બતાવે છે. તેને બક્ષિસ આપવી પડે છે. જો કોઈ તે બતાવવા સાથે ન આવે તો પોતાની પાસે ફાનસ, મીણબત્તી, કે સર્ચ-લાઈટ રાખીને, અથવા કોઇ પણ જાતના અજવાળાનો પ્રકાશ ને દીવાસળીની પેટી સાથે રાખીનેજ જોવા જઇ શકાય છે, અને ગુફા જોવા જેવી પણ છે.

ગુફામાં ૧૦૦ ફૂટ દૂર જતાં, ડાબે હાથે ઘરના આકારે ચતુષ્કોણાકારની ગુફા, ૮ ફૂટ સમચોરસ જગ્યામાં આવે છે. તેમાં ૨ ફૂટ સમચોરસ ને ૧ ફૂટ ઉંચાઇનો ઘડેલો પથ્થર છે. આ પથ્થર એક મહાત્મા તપ કરતા હતા તે અત્રેજ મરી ગયા હતા. કહે છે કે પ્રથમ આ ગુફામાં એક યુરોપીઅન ૧૬ દિવસનો ખોરાક પાણી લઇને અંદર ગયો હતો. તે આઠ દિવસ સુધી અંદર ચાલ્યો ગયો પણ કંઇ પત્તો લાગ્યો નહિ. તેથી તે પાછો આવ્યો સાધારણ રીતે ગુફામાં ૧૦૦ ફૂટથી વધારે આગળ કોઈથી જવાતું નથી. કહે છે કે તે ગુફા છેક ચીન સુધીની લંબાઇની છે, ને પૂર્વે જ્યારે શિયાળામાં બરફ બહુ પડતો ત્યારે આ ગુફાને રસ્તે ચીન જવાતું હતું. આવી દંતકથા છે, પણ તે વાત ખરી માનવા જોગ નથી.

## બુમજુ ગાંમની ગુફામાંનું શંકરનું દેવળ.

બુમજુની ગુફાથી પહેલગામ જતી સડકે ૨ ફરલાંગ દૂર જતાં **બુમજુ** નામનાં ૪૦ થી ૫૦ ઘરનાં ગામમાંજ, જ્યાં પ્રથમ **લેધર નદી** જણાય છે ત્યાં સડકથી જમણે હાથે એક ગલ્લીના નાકા ઉપર મારેલા પાટીઆમાં આ પુરાતની દેવળ બનાવવાના વખતના અંદાજનો લેખ લખેલો છે, તેથી જણાય છે કે આ દેવળ પાંચ હજાર વર્ષો પહેલાં બનાવેલું હતું. આ સાંકડી ગલ્લીની અંદર ૧૦૦ ફૂટ દૂર સીધું ગયા પછી જમણા હાથ તરફ ૩૦ પગથીઆં ચઢતાં, શંકરની ગુફામાં પ્રવેશ કરવાનું દ્વાર આવે છે. તે દ્વારના બહાર ડાબે હાથે એક ખુલ્લી જમીનમાં મોટું મનુષ્યપૂર ઉંચું **શિવલિંગ** છે. દ્વારમાં પેઠા પછી ૨૦ ફૂટની ઉંચાઇની ૨૮ ફૂટ લાંબી, ને ૨૨ ફૂટ પહોળી એવી આ કુદરતી **ગુફા** બનેલી છે, ને દ્વારમાંથી અંદર આગળ જવા માટે પગથીઆં મૂકેલાં છે. ત્યાંથી ૨૨ ફૂટ અંદર ચઢીને જતાં ગુફાનો છેવટનો ભાગ આવે છે.

ત્યાં **ગુફામાંનું દેવળ** પાકા પથ્થરોમાં કાઢેલા નકશીના ઘડતર કામથી બનાવેલું, ઘણું જૂનું ૬ ફૂટની ઉંચાઇનું ને ૫ ફૂટ

સમચોરસ જગ્યામાં **શિવમંદિર** આવે છે, ને તેમાં **શંકરનું લિંગ** છે, ને શંકરનું નામ **વામદેવ** કે **ભીમદેવ શંકર** છે. આ દેવળ મહારાજા **ભીમસિંહે** પાંચ હજાર વર્ષોપર બનાવેલું હોવાથી, રાજાના નામ ઉપરથીજ શંકરનું નામ **ભીમકેશ્વર** કે **ભીમદેવ** રાખેલું છે. કેટલાકનું કહેવું એવું છે કે આ શંકરનું નામ **ભીમેશ્વર** છે, ને આ દેવળ પાંડવોએ બનાવેલું હતું. દેવળ જોઇ સડકપર પાછા આવી ૩૦ ફૂટ દૂર જતાં જમણે હાથે પૂર્વે જે બે દેવળો હિંદુઓનાં હતાં, તેમનો હાલ મુસલમાનોએ કબજે કરી મસજીદો બનાવી છે. અત્રેથી સડકની જમણી બાજુને રસ્તે ૦ાા માઇલે **ભર્ગસખા દેવીના સ્થળે** જવાય છે.

માર્તંડ છોડયા પછી મુસલમાન પુરૂષો ને બાળકો "બાબા કુછ દો" કરી માગવા સારૂ મુસાફરોની પુંઠ પકડે છે, ને તેઓ જૂદીજૂદી ઋતુમાં તૈયાર થતાં ફળો, જેવાં કે અખરોડ, સફરજન વિગેરે વેચવાને પણ રસ્તા ઉપર આવીને બેસે છે. સડકને રસ્તે મસજીદથી આગળ જતાં ૩ માઇલે **મગશું** ગામે પાણીનો ચસ્મો ને **ચક્રેશ્વરી** દેવીનું સ્થાન છે. તે પછી ૧ાા માઇલ જતાં **મુલગામ** નામે ગામ આવે છે. ત્યાં પણ પાણીનો ચસ્મો, મંદિર ને ધર્મશાળા છે. તેમજ રાજા **શદુમતીનું** બનાવેલું **સહસ્રલિંગ મહાદેવનું** સ્થાન છે. તે પછી **અસ** મુકામનો **પડાવ** આવે છે.

**શાકોલા નામની મોટી નહેર** (કેનાલ)

અત્રે અસ મુકામથી ૩ાા માઇલ પર પેહેલ ગામ તરફથી લેધર નદીમાંથી નીકળતી **શાકોલા** નામની પાણીની નહેર ૧૦ થી ૧૨ ફૂટની પહોળાઇ ને ૩ ફૂટની ઉંડાઇની, નદીના જેવી મુસાફરને આશ્ચર્ય ઉપજાવતી, ઘણી જોસબંધ વહે જાય છે. અસ મુકામ આગળ થઇ પહાડો પરથી પાણીની જે નેહેર માર્તંડ તરફ ચાલી આવે છે, તે નેહેરને **શાકોલ** નેહેર કે માર્તંડ નેહેર કહે છે. એ નેહેર મહારાજા **રામદેવે** બનાવી હતી, ને તે વખતે તેનો ઘણો સારો ઉપયોગ પણ થતો હતો. તે પછી તે નેહેરનો થતો ઉપયોગ કેટલાક વર્ષો સુધી બંધપડી તે નેહેર

તૂટી ફૂટી જીર્ણ હાલતમાં પડી હતી. તેને મહારાજા પ્રતાપસિંહે સંવત્ ૧૯૦૧માં પૂરતી મરામત કરાવી પી. ડબ્લ્યુ. ડી. ખાતાની મારફતે અસલ હાલતમાં લાવી ચાલુ કરી છે, જેથી હાલમાં વસ્તીનો વધારો થયો છે અને પડતર રહેલી લાખો એકરની બીન ઉપયોગી જમીનમાં મોટા પ્રમાણમાં ખેતીવાડી થાય છે, ને પુષ્કળ અનાજ પાકે છે, તેથી મહારાજાને પણ તેની દરસાલ લાખો રૂપીઆની આવક થાય છે.

આ અસ મુકામના સ્થળે પૂર્વે જનક નામના ઋષિએ તપશ્ચર્યા કરી હતી તેથી આ સ્થળને **જનકમહેલ** પણ કહે છે. આ પવિત્ર ઋષિને હિંદુઓ **જનકઋષિ** કહીને માનતા ત્યારે મુસલમાનો તેમને **જીનેશા** કહીને માનતા હતા, એટલે હિંદુ ને મુસલમાન બન્ને કોમો તેમને પૂર્ણશ્રદ્ધાથી માનતી હતી, ને તે બન્ને કોમોના લોકો તેમના શિષ્યો પણ થતા હતા.

## અસ મુકામ કે જનક મેહેલ

આ સ્થળે મુસલમાનોની **મસજીદ** સડકથી આશરે ૩૦૦ ફૂટની ઉંચાઇની સીધી આકરી ચઢાઇના પહાડ પર છે, ને તેને **જનકમેહેલ** પણ કહે છે ને ત્યાંથી ૦ાા ફરલાંગ દૂર, **અસ મુકામ** નામનું ગામ પણ છે. મસજીદની શરૂઆતમાં, ૧૫ પગથીઆં ચઢતાં એક પાણીનું ઝરણું ઉંચેથી પડે છે. ત્યાંથી ઉંચે ચઢતાં, ડાબે હાથે નિમાજ પડવાની ૬૦ ફૂટ સમચોરસ જગ્યા આવે છે. ત્યાં ન્હાવાને માટે ૬ કોટડીઓ બનાવેલી છે, ને શિયાળામાં નિમાજ પઢતાં ટાઢ ન વાય તેને માટે આ ખંડની નીચેની બાજુએ દેવતા સળગાવે છે, જેથી ઉપરનો ખંડ ભર શિયાળામાં પણ ગરમ રહેછે.

આ કુંડની ઉપલી બાજુએ, ૩ ફૂટની ઉંચાઇ પર છાપરા સહિતના ૩ ખંડનું રૂડું મકાન છે. તે ૫૦ ફૂટ લાંબું ને ૧૫ ફૂટ પહોળાઇનું છે. ત્યાંથી આગળ જતાં એક મોટું ૮૦ ફૂટ લાંબું ને ૭૦ ફૂટ પહોળું નિમાજ પઢવાનું મકાન છે. તે મકાન

આગળ રસ્તાની જમણી બાજુએ, ૧૫ પગથીઆં ચઢીને જતાં, ત્યાં આગળ પાણીનો ૨૦ ફૂટ સમચોરસ કુંડ આવે છે, ને તેની ઉપલી બાજુએ નિમાજ પઢવાની ખુલ્લી જગ્યા ૬૦ ફૂટ સમચોરસ છે.

## અત્રેનો વિશાળ ચોક

તે નિમાજ પઢવાના ૮૦ ફૂટ લાંબા મકાનની બાજુની બારીમાંથી ૮ પગથીઆં નીચે ઉતરતાં, પથ્થર જડેલા ૨૦૦ ફૂટ લાંબા ને ૨૫ ફૂટ પહોળા એક મોટા ચોગાનમાં જવાય છે. તે ચોગાનની સામી બાજુએ પહાડના કિનારા તરફ, ૨ ફૂટ ઉંચી, ૨૦૦ ફૂટ લાંબી ને ૬ ફૂટ પહોળી, પથ્થરો જડેલી છાપરા સહિતની ખુલ્લી પડાળી છે, તેમાંથી સડક તરફના દેખાવ જોઈ શકાય છે. તે પછી જમણા હાથ તરફ જ્યાં ચોગાન પુરૂં થાય છે ત્યાં, એક ૧૦ ફૂટ સમચોરસ ઓરડીમાં દક્ષિણાભિમુખની નાની બારી આગળ મુસાફરો ઉભા રહે છે, તેઓને ત્યાંનો રક્ષક કહે છે કે, હઝરત મુસાના વખતમાં તેઓએ અહીંઆં બકરીને મારીને જીવતી બનાવી હતી, અને તે વખતની તેમની પાવડીઓ તીર કામઠું, ને નવ મણિકાઓની પથ્થરની માળા હાલ મોજુદ છે, ને તે પણ બતાવે છે. તે બધું એક ૩ ફૂટ લાંબા ને ૧ ફૂટ પહોળા પાંજરામાં મૂકી રાખેલું હોય છે.

## જનક મેહેલની પીરની ગુફા.

તે પછી ચોગાનના મધ્યભાગે પૂર્વમાં પશ્ચિમાભિમુખનું મસજીદનું દ્વાર આવે છે, જેને તેઓ **પીરનીજારત** કહે છે, તેમાં દાખલ થવાય છે, શરૂઆતમાં ૪ ફૂટના પહોળા પહાડની ગુફામાં જવાની રસ્તાની બન્ને બાજુ હાથ ઉંચાઈવાળી જગ્યામાં થાંભલા સહિતના ૨૫ ફૂટ લાંબા ને ૬ ફૂટ પહોળા ઓટલા આવે છે, જેથી ૨૫ ફૂટ સીધા ગયા પછી ૩ ફૂટની ઉંચાઇની નાની બારી આવે છે. તેમાં પેઠા પછી પાછા સીધા ૧૦ ફૂટ દૂર જતાં ડાબે હાથે ઉત્તર તરફના ૩ ફૂટ જેટલા ઉંચાઇના પોલાણમાં નીચા નમીને અંધારામાં ૬ ફૂટ જેટલું જવું પડે છે. તે પછી

૬ ફૂટ સમચોરસ જેટલી ગુફાવાળી જગ્યા આવે છે. ત્યાં દીવા બળે છે, ને પહાડની આ ગુફામાં પીરની પથ્થરની કબ્બર છે, ને તેને **જનકુરાજાની કબ્બર** કહે છે. ત્યાં પથ્થરમાં સાપને મારવાનો આકાર પણ કાઢેલો છે. તે જોઈ ગુફાંમાંથી તેજ રસ્તે પાછા બહાર નીકળી પ્રથમના ચોગાનમાં અવાય છે, ને જે રસ્તેથી આવ્યા તેજ રસ્તે પાછું સડકપર આવવું પડે છે, આ પહાડ ઉપર ચઢતાં ૦।। કલાક, ઉતરતાં ૦। કલાક, ને જોતાં ૦। કલાક એમ બધો મલી ૧ કલાક લાગે છે. ત્યાં જોવાને જે મુસાફરો જાય છે તેમની પાસે ગુફામાં પૂજારીઓ ભેટ ધરાવવાનું કહે છે, અને કોટડીની તરફ કમાન આગળ બેઠેલો ફકીર ભેટ દક્ષિણા માગે છે. એટલું જ નહિ પણ, ત્યાં હાજર રહેલા મુસલમાનો પણ મુસાફર પાસે દાનપુણ્ય કરાવવાની યાચના કરે છે, અને બધું બતાવનાર પણ બક્ષિસ માગે છે.

અત્રેથી ૩।। માઇલ દૂર જતાં, લેધર નદીમાંથી સાકોલા નામની નેહેર નીકળે છે. ત્યાં, સરકારી નેહેરના રક્ષણનેમાટે નીમેલા માણસો સહિત એક **અધિકારી** પણ રહે છે. ત્યાંથી આગળ **ગણેશબળ** આવે છે, જ્યાં ગણપતિનું નાનું મંદિર છે. તે પછી ૧ માઈલે પહેલગામ આગળનું મુસાફરોને રહેવાનું સ્થળ આવે છે.

એ પ્રમાણે અનંતનાગથી નીકળી દરેક રસ્તામાં આવતાં સ્થળો જોઇને તેજ દિવસે છેક સાંજે અમો શ્રીનગરથી ૫૯ માઈલપર આવેલા પહેલગામમાં દાખલ થઈ **વજીરચંદ એન્ડ સન્સની** કંપનીમાંથી બાર બારની સાઇઝનો ૧ ને બીજો આઠ આઠની સાઈઝનો તંબુ તેમજ ત્રણ ખાટલા, બે ખુરશીઓ, એક ફાનસ, પેશાબ કરવાનું વાસણ વિગેરે જોઇતો સામાન ૫૪ રૂપીયાના એક મહીનાના ભાડાથી ખરીદી, નાયબ તેશીલદારના મુકામ આગળ સડકની ડાબી બાજુની ખુલ્લી જમીનમાં તંબુ ઠોકાવીને રહ્યાં હતાં.

## પહેલગામ.

આ સ્થળ સમુદ્રની સપાટીથી ૭૨૦૦ ફૂટની ઉંચાઇએ છે. અત્રેની આબોહવા ઘણીજ સરસ છે, તેથી ઘણા યુરોપીઅનો

તેમજ કેટલાક દેશીઓ હવા ખાવાને માટે અત્રે આવી તંબુઓમાં રહે છે. આ સ્થળની આજુબાજુના પહાડો, વનસ્પતિ ને ઝાડોની ઘાડી ઘટાથી ભરપૂર હોવાને લીધે અત્રેની વનલીલા અલૌકિક આનંદ આપનારી છે. લેધર નદીની સામી પારના દૂરદૂરના દેખાવો અત્યંત આનંદદાયક લાગે છે. જ્યાં ત્યાં પહાડોપર લીલું કુંજાર જેવું સુશોભિત વન મુસાફરોની આંખોના તેજને વધારનારૂં ને જોતાં આનંદદાયક લાગે તેવું છે. વળી તરેહ તરેહનાં પક્ષીઓનાં મધુરા ગાયનોના આવતા અવાજથી પણ નવી મોજ પૂરી પાડી શકાય છે, ને તેથીજ હવાખાવાને માટે આ એક રમણીયતાથી ભરપૂર, શાન્તિને આપનારૂં, શરીરની સુખાકારીને વધારનારૂં, અને ચોતરફથી ખુલ્લા મેદાનવાળું, ઉત્તમ સ્થાન છે. મોસમમાં પોસ્ટઑફિસ ને તારઑફિસ ખોલવામાં આવે છે ને નાયબ તેશીલદાર પણ અત્રે આવીને રહે છે.

તેમજ હવે તો કાશ્મીરવાળુ ખાલસા હિન્દુ હૉટેલ પણ સીઝન દરમિયાન અત્રે તંબુઓમાં ખોલવામાં આવે છે, તેથી જેને તેમનું ખાવાનું ખપતું હોય તેમને જમવા ને રહેવાની સગવડ, જેટલો વખત રહેવું હોય તેટલા વખત માટે કરી આપે છે.

તેમજ, હવે અત્રે વધારે લોકો આવતા હોવાથી સીઝનમાં મોટરલારીઓ પણ હમેશાં ચાલુ આવે છે, તેથી અગત્યની જોઈતી વસ્તુઓ તે મોટરવાળા સાથે બંદોબસ્ત કરી મંગાવી શકાય પણ છે, અત્રે રહેવા માટે નવાં ઘર ને બજારના વધારાની દુકાનો બનતી જાય છે, દૂધ ચોકખું પૂરતા પ્રમાણમાં ને સસ્તું મળે છે, લાકડાં ઘણુંજ સસ્તાં વેચવા માટે મજુરો આવે છે, અત્રે તંબુ ને જોઈતું ફરનીચર પણ ભાડેથી મળી શકે છે.

વળી, સડકની પૂર્વ તરફના પહાડની ટેકરી ઉપર, પોસ્ટ-ઑફિસ, તેમજ ખોરાકી સામાન, શાકભાજી વાળા, ફોટો વેચનારા, ને ફ્રુટવાળાની મળીને ૮ થી ૧૦ દુકાનો સીઝનમાં હોય છે, છતાં અમરનાથની યાત્રા દરમ્યાન તો કેટલીક નવી કામ ચલાઉ દુકાનોનું બજાર ત્યાંજ સડક ઉપર ભરાય છે. તે ટેકરીની નીચેની

તળેટીમાં સડકના ઉપર પાકા પથ્થરનું ચણેલું નાયબ તેશીલદારને રહેવાનું મકાન પણ છે.

## અત્રે મુસાફરોને રહેવાનાં રહેઠાણો.

મટન સુધી બારે માસ મનુષ્યો રહી શકે છે, પરંતુ **પહેલગામ**માં તો ત્યાંના પહાડી વતનીઓજ બારે માસ બરફમાં પણ રહી શકે છે. મુસાફરો તો જુલાઈથી સીઝનમાંજ આવીને રહે છે, જેથી તે વખતેજ વિશેષ વસ્તી હોય છે.

અત્રે મુસાફરોને રહેવાને માટે મકાન હોતું નથી, તેથી અત્રે દરેક જણને તંબુમાંજ રહેવું પડે છે. આ મથક કાશ્મીરમાં સૌથી સરસ વધારે હવા પાણીની અનુકૂળતાવાળું ને આરોગ્યવર્ધક હોવાથી, તેમજ શ્રીનગર જેવા શહેરોમાં રહેવા માટે હાઉસબોટ કે ઘરનું ભાડું મોઘું પડવાથી, તેમજ અત્રે પોતાની શકિતને અનુસાર મરજી મુજબ થોડા ખર્ચમાં તંબુમાં રહી શકવાથી, તથા યુરોપીઅન રીતરિવાજની દરેક સગવડો તંબુમાં મળી શક્તી હોવાથી, ને વિશેષ ટાઢને લીધે વિલાયતને મળતી યુરોપીઅનને પસંદ પડતી ઉત્તમ આબોહવા વિગેરે તેવાંજ કેટલાંક સગવડ ભરેલાં કારણોને લીધે ઘણાં યુરોપીઅનો અત્રેજ સીઝનમાં આવે છે. કાશ્મીરમાં કેટલાંક સરકારે નક્કી કરેલાં સ્થળોની સપાટને છુટી જમીનમાં વગર ભાડે તંબુ નાખીને રહેવાની છૂટ છે, પરંતુ હું જ્યારે બીજી વખત કાશ્મીર ગયો તે વખતે ત્યાં પહેલગામમાં મેં સાંભળ્યું કે હવેથી દર માસે રૂ. ૫ તંબુ દીઠ ભાડું લેવામાં આવશે, ને તે પ્રથમના એક માસના આપેલા ભાડાની પહોંચ આપણને આપશે. તે પહોંચ બતલાવવાથી માસ પૂરો થતા સુધીમાં ગમે તે સ્થળે જ્યાં જ્યાં તંબુ ઠોકવાની જગ્યા હોય ત્યાં ત્યાં તંબુ નાખી જુદે જુદે સ્થળે રહી શકાશે. માસ પુરો થવા બાદ વધારે રોકાવું થાય તો બીજા માસનું ભાડું નવું આપવું પડશે, પરંતુ એ કાયદો હજી અમલમાં મૂકાયો નથી. અને જેવા જોઈએ તેવા ઘણી જાતના નાના મોટા તંબુઓને તેમને લગતો દરેક જાતનો સામાન, શ્રીનગરમાં કે

પહેલગામમમાં ભાડેથી મળી શકે છે. તંબુની ઘણી ખરી એજન્સીઓ શ્રીનગરમાં અમીરાકદલથી જેલમના ચઢતા પાણી તરફ છે.

## આ દેશમાં તંબુ નાખી રહેવાનાં સ્થળો.

શ્રીનગરમાં ચિનારબાગ, સોનાવરબાગ, મુનશીબાગ, નશીમબાગ, તેમજ શ્રીનગરથી બહારની બાજુએ, ગંધરબળ, માનસબળ, સુનમર્ગ, ગુલમર્ગ, ઇચ્છાબળ, વેરીનાગ, કુકન્નાગ, પહેલગામ ને ચંદનવાડી છે.

## કાશ્મીરમાં તંબુમાં રહેવા બાબત

તંબુમાં રહેવાનું તદ્દન સુખરૂપ તો નથી જ, પરંતુ ઘર કે બંગલામાં રહીને પર્વતો, જંગલો, નદીઓ, સરોવરો, ખીણો ને બગીચાઓ જેવાં મેદાનો, જાતજાતનાં મોટાં ઝાડો વિગેરેના મનપસંદ દેખાવો ને અજબ ગુણકારી આબોહવા ખાવાનો લાભ લઈ શકાય નહિં તેથી તે માટે તો ખુલ્લી જગ્યામાં તંબુ ઠોકીને રહેવું તેજ એક નવી મોજ પૂરી પાડી, બળ બુદ્ધિ ને આયુષ્યની વૃદ્ધિ કરનારૂં લેખાય છે.

## પહેલગામમાં તંબુ ઠોકવાના સ્થળ બાબત

સડકની જમણી બાજુએ પૂર્વ દિશાએ, નાયબ તેશીલદારના મકાનથી જ્યાં ઉંચે પોસ્ટ ને બજાર છે. તે પહાડ તરફ યુરોપીઅનો રહે છે, જ્યારે સડકથી પહેલગામ તરફ જતાં ડાબી બાજુએ પશ્ચિમ દિશા તરફ, સડકથી ૫ ફૂટની નીચાઈએ, ૨૦ વીઘાના વિસ્તાર જેટલી ઘણે ભાગે સપાટ લેવલવાળી જમીનમાં, દેશીઓ તંબુ ઠોકીને રહે છે. તે પછી નદીની નીચાણની જગ્યામાં પણ રહેવાય છે, પણ ત્યાં રહેવું ઠીક નથી, કેમ જે ઉપરના ભાગમાં રહેનારાઓ નીચેના ભાગમાં દિશાએ જવા જાય છે, તેથી ત્યાં ગંદકી થાય છે, ને દુર્ગંધ મારે છે. તેવી રીતે, **લેધર** નદી કે જેને **લેધરવેલી** કે **અંગ્રેજીમાં લીડરવૅલી** કહે છે તે નદીના કિનારાની ખડબચડી પણ થોડી સપાટ જમીન છે, ત્યાં પણ તંબુ ઠોકીને કેટલાક રહે છે. તે સિવાયની પણ કેટલીક સપાટ

જમીનો પહેલગામ તરફ જતાં સડકની બન્ને બાજુએ છે ત્યાં પણ તંબુ ઠોકીને રહેવાય છે.

## તંબુની સાઇઝ બાબત

વળી જેઓને તંબુ વધારે સુખ સગવડવાળો જોઇએ તેમણે બારબારનો કે તેથી વધારે માપવાળો લેવો, કારણ કે તેવો મોટી સાઇઝનો તંબુ વસ્તીવાળા ભાગોમાં રાખવો ઠીક છે, પણ અમરનાથના રસ્તામાં તો આઠઆઠની સાઇઝથી મોટો તંબુ રાખવો સારો નથી, કેમ જે વરસાદ, પવન વિગેરેના સપાટામાં તે ઉડીને ફાટી જવાનો વધારે સંભવ છે. જો વધારે માણસો હોય તો આઠઆઠની સાઇઝના વધારે તંબુ લેવા, પણ તેથી મોટી સાઈઝનો એક તો લેવો જ નહિ. તંબુ ઠોકી તેની ચારે બાજુએ વરસાદનું પાણી તંબુમાં દાખલ ન થાય માટે ૬ ઇંચ ઉંડાઈની ને ૪ ઈંચ પહોળાઈની ચર (પાણીને જવાની નીક) ખોદાવવી.

## તંબુમાં રહેવાની મજાહ

જેઓને બહારના છૂટા મેદાનમાં ને ખુલ્લી હવામાં રહેવાનો શોખ હોય છે તેઓ માટે તો તંબુમાં વસવું તે એક વાડી, બંગલા, કે મહેલ જેવા ઉત્તમ મકાનોમાં રહેવા કરતાં પણ વધારે સુખકારક છે, ને તેનો મળતો આનંદ કોઇ ઓર જ પ્રકારનો લેખાય છે. પરંતુ, જેણે કોઈ વખત એવી એકાન્ત જીંદગીની તંબુમાં રહેવાની મોજમઝા ચાખી નથી તેને તો પ્રથમ આ મઝા કેટલીક રીતે અગવડ ભરેલી લેખાય છે. તે છતાં, જો તંબુમાં જોઇતી પૂરતી વ્યવસ્થા ને તેને બરનું ફરનીચર, ટટ્ટીપેસાબનો જૂદો નાનો તંબુ ને તાબામાં નોકર ચાકર રાખી પૂરી સગવડ સાથે રહેવામાં આવે તો, તંબુમાં રહી ખુલ્લી હવા ને જંગલના દેખાવો જોવાનો આનંદ અપૂર્વ ને સુખકારક લેખાય છે. પણ તેવા સગવડ વિનાના સાધનોના અભાવે, ન્હાવું, લૂગડાં પહેરવાં, ટટ્ટી પેસાબ માટે જવું, વિગેરે ઘણી નાની જગ્યાઓમાં કરવું પડતું હોવાથી, ને પવન સાથે વરસાદની ઝડીઓ

વખતે વધારે ઠંડીથી જ્યારે શરીર ધ્રૂજે છે ત્યારે તો તંબુમાંનવો અનુભવ લેનાર મુસાફરને કેટલીક બેચેની અવશ્ય ઉપજાવે તેમ છે. પરંતુ, તે વિચાર બાજુએ રાખી બીજી રીતે જોઇએ તો જ્યાં તંબુ નાખેલો છે ત્યાંની આવતી ખુશબોદાર અનેક વનસ્પતિઓની હવાની લહેરો, રાત્રીએ જાતજાતના અનેક પક્ષિઓનું નિદ્રાના સમયે બોલવું, તેમજ ચારો ચરતાં ઢોરો અને નાનાં નાનાં વાછરડાંઓનું આનંદયુક્ત બરાડવું, વિગેરે અવરનવર આપણે અનુભવીએ છીએ, ને તેથી મળતી મઝાનો આનંદ ભોગવીએ છીએ. તે ઉપરાંત ચોખ્ખી ને ઠંડી હવાને લીધે રાત્રે સૂતાની સાથેજ દેશમાંના મહેલ કે બગીચામાં ન આવે એવી અત્રેના જંગલના સ્થળમાં પણ ઘોર નિદ્રા આવી જાય છે, ને તે જીવનતત્ત્વને વધારનારી નિવડે છે.

## અત્રેના પાણીના ચસ્માઓ

અત્રેની તંબુ ઠોકવાની જમીનથી પશ્ચિમ તરફ નીચાણમાં નદીના ઉપર ૩ ફૂટના ઘેરાવાનો ૧ નાનો પાણીનો ચસ્મો છે, તેમજ બીજો ૬ ઘનફૂટની બાંધેલી ટાંકી જેવો એક ચસ્મો સરકારી મકાનથી જરા જમણે હાથે ૨૦૦ ફૂટ દૂર ને ઠેકેદારના મકાનથી સડકની સામી બાજુએ, ઉંચેના ટેકરાપર છે, જ્યારે ત્રીજો ઘણોજ સરસ ચસ્મો પહેલગામ તરફ જતાં ડાબે હાથે, **શેષધારા** નદીનો પૂલ ઉતરી **લેધર** નદીના કિનારે ૦॥। માઇલ પર જતાં એક નદી ઉપરનો કામ ચલાઉ લાકડાનો પૂલ આવે છે ત્યાં આગળ છે. પૂલ ઉતરી પેલે પારે જતાં, નદીના ચઢતા પાણી તરફ, ૧૦ ફૂટ દૂર, ૨ થી ૩ ફૂટના ઘેરાવાના જોસદાર ઉછળતા ને નિકળતા પાણીના બીજા ત્રણ ચાર ચસ્માઓ છે. તે જગ્યાએ પહાડમાંથી ચસ્માની માફક પાણી નિકળે છે. બધા મુસાફર યાત્રીઓ ઘણેભાગે આ ચસ્માઓનુંજ પાણી પીએ છે, ને તેજ પાણી સ્વચ્છ અને પાચક હોઈ મનુષ્યને ફાયદો કરનારૂં છે, જેથી નદીનું પાણી ઘણા સમજનાર ને હવા ખાવા આવેલા માણસો બીલકુલ પીતા નથી.

## અત્રે મળતા દૂધ બાબત.

આખા કાશ્મીર દેશમાં ગાયોનુંજ દૂધ ઘણે ભાગે મળે છે, કેમકે ભેંસો તો ગાયોના પ્રમાણમાં સેંકડે ૫ ટકા જેટલી જ છે. ગાયોને કપાશીઆ, ખોળ વિગેરે પુષ્ટિકારક ખોરાક આપતા નથી, ને ફક્ત જંગલના ઘાસપર જ તેમનું જીવન ચાલે છે, તેથી દૂધ પાતળું ને કસ વગરનું હોય છે, પણ તે જોઈતું ને સસ્તુ પણ મળે છે.

## કરમની ભાજીનું ને કુતરાની છત્રીનું શાક.

આ દેશમાં કેટલાક નાનાં છોડવાઓ મૂળાના પાનના આકારના હોય છે, ને તેને (કરમકા શાક) **કરમની ભાજી** કહે છે. તે ત્યાંના ગરીબવર્ગના લોકો રાંધીને ખાય છે. તેમજ, **કુતરાની છત્રી** કે જે આપણા પ્રદેશમાં પણ ચોમાસામાં ઉગી નીકળે છે તેનું તે લોકો અથાણું કરે છે, અને તેને વીણી લાવી સુકવણી કરી સંઘરી રાખીને કોઈ લાયક માણસને તેઓ ભેટ તરીકે આપે છે. કહે છે કે તેનું શાક ઘણુંજ સ્વાદિષ્ટ થાય છે. તેને બાફીને પણ ખાય છે, ને તે મોંઘી ચીજ ગણવામાં આવે છે.

પહેલગામમાં મારી સાથે અમરનાથ આવેલા મજુરને સારી બક્ષિસ આપવાથી તે ખુશ થઈને હમારે માટે શાક લઈ આવ્યો. તે સૂકું હતું તેથી શું છે તેની ખબર પડી નહિ, પણ અજાણ્યું શાક હોવાથી તે લેવાને ના કહી, તો તેણે જણાવ્યું કે આ શાક તો ઘણુંજ મોઘું છે, અને વિલાયતમાં તો તે ત્રણ રૂપિએ શેર વેચાય છે! અમોએ પૂછયું કે આ શાક શી રીતે પેદા થાય છે? ત્યારે તેણે કહ્યું કે વરસાદમાં જમીનમાં છત્રીના આકારનું આ શાક ઉગે છે, ને તે ઘણું સ્વાદિષ્ટ હોય છે. તેને અમે જ્યારે તપાસી જોયું તો માલમ પડયું કે તે આપણા દેશની વરસાદના દિવસોમાં ઉગી નીકળતી **કુતરાની છત્રી** અથવા કાઠીઆવાડી ભાષામાં **મીંદરડાની બક્ષી** કહે છે તેજ હતું.

## અત્રેના કુદરતી દેખાવો બાબત

આ દેશના કુદરતી બધા દેખાવો વારંવાર જાણે જોયાજ

કરીએ તેવા મગજમાં ચિતરાઈ કોતરાઈને રમી રહેતા ને ન ભૂલી શકાય તેવા ચિત્તાકર્ષક હોય છે, તેમજ ગુલમર્ગ, સુન-મર્ગ, કે પહેલગામથી અમરનાથ તરફના સ્થળોએ ખુલ્લી જગ્યામાં ઉભા રહી ચોતરફ દ્રષ્ટિ કરતાં, રાત્રે વિશાળ પહાડો-પરના શિખરો ને પાણીના પ્રવાહોપરના જામેલા બરફોમાં ચંદ્રના કિરણોનો પ્રકાશ પડવાથી ચળકાટ મારતા ને ધુમાડો કાઢતા આસમાનીને મળતા તરેહતરેહના બદલાતા રંગોના ચિત્તવેધક, અપૂર્વ ને અવર્ણનીય એવા અદ્‌ભુત ને આશ્ચર્યકારક લાગતા ને ક્ષણે ક્ષણે નવા નવા ઉદ્‌ભવતા આકારો, જોનાર મુસાફરોના મનપર આશ્ચર્ય પમાડનારી અદ્‌ભુત અસર કરે છે. વળી, દિવસે કે રાત્રે જ્યારે જુઓ ત્યારે પહાડોપરથી પડતા અનેક નાના મોટા ઘુઘવાટા કરી ઉછળતા ને પછડાતા પ્રચંડ લાગતા જલ-પ્રવાહના ધોધો ને સ્વચ્છ, મધુર ને મીઠા પાણીનાં નાનાં નાનાં ખળખળ શબ્દ કરતાં ઝરણાઓ ને ઝરાઓના અતિરમણીય લાગતા દેખાવો, તેમજ પવનથી હાલતાં ને સુગંધ પ્રસારતાં તરેહ તરેહના દેખાવનાં ઘાટી ઘટાવાળાં વિશાળ પહાડોપર આવેલાં દમામદાર ને આનંદદાયક લાગતાં ઝાડોનાં, અપૂર્વ ને અવર્ણ-નીય દ્રશ્યો, તેમજ નદીઓ, સરોવરો વિગેરે અદ્‌ભુત દેખાવો વાળી સૃષ્ટિસૌન્દર્યતાથી ભરપૂર વનલીલાની લેઘર નદીના બન્ને કીનારાની અત્યુત્તમ સીન સીનેરીઓના મનોહર દેખાવો એવા અદ્‌ભુત છે કે તે જોતાં કોઇ કોઈ વખત મુસાફરો તાજુ-બીમાં ગરકાવ થઈ જાય છે. સુખમય લાગે તેવા, આનંદદાયક, ખુશાલી પેદા કરનારા, મોહક, શાન્તિને પ્રસરાવતા ને મનને રંજન કરનારા સુંદર દેખાવો મુસાફરોને અત્યંત હર્ષ ઉપજાવી હસાવનાર હોય છે, ત્યારે કોઈ વખત વાદળાં વરસાદને ધુમસથી અંધકારમય થઈ જઈ કરાઓનું વરસવું, સખત પવનનું ફૂંકાવું, ગાજવીજના કડાકા ભડાકાનું થવું વિગેરે બીહામણા, ડરામણા, ભયાનક દ્રશ્યો ગમગીનીને દીલગીરી ઉપજાવનારા, દુઃખકારક, દયાજનક, શોકકારક ને રડાવનારા હોય છે. એવા અનેક

તરેહતરેહના અવર્ણનીય ને આશ્ચર્યકારક લાગતા મનોહર દેખાવો નજર સમક્ષ આબેહૂબ ખડા થતાં જોતાં પ્રવાસીને કોઈ નવીજ દુનીયાનું ભાન કરાવી વિચાર સાગરમાં નિમગ્ન બનાવે છે. જે દેખાવ સૂર્યોદય પહેલાં જોયો હોય તેજ દેખાવ સૂર્યોદય પછીથી કોઈ ઓરજ સ્વરૂપ ધારણ કરે છે, ને તેજ દેખાવ મધ્યાહ્‌ન, સૂર્યાસ્ત, ને રાત્રિને વિષે પણ જૂદા જૂદા રૂપમાં પલટાઈ જાય છે. એ રીતે કુદરતની અજાયબીઓથી ભરપૂર એવા અદ્વિતીય લાગતા મનોહર દેખાવો, પ્રવાસી જ્યાં જ્યાં દ્રષ્ટિ કરે ત્યાં ત્યાં આબેહૂબ ખડા થાય છે, ને તે જોતાં પ્રવાસીના હૃદયપટપર ઘણી ઉંડી ઉચ્ચ ભાવના સ્ફૂરી આવી, અત્યંત સતેજ થાય છે.

---

## દશ્ય ૪ થું.

## પહેલગામથી અમરનાથ.

### ચંદન વાડી.




પછી અત્રેથી અમે શ્રાવણ સુદ ૪ ને દિવસે અમરનાથ જવાની તૈયારી કરી, તંબુ, ફૉલ્ડિંગ-ગચેર, સ્ટવ, ઓઢવા પાથરવાનાં પૂરતાં લૂગડાં, સામાન ઉંચકવા માટે ૪ ઘોડા, બેસવાના ૩ ઘોડા, તંબુનો બાંબુ ઉંચકનાર એક મજૂર ને બીજો બોજો ઉંચકનાર એક મજૂર એ સર્વ સહિત સવારે ૧૧ વાગે અમરનાથ જવા નિકળ્યાં હતાં. અત્રેથી ચંદનવાડી ૮ માઇલ છે. ૦ાા માઇલ આગળ જતાં પહેલગામ નામનું છૂટાં છવાયાં સો એક ઘરનું ગામ આવે છે. ત્યાંથી ૧ ફરલાંગ દૂર જતાં **શેષનાગ નદી**, ને તે પછી ૩૦ ફૂટ દૂર જતાં **લેધર નદી**ના પૂલો ઉતરીને છેક ચંદનવાડી સુધી જતાં આ બન્ને નદીઓ મુસાફરોના જમણા હાથ તરફ વહે છે. નદીને કાંઠે કાંઠે ૩ માઈલનો રસ્તો, રસ્તાની ડાબી બાજુએ આવેલા, આશરે ૫૦ ઘરના છેક **ફ્રેસલુન** ગામ સુધીનો છે. અહીં સુધી નજીવી સ્હેજ ચડ ઉતર આવે છે, પણ રસ્તો સીધો ને સરળ છે. ફ્રેસલુન ગામ પછી ૧૦ માઇલની સાધારણ ચઢાઇનો ફકત ૩ ફૂટ પહોળાઈ નો રસ્તો આવે છે. ત્યાં આગળ લેધર નદીનું પાણી ઉંચેથી જોસબંધ પથ્થરોમાં અથડાતુ, સમુદ્રના મોજાની માફક ઉછાળા મારતું, ગંભીર મેઘગર્જનાની માફક ધ્વનિ (શબ્દ) કરતું, સફેત દૂધના ફીણ જેવું, ૨૦ ફૂટની પહોળાઇના પટમાં વહીને, તે જળનો પ્રવાહ ત્યાં ૨૫ ફૂટની નીચાઈએ સીધો ધોધબંધ પડે છે, અને ત્યાં કુદરતી એક

લંબચોરસ કુંડ બન્યો હોય તેમ જોનારને સ્પષ્ટ જણાય છે. ખરેખર ! આ પડતા ધોધનો અદ્ભુત દેખાવ, જોનારને આશ્ચર્ય-ચકિત કરી, આનંદમાં ગરકાવ કરી, જોનારનાં મનપર અજબ પ્રકારની ઉંડી અસર કરનારો, હેરતભર્યો લાગે તેવો છે. આ પડતા ધોધ આગળ નિશાદ, શાલેમાર, ને ઇચ્છાબળના ઉંચેથી પડતા ધોધો તો માત્ર વટાવમાંજ જાય તેમ છે, એટલુંજ નહિ પણ કદાચ પૂર્વે આ કુદરતી રીતે પડતો ધોધ જોઇનેજ તે બાગોની રચનાઓ કરી હશે તેમ અનુમાન થઈ શકે છે.

અત્રે નદીની બન્ને બાજુના વિશાળ પહાડોનાં ઉંચાં ગગનગામિ શિખરો, આકાશ સાથે અથડાતાં કે ઓતપ્રોત થઈ ગયાં હોય તેવો ભાસ જોનારને થાય છે, અને તે પહાડો ઉપર ચીડ, દેવદાર, પાઈન, વિગેરે વૃક્ષો, એકબીજાની ઉંચાઇની જાણે સ્પર્ધા કરતાં હોય એમ, ખીચોખીચ આવી રહેલાં છે, જેથી પહાડોની રમણીયતામાં ઓર વધારો કરી રહ્યાં છે, ને તેથી આ દેખાવો, મુસાફરોને નવાઇ ઉત્પન્ન કરી, તેમના આનંદમાં વિશેષ વધારો કરી શકે છે. વળી, આવા મનોહર ધોધ બંધ નીચે સડસડાટ સરી પડતા જળ પ્રવાહોનાં ઘણાં દશ્યો મુસાફરોના મનને અત્યાનંદદાયક લાગતાં અમરનાથ સુધીના રસ્તામાં ઘણે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. અત્રેથી ૧॥ માઈલ ઉપર નદીને સામે કિનારે પહાડની ટોચમાંથી વેહેતી આવતી **ગ્રાન્ડ** અથવા **દૂધલ** નામની નદી, લેધર નદી સાથે મલી જાય છે. આગળ ચાલતાં એક બે જગ્યાએ નદીને સાંમે કિનારે પહાડમાંથી નિકળતો એક પાણીનો ધોધ લગભગ ૧૦૦ ફૂટની ઉંચાઇએથી સીધો ને સીધો નીચો પડે છે. ત્યાંથી ૧૦ ફૂટ સીધું વહીને તેનું પાણી વળી પાછું ૬૦ ફૂટ જેટલી નીચાઇએ પડે છે. એ દેખાવ પણ જોનારને અદભુત, રમણીય, ને આનંદ-દાયક લાગે છે; વળી, કેટલીક જગ્યાએ ઊતરતા ઢાળની માફક જોસબંધ નદીના જળના પ્રવાહો પણ પડે છે, ને કેટલીક જગ્યાએ મોટા પહાડોની ખીણોમાંથી બરફનું સફેદ દૂધ જેવું

પાણી પણ હજારો ફૂટ ઉંચેથી વહી રહેલું જણાય છે, જેથી અત્રે મુસાફર જ્યાંજ્યાં દૃષ્ટિ કરે છે ત્યાંત્યાંથી કાંઈ ને કાંઈ પોતે નવીન આનંદ મેળવે છે. લેધર નદી ઘણી જગ્યાએ વાંકી ચુંકી સર્પાકારે વહે છે. અહિંથી ૧ માઈલ પર રસ્તાની જમણી બાજુએ એક ટેકરી ઉપર સરકારી જંગલખાતાના ફોરેસ્ટ ઑફિસરને રહેવાનો બંગલો છે. ત્યાંથી એકદમ સીધી ૨૦ ફૂટની ઊતરાઈ ઊતરી ૩૦૦ ફૂટ જેટલે દૂર જતાં, લેધર નદી ઉપર પૂલ આવે છે. આ પૂલ ઉતરવા પેહેલાંનો એક રસ્તો **અસ્થાનમર્ગ** નામના પડાવે થઈને અમરનાથ જાય છે.

એ રસ્તો અસ્થાનમર્ગ થઈ ૧૫૦૦ ફૂટની ઉંચાઈના પહાડ પર ચઢીને જતાં, વાવજનથી પંચતરણી તરફનો ૧૫૦૦૦ ફૂટની ઉંચાઈનો પહાડ પૂરો થઈ નીચે ઉતરતાં છેક નદી આગળ બન્ને તરફથી આવતા પ્રવાસીઓનો રસ્તો સાથે મલી એક થઈ જાય છે. એ રસ્તો સહેજ ટુંકો છે પણ ચઢાઈ ઘણી જ ઉંચાઈને લીધે ઘણી જ ભયંકર હોવાથી, તેમજ હાલના મહારાજા સાહેબે ત્યાં મરણના બે અકસ્માતો બનેલા પોતાની નજરે જોયાથી તે રસ્તો હાલ બંધ કરાવેલો છે, તેથી ઘેટાં બકરાં ચરાવનાર ભરવાડો, ને પહાડોમાં વસતાં મનુષ્યો જ ફક્ત તે રસ્તે જાય છે, માટે તે રસ્તે ન જતાં પૂલ ઊતરીને ચંદનવાડીયે જવું. છતાં તે રસ્તાનું વર્ણન અમોએ અમરનાથથી પાછા આવતી વખતે પંચતરણીથી વાવજન જતાં આપેલું છે, તે જોવું. પૂલ ઉતરી ૪૦ ફૂટ દૂર જતાં, **પીસુ ઘાટી** નામના જંગી પહાડની તલેટીમાં **ચંદનવાડી**નો પડાવ આવે છે, અત્રે ૧૫ ફૂટ પહોળી અને ૩૦ ફૂટ લાંબી પતરાં જડેલી ત્રણ ધર્મ-શાળાઓ જતા આવતા મુસાફરોને ઉતરવા માટે એકજ ખંડની બનાવેલી છે, પરંતુ અત્રે તેને સાફસૂફ કરનાર કોઈ નહિ હોવાથી કચરા પૂંજાથી તદ્દન ગંદી હાલતમાં હોવાથી ગૃહસ્થ યાત્રિઓને તે રહેવા લાયકની નથી, તેથી મુસાફરો છૂટી જમીનમાં તંબુ

ઠોકીને રહે છે. અત્રેના અદ્વિતીય મનોહર દેખાવો મુસાફરોને એક નવી મોજ પૂરી પાડે છે.

આ સ્થળ દરીયાની સપાટીથી ૯૫૦૦ ફૂટની ઉંચાઇ પર છે. પ્રથમનાં જમાનામાં અત્રે ચંદન (સુખડ)નાં ઝાડોનું જ જંગલ હતું, ને તેથી જ આ સ્થળનું નામ ચંદન વાડી છે. વળી આ સ્થળ સ્થાનેશ્વર મહાદેવનું સ્થળ હોવાથી તેને સ્થાન પણ કહે છે, ને તેથી જ **સ્થાનમર્ગ** એટલે **સ્થાનનું જંગલ** એ નામ અસ્થાનમર્ગનું પડયું છે. આ સ્થળે સ્થાન-મર્ગથી આવતી એક નદીનો શેષધારા નદી સાથે સંગમ થાય છે.

પેહેલગામ કરતાં અત્રે ઠંડી વિશેષ રહે છે, અને પેહેલગામ પછી અમરનાથના રસ્તાનો આ પહેલો પડાવ છે. અહીં ગામ, ઘર કે વસ્તી કાંઇ જ નથી, ફકત જંગલ જ છે. યુરોપીયનો અહીં સુધી હવા ખાવા આવે છે, ને તેમાંના કેટલાક તો અમરનાથ થઈ લદાખ સુધી જાય છે. અહીં જમીન ફકત ૨૦ વીઘાં જેટલી સપાટ હોવાથી પડાવ નાંખવા સારૂં રહેઠાણ હોવાથી તેનું નામ ચંદનવાડીનો પડાવ આપેલું છે. મુસાફરી કરતા ભરવાડ ઘેટાંબકરાં સહીત અત્રે જ્યારે ઊતરેલા હોય ને તેમની સાથે ગાયો હોય તો ગાયોનું, નહિ તો બકરાંનું દૂધ મલે છે. તે સિવાય દૂધ મલવાનો સંભવ નથી, ને પાણી અહીં લેધર નદીનું પીવું પડે છે.

અહીં સુધી કેટલેક ઠેકાણે કવચિત ઝાડ જાંખર નજરે પડે છે ને ત્યાંથી આગળ અમરનાથ સુધી તો ફકત બરફમય પહાડોજ દૂરદૂર દૃષ્ટિ કરતાં દેખાય છે, તેથી બાળવાનાં લાકડાં બીલકુલ મલતાં નથી અને અત્રે જવાશીયા જેવા કમ્મરપુર ઊંચાઇના રોપાઓ મૂળ સહિત લીલા પણ સળગે છે, પરંતુ તેનો ધૂમાડો ઘણો થાય છે, જેથી મુસાફરે પોતાની સાથે સગડી ને કોલસા રાખેલા હોય, કે ગ્યાસલેટ ભરીને સ્ટવ રાખેલો હોય તો તે ફાયદાકારક થઈ પડે તેમ છે.

## ચંદનવાડીથી વાવજન, માઈલ-૮

ચંદનવાડીથી શેષનાગ નદી યાત્રીના જમણા હાથે છેક વાવજન સુધી રહે છે. ચંદનવાડીથી ાા માઈલ પછી સખત ચઢાઈ શરૂ થાય છે. આ ચઢાઈ અમરનાથ સુધીના રસ્તામાં સર્વથી કઠણ છે, અને તદ્દન સીધી ને સીધી ચડવાની છે, ને તેને **પીસુની** ચડાઈ કે **ઘાટી** કહે છે. આ પહાડની ટોચ પર જતાં અને ઉતરતાં બન્ને વખતે ઘોડા ઉપરથી ઊતરી પગે ચાલીનેજ જવું સલાહકારક છે. લગભગ ૧ માઇલની સીધી અને સખ્ત ચડાઈ છે.

અત્રે એવું તો ઊભું ચડવાનું છે કે જાણે આપણે ધ્રૂજતી નિસરણી ઊપર ચડતા હોઈએ તેમ જણાય છે, ને ઘોડાઓ પણ થોડેથોડે ચડતાં થાકી જવાથી પસીનો વળે છે ને શ્વાસ ખાવાને ઊભા રહે છે, કારણકે ઊભા ખડકોના કરાડનો છાતીભેર ચઢવાનો ચઢાવ એટલો બધો વિસમ હોય છે કે ઘોડાપરનું જીન પણ પછવાડે લપસી જતુ જણાય છે, તેથી આપણે ઘોડા પરથી નીચે ઊતરીને ચાલવુંજ વધારે પસંદ કરીએ છીએ. આ કઠિણ ચડાવ ચઢતાં કેટલાંક યાત્રીઓ ઈશ્વરની પ્રાર્થના કરતાં ને કેટલાંક જોરથી શ્વાસ લેતાં જણાય છે. ચાલતાં ચક્કર આવે છે, શ્વાસ રૂંધાય છે, તમ્મર ચડે છે ને સૂર્યના તાપ વખતે તો નેત્રોમાં લીલુંપીળું દેખાય છે, છતાં આશ્ચર્યકારક તો એ છે કે કેટલાંક વૃદ્ધ મનુષ્યો ને બાળકો પણ બેસઉઠ કરતાં પૂર્ણ ઉત્સાહથી આગળ ને આગળ વધવાનો પ્રયત્ન કરતાં જણાય છે. બોજો ઉપાડનારા પણ થાકી જાય છે, ને તેઓનાં શરીરે આટઆટલી ઠંડી હોવા છતાં પણ પસીનો છૂટી જાય છે! તેમનો દયાજનક દેખાવ જોતાં આપણને પણ તે વખતે તેમના પર સ્વાભાવિક દયા ઉત્પન્ન થાય છે. જ્યાં મનુષ્યને પગે ચાલવું કઠણ થઈ પડે છે. તેવા પહાડી સ્થળોમાં પૂરતા પ્રમાણમાં બોજો ઉંચકીને કઠણ ચઢાઇ ચાલીને ચડવી

તે ખરેખર મહામુશીબત વેઠવા જેવું દયાજનક જ છે. આ પહાડ ચડતાં દરેક મુસાફર હિમ્મત હારી જઇ ગભરાય છે, તેનો શ્વાસ રૂંધાય છે, છતાં એમ કરતાં ૧૫૦૦ ફૂટની સખત ચઢાઈ ચડી છેવટે તેની ટોચ પર પહોંચી જાય છે, ને ત્યાં જઈ જોતાં ઠેકઠેકાણે માઇલોના વિસ્તારમાં બરફના ભરપૂર પહાડોની જ દુનિયાં હોય તેમ દરેક સ્થળે દેખાય છે ત્યારે શ્રમનો બદલો મળી ગયો હોય તેમ લાગે છે. આ સ્થળ દરિયાની સપાટીથી ૧૧૦૦૦ ફૂટની ઉંચાઈપર છે.

ચંદનવાડીથી અમરનાથ જઇને પાછા ચંદનવાડી આવીએ ત્યાંસુધીના દરેક સ્થળે શરીરના જે જે ભાગો ઉઘાડા રહે છે તે તે ભાગો શ્યામ પડેલા હોઇ, જાણે બળી જતા હોય એમ લાગે છે. તે તરત નહિ જણાતાં, ચંદનવાડી પછીથી શ્રીનગર જતાં ત્રણ ચાર દિવસે, તે બળેલી ચામડી ઉખડી જવાથી માલમ પડે છે. એ રીતે એવી સખત ઠંડી પડે છે, જેથી પહેલગામથી નિકળી પાછાં પહેલગામ દાખલ થતાં સુધી હાથપગનાં મોજાં આખો વખત પહેરેલાં જ રાખવાં. તેમ નહિ કરવાથી રાત્રે કેટલાક જંતુઓ શરીરપર ડંખ પણ મારે છે, અને તેની ઘણી વખત ઈજા ભોગવવી પડે છે.

તે પછી ૦। માઇલ જેટલે સીધે રસ્તે જતાં આગળ **જુઘાટી** કે જેને **જુની ચઢાઇ** કહે છે, તે આવે છે. તે પીસુની ચઢાઈથી જરા ઉતરતી છે. તે પછી **બરજલકોટ**નું સ્થળ આવે છે. ત્યાંનું પાણી સોના જેવા પીળા રંગનું છે. ત્યાંથી ૦। માઇલ જેટલી ઉતરાઇ ઉતરતાં શેષનાગ નદીના કિનારાપર ૧૦ વીઘાં જેટલી સપાટ જમીનના વિસ્તારમાં ૧૧૩૦૦ ફૂટની ઉંચાઇપર **ઝશબલ** નામનો પડાવ આવે છે. અત્રેથી ૧ માઇલની ચઢાઇ ચઢવાની આવે છે. તે પ્રથમ કરતાં ઓછી કઠિણાઇની છે. તેને **કોટની ચઢાઈ** કહે છે. અત્રે એકપર એક પહાડો ભયંકર લાગતા જાણે ડોળા ધુરકાવી રહ્યા હોય તેવા ચડવા પડે છે, ને તે પછી **જાઇ-**

**શપાટની ચઢાઇ** આવે છે. વરસાદ ને પવનના તોફાન વખતે આબધા પહાડો ચઢતાં યાત્રીને અપાર મુશીબતો વેઠવી પડેછે. તે ચડયા પછી માઇલ ૧ સહેજ સીધું ને તે પછી શેષનાગની થોડી **કુટા** નામની ઉતરાઈ ને ચઢાઇ ચઢવી પડે છે, જેમાં ૧૦૦ થી ૨૦૦ કદમ ચડતાં શ્વાસ રૂંધાઈને છાતી ભરાઈ જાય છે, જ્યારે ઉતરાઈ એવી તો સીધી આવે છે કે લાકડી ને ચપલાંની મદદ લઇ ધીમે ધીમે ઉતરવું પડે છે. જો ઉતાવળ કરતાં પગ લથડે તો ત્યાંની ભયંકર, ઉંડી, વિશાળ ખીણમાં જ સરી પડવાનું થાય છે. આ સ્થળે હમેશાં ત્યાંના કેળવાયેલા ઘોડાઓજ ઉપયોગમાં લઈ શકાય છે. તે પછી દરિયાની સપાટીથી ૧૨૦૦૦ ફૂટની ઉંચાઈએ, પવનથી જ ફક્ત હલન ચલન કરતો હોય છતાં યોગીઓની માફકનો શાન્ત, સ્થિર, વિશાળ ને અગાધ જળથી ભરેલો સરોવરના આકારનો **શેષનાગનો** પવિત્ર **ચસ્મો** ( શેષનાગ સરોવર ) નજરે પડે છે. ત્યાં આગળ ચસ્મા તરફ ૩૦ ફૂટની નીચાઇએ એક વીઘા જેટલી છુટી જમીનમાં ભરવાડ લોકો પડાવ નાખી રહે છે. ચસ્માનું નામ **શેષનાગ** હોવાથી આ સ્થળને પણ **શેષનાગ** જ કહે છે.

## શેષનાગ સરોવર

મુસાફરો અત્રેના પડાવમાં રહેતા નથી. (આ ચસ્મો લંબગોળ (અંડાકૃતિ)ઇંડાકૃતિ માફકનો છે. તેનો ઘેરાવો લગભગ ૨ થી ૩ માઇલ જેટલો છે, ને તે **શેષધારા**. સ્થળથી પૂર્વ તરફ છેક વાવજનના પડાવ સુધી લંબાયેલો છે, તેથી તે ચસ્માના કિનારે કિનારે થઇને વાવજન જવાય છે, ને તેના ફરતા કિનારાઓ ઉપર ચારે બાજુએ હજારો ફૂટની ઉંચાઈના અગમ્ય પહાડો આવી રહેલા છે, તેથી જાણે કિનારાપર દરેક બાજુએ અભેદ્ય પહાડી કિલ્લો હોય તેવું દૃષ્ટિગોચર થાય છે, ને તેજ કારણોને લીધે આ ચસ્માનો વિસ્તાર એક સુંદર સરોવરની માફક થઇ રહેલો છે. આ વિશાળ સરોવરના ચસ્માનું પાણી, પૂર્વ તરફથી આવી પશ્ચિમાભિમુખે ૨૦૦ ફીટની ઉંચાઇના બન્ને બાજુના પહાડોના જાણે છત વગરના મોટા દરવાજા

રૂપી વિશાળ કિલ્લામાંથી વિજળીની ઝડપે વેગબંધ ધસી જતું ૧૦૦ ફૂટની ઉંચાઇએથી નીચે ઉંડી ખાઈમાં મોટી વિશાળ ધારાના આકારમાં પડે છે, ને તે ધારા શેષનાગના ચસ્માંમાંથી પડતી હોવાથી તેને '**શેષધારા, શેષનાગ નદી** કે **શેષગંગા** કહે છે, જેથી શેષધારાનું મૂળ આ ચસ્મામાંથી શરૂ થાય છે. આ બનેલા સરોવરમાં જો કે પહાડોપરના બરફના નિકળતા પાણીના પ્રવાહો પૂર્વ ને અગ્નિ ખૂણામાંથી વહીને અંદર આવે છે, છતાં તે પાણીથીજ આ સરોવર બન્યું હોય તેમ નથી; પરંતુ, આ ચસ્માની દક્ષિણ દિશા તરફથી ઉત્તરાભિમુખે આ સરોવરના કિનારામાં જળની લેવલથી કિનારે કિનારે ૧૦૦ ફૂટની પહોળાઇમાં ને જળથી ૧ ફૂટની ઉંચાઇનું નેહેરની માફક એક મોટા ગરનાળાનું પોલાણ પડેલું છે. ( કે જે મુસાફરો દૂરથી જોઈ શકે છે. ) ત્યાંથી ધોધમાર પાણી તે પહાડની અંદરથી ચસ્માના રૂપમાં નીકળી સરોવર થયેલું છે.

આખા કાશ્મીર દેશમાં સુધરેલી ઢબનો ચણેલો **વેરીનાગનો ચસ્મો** સુંદર ને સર્વથી મોટો છે, તેમજ હારવનનું તળાવ પણ મોટું ને સુધરેલી ઢબનું છે; પરંતુ, ખરી રીતે તેનાથી પણ આ ચસ્મો ઘણો વિશાળ ને સુંદરતાથી ભરપૂર છે. તેનું પાણી બિલોરી કાચના તક્તા જેવું ઘેરૂં ને સ્હેજ આસ્માની રંગને મળતું છે, પરંતુ ફરક માત્ર એ છે જે વેરીનાગ વિગેરે ચસ્માઓ વસ્તીની નજીક ચણતર કામોથી ને આજુબાજુના બગીચાઓથી શોભાયમાન કરેલા હોવાથી તેમની વિશેષ પ્રસિદ્ધિ ને મનોહરતા જણાય છે, જ્યારે આ શેષનાગનો ચસ્મો તો નિર્જન વનમાં વગર ચણેલો, બાગ બગીચા સિવાયનો, ફક્ત કુદરતી રીતેજ બનેલી વિશાળ પહાડોનીજ મજબૂત ને અભેદ્ય પાળવાળો છે, તેથી તેની વિશેષ પ્રસિદ્ધિ જણાતી નથી; પરંતુ કાશ્મીરમાં સર્વથી શ્રેષ્ઠ ને મોટામાં મોટો ચસ્મો તો આજ કહેવાય છે. શેષનાગનો ચસ્મો જોનાર યાત્રીઓને આ ચસ્માની શોભા અતિ રમણીય, ચિત્તવેધક ને આનંદદાયક લાગે છે. આ સ્થળ દરિયાની સપાટીથી ૧૩૦૦૦ ફૂટની ઉંચાઈપર છે અત્રેના દેખાવો મનોહર,

અતિ સુશોભિત, અને ચિત્તાકર્ષક છતાં ભયાનક લાગે છે.

આ સ્થળે પાસે પાસે બરફથી ઢંકાયેલા પહાડોના શિખરોની ઉંચી ટોચો, એક એકથી ઉંચી હોઇ, જાણે સ્વર્ગગમન કરવાની કોશીશ કરતી હોય તેમ જણાય છે.

## વાવજન તરફથી શેષનાગનો દેખાવ.

અત્રેથી રાત્રે ચંદ્રના પ્રકાશમાં શેષનાગના ચસ્માનો દેખાવ અત્યંત રમણીય લાગે છે. આ શેષનાગના સરોવરથી આ સરોવરના ઉત્તર તરફના કિનારે કિનારે પૂર્વ તરફ ૧ માઈલ સુધી સ્હેજ ચઢાઇ ને કેટલેક સીધે રસ્તે જતાં **વાવજન** નામનો પડાવ આવે છે.

અહીં પણ ચંદનવાડીના પડાવની માફક ત્રણ **મુસાફરખાનાં** બાંધેલાં છે. અત્રેથી છેક અમરનાથ સુધીના રસ્તામાં ઘોર જંગલ છે. ગામ કે ઘરનું તો નામ જ નથી, અને કેટલાક થોડી ઉંચાઈના પહાડો તો તેના પરનો બરફ ઓગળી જવાથી તદ્દન ખુલ્લા જ દેખાય છે, ત્યારે ઘણાખરા વધારે ઉંચાઇના પહાડો બરફથી ઢંકાયેલા જ હોય છે. અત્રે બાળવાનાં લાકડાં મળતાં નથી, અને તેથી **બ્યકરૂ** કે **જુનીપર** નામનાં કસ્મસરપૂર ઉંચાં ગુચ્છાવાળાં ભોથાં જેવાં નાનાં ઝાડો થાય છે. તેનાં મૂળીઆં, જમીનમાંથી ખેંચી કાઢી તેનાં ડાંખળાં સહિત બાળવાના કામમાં વાપરે છે, અને તે લીલાં હોવા છતાં પણ સારી રીતે બળે છે, પરંતુ વારેવારે સળગાવવાં પડે છે, ને ધૂણી વિશેષ થાય છે. આજુબાજુના પહાડોમાં રહેના જંગલી માણસો તે ઝાડનાં મૂળ ને ડાંખળાં સહિત ઉપાડીને વેચવા આવે છે, ને તે બંગાલી મણના રૂપીઆ ૧ાા થી ૨ સુધીના ભાવે વેચે છે. આવાં જ લીલાં મૂળીઆં કૈલાસ તરફ જતાં ટીબેટને રસ્તે પણ બાળવાના કામમાં લેવાય છે. આ પડાવે રસ્તાની ડાબી બાજુએ પહાડની ભેખડ નજીક એક નાનો ચસ્મો છે, ને તેનું પાણી પીવાના ખપમાં લેવાય છે.

## વાવજનથી પંચતરણી ૮ માઇલ છે.

વાવજનથી થોડું નીચાણમાં ઉતરતાં એક નદી ઉતરવી પડે છે. ત્યાંથી ૦ાા માઇલ જેટલું સીધે રસ્તે જતાં એક પહાડની ૩૦૦ ફૂટની ઉંચાઈએથી નદી જેટલો પ્રવાહ આજુબાજુની વિશાળ ગિરિકંદરાઓની વચ્ચેથી ધોધબંધ વહી જોસબંધ નીચે પડે છે, ને ત્યાંથી ૧૦ ફૂટ સીધો વહીને પાછો ૧૫૦ ફૂટ નીચે પડે છે. એ અદ્ભુત દેખાવ પણ આનંદદાયક લાગતો જોવા જેવો છે. અત્રે એવા થોડા થોડા ફૂટની ઉંચાઇએથી પડતા પાણીના અસંખ્ય ધોધો ઠેકઠેકાણે જોવામાં આવે છે, ને ઘણે દૂર દૂરથી તે દેખાવો જોઇ શકાય છે, ને રસ્તો આ મોટા પડતા ધોધના નજીકમાંથી જ પસાર થાય છે.

અત્રેથી જ **અસદ્ડાકિની** નામના પહાડની ચઢાઇ શરૂ થાય છે. **અસદ્**નો અર્થ **બેહોશ** થાય છે. **ડાકિની**નો અર્થ **ઘાટી** કે **પહાડી** થાય છે. આ ઘાટીમાંની ઝેરી વનસ્પતિને લીધે તેમજ ઉંચી ચઢાઇને લીધે ત્યાં જતાં કવચીત યાત્રીઓ બેહોશ થઈ જાય છે, તેથી તેનું કાશ્મીરી નામ અસદ્ડાકિની ઘાટી પડયું છે. તે પછી **ગુલસઘાટી** આવે છે. **ગુલસને સાપનું બચ્ચું** કહે છે. તે સાપના બચ્ચાના આકારવાળી ચઢાઇ હોવાથી તેને **ગુલસઘાટી** કહે છે. તે પછી **વાવબાલની ચઢાઇ** આવે છે. **વાવ=અંધી; બાલ=પહાડ.** અંધીઓનો પહાડ ચઢવો પડે છે, તેથી તેને વાવબાલની ચઢાઇ કહે છે. તેને **ચીરોડીનો પહાડ** પણ કહે છે. આ પહાડપરની છેક ટોચ ઉપર થઇને જવું પડે છે. તે સ્થળે કદિ ગરમી, કદિ ઠંડી, ઘડીકમાં વરસાદ કે બરફનું વરસવું, કદિ પવનના સુસવાટા મારતા વાવાઝોડાના તોફાનોનું થવું, ઘડીકમાં છવાયેલાં વાદળાં ને પવન સાથે વરસાદ ને ધુમ્મસનો અંધકાર થઈ જઈ ભયાનક ને બિહામણા ઇંદ્રજાળના જેવા દેખાવોનું થવું, એ રીતે ફેરફારો વખતો વખત આવે સ્થળે જોતજોતામાં થઇ જાય છે. જ્યારે તોફાન થવાનું હોય છે ત્યારે અગાઉથી તેની ખબર પડે છે. આકાશ કાળાં વાદળાંઓથી

ઘેરાઈ જાય છે, ને મનુષ્યને ઉથલાવી નાખે એવા પવનના ઝપાટા પુકાવા માંડે છે. એક બીજાનું મોઢું સૂઝે નહિ ને રસ્તો દેખાય નહિ એમ આપણી ચારે બાજુ ધુમ્મસ છવાઇ જાય છે. ચોતરફ અંધકાર સિવાય કાંઈ દૃષ્ટિએ પડતું નથી, તેથી તે દેખાવ ભયાનક લાગતાં ભયભીત જેવી મનુષ્યની સ્થિતિ થઇ જાય છે. ગાજવીજ ને કડાકા, મેઘ ગર્જના ને વિજળીના ઝબકારાઓ ઓચિંતા થાય છે, ને પછી થોડા જ વખતમાં વરસાદ કે કરા વરસવાની શરૂઆત થાય છે. તેવે સમયે ચાલવું પણ મુશ્કેલ થઈ જાય છે ને મનુષ્યનાં શરીર સખત ઠંડીને લીધે અકડાઈ જાય છે. જો તેવે વખતે પહાડની ખીણોમાં ચાલતાં હોઇએ તો પવનના સપાટાને લીધે પહાડ ઉપરથી પથ્થર કે કાંકરા પણ પડે છે. તેથી તે સ્થળે ડગલે ને પગલે, ક્ષણે ક્ષણે, મુસાફરને માથે મરણનું જોખમ તો લટકતું જ રહે છે. પરંતુ તે ભયંકર આપત્તિનું વાદળ ઘણુંખરૂં થોડા જ સમયમાં વિખરાઈ જાય છે, એવી ઈશ્વરની અદ્ભુત અકળ કળા છે, ને તે આ સ્થળે અવર નવર થતી જ રહે છે.

વળી. આ સ્થળે ઘણે ભાગે હવા જોરથી ફુંકાય છે; ને વાદળાં ચઢી આવી જોતજોતામાં અંધકાર છવાઇ જઇ વરસાદ પણ વરસે છે. કેટલીક વખત બરફ પણ પડે છે, તેમજ રસ્તે ચાલતાં કેટલીક જગ્યાએ બરફમાં થઈને જ પસાર થવું પડે છે, અને ઠંડી તો હદવિનાની લાગે છે. તે વખતે, જ્યારે વરસાદ ને વાયુનું જોર થઇ ચારે બાજુથી વાદળ ને ધુમ્મસ છવાઇ જઈ સર્વત્ર અંધકાર થઈ જાય છે ત્યારે, યાત્રીની માઠી દશા થાય છે, ને તેવે વખતે ઘોડાપર બેસવું કે પગે ચાલવું એ બન્ને રીતે જોખમ ભરેલું છે, છતાં પગે ચાલવું જરા ઠીક થઇ પડે છે. રસ્તા તરત સુધારવા માટે જે તાજી માટી નાખી હોય છે તે પલળવાથી ચીકણી થઈ ચંપલને ચોટી જાય છે ત્યારે, જમીન-માંથી પગ ઉચકવો મુશ્કેલ થઈ પડે છે. કેટલીક વખત પગ ઉચકતાં ચંપલો જમીનમાં ખુંચી જાય છે, ને અતિશય ટાઢને લીધે દાંત કકડે છે, ને શરીર ધ્રૂજીને અકડાઇ જાય છે. એવે

વખતે યાત્રીએ વરસાદ ને પવન રહી જતાં જઈશું તેવી આશા રાખીને કોઇ જગ્યાએ બેસી રહેવું નકામું છે. જેમ તેમ ચાલીને પણ રસ્તો પૂરો કરી પડાવે પહોંચી જવું જ ફાયદાકારક છે, કારણ કે જેમ જેમ તે પહાડપરથી નીચે નીચે ઉતરીએ છીએ તેમ તેમ પવન, વાદળાં, વરસાદ વિગેરે ઓછાં થવા સાથે ટાઢ પણ ઓછી થતી જાય છે, કેમકે તે સર્વે તોફાનો ઘણી ઉંચાઇના પહાડોનાં શિખરોની ટોચપર જ હરહંમેશ ઘણે ભાગે થયા કરે છે.

વિશેષે કરીને પહાડોમાં ૧૨ વાગ્યા સુધી વરસાદનું જોર ઘણે ભાગે હોતું નથી, ને સાંજના પહોરનું ઘણે ભાગે ત્યાં તે વધારે જોર પકડે છે, માટે યાત્રીએ બનતા સુધી સવારની જ મુસાફરી કરી બપોર થતાં પડાવે દાખલ થઇ જવું ફાયદાકારક છે. આ પહાડની ટોચ દરિયાની સપાટીથી ૧૪૫૦૦ ફૂટની ઉંચાઈ પર છે. અમરનાથના રસ્તામાં વધારેમાં વધારે ઉંચાઇનું આ સ્થળ છે, તેથી જ વરસાદ વખતે યાત્રીને તે વિશેષ ત્રાસદાયક થઇ પડે છે. આવી સખત ચઢાઈ વાવજનથી ત્રણ ચાર માઇલ સુધીની છે. અત્રેથી અમરનાથ સુધીના રસ્તામાં કેટલીક જગ્યાએ એવી વનસ્પતિઓ આવે છે કે તેનો વાસ હવા મારફતે આંખોને લાગવાથી આંખોમાંથી પાણી ટપકે છે. તેમજ, કેટલીક ઝેરી જડીબુટ્ટીઓ એવી છે કે તેમની ગંધ નાકમાં જવાથી માણસને બેહોશ બનાવે છે અથવા તેને ચક્કર આવે છે. તેથી બનતાં સુધી તેવે પ્રસંગે મ્હોઢામાં મરી, તજ, લવિંગ, અનારદાણા વિગેરે ગરમ ચીજ રાખીને ચાલવું ફાયદાકારક છે. છેક ટોચે ગયા પછી સીધી ૦ાા માઇલની ઉતરાઇએ જતાં **હોકસર** નામનું રહેઠાણ આવે છે. ત્યાં કાલીમૂર્તિ **દેવી**નાં દર્શન છે. અત્રે નદીપાર કરતાં, **સ્થાનમર્ગ**થી **હત્યારા** તળાવે થઈને આવનાર યાત્રીનો રસ્તો સાથે મળી જાય છે.

આ સ્થળે જાતજાતની વનસ્પતિઓને જડીબુટ્ટીઓ મનુષ્યને અતિ ઉપયોગી થઇ પડે તેવી અસંખ્ય થાય છે, ને ત્યાંના વત-

નીઓ કે જે મજૂર તરીકે આપણી સાથે આવે છે તેઓ તેના પૂરેપૂરા માહીતગાર હોય છે તેથી, તેમના ફાયદાઓ પણ તેઓ સમજાવે છે. દવા દારૂ પાછળ હજારો રૂપીઆ ખરચતાં જે ફાયદો થતો નથી તે ફાયદો અત્રેની વનસ્પતિ વગર ખર્ચે સહેજમાં કરી આપે છે.

વાવજન ને પંચતરણિ આગળ ઋતુ ઢંગધડા વિનાની છે. ઘડીમાં તડકો, ઘડીમાં વાદળાં, વરસાદ, પવનનું તોફાન, ધુમ્મસ, કરાનું પડવું, મેઘગર્જના, વિજળીના ચમકારા, વિગેરેમાંથી એકાદ કે કોઇ વખત તેમાંનાં સામટાં બે ત્રણ કે ઘણાં કારણો જ્યારે એકઠાં મળીને સામટું તોફાન થાય છે, તે વખતનો ભયાનક લાગતો દેખાવ યાત્રીને ભયપ્રદ સ્થિતિમાં લાવી ગભરાવી મૂકે છે.

## અત્રે કુદરતી રીતે ઉગેલાં અજાયબી ભરેલાં ફૂલોનું વર્ણન.

હવે રસ્તાની બંને બાજુએ માઈલોના વિસ્તારમાં પહાડો પર દૂર દૂર સુધી ચારે બાજુએ નજર કરતાં કુદરતી રીતે જ ઉગેલાં, રંગબેરંગી, તરેહ તરેહનાં, સુગંધયુક્ત, સુંદર ને અજબ આકૃતિનાં અસંખ્ય ફૂલોના ભરપૂર જથ્થાઓમાં ઉગીને ખીલી નિકળેલા દેખાવો, જાણે કાશ્મીરનું અતુલ્ય ને અનુપમ સૌન્દર્ય દેખાડતાં હોય તેમ, કુમળા કુસુમસમૂહો આવવા લાગ્યા. તેમની સૌન્દર્યતાની અપરંપાર ખૂબસુરતીનું પાન કરતાં તૃપ્તિ થતી જ નહતી.

વળી, તે પુષ્પોમાં જાણે જાતજાતના મનોહર ચિત્રો ચિતર્યાં હોય તેવાં સૌન્દર્યતાથી સુશોભિત બનેલા સફેત, લાલ, આસમાની, ગુલાબી, કેસરી, કાળા, પંચરંગી, એવા જૂદા જૂદા રંગના જાણે ગાલીચા જ પાથર્યા હોય તેમ આબેહુબ તે દેખાતાં હતાં.

આ સ્થળે દૂર દૂર નજર કરતાં જાણે કુદરતે આ વિચિત્ર ને અવનવા ફૂલોના અત્રે અખૂટ ખજાના જ ભર્યા હોય એમ લાગે છે, અને આ સ્થળે ઇશ્વરની અતિ રમણીયને અદ્ભુત

રચનાનો વરસાદ વર્ષી રહ્યો હોય તેવું પ્રત્યક્ષ જણાય છે.

૧ થી ૧ાા વ્હેંતની ઉંચાઇના છોડવાની ટોચપર લાગેલાં, ને જેનો ગોળાકાર ઘેરાવો વત્તામાં વત્તો એક રૂપીઆ જેટલો ને ઓછામાં ઓછો અરધા પૈસા જેટલો છે એવાં, અજબકૃતિનાં ને જીંદગીમાં કદિનહિ જોયેલાં એવાં, અપૂર્વ ને આશ્ચર્યકારક તે પુષ્પો આપણી નજર સમક્ષ દેખાય છે. તેમાંનાં કેટલાંક ફૂલો તો પાંખડીઓવાળાં ને તે પાંખડીઓની વચમાં ગલગોટા જેવી ગોળાકાર પરાગવાળાં હોય છે, જ્યારે કેટલાંક એક જ છોડની ટોચ ઉપર સામટાં દશબાર ફૂલ જાણે ગોળાકાર ગોટો કે હાથમાં ઝાલવાની કલગી જેવા દેખાવનાં, સુંદરાકૃતિથી ખુબસુરત બની રહેલાં હોય છે. કેટલાંક ફૂલો તો જમીનથી ઉંચે ૬ આંગળનો ભાગ છોડી બાકીના ટોચ સુધીના તે રોપા ઉપર એક ઉપર એક એમ હારોહાર ખીચોખીચ લાગેલાં હોય છે. એવા પુષ્પોની પૂર બ્હારવાળો અતિ સુંદર દેદીપ્યમાન મનોહર ને કુદરતી એવો અત્રે બગીચોજ બનેલો હોવાને લીધે, તે જોનારનાં નેત્રોને આશ્ચર્યચકિત કરી અચરતી પમાડતું, મધુરી મધુરી સુગંધ આપતું, ને આનંદદાયક લાગતું એવું આ સ્થળ શોભાયમાન બની રહેલું છે, ને તેમાં પણ સપાટ જમીન કરતાં પર્વતના ઢોળાવમાં ઉગેલાં પુષ્પો ઉપર જ્યારે સૂર્યના પ્રકાશનું પડવું ને વાદળાંઓનું તેઓ પરથી પસાર થવું જ્યારે વખતો વખત થાય છે ત્યારે તે પુષ્પોના કુદરતી રંગમાં અદલાબદલી થઈ મેઘમંડળમાં થતા ઈંદ્રધનુષ્યના જેવા અવનવા આકારો તેમાં દેખાય છે, ને જ્યારે પવન તે સુગંધમય પુષ્પોપરથી વહી જાય છે ત્યારે તો, ત્યાંના સર્વત્ર સ્થળે પુષ્પોની સુવાસ પ્રસરી રહી, તે આખા પ્રદેશનાં વાતાવરણને સુગંધમય બનાવી દે છે. જેમ જેમ આગળ જતા જઇએ છીએ તેમ તેમ મનને ખેંચાણ કરનારાં જાતજાતના તરેહતરેહના રંગબેરંગી અસંખ્ય ફૂલોના ઠેકઠેકાણે જાણે ગાલીચા બિછાવેલા હોય તેવી રળિયામણી જમીનમાં થઈ પસાર થવાય છે. આવી કુદરતી બનેલી રમણીય રચનાઓ હીમાલયમાં વિશેષે કરીને કાશ્મીરના ઉચ્ચ

પ્રદેશો સિવાયના કોઈ પણ સ્થળે જોવામાં આવે તેમ છે જ નહિ.

આ દેખાવો નજરે જોનારને કુદરતની અજાયબી ભરેલી બલિહારીની અદ્ભુત લીલાનું ભાન કરાવી, આશ્ચર્યમાં ગરકાવ કરી, પોતાના મ્હોઢે આનંદના ઉદ્ગારો કઢાવે જ જાય તેવો મનોવેધક દેખાવ ત્યાં થઈ રહેલો હોય છે.

## ફૂલ ઉગવાનો સમય.

અત્રેના પહાડો ઉપરથી બરફ઼ ઓગળી જવા પછી તે ખુલ્લી થયેલી જમીનમાં ૧૫ દિવસે આ ફૂલના રોપાઓ ફૂટવા માંડે છે તે પછી બીજા ૧૫ દિવસે તેના ઉપર ફૂલની કળીઓની શરૂઆત થાય છે. ત્યાર પછી એક માસ સુધીમાં આ ફૂલો એકદમ પોતાના ખીલેલા પૂરબહારમાં પ્રકટી નિકળે છે.

અમે જ્યારે આ ફૂલો જોતાં જોતાં જતાં હતાં ત્યારે એક યુરોપીઅન જૂદી જૂદી જાતનાં સંખ્યાબંધ ફૂલો ચુંટી લેતો હતો. તે સાહેબ પણ **પંચતરણિ**માં રહ્યો હતો ત્યાં તે તોડી લીધેલાં ફૂલ કાતરથી કાતરી લઇ ચોપડીનાં પાનાંમાં ચોંટાડતો હતો. એમ જાત જાતનાં ફૂલો ચોંટાડી તેની ચોપડી બનાવી હતી. તેને પૂછતાં તેણે અમને કહ્યું કે આ બનાવેલી ચોપડી **યુરોપ** મોકલવામાં આવશે, ને તેનાં વર્ણનો પેપરમાં છપાવી ત્યાંના લોકોને અત્રેના રંગબેરંગી પુષ્પોની ખૂબીથી માહીતગાર કરવામાં આવશે. એટલું જ નહિ પણ, આ પુષ્પોમાં કેટલાક રંગોની કુદરતે મેળવણી કરીને તેમને અતિ શોભાયમાન બનાવ્યાં છે. તેવા જ કલરોથી (રંગોથી) કપડાં, લાકડાં, ચાંદી, સોનું ને ભરત કામ વિગેરેમાં તે કુદરતી ફૂલોના શોભાયમાન આબેહુબ દેખાવો ચિતરી હુન્નર ઉદ્યોગની ઉત્તમ કારીગરીમાં ઓર વધારો કરી શકાશે.

તે પછી આગળ જતાં પહાડોની ઉંચાણમાંથી પાણીનાં નાનાં મોટાં ઝરણાં ને ઝરાઓ સંખ્યાબંધ વહી નીચાણમાં આવતા ને જોનારના મનને રંજન કરતા ઘણે સ્થળે જણાય છે.

જેમ જેમ આગળ જતા જઇએ છીએ તેમ તેમ નાટક કે સીનેમાના વખતોવખત બદલાતા પડદાના બનાવટી દેખાવોની માફક નહિ પણ કુદરતી રીતે બનેલા ખરા દેખાવો એક પછી એક જ્યાં જ્યાં દૃષ્ટિ કરીએ ત્યાં ત્યાં દરેકે દરેક સ્થળે દિલખુશ, મનને તાજુબી પમાડનારા, અવનવા, આશ્ચર્યકારક ને આનંદદાયક દેખાય છે. તે પછી છેક નીચાણમાં પંચતરણી નામની પાંચ નદીઓ ઉતર્યા બાદ ૧૨૯૦૦ ફૂટની ઊંચાઈ પર આવેલા **પંચતરણી** નામના પડાવે પહોંચાય છે.

અત્રે વાવજન કરતાં પણ વિશેષ ઠંડી હોય છે, ને પડાવ નદીના કિનારે હોવાથી પાણી પણ નદીનું જ પીવાય છે. નદીનું પાણી બરફમય હોવાથી નદી ઉતરતાં પગ કળી જઇ બહેરાં ઠુંઠ થઈ જાય છે. પરંતુ ઘોડા ઉપર બેસીને જનારને પાણીમાં ચાલવું પડતું નથી. આ પડાવની સરખી જમીન ૪૦ થી ૫૦ એકર જેટલી છે. ઝાડનું નામ નિશાન નથી, ને આ સ્થળની ચારે બાજુએ નિરંતર બરફાચ્છાદિત વિશાળ પહાડો ફરી વળેલા છે, જેથી જાણે જબરદસ્ત મોટા કોટ મધ્યે આવેલા કિલ્લામાં રહ્યા હોઇએ તેમ લાગે છે. અત્રે પણ ચંદન વાડી જેવી ત્રણ કોટડીઓ પડત હાલતમાં હતી.

## પંચતરણીથી અમરનાથ.

અત્રેથી અમરનાથ ૪ માઇલ છે. રસ્તો પહાડી ચઢાઇ ઉતરાઇનો છે. પંચતરણીમાં બધો સામાન મૂકી એક બોજો ઉંચકનાર મજૂર ને બેસવાના ઘોડાઓ સાથે લઇ અમો પંચતરણી નદી ડાબે હાથે વહે તેવે રસ્તે ચાલતા થયા. ૨॥ માઇલ ગયા પછી ૦॥ માઇલની ઉતરાઇ આવે છે. પહાડની ખીણપર જ ફક્ત ૨ ફૂટ જેટલો રસ્તો અગવડ ભરેલો આવે છે. તે પછી બન્ને બાજુએ હજારો ફૂટ ઉંચાઇના પહાડોની વચ્ચે એક બરફથી ભરપૂર ઢંકાયેલી ખીણમાં થઇને ૦॥ માઇલ જેટલું બર્ફ ઉપર થઇને જવું પડે છે.

ઘોડા, કંડી, દંડી, જેપાનમાં બેસનારને બરફમાં ચાલવાની જરૂર પડતી નથી. પગે ચાલનારે મજબૂત જોડા પહેરવાથી બરફની અસર થતી નથી. ચાલનારે સાથે લાકડી રાખવી ફાયદાકારક છે. સાધનવિના બરફમાં ચાલવું તે પગને નુકસાનકારક છે. અમો સર્વે ઘોડા ઉપર બેઠેલાં હોવાથી બરફમાં ચાલવાની હરકત બીલકુલ ભોગવવી પડી નથી. જ્યારે અમરનાથની ગુફા ૧॥ માઈલ દૂર રહે છે ત્યારે તે ગુફાનું મુખ સ્પષ્ટ રીતે જનાર યાત્રીઓ જોઈ શકે છે, ને તેનાં દૂરથી દર્શન કરી અમરનાથ સ્વામીની જય પણ બોલાવે છે. એટલું જ નહિ પણ ગુફામાં ફરતાં માણસો પણ ત્યાંથી નજરે જોઈ શકાય છે.

તે પછી પશ્ચિમાભિમુખે વહેતી નદી ઓળંગી ૧ ફરલાંગ જેટલું પહાડપર ૫૦ ફૂટ ઉંચે ચઢતાં અમરનાથની પવિત્ર ગુફાનું દક્ષિણાભિમુખનું દ્વાર આવે છે. આ સ્થળે માત્ર તીર્થનાં કારણે યાત્રીઓ જ આવે છે. એમ નથી પણ ઘણા યુરોપીઅનો ને દેશીઓ પણ ફક્ત ગુફા ને બરફનાં બનતાં લિંગોને જોવા ને સેલગાહ કરવાને માટે પણ આવે છે.

### અમરનાથનું સ્થળ.

શ્રીનગરથી ૮૬ માઈલપર ઈશાન ખુણામાં આવેલા પર્વતનાં નીચાણની તળેટીમાં દરિયાની સપાટીથી ૧૩૦૦૦ ફૂટની ઉંચાઈપર અમર નાથનું પવિત્ર સ્થળ આવેલું છે. ત્યાંના આજુબાજુના ગગનગામી વિશાળ પહાડોના શિખરોની ટોચોની ઉંચાઈ તો અત્રેથી બીજા ૫૦૦૦ ફૂટની છે, એટલે તે શિખરોની ઉંચાઈ દરિયાની સપાટીથી ૧૮૦૦૦ ફૂટની છે. ગુફાથી દક્ષિણ તરફના દેખાતા ઉંચા પહાડના શિખરની ટોચ ૧૭૦૦૦ ફૂટની ઉંચાઈપર છે, જ્યારે પશ્ચિમ તરફના **કોહેગવાશબરાર** નામના પહાડની ટોચ ૧૭૮૦૦ ફૂટ ઉંચી છે. ત્યાંના ઘણાખરા પહાડોની ટોચોપર નિરંતર બરફ જામેલો જ રહે છે. તેની ઉપર ઉનાળામાં સખત સૂર્યનો તાપ પડવા છતાં તે બરફ પૂરેપૂરો પીગળતો જ નથી, અને ઑકટોબર, નવેમ્બરમાસથી પાછો તેના ઉપર બીજો બરફ

પડે છે, એમ દરસાલ વારંવાર જૂનાપર નવો બરફ પડતો રહી તેનો મોટો પહાડ બનતો જાય છે, ને તેથી તે પહાડના ઘેરાવામાં ને ઉંચાઈમાં પણ દરસાલ વધારો જ થાય છે. એવી રીતે ઉપરા-ઉપરી બરફના થર જામી જવાથી નીચે નીચેનો બરફ સફેત રંગના આકારના પથ્થરની માફક કઠણ થઇ ઘણા લાંબા કાળે તે બરફનું રૂપાન્તર થઇ જઇ તેના આરસ પહાણની માફક સફેત દૂધ જેવા પથ્થરો બને છે. એવા રસ્તામાં તૂટેલા પર્વતની ટોચના પડેલા પથ્થરો અત્રે અમારા જોવામાં ઘણી જગ્યાએ આવ્યા હતા જો તે પથ્થરો કાળાન્તરે આરસપહાણ ( સંગેમર-મર ) થઈ જતા હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.

## અમરનાથની ગુફાનું વર્ણન.

આ પવિત્ર ગુફા કોઇએ કોતરી કાઢી બનાવેલી નથી, પરંતુ કુદરતી રીતે જ બનેલી છે, ને તે બારણા વિનાની ખુલ્લી જ છે. ગુફાનું મુખ દક્ષિણાભિમુખનું છે, એટલે તેમાં પ્રથમ પ્રવેશ કરવા માટે ઉત્તર તરફ મુખ રાખીને જવાય છે. આ ગુફાનું મુખ લંબગોળાકારે છે, ને તેના શરૂઆતના પ્રવેશ કર-વાના ભાગ આગળ પ્રથમ આ ગુફા તેના જમીનદળથી તે છત સુધીની ઉંચાઈમાં ૧૫૦ ફૂટની ઉંચાઈની ને ૯૦ ફૂટની પહોળા-ઇની છે, જ્યારે શરૂઆતથી તે ગુફાની છેવટ સુધીની લંબાઇ ૧૩૧ ફૂટની છે, અને છેવટની જમીનદળથી છત સુધીની ઉંચાઈ માત્ર ૧૦ ફૂટની જ છે. તેનું આશરે ક્ષેત્રફળ ૧૧૭૯૦ ચોરસ-ફૂટનું છે. તેમાં આશરે ૨૦૦ થી ૨૫૦ માણુસ સમાઈ શકે તેવડી છે. આ ગુફા ઢાળ ઉતાર છે. ગુફાના મુખમાં પેઠા પછી ઢાળ ચઢવો પડે છે, જેથી ઉપલી છત સરખી હોવા છતાં જેમ જેમ અંદર જઈએ છીએ તેમ તેમ આપણે ઉંચાણુમાં ચઢતા જતા હોવાથી છેવટે જમીનથી છત ૧૦ ફૂટ જ ઉંચી રહે છે. આ ગુફાને **અમરનાથની ગુફા** કે **કૈલાસ-ગુફા** પણ કહે છે.

ગુફામાં પ્રથમ સીધું ઉત્તર તરફ ૧૫ ફૂટ જેટલું જઈને, તે પછી ડાબા હાથ તરફ પશ્ચિમ તરફ જઇને, ગોળાકાર ગુફાની ભેખડ તરફ ફરતાં ફરતાં ઉત્તર તરફ જઇને, છેવટે પૂર્વમાં જવાય એવી રીતે ગુફામાં ચાલવાનોરસ્તો છે.

**ગુફાની અંદર છેવટની ઉંચાઇએ બીજી નાની ગુફાઓ.**

ગુફાના છેક છેવટના ભાગે પૂર્વ તરફ જતાં મનુષ્યપૂર ઉંચે છેવટની ભેખડમાં પગથીઆંને આકારે પથ્થર ગોઠવી ચઢવાનો રસ્તો કરેલો છે. ત્યાં થઇને તે ગુફામાંજવાય છે. ત્યાં ભેખડમાં ગુફાના આકારની ૬ થી ૮ ફૂટની લંબાઈની ૪ ફૂટ પહોળી ને ૬ ફૂટ ઉંચી એવી તે ગુફા છે. તેના અગ્નિ ખુણામાં ૨ ફૂટની ઉંચાઈએ ભેખડમાં ૪ ફૂટ ગોળાકાર બાકાના આકારની ને ૪ ફૂટ ઉંડી એવી બે નાની બીજી ગુફાઓ પણ છે.

આ ગુફા જોવા માટે અન્ય ધર્મના મુસલમાન, પારસી, ખ્રીસ્તી, યુરોપીઅન, અમેરિકન, ચીના, જાપાની વિગેરે હરેક કોમોના મનુષ્યો પણ અત્રે આવે છે, અને ત્યાંના ફોટાઓ પણ લે છે. અમારો ફોટો પણ ગુફામાં એક પાદરીએ લીધો હતો.

આ ગુફાનું સ્થળ અદ્દ્ભુત ચમત્કારી, મનોહર ને આશ્ચર્યકારક, ભક્તિ, મુક્તિ દાતાને સાક્ષાત્ શંકરનું કૈલાસ ધામ જ છે.

આ ગુફામાં અમે તથા અમારી સાથેના બે ઘોડાવાળાઓ ને એક બોજો ઉચકનાર મજૂર તથા ગુફાનું દિગ્દર્શન કરવામાટે આવેલ એક યુરોપીઅન પાદરી, તેમ બીજા બે યુરોપીઅન ગૃહસ્થો ( કે જેઓ ટીબેટ દેશના લદાક શહેર તરફ જવાના હતા ), તેમજ બીજી બે યુરોપીઅન મડમો ( કે જે અમરનાથથી પાછી ફરવાની હતી. ) એ રીતે અમે સર્વે મનુષ્યો આ ગુફામાં દાખલ થયાં.

પ્રવેશ કરતાં જ એક ભગવાં વસ્ત્ર ધારણ કરી તપશ્ચર્યા કરતા એવા એક મહાત્મા બરફના લિંગોની સન્મુખ બેઠેલા અમારા જોવામાં આવ્યા. આ ગુફાની હરેક હકીકત પૂછવાની તીવ્ર ઇચ્છાને લીધે અમે તેમની પાસે ગયાં, ને પ્રણામ કરી બેઠાં.

આવા પવિત્ર આત્માનાં દર્શનનો અમને લાભ મળે અને તેવા સુપાત્રને જો દાનદક્ષિણા આ સ્થળમાં અપાય તો અમારૂં મહદ્ભાગ્ય સમજવું; એમ ધારી પાંચ રૂપીઆની નોટ દક્ષિણા તરીકે તેઓના આગળ ધરી ત્યારે તેઓ બોલ્યા કે હું તો સન્યાસી છું, જેથી કોઇની પણ પાસેથી ધન લેવાનો મને અધિકાર નથી, માટે આ રૂપીઆ તમે પાછા લઇ લ્યો. ત્યારે મેં કહ્યું કે અત્રે આપને કોઈ પણ જરૂરીઆતની વસ્તુઓ હું લાવીને આપી શકું તેમ નથી, જેથી ભલે આ રૂપીઆનો આપ સ્પર્શ કરશો નહિ, પરંતુ તે હું આ સ્થળે અલગ મૂકી જાઉં છું. તેમાંથી ખોરાકીની વસ્તુઓ અથવા વસ્ત્ર જે આપને જોઈતું હોય તે જતા આવતા યાત્રી કે મજૂરો પાસે મંગાવશો. ત્યારે તેમણે કહ્યું કે હું કોઈ પણ પ્રકારનું દાન નહિ લેતાં, એક માસનું અનુષ્ઠાન આરંભી આષાઢ સુદ ૧૫ થી અત્રે દાખલ થયો છું, અને શ્રાવણ સુદ ૧૫ સુધીમાં મારૂં આરંભેલું અનુષ્ઠાન પૂરૂં થવાથી મારી આદરેલી તપશ્ચર્યાની સમાપ્તિ થશે માટે મારે પૈસાની કંઈ જરૂર નથી આ પ્રમાણે તેઓ બોલ્યા ને નોટ લીધી નહી ત્યારે, આ કૈલાસ સમાન મહા પવિત્ર ભુમિમાં, આવા નિઃસ્પૃહી, શાન્તવૃત્તિવાળા સન્યાસી કે જેમની નિરંતર તપશ્ચર્યા ચાલુ જ છે, તેવા પૂજ્યપાદ સાક્ષાત્ નારાયણ સ્વરૂપનાં અમને આવે સ્થળે જ્યારે દર્શન થયાં ત્યારે તો અમે સાનંદાશ્ચર્યમાં ગરકાવ થઈ જઇ દ્રવિત હૃદયે મસ્તક નીચું નમાવી તેમને સંપૂર્ણ પૂજ્યભાવથી સાષ્ટાંગ નમસ્કાર કર્યા, બાદ મેં તેમને પૂછયું કે- "આવા નિર્જન ઘોર, જંગલમાં આપ એકલા રહો છો તો આપનો નિર્વાહ કેવી રીતે ચલાવો છો ?" તેના ઉત્તરમાં તેઓએ કહ્યું કે મારે એક માસ ચાલે તેટલો સીંગોડાંનો આટો હું સાથે લાવેલો છું. તેમજ, કોઇ કોઇ વખત તે સિવાયની વસ્તુનો આહાર કરવા માટે થોડી દાળ, ચોખા ને ઘઉંનો લોટ પણ સાથે રાખેલો છે, છતાં ઘણેભાગે સીંગોડાંના લોટ ઉપર જ મારો નિર્વાહ ચલાવું છું, અને તે લોટ કાચો પાણીમાં મેળવીને આ

રાંધીને, એમ હરકોઈ રીતે ખાવા છતાં તે બીલકુલ નડતો નથી, ને તેથી વિશેષ લાકડાંની પણ જરૂર પડતી નથી. ઓઢવાને માટે કામળ વિગેરે ગરમ કપડાં રાખેલાં છે, ને સૂવાને માટે આ સામી દેખાતી ઉંચી ગુફા છે તેમાં રાત્રિએ સૂઇ રહું છું. પાણી તો અત્રે નદી વહ્યાં કરે છે, જેથી મારો નિર્વાહ મારી ઇચ્છાનુસાર ઘણી સારી રીતે ચાલે છે, એમ તેમણે જણાવ્યું.

અમે શ્રાવણનાં પુનેમ સિવાયના દિવસોમાં યાત્રાએ આવેલાં હોવાથી પંડયો સાથે નહતો, એટલે દર્શન કોનાં અને કેમ કરવાં તેની માહીતી મેળવવામાટે પણ આ મહાત્માને પૂછતાં તેઓએ દર્શનની અમને પોતાની જાણ પ્રમાણે સમજણ આપી. જે પ્રમાણે તે મહાત્માએ કહ્યું તે જ પ્રમાણે અમારી સાથે આવેલા મજૂરોમાંના એક ઘોડાવાળાએ પણ કહ્યું. જેથી બન્નેની હકીકત એક સરખી મળતી આવવાથી તે વિષે અમારી ખાત્રી થઇ ને શ્રદ્ધાયુક્ત સપ્રેમ સન્યાસી મહાત્માને પ્રણામ કરી, પ્રથમ ગણપતિનું માનસિક પૂજન કરી, હૃદયમાં તેમનું ધ્યાન ધરી, સાષ્ટાંગ નમસ્કાર કરીને છેવટે જ્યારે અમે ત્યાં દક્ષિણા મૂકી કે તરત જ અમારી સાથેના મુસલમાન મજુરો વહેલો તે પહેલો એમ તરાપ મારી, દક્ષિણા લેવા એક સામટા બધા તૂટી પડયા, ને જેના હાથમાં જેટલી આવી તેટલી દક્ષિણા તેણે લઇ લીધી.

તેજ પ્રમાણે, પાર્વતીજીનું માનસિક પૂજન કરી હૃદયમાં ધ્યાન ધરી શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરી જેવી દક્ષિણા મૂકી કે ત્યાં પણ તે લોકોએ તેમજ કરી દક્ષિણા લઇ લીધી.

છેલ્લે શંકરનું પૂર્ણ પ્રેમથી ધ્યાન અને માનસિક પૂજન અર્ચન કરી થયેલા આનંદથી તલ્લીન બની, ઘણા દિવસોની ધારેલી શંકર અમરનાથનાં દર્શનની અભિલાષા પૂર્ણ થઈ. સમજી, ઘણી જેહેમત ખેંચી અત્રે સુધી આવ્યાનું અમારૂં સાર્થક થયું માની, અત્યાનંદમાં આવી ગદગદિત કંઠે જાણે અલક્ષ્ય વસ્તુની પ્રાપ્તિ થઈ હોય તેમ મનને સચોટ લાગતાં, નિજાનંદમાં નિમગ્ન

થયા હોઈએ તેમજ લાગ્યું. હે વાચકવર્ગ ! તે વખતે અમારી તથા જનાર યાત્રીઓની યાત્રા કરી રહ્યા પછીની કેવી સ્થિતિ થાય છે તે, દર્શન થયા પછી થતી યાત્રીઓની સ્થિતિનું હવે પછીનું યાત્રાનું વર્ણન વાંચવાથી તેનો કંઈક ખ્યાલ તમોને તરત આવશે.

અમે ત્રણે જણે જે જે દક્ષિણા મૂકી તે પ્રથમની પેઠે તે સર્વે મુસલમાન લોકો ચડપો ચડપ મોટી મારામારી સાથે એક એકના હાથમાંથી ખુંચાવી લેવાની તજવીજ કરવા લાગ્યા, કેમકે ગણપતિ ને પાર્વતીજી આગળ જે જે દક્ષિણા મૂકવામાં આવી હતી તેના કરતાં પણ વિશેષ દક્ષિણા અત્રે મૂકવામાં આવેલી હોવાથી તેઓ તાકીજ રહ્યા હતા, ને અંદર અંદર પોતાની ભાષામાં ક્રોધ કરી એક બીજાનો હક્ક સાબીત કરતા હતા. અમે તેમને કહ્યું કે તમે મુસલમાન થઇને આ હિંદુના દેવળમાં આવો છો એટલુંજ નહિ પણ, અહિંની મૂકેલી દક્ષિણાને પણ તમે લૂંટ પાડી લઈ લ્યો છો તે ઘણું અઘટિત થાય છે. આથી અમારી લાગણી દુખાય છે, ને તમે પણ પાપના ભાગીદાર થાઓ છો.

ત્યારે તેઓ હિંમતથી બોલ્યા કે એ તમે શું બોલો છો ? અહિં તો અમારો સંપૂર્ણ હક્ક છે. હજારો વર્ષોથી વંશપરંપરાપૂર્વક અમે લેતા આવ્યા છીએ અને લઇશું, તેથી તમે તમારી લાગણી દુખાવશો નહિ. તમે જે દાન દક્ષિણા વિગેરે મૂકયું તે શંકરને અર્પણ થઈ ચૂકયું છે; તેમ નિશ્ચયપૂર્વક જાણજો. ત્યારે અમે તેમને પૂછયું કે તમારો હક્ક કેવી રીતે થયો ? એ અમને આશ્ચર્યકારક લાગે છે. તેના જવાબમાં પણ તેમણે પાછો તેજ ઉત્તર કહ્યો કે હમો તો હજારો વર્ષોથી વંશપરંપરાથી લેતા આવ્યા છીએ.

આ બનાવથી અમે ખિન્ન હૃદયે શોકાતુર બન્યાં. એટલે તે સંન્યાસી મહાત્મા પણ કહેવા લાગ્યા કે "અત્રે જે જે યાત્રીઓ હું છું તેટલામાં આવી ગયા છે તે સર્વેએ જે જે દાનદક્ષિણાઓ

મૂકી છે તે સર્વે તેમની સાથે આવેલા મુસલમાન મજૂરોએ જ આ પ્રમાણે લઇ લીધી છે, જેથી આ અમરનાથ જેવા પવિત્ર તીર્થસ્થળમાં આ પ્રમાણે બનતા અનર્થથી મારૂં મન પણ ક્ષુભિત થયું છે, માટે જો તમારાથી બનતું હોય તો રાજ્યના અધિકારીઓને જણાવવાની તજવીજ કરશો, અથવા તો આ બાબતની અરજી રાજ્યમાં કરશો કે જેથી એનો બંદોબસ્ત થાય." મેં તેમને કહ્યું કે "આ બાબત હું કંઇ કરી શકીશ, કેમકે અનંતનાગ જીલ્લાના તેહેશીલદારની સાથે તથા મહારાજા સાહેબના એડીકૅાંગ સાથે મને પ્રસંગ છે, તેથી તેમના રૂબરૂમાં આ બનાવ કહી બંદોબસ્ત કરાવવા કહીશ, કારણ કે અમરનાથનું સ્થાન તેમના અધિકારમાં છે, ને તે તેહેશીલદાર સાહેબ સાથે મારે થયેલી વાતચિતમાં તેઓ કહેતા હતા કે હું પણ આ વખતે અમરનાથ જવાનો છું."

આ પ્રસંગમાં પેલા યુરોપીઅન ગૃહસ્થો, ગુફા ને લિંગો વિગેરેનું સંપૂર્ણ નિરીક્ષણ કરી પોતાને યોગ્ય લાગતા ગુફાઓના ફોટા લઈ, તે મહાત્મા પાસે આવી ઉભા હતા. તેઓએ પણ મહાત્મા સાથે હિંદીમાં વાતચિત કરવા માંડી, ત્યાં તો તે સંન્યાસી મહાત્મા અંગ્રેજીમાં અવિચ્છિન્ન એક અંગ્રેજની માફક શુદ્ધ બોલવા લાગ્યા, અને તે ઉપરથી મહાત્મા અંગ્રેજી ઘણું સારૂ જાણે છે, એવી અમારી ખાત્રી થઈ. આ યુરોપીઅનોની સાથે મારે પણ હિંદુસ્થાનીમાં કેટલીક વાતચીત થઇ. તેથી તેઓએ લીધેલા અમરનાથની ગુફાના ફોટાઓ મને મોકલી આપે તેમ તેમને મેં કહ્યું, ત્યારે તેઓએ કહ્યું કે "ફોટા બરાબર લેવાયા હશે તો અમે તમને જરૂર મોકલી આપીશું." એમ કહેવાથી તે ત્રણે યુરોપીઅન ગૃહસ્થોને મેં મારૂં સરનામું લખાવ્યું, ને તેમનું સરનામું મેં પણ લખી લીધું.

ત્યારબાદ સંન્યાસી બાવાએ અમારી જ્ઞાતિ ને ધંધો પૂછતાં હું ગુજરાતી બ્રાહ્મણ છું, ને જ્યોતિષનો ધંધો કરૂં છું તેમ જ્યારે મેં કહ્યું ત્યારે તેમણે કહ્યું કે તમે સંસ્કૃત જાણો છો?



અમરનાથની ગુફાના મોઢા તરફના છતના ભાગના દેખાવનો ગુફામાં હમારી હાજરી વખતે એક યુરોપ્યને લીધેલો ફોટો જેમાં જેણે કમરપર બન્ને હાથો મુકેલા છે તે ઉભા રહેલા જોશી સોમેશ્વરનો પાછલનો પીઠનો દેખાવને બીજા ઉભેલા યુરોપ્યન્ ગૃહસ્થોનો દેખાવ છે.

Lakshmi Art, Bombay, 8

મેં કહયું કે થોડું ઘણું જાણું છું, એટલે તો તે મહાત્મા સંસ્કૃતરૂપી ગીર્વાણ વાણીમાં બોલવા લાગ્યા. મેં તેમને વિનંતિ કરી કે આપનું આ બોલવું હું ઘણે ભાગે સમજું છું પણ સંસ્કૃતમાં બોલી શકતો નથી, તેથી તેમણે પછી હિંદીમાંજ વાત કરવા માંડી. ને મને ગુજરાતી જાણી તેમણે કહ્યું કે ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ, વિગેરેમાં મારૂં ઘણાં વર્ષો સુધી રહેવું થયું છે, ને ઘણે ભાગે જૂનાગઢ તરફ હું વિશેષ રહું છું. આ મહાત્માની સાથેની વાતચિત પરથી જણાયું કે તેઓ એક અસાધારણ વિદ્વાન્ હોઈ ઘણી ભાષાઓપર પોતાનો સારો કાબુ ધરાવતા હતા.

## ગુફામાં બનતા લિંગોની બાબત.

### બરફનો ઢગલો ૧લો.

ગુફામાં પેસીને પશ્ચિમ તરફ જતાં ભેખડની નજીક ૬ ફૂટના કંપાસના ઘેરાવાનો બરફનો ઢગલો છે, પણ તેનો લિંગનો આકાર નથી તેથી તેની પૂજા પણ થતી નથી.

### પાર્વતીજી સ્વરૂપી લિંગ ૨ જું.

વાયવ્ય ખૂણા તરફ ૧ાા ફૂટના કંપાસના ઘેરાવાનો બરફનો ઢગલો ગુફાની કઢણને લાગીને છે તે ઢગલાની ટોચ ઉપર કઢણમાંથી દરમિનિટે ૫ થી ૬ ટીંપાં પાણીનાં નિરંતર ઝર્યા કરે છે. અત્રે ઠંડી હવાને લીધે તે ટપકતું જળ પહાડમાંથી બહાર આવતાં જ બરફ રૂપ બની જાય છે, પણ તેનો અદ્‌ભુત ને આશ્ચર્યકારકરૂપ ચમત્કાર તો એ છે કે પહાડોપરનો દરેક જાતનો બરફ દૂધ જેવો સફેત હોય છે, જ્યારે આ બરફનો ઢગલો સફેત હોવા છતાં તેમાં આસ્માની રંગની છાયાવાળો છે. એટલું જ નહિ પણ, તે બરફના ઢગલાની ટોચપર ૨ાા ઈંચના ઘેરાવાનું ને ૪ ઇંચની ઉંચાઇનું બરફનું પારદર્શક કાચ જેવું લિંગ બંધાય છે. એમ તે એક જ બરફનો ઢગલો હોવા છતાં બરફના ઢગલાનો રંગ જૂદો ને તે ઢગલાપરના બનેલા લિંગનો રંગ જૂદો જ માલમ પડે છે, તેથી જાણે ઢગલારૂપી જળાધારીના મધ્યમાં

પારદર્શક સ્ફાટિકનું બાણ સ્થાપ્યું હોય તેવું તાદૃશ્ય દેખાય છે. આ લિંગને **પાર્વતીજી** કહે છે.

## શંકરસ્વરૂપી લિંગ ૩ જું.

તેથી આગળ ચાલતાં ઉત્તરમાં ૧ ઢગલો ૨ ફૂટના ઘેરાવાનો આવે છે. તેના ઉપર પણ ભેખડમાંથી પાર્વતીના ઢગલાની માફક પાણીનાં ટીંપાં ઝરે છે, ને ઢગલા ઉપર પારદર્શક ૩ ઇંચના ઘેરાવાનું ને ૬ ઇંચ ઉંચાઈનું લિંગ બનેલું છે. આને **શંકરનું લિંગ** કહે છે.

## ગણપતિસ્વરૂપી લિંગ ૪ થું.

તે પછી ઇશાન ખૂણામાં આગળ ૧૫ ફૂટ દૂર જતાં, ૦॥। ફૂટના કંપાસના ઘેરાવાના બરફના ઢગલાપર ૨ ઇંચના ઘેરાવાનું ને ૩ ઇંચની ઉંચાઈનું, બરફનું પ્રથમના બે લિંગોના જેવું, પારદર્શક બાણ છે. આ બાણને **ગણપતિનું લિંગ** કહે છે. એ પ્રમાણેના ત્રણે થતા લિંગોમાં શંકરના લિંગનું નામ **અમરનાથ** કે **અમરેશ્વર** છે, ને તેમાં શંકરની ષોડશ કલાઓમાંની **ઉમાકલા** નામની શક્તિ આ લિંગમાં સ્થાપન કરેલી છે.

## બરફના લિંગોમાં દર માસે થતો આશ્ચર્યકારક ફેરફાર.

દરેક માસના સુદ ૧ થી ચંદ્રની ચઢતી કળાઓની સાથે સાથે બરફનું લિંગ વૃદ્ધિ પામતું થોડે થોડે બનતું જાય છે. તે દરરોજ થોડું થોડું વધારે થતું થતું દરેક માસની પુનમે જેમ ચંદ્ર પૂરેપૂરો થાય છે તેમ આ લિંગ પણ પૂર્ણિમાએ પૂરેપૂરૂં થઈ જાય છે. વળી, કેટલાક એમ પણ કહે છે કે દરેક પૂર્ણિમાએ જ્યારે લિંગ બને છે ત્યારે લિંગની આજુ બાજુ ગળામાં વીંટાઈ વળેલા ફેણુવાળા નાગનો આકાર પણ તે બરફમાં પૂરેપૂરો પુનમે જ થાય છે. ચંદ્ર જેમ દરેક માસના વદી પડવેથી ઘટતો ઘટતો છેક અમાસે તદ્દન દેખાતો નથી તેમ આ લિંગ પણ દરેક માસના વદિ ૧ ના દિનેથી ઘટતું જઈ દરરોજ તેમાં ઘટાડો થતાં થતાં છેક અમાસને દિવસે તદ્દન લિંગનો આકાર અદૃશ્ય થઇ જાય

છે, ને તે પાછો સુદ ૧ થી શરૂ થવા માંડે છે. એ પ્રમાણે દરેક માસે શુકલ પક્ષમાં (અજવાળીયામાં) વધવું ને કૃષ્ણ પક્ષમાં (અંધારીયામાં) તે લિંગનું ઘટવું એમ નિરંતર થયા કરે છે. એવું ત્યાંના પંડયાઓનું કહેવું છે ને અમરનાથના માહાત્મ્યમાં પણ તેમજ લખેલું છે તેથી જ, દરેક પુનમે દર્શન કરનારને તે પૂર્ણ બનેલા લિંગનાં દર્શન થાય છે, જ્યારે અન્ય દિવસોએ દર્શન કરનારને તે અપૂર્ણ રહેલા લિંગનાં દર્શન થાય છે. પરંતુ, દરેક પુનમે દર્શન ન કરતાં શ્રાવણની જ પુનમે દર્શન કરવા જવાનું કારણ એ છે કે તે સમયે રસ્તામાંના બરફનું ઓછું થવું, ઋતુની વિશેષ અનુકૂળતા ને મેળાને લીધે દરેક વસ્તુનું મળવું, રસ્તાનું સુધરવું, છડીના સંઘને લીધે જોઈતી દરેક સગવડો ને સરકારનો બંદોબસ્ત વિગેરેને લીધે તે જ પુનમે સગવડ ભરેલી રીતે યાત્રા થઈ શકે છે. તેમજ ખરી રીતે **અમરકથામાં** તે જ પુનમે દર્શન કરવાથી મહા પુણ્યપ્રદ ફળ મળેછે એમ વર્ણવેલું છે તેથી દરેક માસની પુનમો કરતાં શ્રાવણની પુનમે દર્શન કરવું તે વિશેષ પુણ્યફલપ્રદ છે. તેમજ વળી, **અમરનાથ માહાત્મ્ય**માં છડીનાં દર્શન કરવાની પણ આજ્ઞા કરેલી છે. તે છડીનાં દર્શન પણ તે જ વખતે થતાં હોવાથી તે પુનમને અતિ વિશેષ મહિમાવાળી વર્ણવી છે.

## અત્રેનાં દેવતાઈ ને દર્શનીય કબૂતરોની બાબત.

આ કબૂતરો આશ્ચર્યકારક નવાઈ ઉપજાવનારાં છે. ને તેઓ આ ગુફાની નજીકમાં જ જોવામાં આવે છે, ને તેમનું ફરવું, હરવું ને રહેવું પણ આ ગુફાના નજીકની કઢણોમાં કે ગુફામાં જ હોય છે. ઘણે દૂર પણ તે જતાં જ નથી. અત્રેથી ૧ માઇલ પછીથી આખા કાશ્મીર દેશમાં કે બીજા હરકોઇ સ્થળે અમારી મુસાફરી દરમિયાન આવાં કબૂતરો અમારા જોવામાં તો શું પણ સાંભળવામાં પણ આવ્યાં નથી. અત્રે આટલી બધી ઉંચાઇએ જ્યાં મનુષ્યોની તો વસ્તી જ નથી, ને ઝાડ સુધ્ધાંનું પણ નામ નિશાન નથી, ને ગગનગામી જ્યાં ત્યાં બરફમય પહાડોનાં

શિખરો જેવાં વિશાળ ને ભયાનક લાગતા સ્મશાનભૂમિ જેવાં નિર્જન વનનાં ઘોર જંગલમાં, આ પ્રાણી નજરે પડે છે તે જ આશ્ચર્યકારક લાગે છે. આ કબૂતરોનો સંપૂર્ણ આકાર બીજાં કબૂતરોના જેવો જ છે, એટલે તે કબૂતર જ છે એમ વગર શકે કહી શકાય છે. પરંતુ, બીજાં કબૂતરો જ્યારે આસ્માની રંગનાં ને તેમાં કાળી પટ્ટીવાળાં હોય છે જ્યારે આ કબૂતરો તેજની પ્રભાવાળી ચમકદાર પાંખોવાળાં, તપખીરીઆ રંગનાં, ને તેમાં કાળા પટ્ટાવાળાં છે, વિશેષમાં, માથામાં અને ડોકમાં ધોળા પટ્ટા જણાય છે. બીજો ફરક એકે બીજાં કબૂતરો કરતાં તેઓ કદમાં સ્હેજ નાનાં ને હોલાના કરતાં મોટાં હોય છે. તેમની આંખો ઘણી જ ચળકતી ને તેજદાર દિસે છે. તેમની ચાંચ સોનેરી ને આસ્માની રંગની છાંયવાળી ચળકતી છે. બાકી તેમનું હલન ચલન, ને ઉઠવા બેસવાની ઢબ તો બીજાં કબૂતરોને મળતી જ છે. અત્રે તેમને શું ખોરાક મળતો હશે ? તે પણ વિચારવા જેવું છે. ધારીને જોતાં તે નીડર ને ઘણાં સોહામણાં પ્રાણી છે. તે જોનારના મનને આનંદ ઉપજાવી મોહ લગાડનારાં ને યાત્રીના મનમાં તેમના પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન કરાવનારાં લાગે છે. પોતે પણ જાણે ખુશ મિજાજમાં હોય તેવાં ને દર્શન કરવાથી યાત્રીનાં જાણે કષ્ટ ને પાપોને હરનારાં હોય તેવાં તે અલૌકિક પ્રાણી પ્રત્યક્ષ દેખાવા સાથે જોનારની અજાયબીમાં ઓર વધારો થાય તેવાં તે ચિત્તાકર્ષક પણ છે.

એટલું જ નહિ પણ, જેવું પુણ્ય અમરનાથના બરફના લિંગનાં દર્શન કરવાથી થાય છે તેવુંજ પુણ્ય આ કબૂતરનાં દર્શન કરવાથી થાય છે એવું અમરકથામાં લખેલું છે.

પ્રથમ આ કબૂતરનું એક જ જોડું હતું. હાલમાં તેનો વંશ વધવાથી બીજાઓના કહેવા પ્રમાણે આવાં ૩૦ થી ૪૦ કબૂતરો અત્રે છે. પરંતુ, અમે તો જે વખતે ગુફામાં હતાં તે વખતે એકે કબૂતર ત્યાં હાજર નહતું. દર્શન કરી અત્રે ગુફા જોતાં

હતાં તેટલામાં કબૂતરનું એક જોડું ઉડીને ગુફામાં આવ્યું, ને અમે તેનાં દર્શન પૂર્ણ પ્રેમ ને શ્રદ્ધાથી કર્યાં, તેટલામાં તે જોડું ગુફામાં પશ્ચિમ તરફનો પહેલો બરફનો જ્યાં ઢગલો હતો ત્યાં ૬૦ ફૂટની ઉંચાઈપર જઈને બેઠું, ને તેમાંનું એક તો મિનિટ બેસીને તરતજ ઉડી ગયું, જ્યારે બીજું બેઠું જ રહ્યું હતું તેથી તેની આકૃતિ, રૂપ ને શરીરના અવયવોનો પૂરેપૂરો દેખાવ ધારી ધારીને અમારા જોવામાં આવ્યો હતો. ગુફામાંથી અમે બહાર નિકળ્યાં ત્યાંસુધી તે કબૂતર અંદર બેઠુંજ રહ્યું હતું. આ દૈવી પ્રાણીને જોતાં અમારી અંતરની ઉર્મિ અત્યંત પ્રફુલ્લિત થઈ ને તેના તરફ અમારો પૂજ્યભાવ પૂર્ણ શ્રદ્ધાથી વધ્યો એ અમારો જાતિ અનુભવ છે. તેથી, ખરેખર ! આ કબૂતર નહિ પણ કબૂતરના રૂપમાં રહેલા શાસ્ત્રોક્ત દેવજ હોય એમ ખાત્રીપૂર્વક કહેવામાં કાંઈ પણ અતિશયોક્તિ નથી.

પરંતુ, મુંબઈ પાસે થાણાના વતની એક પારસી ગૃહસ્થ શેઠ ધનજીશાહ સોરાબજી નાજર, જેઓ અમરનાથ ગયા હતા, તેઓ અમને પહેલગામમાં મળ્યા, તે વખતે આ કબૂતરની આશ્ચર્યકારક પરસ્પર વાર્તા કરતાં તેઓ કહેતા હતા કે મેં પણ કેટલીક મુસાફરી કરી છે છતાં તે દરમિયાન આવાં કબૂતરો મારા જોવામાં હિંદુસ્થાનમાં કોઈ પણ બીજે ઠેકાણે આવ્યાં નથી, પરંતુ હું જ્યારે **સીલોન** ગયો હતો ત્યારે મેં આ જાતનાં કબૂતરો ત્યાં **નુઆરાએલીયા** નામના સ્થળે જોયાં હતાં

સીલોન દેશમાં કદાચ ભલે તેવાં કબૂતર હશે, પરંતુ ક્યાં સીલોન ને ક્યાં કાશ્મીર ને તેમાં પણ આખા કાશ્મીરના પ્રદેશમાં એ ફક્ત અમરનાથની ગુફા આગળજ જ્યારે આ દૈવી પ્રાણી જોવામાં આવે છે ત્યારેજ આપણને આશ્ચર્યકારક લાગે છે, તેથી તેમાં કાંઈક દેવાંશીપણું હોવાનો અવશ્ય સંભવ છે એમ માનવાનું કારણ મળે છે વળી, અમરકથામાં તે કબૂતરો અમર છે એમ વર્ણવેલું છે, ને તેમને હજારો વર્ષોથી જનારા યાત્રીઓ

તેજ જગ્યાએ જોતા આવ્યા છે, ને જેઓ જાય છે તેઓ હજી પણ જુએ છે એજ આશ્ચર્યની વાત છે.

વળી, કેટલાક કહે છે કે શ્રદ્ધાળુ ને પુણ્યાત્મા ભાવિક યાત્રીને ઘણી લંબાઈના, સફેત રંગની ચામડીવાળા, પ્રકાશી રહેલો તેજોમય ને દિવ્ય મણિ જેના મસ્તકમાં ધારણ કરેલો છે એવા દૈવી નાગનાં દર્શન પણ અત્રે કોઈક વખત થાય છે.

## દશ્ય ૫ મું.

## અમરનાથની યાત્રાની હકીકત.

### અમરનાથ.



નગાધિરાજ હિમાલયની ઉત્તરે સ્વર્ગસમાન સુશોભિત, પૃથ્વીનાં સર્વ સ્થળોની સુંદરતાઓથી પણ વિશેષ સુંદર, પૃથ્વીના ભૂષણને શણગાર રૂપ, અલૌકિક એવો આ **કાશ્મીર દેશ** છે કે જ્યાં પવિત્ર **વિજયક્ષેત્ર, નંદીક્ષેત્ર, વારાહક્ષેત્ર, માંડવ્યક્ષેત્ર,** ને ભગવાન **ચક્રપાણિનું** પણ ઉત્તમ**ક્ષેત્ર** છે, વળી, જ્યાં પરમપવિત્ર ગંગા સમાન પતિતપાવિની **વિતસ્તા (જેલમ)** નામની ગંગા નદી વહી રહી, તે આખા દેશને પવિત્ર કરે છે; એટલું જ નહિ પણ, જ્યાં શંકર ને વિષ્ણુ કૈલાસ ને વૈકુંઠના અલૌકિક દિવ્ય વૈભવોને વિસારી મૂકીને કાશ્મીરના અસંખ્ય દેવળોમાં નિવાસસ્થાન કરી રહ્યા છે.

તેથી, આખી દુનિયામાં કાશ્મીરની ભૂમિ સર્વથી શ્રેષ્ઠ ને પ્રસિદ્ધ ગણાય છે, ને તે શ્રેષ્ઠ ભૂમિમાં પણ સર્વથી શ્રેષ્ઠ એવી પરમપવિત્ર તીર્થની ભૂમિ **અમરનાથ**ની છે. તે સ્થળ કાશ્મીર દેશની રાજધાનીના મુખ્ય શહેર **શ્રીનગરથી** ઈશાનકોણમાં

આવેલું છે. હિમાલયમાં જેમ **બદ્રિકેદાર** ને ગંગા કિનારે જેમ મુક્તિપુરી **કાશી** એ ધામોનાં તીર્થોને જેમ હિંદુસનાતન ધર્મીઓ પરમ પવિત્ર ને યાત્રાનાં સુપ્રસિદ્ધ સ્થળો માને છે તેમ, કાશ્મીર દેશમાં આવેલું અમરનાથનું તીર્થસ્થળ પણ અતિ ઉત્તમ, પરમપવિત્ર, પુણ્યપ્રદ ને મુક્તિપ્રદ મનાય છે. તેની બરાબરી કરનાર ભારતવર્ષમાં બીજું કોઇ પણ તીર્થ નથી, જેથી આ સનાતનધર્મનું ઉત્તમોત્તમ પરમપવિત્ર તીર્થસ્થાન છે, ને તે સર્વ તીર્થોની ભૂમિ કરતાં પણ વિશેષ શ્રેષ્ઠ ભૂમિ મનાય છે. પૂર્વે ઘણા દેવો, ઋષિઓ, મુનિઓ ને યોગીઓએ પણ આ સ્થળે કઠિન તપશ્ચર્યાઓ કરી પરમસિદ્ધિ મેળવી હતી તેથીજ આ અમરનાથનું તીર્થસ્થળ સર્વથી શ્રેષ્ઠ મનાય છે. તેથી, પૂર્ણ શ્રદ્ધાને ભક્તિભાવથી, યાત્રા અતિકઠિન હોવા છતાં પણ, ત્યાં દરવર્ષે કષ્ટ સહન કરીને પણ, હિંદુસ્થાનને છેક સીલોન સુધીના લોકો યાત્રા કરવા જાય છે. ત્યાં જતાં કે આવતાં, યાત્રામાં જો કોઈ યાત્રીનું અચાનક મરણ રસ્તામાં થઈ જાય તો, તેની અવશ્યમુક્તિ થઈ એમ યાત્રીઓ શ્રદ્ધાથી માને છે.

## (અમરનાથ જતો સંઘ.)

## (અમરનાથ જતી છડીની હકીકત.)

દર વર્ષે શ્રીનગરથી છડી અમીરાકદલ, પહેલાપૂલ પાસે દશનામીના અખાડેથી શ્રાવણ સુદ. ૫ ને દિવસે નિકળે છે. કૈલાસવાસી શ્રીમાન્ ૧૦૮ શ્રી છડીના મહાન્ **જગદ્ગુરૂ શંકરાચાર્યસ્વામી શિવરત્નાનંદ સરસ્વતી,** કે જેઓશ્રી કાશ્મીર દેશના શ્રીમદ્ શંકરાચાર્યની ગાદીના પીઠાધિશ્વર હતા, **અને** જેમની આ દેશમાં મુખ્ય ગાદી શ્રીનગરમાં છે તેઓશ્રીના વખતમાં આ છડી લઇ જવાનો પ્રબંધ ઘણોજ પ્રશંસનીય ગણાતો હતો. દરેક સાધુ વિગેરેનો યોગ્ય સત્કાર થતો ને યાત્રીઓને સુખરૂપ યાત્રા કરાવતા હતા, કેમકે આ રાજ્યમાં **નેકનામદાર મહારાજા,** તેમજ તેમના સર્વ મોટા અધિકારીઓ વિગેરેમાં

તેમની સારી સત્તા ને પ્રતિષ્ઠાને લીધે જે જે બંદોબસ્ત યાત્રા વખતે જરૂરનો જણાય તે તેઓ અધિકારીઓ પાસે કરાવવા સમર્થ હતા ને તે વખતે ખુદ મરહુમ મહારાજા પોતાની ખાનગી (પ્રાયવેટ) મીલકતમાંથી ધનની કેટલીક રકમ પણ સાધુ વિગેરે અભ્યાગતોને આપતા હતા. વળી, દરેક પડાવે સુખરૂપ રહેવાને મુકામ પણ તે ધર્માત્મા મહારાજાના ધર્મરાજ્યમાં બનાવવામાં આવ્યા હતા. તેઓ સનાતન ધર્મના સૂર્યસમાન તેજસ્વી હતા. હાલ પણ તે શંકરાચાર્યની મુખ્ય ગાદીના જે મુખ્ય અધિકારી હોય છે તે, રાજ્યની સંમતિથી આગેવાન હકદાર થઈ, પરંપરાથી ચાલ્યા આવતા રિવાજ મુજબ અમરનાથ જવાને **છડીનો સંઘ** કાઢે છે.

છડીને દિવસે શ્રીનગરમાં મોટો સમારંભ થાય છે. સરકારી વાજીંત્ર (બૅન્ડ) પણ હાજર રહે છે, ને છડીની પૂજા આરતિ કરીને સર્વે તે છડીને શ્રદ્ધા ભક્તિથી વંદન કરે છે, ને પછી તમામ સાધુ સંતો અમરનાથ જવાની તૈયારી કરીને મુખ્ય મહંત સહિત છડીની સાથે એક મોટા વરઘોડા કે સરઘસના રૂપમાં રવાના થાય છે, પ્રથમના મરહુમ મહારાજા પણ આ સમારંભના વખતે હાજર રહેતા હતા. સરકારી મેહેકમા ધર્માર્થપ્રબંધના અધિકારીઓ દરેક વ્યવસ્થા કરવાને આ છડીની સાથે જાય છે, ને પોલીસ પણ બંદોબસ્ત માટે તેમની સાથે ઠેઠ સુધી હાજર જ રહે છે.

આ યાત્રાએ જવા માટે દૂરદૂરના દેશોના સાધુઓ, નાગા બાવાઓ, મઠધારી મહન્તો, સંન્યાસીઓ, વેરાગીઓ ને શ્રદ્ધાળુ ગૃહસ્થ યાત્રીઓ પણ સંઘની સાથે જવા સારૂ પોતપોતાની સગવડ પ્રમાણે આષાઢ વદી ૧ થી કાશ્મીરની રાજધાનીના મુખ્ય શહેર શ્રીનગરમાં આવવા માંડે છે, જેથી આષાઢ વદી ૧૦ થી તે શ્રાવણ સુદ ૫ સુધીમાં દરેક સ્થળેથી આવી સર્વે યાત્રીઓ અત્રે જમા થાય છે, તેથી તે દિવસો દરમ્યાન સાધુ, સંન્યાસીઓ, બાવાઓ, ને પંચરંગી ગૃહસ્થ યાત્રીઓનાં

ટોળેટોળાં આખા શ્રીનગર શહેરના મોટા રસ્તાઓપર જ્યાં ત્યાં ફરતાં નજરે પડે છે.

## શ્રીનગરમાં સાધુને રહેવાની જગ્યા.

શ્રીનગરમાં પરદેશથી આવેલા સાધુ મહાત્માને રહેવા માટે **સનાતન ધર્મપ્રતાપભવન, શીખોની ધર્મશાળા, દુર્ગાનાગ, ધર્મદાસ બાવાનું મંદિર, નારાયણ મઠ, રામબાગ, દશનામીનો અખાડો**, વિગેરે સ્થળો છે.

શ્રીનગરથી અમરનાથ જતાં પહેલાં દેશપરદેશ ને અત્રેના સાધુ, સંન્યાસી, મહન્તો ને યાત્રીઓની સભાઓ (મીટીંગો) ભરાય છે, ને ત્રણ ચાર દિવસો સુધી ભાષણો ને વેદાન્ત વિષયના વક્તાઓનાં જાહેર વ્યાખ્યાનો (લેકચરો) પણ અપાય છે ને અમરનાથ જતાં રસ્તામાં આવતાં દરેક મુકામે પણ સંત સાધુ ને મહાત્માઓ જાહેર ભાષણો, વ્યાખ્યાનો ને સીનેમેટોગ્રાફ દ્વારા પણ સદ્‌બોધ હંમેશાં આપે છે.

યાત્રીએ શ્રીનગરમાંના દેવોનાં દર્શન ને તીર્થસ્નાન કરી, રસ્તામાં **અનંતનાગ, ગૌતમનાગ** વિગેરેમાં સ્નાન, દર્શન ને દાન પુણ્ય કરીનેજ અમરનાથ જવું.

## યાત્રાએ જવાના સમયનું વર્ણન.

આ **અમરેશ્વરનું લિંગ ને શંકરની ઉત્પત્તિ** આ ગુફામાં શ્રાવણ સુદ પુનમે પ્રકટ (પ્રગટ) થયેલી છે તેથી શ્રાવણ સુદ પુનમને દિવસે યાત્રા કરવાથી વિશેષ ફળ મળે છે. તેમજ, શ્રાવણ મહિનાના શુકલપક્ષમાં પણ વિધિપૂર્વક યાત્રા કરનાર અમરનાથજીનાં દર્શનથી નિરંતર કાયમ રહેનારાં પુણ્યફળને પ્રાપ્ત થાય છે. છતાં શ્રાવણની પૂર્ણિમાને દિવસે દર્શન, સ્પર્શ ને પુજન વિગેરે કરનાર તો અનેક બંધનોથી મુક્ત થઈ મહાપાપપુંજનો નાશ કરી કલ્યાણની પ્રાપ્તિ કરનારા શિવધામમાં જાય છે.

**આ યાત્રાએ શ્રાવણ સુદ ૫ થી તે ભાદરવા સુદ ૧૫ સુધીમાં જવાય છે; કેમ કે શ્રાવણ માસ સુધી તો અત્રેના ઘણાખરા પહાડોપર બરફ જામેલો હોય છે, ને તે એટલે સુધી કે તે**

બરફ આખું વર્ષ પૂરૂં થતાં પણ પૂરેપૂરો પીગળી જતો નથી ને કાર્તિક માસથી તો પાછો બરફ જામવા માંડે છે. આ સ્થળ એવું હોવાથી ઓછામાં ઓછો બરફ જે દિવસોમાં હોય તે દિવસો-માં યાત્રા કરવી સારી, તેથી, ઉપરનો વખતજ અનુકૂળ હોય છે. તેમાં પણ શ્રાવણ સુદ ૫ થી તે શ્રાવણ સુદ ૧૫ ની અંદર જવું વધારે સગવડ ભરેલું છે, કેમ જે પાંચમ પહેલાં જતાં, રસ્તા સાફ કરેલા હોતા નથી, બરફ ઘણે સ્થળે જામેલો હોય છે, ને ઠંડી પણ સખત જ લાગે છે. નદીનાળાના પૂલો પણ બાંધેલા નહિ હોવાથી બરફ જેવા પાણીમાં પગે ચાલીને જનાર-ને ઘણું જ વેઠવું પડે છે. પુનમ પછી જતાં પણ, બાંધેલા રસ્તાના પૂલો વિગેરે તૂટી જવાથી કેટલીક નદીઓમાં થઈને જવું પડે છે. એ અડચણને લીધે શ્રાવણ સુદ ૫ પછીથી પુનમ પહેલું જવું જ વધારે સારૂં છે. છતાં પણ, શાસ્ત્રમાં અમરનાથનાં દર્શન કર-વાનું માહાત્મ્ય શ્રાવણ સુદ ૧૫ ને દિવસે વિશેષ ફલદાયી ગણ્યું છે, કારણ કે તે દિવસે બરફનું પૂરેપૂરૂં લિંગ બની જાય છે. એ રીતે સંપૂર્ણ બનેલા લિંગનાં દર્શન પુનમે જ થતાં હોવાથી તે પુનમનો દિવસ જ વિશેષ પુણ્યપ્રદ મનાય છે.

### યાત્રાની શરૂઆત થવાનું કારણ.

મનુષ્યોનાં કલ્યાણ કરવાની ઇચ્છાથી એક પરોપકારી સં-ન્યાસીના પૂછવાથી આ માહાત્મ્ય એક મહાન્ યોગેશ્વરે કહ્યું કે હું એક વખત કાશ્મીરમાં આવેલા **અતીસર** નામના તીર્થ ઉપર ગયો, ત્યાં ગુફામાં બરફની બનેલી શંકરની લિંગાકાર મૂર્તિ મેં જોઈ. તે સરોવરમાં ને તેની આજુબાજુના સ્થળોએ ઘણા નાગ-લોકોનું રહેઠાણ છે, તેઓનું રક્ષણ **તક્ષક** નામે નાંગનો રાજા કરે છે. તેમને કશ્યપ ઋષિએ જ્ઞાન આપવાથી તેમણે ત્યાં મનુષ્યોની વસ્તી વસવા દીધી, પરંતુ અજ્ઞાનને લીધે મનુષ્યો અનેક પાપ કરીને ઘણું દુઃખ ભોગવતાં હતાં. કેટલેક વખતે ત્યાં ભૃંગી ઋષિએ આવી તેમને ધર્મનો ઉપદેશ કરી, પોતાનાં બનાવેલાં સંહિતારૂપી શાસ્ત્રમાં, અમરનાથનું સ્થળ, ગુફા, જવાના રસ્તાની

વિગત, અમરલિંગની ઉત્પત્તિ, ને તે ક્ષેત્ર ને તીર્થનું માહાત્મ્ય વિગેરેનું જે વર્ણન કરેલું તે તેમને કહી સંભળાવ્યું. તેથી, ત્યાંના કેટલાક મનુષ્યો અમરનાથની યાત્રાએ જવા લાગ્યા. ને તેનું માહાત્મ્ય પણ સાંભળવા લાગ્યા, પરંતુ યાત્રાએ જતાં કેટલાક રાક્ષસો માર્ગમાં અડચણ કરતા હતા. તેથી તે યાત્રીઓએ ભૃંગી ઋષિનું ધ્યાન ધરવાથી ભૃંગી ઋષિ ફરીથી ત્યાં આવ્યા.

## ભૃંગી ઋષિએ બતાવેલો ઉપાય.

તેમને તે યાત્રીઓએ રાક્ષસથી થતા વિઘ્નની સર્વે હકીકત કહી, ત્યારે ઋષિએ કહ્યું કે પૂર્વે અત્રે નાગોની રક્ષા કરનાર તક્ષક નામે નાગરાજને એક પવિત્ર દંડ (લાકડી)ને વરદાન શંકરે પ્રસન્ન થઇને આપ્યું હતું તે હું જાણું છું; માટે હે યાત્રીઓ! જો તમે તેમની પાસે જઈ તેમનાં દર્શન કરી મારી આજ્ઞા તેમને કહેશો એટલે, તે દંડ તમને આપશે, તેમની પૂજા કરી દંડ લઇને તમે પાછા કાશ્મીરમાં આવી તે સર્વે વૃત્તાંત ત્યાં જે મઠાધિપતિ છે તેમને અને દેશમાં રાજ્યકરતા મહારાજાને કહેજો, પછી રાજા સહિત સર્વે યાત્રીઓએ શ્રીનગરના રાજ્યના ચોકમાં કોઇ પણ જગાએ એકઠા થઈ, શંકર વિગેરે દેવોનું પૂજન કરવું, ત્યારબાદ રાજા અને મઠના સ્વામીની આજ્ઞા લઈ, તે સ્વામી અને સર્વે યાત્રીઓ સહિત, તે દંડ (છડી)ને હાથમાં લઇ મઠના મહંતે આગળ ચાલવું, અને તેની પાછળ તમારે સર્વે યાત્રીઓએ જવું, ને રસ્તામાં આવતા આ કથામાં કહેલા દેવોનું પણ યથાશક્તિ પૂજન, ને રસ્તામાં આવતાં તીર્થોમાં સ્નાન, દાન ને શ્રાદ્ધાદિક કર્મ કરીને, શ્રાવણ સુદ ૧૫ ના દિવસે અમરનાથની ગુફામાં જઈ, રસરૂપ બરફથી બનેલા લિંગસ્વરૂપી (રસલિંગ) શંકરનાં દર્શન કરવાં અને હંમેશાં સદાચારથી રહેવું, જેથી યાત્રામાં કાંઈ પણ વિઘ્ન નડશે નહિ. એમ કહી તેઓ ત્યાંથી વિદાય થઈ ગયા.

## યાત્રીઓએ મેળવેલો પવિત્ર દંડ.

પછી તે પ્રમાણે યાત્રીઓએ, તક્ષકનાગ પાસેથી છડી લાવી

રાજાને અને મઠાધીશને મળી, ભૃંગી ઋષિના કહ્યા પ્રમાણે શંકર વિગેરે દેવોનું ને તે દંડનું પૂજન કરી, રાજાની ને મઠેશની આજ્ઞા લઇ, તે દિવસથી દરવર્ષે મહન્ત અને તે લાવેલો દંડ[1] સાથે લઈ યાત્રાની શરૂઆત કરી.

## નાગે આપેલું વરદાન,

તે વખતે નાગરાજ તક્ષકે પણ યાત્રીઓને વરદાન આપી કહ્યું કે મારા દંડને આગળ રાખી, મઠેશની આજ્ઞાનું પાલન કરી પ્રથમ કહેલી વિધિ પ્રમાણે હરકોઇ યાત્રા કરશે તેને, કોઈ પણ જાતનું વિઘ્ન આવશે નહિ.

આ કાશ્મીર મંડળમાં જે કોઈ રાજા થશે તે દરવર્ષે આ યાત્રાની બધી સગવડ કરી આપશે, ને જ્યાં આ છડી રહે છે ત્યાં જે ચતુષ્કોણાકારનો ચોક છે ત્યાં મહારાજા આવી યાત્રીઓને દર્શન આપી યાત્રા કરવાની રજા આપશે, અને આ યાત્રાની પરંપરા હિન્દુ સનાતનધર્મ સિવાયના અન્યધર્મી અને મ્લેચ્છ રાજાઓના અમલમાં પણ ચાલુજ રહેશે.

પ્રથમ આખા ભારતવર્ષમાં નાગનું રાજ્ય હતું, ને તેથી જ (દંડ) છડી ને છત્ર એ બન્ને પૂર્વે નાગના રાજાઓ ધારણ કરતા હતા, અને તે પ્રથા હાલના રાજાઓમાં પણ તેનાં ચિન્હ તરીકે ચાલુ છે.

## શ્રીનગરથી છડીનું નીકળતું સરઘસ.

એ પ્રમાણે તક્ષકનાગ પાસેથી યાત્રીઓને મળેલો પરમપવિત્ર એવો સોનાથી મઢેલો દંડ કે છડી છે. તેનું પૂજન અર્ચન કરી અમરનાથ તેને સાથે લઈને જાય છે. યાત્રાએ જવાના દિવસે પ્રથમ કહેલા સંન્યાસી મહાત્મા તે સોનાની છડી ને ધજા પોતાના હાથમાં ધારણ કરી સૌથી આગળ ચાલે છે, જ્યારે તેમની પાછળ બીજા ૧૫ થી ૨૦ સાધુઓ ચાલે છે. તેમાંનો ૧ સાધુ તે છડીને ને મહન્તને અવરનવર રૂપાના દાંડાવાળું ચમ્મર ઢોળ્યા

૧ ત્યાંના લોકો દંડને છડી કહે છે.

કરે છે. આ સંઘ સાથે બીજા પણ કાશ્મીરના અને અન્ય દેશોથી આવેલા ઉચ્ચ પદવીવાળા સાધુ, સંન્યાસીઓ, અને મઠધારી મહન્તો, પણ હાજર હોય છે. તેમની પછી બીજા કેટલાક સાધુઓ પોતાના હાથમાં ધ્વજા વાવટાઓ લઈને ચાલે છે, અને તે સર્વેએ ભગવાં વસ્રો ધારણ કરેલાં હોય છે. તેમની પાછળ દેશાવરથી આવેલા તમામ સાધુસન્તો ને ગૃહસ્થ યાત્રીઓ પણ ચાલે છે, તેમજ યાત્રાએ નહિ જનાર અન્ય નગરના સદ્દગૃહસ્થો પણ તે છડીનાં સન્માનાર્થે થોડે દૂર સુધી તે સંઘ સાથે સામેલ થઈ જાય છે.

તે સમયે સરકારી બૅન્ડ (વાજું) અને બીજાં ઢોલ, પખાજ, ઝાંજર, કાંશીજોડાં, મૃદંગ, શરણાઈ, પીપુડી, શંખ, કીડતાલ, મંજીરા, રણશીંગાં, વિગેરે વાજીંત્રો જે જે સાધુ મહાત્માઓની પાસે હોય છે, તે તે આનંદમાં આવી જઈ વગાડી સુંદર ને મધુર એવા નાના પ્રકારના જાતજાતના વાજીંત્રોના નાદ સાથે, ગાયન ને કીર્તન કરતા તેઓ સર્વે ધીમે ધીમે સરઘસના આકારમાં યાત્રીઓ સહીત ગોઠવાઈને શહેરના મોટા રસ્તાઓ ઉપર થઈને અમરનાથ જવા સારૂ ચાલ્યા જાય છે. તે વખતનું દમામદાર દૃશ્ય જાણે કોઇ રાજાની સ્વારી કે શ્રીમંત ગૃહસ્થના ઘરથી નિકળેલા વરઘોડાનું મોટું સરઘસ હોય તેમ ભભકાથી ભરપૂર બનેલું દેખાય છે. આ સરઘસને જોવા આવેલાં લોકોનાં ટોળેટોળાંની રસ્તાની બન્ને બાજુએ ઘણી ગીરૃદી પણ જામેલી હોય છે. એ પ્રમાણે શહેર બહાર થોડે દૂર જતાં શહેરી લોકો પાછા ફરે છે, ને સાધુઓ તથા બીજા યાત્રીઓ તો પગે ચાલતા છેક અમરનાથ જઈને પાછા શ્રીનગર પહોચતાં સુધી છડીની સાથેજ રહે છે. કેટલાક યાત્રીઓ તો મોટર કે ગાડીઘોડામાં મટન કે પહેલગામ સુધી છડીના પહેલાં આગળ જાય છે. યાત્રા દરમ્યાન દરરોજ દરેક પડાવે (મુકામે) આ છડીનું પૂજન અર્ચન વિધિયુક્ત કરવામાં આવે છે, ને દરેક પડાવે કેટલાક ભાવિક યાત્રીઓ હંમેશાં છડીનાં દર્શન કરી ભેટ દક્ષિણા પણ છડી આગળ

અર્પણ કરે છે, ને દરેક પડાવે સાધુ મહાત્માઓ ભજન કીર્તન ને ધર્મપર ભાષણો પણ કરે છે. એ પ્રમાણે કેટલાક છડી સાથે ને કેટલાક છડી પહેલા કે પછી છેવટે પહેલગામ મુકામે સર્વે દાખલ થઇ જાય છે. તે પછી તમામ યાત્રીઓ છડીના સંઘની સાથે જ જાય છે, તે પાછા આવતાં પણ પહેલગામ સુધી છડીની સાથેજ આવીને પહેલગામથી જે જેની મરજીમાં આવે તે પ્રમાણે છડીની સાથે કે વહેલામાંડા શ્રીનગર જાય છે.

## યાત્રાએ જતા સાધુયાત્રીને કાશ્મીરના મહારાજા તરફથી મળતી મદદ.

દેશાવરથી આવેલા સાધુ, સંન્યાસીઓ; ભિક્ષુકો, ને લાચાર મનુષ્યો સિવાયનાં પણ બીજાં મનુષ્યો કે જેઓને ધર્માદા દાન લેવાની ઇચ્છા હોય તેઓ સર્વેને, મહારાજા તરફથી અગાઉના વખતમાં દરેક માણસ દીઠ ૧ લોટો, ૧ રૂપીઓ ને ૧ ઓઢવાની ઉનની કામળી આપવા ઉપરાંત, માર્તંડ મુકામથી નિકળીને પાછા માર્તંડ આવે ત્યાંસુધી, તે દરેકને જમાડતા પણ હતા. પરંતુ, હાલના વખતમાં તો દરેક માણસ દીઠ ૧ રૂપીઓ રોકડો, ૩ શેર ચોખા, ઘીના ને મસાલાના પૈસા ને એક ચીઠ્ઠી આટલું અમરનાથ જતી વખતે, શ્રીનગરમાં મોતમીન દરબાર ખાતામાં, ધર્માર્થખાતાના ઉપરી તરફથી અષાડ સુદ ૧૫ થી તે શ્રાવણ સુદી ૫ સુધી આપે છે, અને અમરનાથની યાત્રા કરી શ્રાવણ વદી ત્રીજને દિવસે પહેલગામ આવી અગાઉ આપેલી ચીઠ્ઠી બતાવે ત્યારે ૦ાન્ન બીજા આપે છે. આટલીજ મદદ હાલમાં સાધુસંતોને રાજ્ય તરફથી મળે છે.

વળી, સિંધવાળા અથવા સાતવેલાવાળા સુપ્રસિદ્ધ **હરદાસ** નામના સાધુ, કે જેના સિંધમાં ઘણા શિષ્યો છે તેઓ પણ, સાધુઓને ૦ાા શેર ચોખા, ૬ ટાંક ઘી, ને ૦ાા શેર બટાટા અમરનાથ જતી વખતે આપે છે. તેમજ, પાછા આવતાં તૈયાર પૂરીને બટાટાનું શાક પણ તેઓ તરફથી આપે છે.

## સરકારી બંદોબસ્ત બાબત.

આ છડી વખતે બંદોબસ્ત જાળવવા માટે મ્હેકમા ધર્માર્થ સુપ્રીટેન્ડેન્ટ તરફથી દરેક સાધુ અભ્યાગતને પહેલગામ પછીના દરેક મુકામે ૦ાા શેર દુધ ને ૫ શેર લાકડાં દરરોજ મફત આપવામાં આવે છે. અમરનાથથી પાછા પહેલગામ આવે ત્યાં સુધી તે પ્રમાણે આપે છે. ચોરીને અટકાવવા માટે રાત્રે પોલીસો પહેરો પણ ભરતા રહે છે. કંઈ પણ પૂછપરછ કરવા માટે સરકારી **ઇન્કવાયરી ઑફિસ** પણ હોય છે. તેમજ સરકારી પોલીસની માફક સ્વયંસેવકદળ અને સનાતન પ્રતાપ ભવનના સેવકો પણ રાત્રે પહેરો ભરતા રહે છે. જેથી કોઇ પણ વસ્તુ ગુમાઈ જતાં પોલીસને તથા ઉપલી બન્ને સંસ્થાના માણસોને ખબર આપતાં તે પૂરતી તપાસ કરી બનતી તજવીજે તે મેળવી આપે છે, તેથી બનતાં સુધી ચોરી થતીજ નથી. લડાઇ, તકરાર, કે અંદર અંદરની ખટપટો વિગેરેના બંદોબસ્ત માટે પણ પોલીસની સારી વ્યવસ્થા રાખેલી હોય છે. સરજન ડૉકટર, આસીસ્ટંટ સરજન, કમ્પાઉન્ડર ને દેશી વૈદ્ય વિગેરે, બિમાર થયેલા મનુષ્યોની સારવાર કરવા ને દવા આપવા માટે સાથેજ આવે છે. વળી, એક મુખ્ય મહેતરના હાથ નીચે કેટલાક ભંગીઓ તથા ઝાડુ કાઢનારાઓ પણ હાજર હોય છે. માલઉચકનારા ને બેસવાના સ્વારીના ઘોડાઓ, ડંડી, પીઠું વિગેરે ઉંચકનારા મજૂરો પણ પહેલગામથી મળી શકે છે, ને તે માટે વ્યવસ્થા કરનાર મુખ્ય એક **ઠેકેદાર** પણ હોય છે. તામીરાત (સુધરાઇ) ખાતાના અધિકારી ને તેમની સાથે કેટલાક મજૂરો પણ હાજર રહે છે. તેઓ તુરતાતુરત બગડેલા રસ્તા તથા તૂટેલા પૂલો વિગેરેની સફાઈને મરામત કરે છે. આબકારી અધિકારી પણ સાથે હોય છે, જે સાધુ વિગેરેને ચરસ, ગાંજો, ભાંગ, અફીણ વિગેરે જોઇતી કેફી વસ્તુઓ વેચાતી યાત્રા દરમ્યાન આપી શકે છે. ફ્રન્ટ ગાર્ડ પ્રથમ વિદાય થાય છે, જ્યારે બીજાં દરેક ખાતાંના અધિકારીઓ છડીની સાથે આવે છે. રીઅરગાર્ડ કે જેમાં રાજ્યના કામ કર-

નારા માણસો હોય છે. તે પણ સાથે સાથે પાછળ આવે છે.

અકસ્માતથી, પડી જવાથી, કે બિમાર પડવાથી ચાલી ન શકે અથવા ઘોડા ઉપર બેસવાની હાલતમાં પણ ન હોય તેને સરકારી એમ્બ્યુલન્સમાં સૂવાડીને પહેલગામ પાછો સરકારી ખર્ચે પહોંચાડે છે. તેમજ, જેનાથી ન ચાલી શકાય તેવા અશક્ત સાધુઓને બેસવાને માટે મફત ઘોડાઓ પણ આપે છે. અચાનક બિમારીથી કે અકસ્માતથી કોઈનું મૃત્યુ થાય તો તેની દહનક્રિયા પણ કરે છે. વળી યાત્રીને કાંઈ પણ પૂછપરછ કરવી હોય તે માટે સરકાર તરફથી ઈન્કવાયરી ઑફિસ પણ સાથે રાખેલી હોય છે. ધર્માદા ખાતાના ધર્માર્થ સુપ્રીટેન્ડેન્ટની ઑફિસ પણ સાથે સાથે રહી યાત્રીને જોઈતી સગવડ કરી આપે છે. એટલુંજ નહિ પણ, જ્યારે છડી અનંતનાગ આવે છે ત્યારે, અનંતનાગ તેહેશીલના તેહેશીલદાર ( મેજીસ્ટ્રેટ સાહેબ ) કેટલાક પોલીસો સાથે બંદોબસ્ત જાળવવા અનંતનાગથી સંઘની સાથે છેક અમરનાથ જઇ પાછા મટન પહોંચે ત્યાંસુધી સાથે જ રહે છે.

ચંદનવાડીથી અમરનાથ સુધીના રસ્તાઓ નદીઓ, ઓળંગવાના કાચા પૂલો વિગેર કરવાનું કામ પણ સરકાર તરફથી આષાઢ વદી ૫ થી તે શ્રાવણ સુદ ૧૦ સુધીમાં ઘણા મજૂરો રોકી પૂરૂં કરે છે. આ મજૂરો રસ્તાઓ ઉપરના બરફને ખસેડી રસ્તો સાફ કરી રસ્તામાં આવતાં નાનાં નાનાં નાળાંઓ ઉપર પથ્થરો નાખી રસ્તો બનાવે છે. તેથી પથ્થરની વચમાંથી પાણી પણ જાય છે. અને પાણીથી ઉંચા પથ્થર હોવાથી પથ્થર ઉપર થઈને માણસો આવ જા કરી શકે છે. મોટી નદીઓ ઉપર પણ લાકડાના કાચા પૂલો કરે છે. રાજ્ય તરફથી બીજી પણ કેટલીક મદદ સાધુઓને મફત મળે છે. આ પ્રમાણે સરકારને યાત્રીઓના લાભાર્થે સંપૂર્ણ બંદોબસ્ત જાળવવા માટે યાત્રા દરમ્યાન દરવર્ષે ૧૫ થી ૨૦ હજાર રૂપીઆનો ખર્ચ કરવો પડે છે.

એ ઉપરાંત સ્વયંસેવકદળ, તથા શ્રીનગરના સનાતન ધર્મના પ્રતાપભવનનું મહાવીરદળ, તેમજ કાશ્મીર ને યમુના સેવાસ-

મિતિવાળા પણ સાથે આવી યાત્રીઓને જોઇતી મદદ આપે છે, અને સનાતનધર્મના સ્વયંસેવકો પણ જોઈતી મદદ આપવા માટે યાત્રામાં જ્યાં ત્યાં ફરીને દેખરેખ રાખે છે, તેમજ દરેક પડાવે સનાતનધર્મમાં જાહેર વ્યાખ્યાનો પણ આપે છે. તેમજ ઘોડા, તંબુ, મજૂર, કંડી, ડંડી, વિગેરેની સારા પ્રમાણમાં સગવડો હોવા છતાં પણ જ્યારે યાત્રીઓની સંખ્યા ધારવા કરતાં વધારે હોય છે, તેવે પ્રસંગે, પૂરતા પ્રમાણમાં તે સાધનો મળી શકતાં નહિ હોવાથી, કેટલીક અડચણો કેટલાક યાત્રીને ભોગવવી પણ પડે છે, આ યાત્રા દરમિયાન હિંદુ કે મુસલમાન હરકોઈને માંસાહાર કરવાની કે વેચવાની સખત મનાઈ છે.

## અમરકથાનો ટુંકસાર.

## આ અમરકથા અને તેના અંતર્ગત આવતાં દરેક તીર્થોનું વર્ણન અને માહાત્મ્ય.

એક સમયે પાર્વતી સ્વરૂપ ભૈરવીજીના પૂછવાથી શંકરસ્વરૂપ ભૈરવજીએ તેમને થયેલી જિજ્ઞાસાની તૃપ્તિને માટે આ આખુ માહાત્મ્ય કહ્યું છે એમ જાણવું. શરૂઆતમાં શ્રીનગરથી તે છેવટે અમરનાથ સુધીમાં આવતાં દરેક તીર્થે સ્નાન, સ્પર્શ, દર્શન, દાન, હવન, પૂજન, જપ, તપ, વ્રત, નિયમ, સ્વાધ્યાય, ભજન, કીર્તન, બ્રાહ્મણભોજન અને દક્ષિણા આપવી, તેમજ તીર્થોની કથા કરવી, સાંભળવી કે બીજાને સંભળાવવી વિગેરે કરવાથી ઓછાવત્તા પ્રમાણમાં પાપસમૂહોનો નાશ, સ્વર્ગાદિ ઉચ્ચ ધામોના લોકોમાં જવાની પ્રાપ્તિ, મોક્ષનું મળવું, ને આ સંસારનાં ઘણાં સારાં સુખો મેળવીને ભોગવવા રૂપ ઉત્તમફળની પ્રાપ્તિ થાય છે. એમ જાણવું.

તેમજ, મરણ પામેલા સગાઓ ને પિતૃઓનું શ્રાદ્ધાદિક અત્રેનાં મરણ પામેલા સગાઓ ને પિત્રીઓનું શ્રાદ્ધાદિક અત્રેનાં દરેક તીર્થમાં કરવાથી તેઓની પણ સદ્ગતિ ને મોક્ષ થાય છે, ને શ્રાદ્ધાદિક કરનાર પુત્રાદિક પણ આ લોકનાં ઉત્તમ સુખ ભોગવી અંતે મોક્ષ પામે છે, એમ જાણવું. તે સિવાય જે જે તીર્થનું

વિશેષ ફળદાયિ માહાત્મ્ય હશે તે વિશેષ માહાત્મ્ય તે તીર્થની સાથેજ લખેલું છે તે જોવાથી સમજાશે.

## યાત્રાએ જતાં કરવાના ને પાળવાના નિયમો.

શ્રી ભૈરવજી કહે છે કે જે મનુષ્ય વિધિસહિત રસલિંગનાં દર્શન કરે છે તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ મેળવે છે. જે શાસ્ત્રને અનુસરીને યાત્રા કરતા નથી અને ફક્ત રસલિંગનાં જ દર્શન કરે છે તે પાપી તથા તીર્થદ્રોહી કહેવાય છે. જેઓ યાત્રાના રસ્તામાં આવતાં તીર્થોમાં યથાવિધિ સ્નાન, દાન, ને ધ્યાન કર્યા સિવાય અમરનાથની ગુફામાં પ્રવેશ કરે છે તેમની યાત્રા નિષ્ફળ જાય છે.

પ્રથમ યાત્રાએ જવાનો નિશ્ચય કરી શ્રીનગરમાં ગણેશની પૂજા કરી, બીજા યાત્રીઓની સાથે શિવજીનું સ્મરણ કરતાં કરતાં ચાલવું. પ્રથમ રસ્તામાં **પોડશ** નામના તીર્થમાં સ્નાન કરી પામ્પુર ( શિવપુર કે પદ્મપુર ), ની યાત્રા કરવી. ત્યાં આગળ સ્નાન, દાન, ધ્યાન, બ્રહ્મભોજન કરી ગંગાસ્નાન કરવું. તે પછી આવતી **સદ્રગંગા** વિગેરે તીર્થોમાં સ્નાન કરી, અવન્તીપુરના **સિદ્ધક્ષેત્ર**માં સ્નાન કરી, મીહર નામના નાગને શરણે જઈ ત્યાં હરિપુર ગામમાં **હરિદ્રાક્ષ** નામના ગણપતિનું પૂજન કરવું કે જેથી સર્વે વિઘ્નોનો નાશ થાય છે. ત્યાંથી બહિયાર ગામે સ્નાન કરી **નાગાશ્રમ** એટલે **હસ્તીગણુ** નામના આશ્રમે જઇ બે નદીઓના થતા **સંગમમાં** સ્નાન કરી **જ્યેષ્ઠાશ્રાદ્ધ** નામના **ગણુસ્વામી**નું પૂજન કરવું તે પછી **ચક્રતીર્થ**માં જઈ સ્નાન કરી ત્યાં સોનાનું ચક્ર બનાવી બ્રાહ્મણોને દાન આપવું. પછી **દેવકતીર્થ**માં હવન ને જપ કરાવવો ત્યારપછી **હરિશ્ચંદ્રતીર્થ** બ્રિજબિહારા ( વિજયવિહાર )માં વિતસ્તા ગંગામાં સ્નાન કરી મહાદેવનું પૂજન કરવું. તે પછી **લંબોદરી** નદીમાં સ્નાન કરીને આગળ જવું. ત્યારપછી **સૂર્યાશ્રમ** ( માર્તંડ કે મટન ) માં જઇ **સૂર્યગંગા**માં સ્નાન કરી સૂર્ય ભગવાનની પૂજા કરવી. ત્યાંના બે

કુંડોમાં પણ સ્નાન કરી દર્શન કરવાં, અને તે કુંડોનાં માછલાં-ઓને દેવસ્વરૂપ ધારી તેમનાં પણ દર્શન કરવાં. આ ઠેકાણે માછલી-ઓને ખોરાક આપી તેમની તૃપ્તિ કરી પશ્ચિમવાહિની ગંગામાં સ્નાન કરવું અને બ્રાહ્મણ પાસેથી શુભ ફળ લેવું ત્યાંથી **સીકુ-સર તીર્થ**માં સ્નાન ને ગણપતિનું પૂજન કરી **બહૂર** નામવાળા **ભદ્રાશ્રમ**માં જવું. ત્યાંથી **શિરહામ** આશ્રમમાં થઇને **સૌરગંગા** માં સ્નાન કરી **સરલ** ગામે જવું. **વાલખિલ્ય** નામના તીર્થમાં **જગદ્ગુરુ નારાયણ**ની પૂજા કરીને **ગણેશબલ્લના ભીમરૂપ ગણપતિના** આશ્રમે જવું. ત્યાં જઈ નમસ્કાર અને હવન કરી ગણેશજીને ખીર તથા લાડુના ભોજનનું નૈવેદ્ય કરવું. ત્યાંથી **મામેશ્વર** ક્ષેત્રમાં જઈ **મામલેશ્વર** ભગવાનનાં દર્શન તથા તીર્થમાં સ્નાન કરવું. પછી ભૃગુપતિના ક્ષેત્ર પહેલગામે જઈ સ્નાન અને પૂજન કરવું. ત્યાંથી **રંજનારાયણ** (રંજીવન) નામે વનમાં ગોળા-કાર પાષાણની મૂર્તિનું દર્શન કરી, **સીતા, રામ** અને **લક્ષ્મણ કુંડ**માં સ્નાન કરવું. તે પછી **નીલગંગામાં** સ્નાન કરી, સ્થાણુ આશ્રમે **સરસ્વતી**માં સ્નાન અને દર્શન કરવું. ત્યાંથી **પોષા** નામના **પર્વત** ઉપર ચઢી **શેષ** નામના **સરોવરના ચસ્માનું** દર્શન, સ્પર્શ ને પૂજન કરીને **વાયુવર્જન** (વાવજન) માં જઈ ત્યાં પથ્થરોથી નાની **મઢી** બનાવવી. તે આશ્રમમાં રહી અમર-નાથનું સ્મરણ કરવું. તે પછી પંચતરંગિણીના પાંચ પ્રવાહોમાં સ્નાન કરીને શ્રાવણ સુદ ૧૫ ને દિવસે સવારમાં ભૈરવઘાટીના પહાડ પર ચઢવું. ત્યાં જઈ **ડામરેશ્વર** ભગવાનનું સ્મરણ કરી દર્શન કરી, ભક્તિથી ઘીનો દીવો કરીને તેમની પૂજા કરી, માલ-પુડા ને લાડુનું નૈવેદ્ય ધરાવી, નમસ્કાર ને પરિક્રમા કરીને આગળ જવું. ત્યાંથી નીચે ઉતરતાં ગર્ભયોનિના પોલાણમાં પ્રવેશ કરીને પેલી બાજુ નીકળી જઇને **અમરાવતી નદી**માં સ્નાન અને દર્શન કરી ત્યાંની મૃત્તિકા કે ભસ્મને શરીરે ચોળવી ને નગ્નાવસ્થામાં ભૂર્જપત્રનું વસ્ત્ર ધારણ કરી અનેક પ્રકારનાં મહાપાપ સમૂહોને નષ્ટ કરવાવાળા અમરનાથના પહાડપર ચઢીને ગુફામાં જવું. ત્યાં

ભક્તિથી **સુધાલિંગ** એટલે બરફથી બનેલા લિંગાકાર મહાદેવજી-નાં દર્શન કરવાથી મનુષ્યના કરોડો જન્મોના પાપોનો નાશ થઇ જાય છે, એ પ્રકારે અમરનાથની યાત્રાએ જતાં વિતસ્તા (જેલમ)માં ૬ વખત અને બીજાં વચમાં આવતાં તીર્થોમાં ૩૦ વખત એમ ૩૬ વખત સ્નાન કરવાનું કહ્યું છે. તે પ્રમાણે સ્નાન કરવાથી મોક્ષફળ પ્રાપ્ત થાય છે, કેમકે તે ૩૬ વખતનાં સ્નાન-થી ૩૬ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, ને તે થવા પછી પરમ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તેથી તેને **તત્ત્વયાત્રા** કહે છે. એ તત્ત્વયાત્રા શિવલોકનાં દર્શનની બરાબર છે. તેથી મનુષ્ય શિવરૂપ જ થઇ જાય છે. ને તેને ફરીથી જન્મ ધારણ કરવો પડતો નથી.

## શ્રીનગરથી પહેલગામ થઇ અમરનાથ જવાનો રસ્તો ૪થો.

આ રસ્તો ૮૬ માઇલનો સર્વથી શ્રેષ્ઠ છે, ને હરેક યાત્રી તથા છડીનો સંઘ ફક્ત આ જ રસ્તે જાય છે, ને સરકાર તર-ફથી રસ્તા વિગેરેનો પણ બંદોબસ્ત આ જ રસ્તે થાય છે, માટે આ જ રસ્તે યાત્રીએ જવું, ને તે રસ્તે પહેલગામ સુધી મોટર, લારી ને ઘોડાગાડીમાં જઇ શકાય છે.

### શ્રીનગરથી પામ્પુર પડાવ ૧લો માઇલ ૮.

એ પ્રમાણે છડીનો સંઘ શ્રીનગરથી નિકળીને પહેલે દિવસે **પામ્પુર** નામના ગામે પહેલો પડાવ કરી રાત્રે ત્યાંજ રહે છે.

અત્રે ગામ છે, ને તેની નજીકમાં ચિનારના ઝાડનું મેદાન છે, ત્યાં છડીનો મુકામ થાય છે.

### પામ્પુરથી અવંતીપુર પડાવ રજો. માઇલ ૯.

બીજે દિવસે પામ્પુરથી છડીનો સંઘ નિકળીને **અવંતીપુર** જઇને રહે છે.

### અવંતીપુરથી બ્રિજબિહારા પડાવ ૩જો. માઇલ ૧૩.

ત્રીજે દિવસે અવંતીપુરથી નિકળી છડીનો સંઘ **બ્રિજ-બિહારા** જાય છે. બ્રિજબિહારમાં ગામની નજીકની સપાટ જમીન-માં તંબુ નાખીને મુકામ કરે છે.

અત્રે જેલમ નદીમાં સ્નાન કરવાના ઘાટના આસને **ચક્રતીર્થ** કહે છે, જેથી યાત્રીઓ અત્રે સ્નાન, દાન ને ત્યાંના દેવળમાંના શંકરનું પૂજન પણ કરે છે કે કરાવે છે.

**બ્રિજબિહારાથી માર્તંડ. પડાવ ૪થો. માઈલ ૧૦.**

ચોથે દિવસે છડીનો સંઘ બ્રિજબિહારાથી નિકળી ૫ માઈલે આવેલા અનંતનાગ ગામે જઈ, જ્યાં શીખની ગાદીની બાજુમાં આવેલો અષ્ટ કોણાકાર શંકરના દેવળવાળો, કુંડાકાર અનંતનાગ નામનો ચસ્મો છે. ત્યાં આગળના ખુલ્લા મેદાનમાં એક બે કલાક છડી વિસામો લઈ ભાતું ખાઈને તેજ દિવસે **મટન** કે **માર્તંડ** નામનાં તીર્થના સ્થળવાળા ગામે જઇને રહે છે.

અત્રેથી આગળ મટન તરફ જતાં સડકથી ૨ માઇલ દૂર **ગૌતમ ભગવાનનું સ્થાન, મંદિર ને ધર્મશાળા** છે. ત્યાં પણ કેટલાક યાત્રીઓ સ્નાન પુજન ને દર્શન કરવા જાય છે, ને ત્યાંથી પાછા મટન ગામે દાખલ થાય છે. આ માર્તંડ ગામ **તીર્થનું** સ્થળ છે, તેથી જે દિવસે જાય છે. તે દિવસ, અને બીજો દિવસ પણ છડીનો સંઘ અત્રે જ રહે છે. અત્રે યાત્રીઓ સૂર્ય ભગવાનનું દર્શન ને કુંડોનું સ્નાન ને શ્રાદ્ધાદિક ક્રિયાઓ બે દિવસ રહી કરે છે, ને અત્રે અમરનાથના પંડયાઓનું ગામ હોવાથી ગ્રહસ્થ યાત્રીઓને તેઓ પોતાને ઘેર ઉતારી, તેમની સારી આગતા સ્વાગતા કરી, તેમને રાજી રાખી, પૈસા કઢાવવાની અચ્છી યુક્તિ પણ કરે છે.

**માર્તંડ નામના તીર્થનું માહાત્મ્ય.**

સૂત પુરાણી કહે છે કે નૈમિષારણ્યમાં રહેનારા શૌનકાદિ મુનિઓએ શૌનક નામના ઋષિને પૂછતાં તેમણે પાપનો ક્ષય કરી મોક્ષને આપનારૂં એવું માર્તંડમાહાત્મ્ય નીચે પ્રમાણે કહ્યું હતું:—

હિમાલયના પવિત્ર પ્રદેશ કાશ્મીરની ઉત્તર તરફ **ચક્રેશ્વરથી** આરંભીને જ્યાં **ગૌતમનાગ** એટલે ગૌતમના ચસ્માનો

સંગમ થાય છે તે ૩ કોસના વિસ્તારના **સૂર્યક્ષેત્ર**માં સૂર્ય ભગવાનનું **માર્તંડ** નામે પરમ પવિત્ર તીર્થ આવેલું છે, જે તીર્થના જળના સ્પર્શમાત્રથી સર્વે પાપ નાશ પામે છે, ને જે તીર્થનાં માર્તંડ નામે સૂર્યની મૂર્તિનાં દર્શન કરવાથી જ મુક્તિ થાય છે. એવું આ ક્ષેત્રનું માહાત્મ્ય છે.

## અત્રે શ્રાદ્ધ ને બ્રાહ્મણભોજન કરવાથી થતું ફળ.

ગયાજીની અંદર ૧૦૦ વર્ષો સુધી રહીને શ્રાદ્ધ કરવાથી જે પુણ્ય ફળ થતું હોય તે પુણ્ય ફળ આ માર્તંડ ક્ષેત્રમાં એક દિવસ શ્રાદ્ધ કરવાથી થાય છે, ને ગમે તે જાતનું મહા પાપ કરનાર પ્રાણીની પણ અત્રે શ્રાદ્ધાદિક કરવાથી ઉત્તમોત્તમ એવી સદ્‌ગતિ થાય છે. છતાં, જ્યારે સાતમ ને રવિવાર સાથે હોવાથી થતી વિજયા સપ્તમીને દિવસે, અધિક માસમાં, ને સોમવતી અમાસે, જેનું શ્રાદ્ધ કરવામાં આવે તે અક્ષય પુણ્યનો ભોક્તા થઇ બ્રહ્મ લોકમાં જઇ પછી મોક્ષ મેળવશે ને તેને ફરી જન્મ ધારણ કરવો પડશે નહિ.

ગયામાં પિંડદાન દીધાથી, વારાણસીમાં ગ્રહણસ્નાનથી ને પ્રયાગમાં મુંડન કરાવવાથી, જે ફળ મળે તે ફળ આ સૂર્ય ક્ષેત્રમાં નિઃસંશય મળશે. તેમજ, તેરસને દિવસે બ્રાહ્મણને ભોજન કરાવવાથી પિતૃઓની સદ્‌ગતિ થાય છે, ને જમાડનાર પોતે ધનવાન થાય છે. બારસે શ્રાદ્ધ કરવાથી ગયાથી ઘણું વિશેષ ફળ મળે છે, ને બ્રહ્મલોકમાં નિવાસ થાય છે. પુણ્યવાન્ એવા આ રવિક્ષેત્રને વિષે મનથી, વાણીથી, કે કર્મથી, કદાપિ પણ પાપકર્મ કરવું નહિ, પણ ધર્મનું જ આચરણ કરવું.

જે પુરૂષ માર્તંડ તીર્થે વિધિપૂર્વક શ્રાદ્ધ કરી બ્રાહ્મણોને જમાડે ને રવિવારે **ચાકા** તટે શ્રાદ્ધ કરે તેના પિતૃઓનો મોક્ષ થઈ તેની ૭૧ પેઢી સ્વર્ગે જાય છે, ને વંશની વૃદ્ધિ થાય છે. અત્રે દેવ, ઋષિ, પિતૃ એમ ત્રણેનું તર્પણ કરવાથી દેવ, ઋષિ અને પિતૃઓના ઋણમાંથી મુક્ત થવાય છે, એટલું જ નહિ

પરંતુ કાંઈ પણ દાન પુણ્ય કર્યા સિવાય ફક્ત શ્રદ્ધાથી ચાકામાં સ્નાન કરનારની પણ મુક્તિ થાય છે. તેમ છતાં, અધિક માસમાં શ્રાદ્ધ ને સ્નાનનું વિશેષ મુક્તિ પ્રદ ફલ કહેલું છે. અત્રે શ્રાદ્ધ કરનારને બીજાં તીર્થોમાં ફરી શ્રાદ્ધ કરવું પડતું નથી. **કમલ, વિમલ, નાગ ને ચાકાનાં** જળથી વિધિપૂર્વક સ્નાન ને શ્રાદ્ધ કરવાથી, ને તે પછી **ભર્ગસખા** નામે દેવીનાં દર્શન કરવાથી, પિતૃઓ તૃપ્તિ પામી સ્વર્ગલોકમાં જાય છે, શ્રાદ્ધ કરનાર પોતે પણ સ્વર્ગમાં જાય છે. ને છેવટે તે સર્વેની મુક્તિ થાય છે. તેમજ ગંધ, પુષ્પ, સૌભાગ્ય, દ્રવ્ય, ધુપ, દીપ, ધ્વજા ચઢાવી, નૈવેદ્ય અર્પણ કરીને ઘંટાનાદ કરવાથી આ લોકમાં પણ ઘણા પ્રકારની રિદ્ધિ, સિદ્ધિ ને સુખ સંપત્તિ મેળવે છે. તેજ પ્રમાણે ગૌતમનાગના ચસ્માામાં પણ સ્નાન કરીને દેવ, ઋષિ ને પિતૃતર્પણ કરવાથી મનુષ્યો ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકે છે.

### અત્રે શ્રાદ્ધમાં હજામત કરાવવા બાબત.

ગંગામાં, ભાસ્કર ક્ષેત્રમાં, મધુમતીમાં, પ્રયાગમાં ને પિતા માતા અને ગુરુના ક્ષય વખતે હજામત કરાવવાથી, યજ્ઞાદિકદીક્ષા લેવાથી જે ફળ થાય છે તે ફળ મળે છે, ને મુંડન ન કરાવવાથી સર્વ કરેલી ક્રિયા નિષ્ફળ જાય છે. એટલું જ નહિ પણ, બ્રહ્મહત્યાદિ પાપ પણ મુંડન કરાવવાથી નાશ પામે છે. તેમજ, અત્રે પશ્ચિમ દિશા તરફ નદી વહે છે તે સ્થળે હવન કરાવવાથી, યજ્ઞ કરવા જેટલું ફળ મળે છે. આ માર્તંડ ક્ષેત્રને વિષે મલમાસમાં મુંડન તથા ઉપવાસ એક સાથે કરવાં નહિ. તે બન્ને વારા ફરતી કરવાં. ઉપવાસ કર્યા પછીથી જે કોઇ મુંડન ન કરાવે તે પાપી કહેવાઈ ઘોર રૌરવ નરકમાં લાંબા કાળ સુધી રહે છે. ગંગાદિ સાત સ્થાનોમાં પહેલે દિવસે પૂર્વ કે ઉત્તર દિશા તરફ મુખ રાખી ક્ષૌર કરાવવું, ને બીજે દિવસે શ્રાદ્ધ કરવું શ્રેષ્ઠ છે. સંવત્સરમાં બે માસ ઓછા હોય ને ફરીથી જે તીર્થમાં જાય તેણે, મુંડન, ઉપવાસ વિગેરે યત્નપૂર્વક કરવાં, બીજે દિવસે શ્રાદ્ધ કરવું, ને પછીથી ક્ષૌર કર્મ કરાવવું.

## નારાયણબલિ (વિષ્ણુ શ્રાદ્ધ) નું માહાત્મ્ય.

અત્રે નારાયણબલિ કરવાથી સર્વે મહાપાપોની શુદ્ધિ થઇ જાય છે, તેમજ લક્ષ્મી, બુદ્ધિ, ધર્મ ને સિદ્ધિનો પગલે પગલે વધારો થાય છે. સૂર્ય ચંદ્રનાં ગ્રહણ વખતે નારાયણબલિ કરનારના પિતૃઓનો મોક્ષ થઈ કરનારનું ગમે તેવું પાપ હોય તો તે પણ નષ્ટ થાય છે,

## તીર્થે તપ, મરણ, દાન ને સ્નાન કરવાથી થતું ફળ.

નર્મદાતીરે તપ કરવું, કાશીમાં મરણ થવું ને કુરુક્ષેત્રમાં દાન આપવું જેમ શ્રેષ્ઠ છે તેમ, આ ચાકા નદીના કિનારે એ ત્રણે કરવાં અતિશ્રેષ્ઠ છે, જેથી માર્તંડ ક્ષેત્રના પાદમૂલમાં ને ચાકા નદીના કિનારા ઉપર બ્રાહ્મણોએ સ્થિર ચિત્ત રાખીને સ્નાન, સંધ્યા ને ગાયત્રીની ઉપાસના કરવાથી તેઓ વેદને જાણવા-વાળા, ધનાઢય, ને અસંખ્ય પુણ્યના સમૂહવાળા થાય છે. અધિકમાસમાં ચાકા નદીને કિનારે સ્નાન સંધ્યા કરનાર બ્રાહ્મણે, જો પ્રથમ લાંબા વખત સુધી સંધ્યાવંદન ન કર્યું હોય તો તેનું તે પાપ પણ નષ્ટ થઇ જાય છે, જ્યારે અન્ય વર્ણોનાં લોકોનાં ચાકામાં સ્નાન કરવાથી સર્વે પાપો નષ્ટ થઈ જાય છે. આ ક્ષેત્રમાં હરકોઇ કામની ઇચ્છાવાળાએ અધિક માસમાં સ્નાન કરવા આવવું હિતકારક છે, કેમ જે અત્રે સ્નાન કરનારને શરીરમાં નખ ને વાળ જેટલા હોય છે તેટલાં વર્ષો સુધી તેનો સ્વર્ગમાં વાસ થાય છે.

## આ ક્ષેત્રમાં માર્તંડની ઉત્પત્તિની કથા.

શૌનક ઋષિ કહે છે કે—જેમ હાલમાં જન્મતાં જ અવયવવાળું બાળક જન્મે છે, તેમ સત્યયુગમાં સૃષ્ટિની શરૂઆત વખતે થતું નહોતું. પ્રથમ મનુષ્ય ઇંડાને ઉત્પન્ન કરતાં હતાં, ત્યારપછી તે ઇંડામાંથી મનુષ્યની ઉત્પત્તિ થતી હતી. તે સમયે કશ્યપ ઋષિએ પોતાનાં ધર્મ પત્ની અદિતિના ગર્ભથી ૧૩ ઇંડાં ઉત્પન્ન કર્યાં. વખત જતાં તેમાંનાં ૧૨ ઇંડાંમાંથી ૧૨ પુત્રો પેદા થયા,

તે બાર આદિત્યો (સૂર્યો) કહેવાયા. તેરમા ઇંડાને વાર લાગવાથી અદિતિએ જાણ્યું કે આમાંથી પ્રજા ઉત્પન્ન નહિ થાય એમ ધારી તે ઇંડાને **સતી સરોવરમાં**માં એટલે પાર્વતીજીનું સરોવર કહેવાય છે તેમાં નાખ્યું. આ બાબતની કશ્યપ ઋષિને બીલકુલ ખબર ન હતી, કારણકે એક મુનિપુત્રને થયેલા શાપનાં કારણે અદિતિજીએ આવી ભૂલ કરી હતી. તે ઇંડાએ અગર તેમાં રહેલા જીવાત્માએ, શાપનાં કારણે ૧૪ મન્વંતર સુધી જલમાં જ રહીને, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વરની આરાધના કરવાથી તેઓએ પ્રસન્ન થઇ તેનું સુદર્શન ચક્રથી રક્ષણ કર્યું હતું.

તે મુનિપુત્રના શાપનો જ્યારે અંત આવ્યો ત્યારે એક વખતે કશ્યપમુનિ આ સરોવર કિનારે જ્યાં માર્તંડ ક્ષેત્રવાળો ભાગ છે ત્યાં ગયા, તો તે મહાન્ તેજસ્વી ઇંડું તેમની નજરે પડયું. તેને હાથમાં લઈ વિચાર કર્યો કે આ ઉત્તમ તેજ કોઇ દૈવીશક્તિ ધરાવનાર જીવનું છે, જેથી તેમાં કોઈ દેવ હોવા જોઇએ. એમ આશ્ચાર્યપૂર્વક જોઇ સમાધિ ચઢાવીને જોતાં માલમ પડયું કે આ ઇંડામાં રહેલા મુનિપુત્રને તેને થયેલા શાપને લીધે તેની આ દશા થઇ છે. તેમજ તેમને આ ઇંડાની બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર તે ત્રણે દેવો સુદર્શન ચક્રથી રક્ષા કરતા જણાયા એટલુંજ નહિ પણ, તે તેજમાંથી ઉત્પન્ન થનાર મારો પુત્ર જ છે એમ પણ સ્પષ્ટ જણાયું, કે તરતજ તે ઇંડાના બે ભાગ થઇ જઇ અંદરથી પુત્ર ઉત્પન્ન થયો. તેજ વખતે ત્યાં બ્રહ્માએ આવી ઋષિને કહ્યું કે અદિતિએ આ તેરમા ઇંડામાંથી પ્રજા ઉત્પન્ન નહિ થાય એમ ધારી તમારી રજા લીધા વગર આ તેરમા ઇંડાને આ સરોવરમાં પધરાવ્યું હતું. આ એક **વિકુર્ણ** નામનો મુનિપુત્ર હતો, અને **સુનાસપિંડ**થી તેને શાપ થયો હતો તેથી તેનો અદિતિથી જન્મ થયો છે. ત્યારે બ્રહ્માને કશ્યપ ઋષિએ વિનંતિ કરી કે, મારા પ્રથમના ૧૨ પુત્રો તો ૧૨ સૂર્ય થઇ એક વર્ષના ૧૨ માસમાંના એકેક માસના સ્વામી થયા છે તેમ આ મારા આ પુત્રને પણ કોઈ એક માસનો સ્વામી થવાનો

આપ હક આપશો. ત્યારે બ્રહ્માએ કહ્યું કે, બારે માસની વહેંચણુ તો બાર આદિત્યોને અપાઈ ગઈ છે, માટે આ તમારા ૧૩ મા પુત્રને માટે શું કરવું તેની મને સમજણ પડતી નથી, તેથી આપણે વિષ્ણુ પાસે ચાલો. એમ કહી બન્ને વિષ્ણુ પાસે જતાં, તેમણે કહ્યું કે મને પણ તેમાં સમજણ પડતી નથી, માટે આપણે શંકર પાસે જઇએ. એમ કહી તે સર્વે શંકર પાસે ગયા ને સર્વ હકીકત કહી, ત્યારે શંકરે કહ્યું કે જ્યોતિષના ગણિત પ્રમાણે ત્રણ વર્ષે એક વધારાનો માસ આવેછે, જેને **અધિક માસ** કહે છે. તેજ માસ આ તેરમા પુત્રને માટે આપી શકાશે. દરવર્ષે ૧૧ દિવસ લેખે ગણતાં ૨ વર્ષ ૮ માસ ૧૬ દિવસ ને ૪ ઘાટ જેટલો સમય જાય ત્યારે એક અધિક માસ આવે છે. તેથી તે વધારાનો માસ તે તેરમા પુત્રનો જાણવો. કારણ કે દરેક માસમાં મેષાદિ રાશિમાં સૂર્ય ફરે છે, એટલે દરેક માસે એક એક રાસિના હિસાબે ૧૨ રાશિ તે બારે સૂર્યની જાણવી. જે માસમાં સૂર્યની સંક્રાન્તિ ન હોય તે અધિક માસ કે મલમાસ જાણવો, ને તે માસજ આ તેરમા પુત્રનો માસ જાણવો, એમ કહીને તે પુત્રનું નામ **માર્તંડ** પાડયું.

તે ઉત્પન્ન થયેલા માર્તંડ નામના તેરમા સૂર્યે તે વખતે કહ્યું કે જેઓનું વજ્રલેપ જેવું મહાઘોર પાપ હોય ને જે કોઇ પણ બીજા તીર્થમાં જવા છતાં ન જાય તેવું હોય, ને જેનું શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત પણ ન હોય એવા મહાપાપી પણ આ મારા માર્તંડ ક્ષેત્રમાં આવી અત્રે સ્નાન ને દર્શન કરે તો તેનું તે મહાપાપ પણ નાશ પામે ને અંતે તેની સદ્‌ગતિ થાય એમ આપ સર્વે દેવો મને વરદાન આપો. ત્યારે તે પ્રમાણે દેવોએ પણ “ તથાસ્તુ ” કહીને વરદાન આપ્યું. તેથી જ, આ ક્ષેત્રને તીર્થ, પરમ પવિત્ર ને પુણ્યપ્રદ મહિમાવાળું થયું. ને ( **મૃત** ) મરી જવા જેવા ( **अंड** ) ઇંડામાંથી આ પુત્ર ઉત્પન્ન થયો તેથી, તે પુત્રનું નામ **મૃત-अंड** માર્તંડ પડયું, ને જે સ્થળે માર્તંડની ઉત્પત્તિ થઈ તે સ્થળનું નામ પણ **માર્તંડ** ક્ષેત્ર પડયું. ઇંડાના બે ભાગ થયા હતા તેના

બે કુંડ બન્યા. તેમાંના પ્રથમ ભાગના બનેલા કુંડનું નામ **કમલ** પડયું, ને બીજા ભાગના બનેલા કુંડનું નામ **વિમલ** પડયું છે તેમજ, પાણી ઉડી જતાં તેમાંથી જે બચ્યું હતું તે કુંડમાંથી નિકળીને જતાં પાણીનાં **ગૌતમ** ને **નાગરાજ** નામે તીર્થ પણ થયાં. ત્યાંથી જે પાણી પશ્ચિમ તરફ વહીને આગળ ગયું તેની **ચાકા** નામની પવિત્ર **નદી** થઇ.

આ કથા બ્રહ્મપુરાણમાં આવેલા કાશ્મીર ખંડમાં માર્તંડ માહાત્મ્ય તરીકે કહેલી છે.

## જ્વાલામુખી દેવી.

જ્યારે તે ઇંડાના બે ભાગ થઈ ગયા ત્યારે તેમાંથી જે ચમકતું વિજળી જેવું તેજ હતું તે ઉંચે ઉડીને અદૃશ્ય થઇ ગયું. તે તેજ પંજાબમાં આવેલા **કાંગડા** જીલ્લામાં જઇને જ્યાં પડયું ત્યાં તે તેજની સાત જવાળાઓ નિકળવા માંડી, ને તેથી તે નિકળતી સાત જવાળાઓની સાત દેવીઓ બની ગઇ, ને તેમને હાલ **જવાળામુખી દેવીઓ** કહેવામાં આવે છે. આ સ્થળે જવા માટે પંજાબ પ્રાન્તના મુખ્ય શહેર **લાહોર** થી **પઠાણકોટ** ૧૦૦ માઇલ બ્રાન્ચ રેલ્વેમાં જવાય છે, ને ત્યાંથી ૬૩ માઈલે **કાંગડા** આવે છે, ને કાંગડાથી ૨૫ માઇલે જવાળામુખી આવે છે. આ રેલ્વે ચાલુ થવાની છે, ને **વૈજનાથધામ** સુધી જશે. પઠાણકોટથી કાંગડા સુધી મોટરમાં જઇને ત્યાં ટાંગામાં જવાળામુખી જવાય છે.

બીજો રસ્તો, **જાલંધર**થી રેલ્વેમાં ૨૫ માઇલ **હોંશીઆરપુર**, ને ત્યાંથી કાચી સડકે મોટર કે ટાંગામાં ૪૦ માઇલે **બંગલાભરવાઈ**એ જવાય છે. ત્યાંથી ૨ માઇલે **ચિન્તાપૂર્ણિની દેવી** આવે છે, ને બંગલાભરવાઈથી પરભાર્યા ૬ માઇલે જતાં **બહેરાગોપીપુર** આવે છે. ત્યાં **બ્યાસ** નામે **નદી** ઉતરી સામે પાર જવું પડે છે. ત્યાં કીસ્તી (વહાંણ)માં બેસી જવાય છે. ગોપીપુરથી ૯ માઇલે જવાળામુખી દેવી આવે છે.

એક વખત અકબર બાદશાહે આ જ્વાળામુખીની પરીક્ષા કરવાને માટે લોખંડના મોટા ભારી સાત તવાઓને જ્વાળામુખી ઉપર ઢાંકી દીધા હતા, કે જેથી તેને હવા નહિ મળવાથી તે જ્વાળા બુઝાઈ જાય. પરંતુ, તે ન બુઝાતાં તે તવાઓને ફાડી નાખી જ્વાળાદેવી બહાર પ્રકટ થયાં હતાં! ત્યાં એક **ગોરખડબી** છે. તે ગોરખડબી ૧થી ૧૧ ફૂટના ગોળાકાર કુંડાકૃતિની છે. બાજુના પહાડપરથી એક કરેલી નહેર મારફતે તેમાં પાણી આવે છે. તે પાણીની આજુબાજુ અંદરના ગોળાકાર કિનારામાંથી ૪થી ૬ દીપકની માફકની જ્વાળાઓ નિકળે છે, અને ત્યાં એવો ચમત્કાર થાય છે કે તે નહેર મારફતે કુંડમાં આવેલું પાણી તે કુંડમાંજ સમાઈ જાય છે. ત્યાંથી બીજી કોઈ જગ્યાએ વહીને જતું નથી, જેથી તે વખતે અકબર બાદશાહે તેના કિનારાની નિકળતી જ્યોતિઓને બુઝાવી નાખવાને ઠંડી પાડવા તે જ્વાળાઓના ઉપર જોસબંધ મોટા પ્રમાણમાં પાણી રેડરેડ કર્યું, પરંતુ તે ઠંડી નહિ પડતાં વધારે ને વધારે પ્રદીપ્ત થવા લાગી! અકબર બાદશાહે ઉપર મુજબનો ચમત્કાર જોવાથી ત્યાંનું દેવળ સોનાનાં પતરાંથી મઢેલું બનાવેલું છે.

આ દેવળ ૫૦ ફૂટ સમચોરસ છે, અને અંદર આરસ પહાણ જડેલા છે ત્યાં એક હવન કરવા માટેનો કુંડ છે. તેમાંના પણ દરેક કિનારામાંથી જ્વાળાઓ નિકળે છે. એટલું જ નહિ પણ, મંદિરની દિવાલોમાંથી પણ તેવીજ જ્વાળાઓ નિકળતી દેખાય છે. મંદિરની આજુબાજુ બે તળાવો છે.

### મટનથી અસમુકામ પડાવ ૫ મો, માઇલ ૯.

છઠ્ઠે દિવસે માર્તંડથી નિકળી રસ્તામાં આવતાં તીર્થોમાં સ્નાન, દાન, ને દર્શન કરતાં કરતાં, છડીનો સંઘ આગળ ચાલ્યો જાય છે.

અત્રેથી દરેક પડાવે પંડયાઓ યાત્રીઓને માર્તંડ માહાત્મ્ય, ને અમરકથા સંભળાવે છે. અત્રેથી પહેલગામ સુધી કાચી સડક છે, જ્યારે પહેલગામ પછી અમરનાથ સુધી પગ રસ્તોજ છે.

## નારાયણતીર્થ

માર્તંડ પછી ત્રણ મૈલે આ તીર્થ છે ત્યાં પણ શ્રદ્ધાળુ યાત્રી સ્નાન દાનને પૂજન કરે છે. પૂર્વે **વાલખિલ્ય** નામના બ્રહ્મચારી મહર્ષિઓએ હજારો વર્ષો સુધી કઠિન તપ કરવાથી **વિષ્ણુ** ભગવાને તેમને પ્રસન્ન થઈને **વરદાન** માગવાનું કહેવાથી તેમણે માગ્યું કે "એક એવું ઉત્તમ **તીર્થ** ઉત્પન્ન કરો કે અમે સર્વ ઋષિઓ ત્યાં તપશ્ચર્યા કરી સિદ્ધિને પ્રાપ્ત કરી શકીએ" તેથી ભગવાને પોતાના ચરણકમલમાંથી ત્યાંજ **ગંગાજી** ઉત્પન્ન કર્યાં; અને એ ગામનું નામ ઋષિઓના નામપરથી **વાલખિલ્ય** રાખી ત્યાં જ વિષ્ણુ ભગવાને સ્થિત થઇ એવું પણ વરદાન આપ્યું કે સૃષ્ટિના અંતસુધી આ તીર્થની યાત્રાએ આવનાર સર્વે મનુષ્યોને આ તીર્થનું સ્નાન અને જલપાન પવિત્ર કરશે, અને આ તીર્થનું નામ **નારાયણતીર્થ** કહેવાશે. આથી, આ તીર્થમાં વિધિપૂર્વક સ્નાન અને જલપાન કરવાથી, મહાપાપી અને અત્યંત પતિત હોય તેનાં પણ આ જન્મ અને અનેક જન્મનાં સંપૂર્ણ પાપો નષ્ટ થઈ જાય છે. તે પછી છડીનો સંઘ ૬—માઇલ ઊપર અસમુકામે જઈ, ત્યાંના ખુલ્લા મેદાનમાં પડાવ નાંખે છે.

## અસમુકામથી પહેલગામ, પડાવ ૬ઠ્ઠો, માઇલ ૧૨.

સાતમે દિવસે છડીનો સંઘ ઊપડીને પહેલગામ તરફ ચાલ્યો જાય છે. **અસ** મુકામથી ૧॥ માઇલ **ભટકોટ** ગામ આવે છે. તે પછી **કંગનબળ** આવે છે. બ્રિજબિહારથી અમરનાથ જનાર યાત્રી અને અસમુકામથી અમરનાથ જનાર યાત્રી એ બન્નેનો કંગનબળથી આગળ મેળાપ થાય છે. તે પછી ૨ માઇલે **ૈશરબળ,** ને તે પછી ૩ા માઈલે **ગણેશબળ** છે. બૂતસિકંદર જ્યારે અનેક દેવળો ને મૂર્તિઓ તોડતો તોડતો અત્રે આવી ગણપતિની મૂર્તિને જેવો તોડવા ગયો કે તરત મૂર્તિનું મસ્તક જળમાં જતું રહ્યું, ને હથીઆરના પ્રહારથી લોહીની ધારા વહેવા લાગી! તેથી તે આશ્ચર્યચકિત થઈ ત્યાંથી ચાલી ગયો, ને મૂર્તિ પાછી પ્રગટ થઈ ગયેલી તે હાલ પણ મોજુદ છે,

અત્રે શંકર ગણપતિને શોધવા આવ્યા હતા, ને આ સ્થળને પણ અત્રે **દંડકવન** કહે છે. અહીં યાત્રીઓ સ્નાન, દાન ને ગણપતિનું પૂજન કરે છે. અત્રે **લેધર** કે **લંબોદરી** નદી ઉપર પૂલ બાંધેલો છે, ને પૂલથી ૧ માઇલ જતાં પહેલગામના હવા ખાવાના સ્થળ આગળ જવાય છે.

## મામલક નામના તીર્થનું વર્ણન.

એક વખત મહાદેવજી ખિલ્યાયન તીર્થમાં થઇને ત્યાંથી દંડક મુનિના ક્ષેત્રમાં ગયા. ત્યાં તેમની પાસે ઘણા દેવતાઓ આવ્યા. શંકરે તેમને દેખીને "**મામલ**" એટલે "**આગળ આવશો નહી**" એમ કહ્યું. આવો ગંભીર શબ્દ સાંભળી, ગણપતિ પોતે પાતાલમાંથી કુહાડી લઇને આવ્યા, ત્યારે પણ શંકરે **મામલક** અવાજ કર્યો કે જેથી સર્વે દેવો શિવસ્વરૂપમાં લીન થઇ ગયા.

આ સ્થળે શંકરે "મામલ" એવો શબ્દ કર્યો તેથી આ તીર્થ **મામલ** નામથી પ્રસિદ્ધ થયું, અને આ વનનું નામ પણ **મામલક** પડયું, અને શંકરે ગણપતિને કહ્યું કે-**મામલ** શબ્દ સાંભળીને તમે અત્રે આવ્યા તેથી આ જગાએ રહો. અત્રે તમારી પૂજા જે યાત્રીઓ કરશે તેમનાં સર્વ વિઘ્નો દૂર થશે, અને તેમની યાત્રા સફળ થઈ સુખી થશે. દરેક માસના શુકલપક્ષની ચતુર્દશીએ અને ગણેશચતુર્થીને દિવસે અત્રે ગણપતિનું અને શંકરનું પૂજન કરનાર અગણિત પુણ્યનું ફળ પ્રાપ્ત કરે છે.

## લંબોદરી ગંગાનું માહાત્મ્ય.

એક વખતે ગણપતિજીને "કોઈ દેવો સુદ્ધાંને પણ અંદર આવવા દેવા નહિ." એમ શિવજીએ કહી, બારણા આગળ રક્ષણ કરવા ઉભા રાખી, શિવ પાર્વતી કૈલાસમાં બેઠાં હતાં. તે વખતે **ઈન્દ્રદેવ** શંકરનાં દર્શને આવ્યા. તેમને અંદર ન જવા દેવાથી તેમણે ગણપતિજીને પોતાનું વજ્ર નામનું હથીઆર મારવા માંડયું, પરંતુ ગણપતિજીના ફક્ત હુંકારાથી જ હથીઆર

સહિત તેમના હાથ અટકી ગયા. પછી ગણપતિની ઘણી સ્તુતિ કરવાથી તેમણે પ્રસન્ન થઈ તેમના હાથ છૂટા કરવાથી તે ત્યાંથી સ્વર્ગમાં ગયા, પરંતુ ક્રોધવશ થયેલા અને ભૂખ્યા ગણપતિએ ઘણાં ફળફૂલ ખાધાં અને તે ગંગાજીમાંથી ઘણું પાણી પી ગયા તેથી તેમનું પેટ વધી ગયું. તે જોઇને શિવજીએ તેમને **લંબોદર** (લાંબા પેટવાળા) કહીને બોલાવ્યા. એટલું જ નહિ પણ, ગંગાજીનું પાણી ખૂટી જવા જેવું થઈ ગયું, જેથી ગુસ્સે થઈ શંકરે પોતાનું ડમરૂ નામનું વગાડવાનું વાજીંત્ર તેમના પેટમાં માર્યું. તેવાંજ તેમના પેટમાંથી પાછાં ગંગાજી નિકળીને વહેવા લાગ્યાં, તેથી આ ગંગાનું નામ **લંબોદરી** પડયું. તે નદીને હાલ **લેધર** નદી કહે છે.

તે પછી પહેલગામમાં મુસાફરોને રહેવાની જગ્યા આગળ આવેલા પોસ્ટના મકાનના ઉપરના પહાડપર ૩ માઇલ દૂર **ભૃગુકુંડ** છે. ને ત્યાં ભૃગુઋષિએ તપ કરી ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો હતો. ત્યાં કેટલાક યાત્રીઓ જઈ સ્નાન પૂજન કરે છે.

## ભૃગુતીર્થનું માહાત્મ્ય.

**પરિશીલન** નામના વનમાં દેવતાઓના હજાર વર્ષો સુધી ભૃગુઋષિએ કઠિન તપ કર્યું, તેથી ભગવાને પ્રસન્ન થઈ તેમને પોતાના હૃદય સાથે ચાંપ્યા, એટલે ભગવાનને પરસેવો વળ્યો. તે પરસેવાનું આ પવિત્ર તીર્થ બન્યું, અને તેનું નામ **ભૃગુતીર્થ** પડયું.

નાયબ તહેશીલદારના મકાનથી આગળ ૦ાા માઇલ ઉપર પેહેલગામ નામનું ૧૦૦ ઘરનું ગામ છે તે પછી બે નદી ઉતરવાની આવે છે ત્યાં જઈ છડીનો પડાવ નંખાય છે ને અત્રેથી અમરનાથ જવા માટે વાહન મજુર ઘોડા વિગેરેનો બંદોબસ્ત થઈ શકે છે, તેથી અમરનાથ જનારે તે બાબતનો બંદોબસ્ત જલદી કરવો, કેમ જે જો સંઘ ઘણો મોટો હશે તો પાછળથી તે મળી શકશે નહિ, અને ત્યાં જતાં ઘણી મુસીબત વેઠવી પડશે,

તેથી જો ઠેકેદાર તરફથી બંદોબસ્ત ન થાય તો, ત્યાં મજુર, ઘોડાવાળા વિગેરે જે યાત્રીયોને ત્યાં ફરીને પૂછે છે તેમને રોકી લેવા નહિ તો પાછળથી પસ્તાવું પડશે.

આ સ્થળે હિંદુઓ પણ કેટલાક હવાખાવા આવે છે ખરા, પણ વિશેષ હિંદુઓ તો અમરનાથની યાત્રાના સમયે જ ખાસ કરીને ઘણે ભાગે આવે છે, ને તે વખત મેળાનો હોવાથી શ્રાવણ સુદ ૧૫ થી અમાસ સુધીમાં ગણા લોકો આવીને વસે છે. તે વખતે ઊપલી બજાર સિવાય સડકની ઊપર પણ અનાજ ઘી, તેલ, મસાલા, શાક, ભાજી, ફ્રૂટ ને બીજી મુસાફર યાત્રીઓને ઊપયોગી કેટલીક વસ્તુઓ વેચનારાઓની દુકાનો પણ પૂરતા સામાન સાથે ખોલવામાં આવે છે. ને તે દુકાનો પણ તંબુઓમાંજ માંડેલી હોય છે.

છડીના દિવસોમાં સરકારી પરવાનગી સિવાય પહેલગામથી અમરનાથ કોઇને જવા દેતા નથી, ને યાત્રા દરમ્યાન પોલીસ-સુપ્રીટેન્ડેન્ટ પણ સાથે જ હોય છે.

## પહેલગામથી અમરનાથ જવાસારૂ જોઇતાં સાધનોની વિગત.

અત્રેના સરકારી રૂલ મુજબ પહેલગામથી અમરનાથ જઇને પાછા પહેલગામ આવતા સુધી ૭ પડાવો ગણે છે. **૧ લો-ચંદનવાડી, ૨ જો-વાવજન, ૩ જો-પંચતરણી, ૪ થો-અમરનાથ,** જઈ પાછા પંચતરણી **૫ મો-વાવજન,** ૬ ઠ્ઠો-**ચંદનવાડી,** ને **૭ મો-પહેલગામ** ગણે છે; જેથી ઘોડા, મજૂર, કંડી કે દંડીવાળાને સાત પડાવોના હિસાબે પૈસા આપવા પડે છે. દરેક પડાવે એક એક દિવસ રહી શકાય છે; પણ જો ઉતાવળથી મુસાફરી કરનાર યાત્રી ચાહે તો ત્રણ દિવસમાં પહેલગામ પાછો આવી શકે છે. દર દિવસે એક એક પડાવે મુકામ કરી સાતમે દિવસે પહેલગામ પાછો આવે અગર ત્રણ દિવસમાં આવે, પરંતુ તે બેઉને, દિવસની ગણુતરી નહિ કરતાં, ભાડાના કે મજુરીના સાત પડાવના જ નક્કી કરેલા પૈસા આપવા પડે છે.

## ઘોડાના ભાડાના દરો.

સ્વારીના ઘોડાનું ભાડું જવા આવવાના રૂ. ૭ છે; અને તે ઘોડાઓ છેક અમરનાથ સુધી જઇ શકે છે. આપણી સાથેનો સામાન લાવવા સારૂ બોજાવાળા ઘોડા માટે દરેક ઘોડાના રૂ. પાા લે છે, ને તે દરેક બંગાલી બે મણ સુધી વજન ઉપાડે છે. તે ઘોડા પંચતરણી સુધી જ બોજો ઉચકી જઈ શકે છે, જેથી યાત્રીઓ તે બોજા પંચતરણી મૂકી ખપ પૂરતો સામાન સાથે રાખીને અમરનાથ જઇ તેજ દિવસે પાછા ફરી પંચતરણી આવે છે. જેમને અમરનાથમાં રાત્રિ રહેવાની ઇચ્છા હોય તેમણે બોજાવાળા ઘોડાની બોલી૧ રૂપીઓ વધુ આપી અમરનાથ સુધી લઈ જવાની કરવી, જેથી જરૂર હોય તો સામાન સાથે અમરનાથ લઇ જવાશે. તેવી જ રીતના કરારથી, નાના તંબુઓ સાથે લઈ ઓઢવાનાં પહેરવાનાં ગરમ કપડાં લઈ, યુરોપીઅનો ત્યાં જાય છે, પરંતુ અમરનાથ આગળ સર્વત્ર ઠેકાણે બરફ પથરાયેલો હોવાથી તથા જમીન સપાટ રહેવા લાયક નહિ હોવાથી, યાત્રી લોકો પાછા ફરી ઘણાખરા પંચતરણીમાંજ રાત રહે છે. પણ એક જ ઘોડો સામાન સારૂ આપણી સાથે હોય તો તેજ દામથી તેઓ આવતા નથી પણ એકથી વધારે ઘોડા સામનના હોય તોજ તે દામથી આવે છે; કારણ કે બે ઘોડા પાછળ ઘોડાના રક્ષણ પોષણ માટે ૧ માણસ તે લોકો મોકલે છે, જેથી ખર્ચમાં ઘોડાવાળાને બચાવ થાય છે. માટે પોતાની સાથે વિશેષ સામાન હોય, અથવા વધુ માણસો હોય તો, મજુર ન કરતાં એકથી વધારે ઘોડા ઉપર સામાન લઈ જવો ફાયદાકારક છે, પરંતુ જ્યારે સંઘ જાય છે ત્યારે જનારને એક જ ઘોડો જોઇતો હોય તો તેજ ભાવથી આપે છે, કારણ કે તે વખતે તેજ આસામીના બીજા ઘોડાઓ પણ બીજા માણસોએ લીધેલા હોય છે, ને તેથી ૩–૪ ઘોડાઓની દેખરેખ માટે ૧ માણસ મોકલે છે. જેથી તેને તે વખતે પોસાય છે. આ ઘોડા ખડતલ, મહેનતુ, ને જેમને ઘોડાપર બેસતાં ન આવડે તેવી સ્ત્રીઓ ને બાળકો પણ વગર ધાસ્તીએ બેસી શકે તવા હોય છે.

## કંડી* બાબત.

દશ વર્ષ સુધીના છોકરાને કે હલકા વજનના માણુસને કંડીમાં બેસાડી પીઠપર એક માણુસ ઉચકી લઇ જાય છે. તેને કાશ્મીરી ભાષામાં **પીકું** કહે છે. તેના રૂ. ૧૦ લે છે.

## ડંડી* બાબત

ડંડીના રૂ. ૪૮ લે છે, જેમાં ૮ માણુસો ઉંચકનાર હોય છે. ચાર થાકે એટલે બીજા ચાર ઉચકે છે, એમ અવરનવર ઉચકી લઇ જાય છે.

## મજુર બાબત

દરેક મજૂર દરરોજના બાર આનાના લેખે રૂ. ૫ા લે છે, ને તે મજૂર છેક અમરનાથ આવે છે, ને યાત્રીનાં પહેરવાનાં લુગડાં, ખાવાનું ભાતું, વિગેરે બોજો ઉંચકી લઈને સાથે આવે છે. મજુર બંગાલી ૦ાા મણુ વજન ઉપાડે છે.

## તંબુ બાબત

રાત્રે વસ્તી વિના જંગલમાં રહેવું પડતું હોવાથી તંબુ લેવો પડે છે. આ તંબુ મોટા હોય તો તેના બામ્બુ લાંબા વિશેષ હોવાથી તે ઘોડાની આજુબાજુ બાંધવાથી ઘોડાને પહાડોમાં વાંક વળવામાં તથા ચઢાઈ ઉતરાઈ વખતે નડે છે. માટે ઘોડો લેવા છતાં તે બામ્બુ ઉંચકવા સારૂ પણુ મજુર તો લેવો જ પડે છે, જેથી નાનો તંબુ લીધો હોય તો તેના બામ્બુ ઘોડા ઉપર જાય છે. ને તેને માટે જૂદો મજૂર લેવો પડતો નથી. એટલું જ નહિ પણુ, મોટો તંબુ પવનના તોફાનમાં કોઈ વખત ઉડી પણુ જાય છે, જ્યારે નાનો તંબુ પવનમાં ઉડતો નથી, તેથી પણુ નાનો તંબુ સાથે લેવો સારો.

સ્વારીના તથા બોજાના ઘોડા સાથે જે મજૂરો હોય તે,

*કંડી ડંડીના આકારો બાબત તથા બોજો ઉંચકવા બાબત, અમારા તરફથી પ્રકટ થયેલી **ભૂવૈકુંઠગમન** નામની ચોપડીના પૃષ્ઠ ૬૬ થી ૭૦ અને ૯૦ માં જોવું.

તથા આપણી સાથે રાખેલા બીજા પણ જે મજૂરો હોય તેઓ, દરેક પડાવે બોજો બાંધવા, તંબુ ઠોકવા તથા ઉખેડવા, વિગેરેનાં કામો હમેશાં પોતે જ કરે છે. આ પ્રમાણે નક્કી કરેલા કરારના રૂપીઆ શિવાય કાંઈ પણ તેઓને આપવાની જરૂર નથી. તેઓ પોતાની પદરનું ખાવાપીવાનું કરી લે છે. મહેરબાનીની રાહે જે કાંઇ આપીએ તો તેઓ લે છે, પરંતુ પહેલગામ પાછા આવીએ ત્યારે તેઓ બક્ષિસ માગે છે.

## સૂચના.

૧ લી—અત્રેથી અતિશય ટાઢને લીધે, ને ઘણુભાગે રાત્રે મોઢાનો ભાગ ઉઘાડો રહેવાથી, ચામડી ઘણીખરી બળી જાય છે, ને યાત્રા કરી પાછા ફરતાં જ્યાં ટાઢ ઓછી થાય છે ત્યાં, તે બળેલી ચામડી ઉખડવા માંડે છે, ને પછી નવી ચામડી આવે છે; જેથી મોઢાનાં રક્ષણ માટે દિવસે ને રાત્રે સૂતી વખતે, એમ બે વખત કે રાત્રે એક જ વખત, મોઢાપર તેલ કે ઘી જેવો ચીકટો પદાર્થ ચોપડીને જ સૂઈ જવું, કે જેથી ચામડી બળી જતી અટકશે.

૨ જી—એક દિવસે ઝપાટાબંધ મુસાફરી કરી બે ત્રણ પડાવ જવું ફાયદાકારક નથી, કેમ જે શરીરનું દુઃખવું, તાવનું આવવું, ઉતાવળથી ચાલતાં પડવું, વાગવું થાય, માટે ચાલવામાં વધારે શ્રમ વેઠીને વધારે ચાલવાની બીલકુલ કોશીશ કરવી નહિ.

૩ જી—દરેક પડાવે પહોંચ્યા. પછી તરતજ કપડાં કાઢવાં નહિ, ને તરતજ ન્હાવું પણ નહિ. એકાદ કલાક ગયા બાદ તે ક્રિયા કરવી.

૪ થી—મુસાફરીમાં બુટ પહેરી ચાલતાં લપસી જવાય છે. ને પડવાની ધાસ્તી રહે છે, તેથી ઘાસનાં ચપલાં કે જેને પહાડી જોડા કહે છે તે અથવા તો **કંતાનના જોડા** શ્રીનગરમાંથી વેચાતા લઈ લેવા. તેમજ, જેને લોઢાની અણીવાળી ખોળી જડેલી હોય છે તેવી **લાકડી** શ્રીનગર કે પહેલગામથી વેચાતી લેવી,

ને રસ્તે ચાલતાં તે જોડા પહેરીને આ લાકડી હાથમાં ઝાલીને જ ચાલવું. તેમ નહિ કરનારને વરસાદ વખતે કે ઢળાણમાં ઉતરતાં લપસી જવાનો અવશ્ય ભય રહે છે.

૫ મી—જ્યાં જ્યાં પહાડની સખત ચઢાઇઓ હોય, વગર ચઢાઈએ પણ વરસાદ વરસતો હોય, કે ચાલતાં શરદી અંગમાં વધારે લાગતી હોય, તેવે સમયે મરી, તજ, લવિંગ, જેવી ગરમ ચીજો મોઢામાં રાખીનેજ ચાલવું ફાયદાકારક છે.

૬ ઠ્ઠી—ફળ, મેવો વિગેરે જે ચીજો સડી ગયા જેવી હોય તેવી વસ્તુઓ બીલકુલ ખાવી નહિ. તેમજ યાત્રામાં પૂરી, શીરો, મીઠાઈ વિગેરે વેચાતો માલ હલકો ને ભાવે મોંઘો, તેલમાં બનાવેલ કાચો, વાસી ને ઉતરી ગયેલો હોવાથી, તે ખાવાથી પણ નુકસાન કરે છે.

૭ મી—રસ્તાની આજુબાજુ ઝેરી છોડવાઓ કે ઝેરી વનસ્પતિ ઉગેલી હોય છે કે જેની ગંધ લાગવાથી કે ખાસ વધારે સુંઘવાથી બેહોશ થવાય છે, કે કોઈ વખત દાંતની બત્રીશી પણ બંધ થઈ જાય છે, જેથી કોઇ પણ વનસ્પતિ સુંઘવી નહિ. છતાં પણ તેની કુદરતી ગંધ આવવાથી જ્યારે બેહોશ થવા જેવું જણાય તો તેવી જગ્યાએ બેસવા કે વિસામો ખાવા ન રોકાતાં તરતજ ત્યાંથી ચાલ્યા જવું, કે જેથી ત્યાંની ઝેરી હવા શ્વાસમાં જતી અટકી જવાથી બેહોશી દૂર થાય છે.

૮ મી—કોઇ વખત ઠંડીની હવા વધારે લાગવાથી શરીર ઠંડુ થતું જણાય તેવે વખતે, ગ્લાસ જેટલા પાણીમાં ખટાશ મેળવી પી જઇ, જીરૂં કે કપૂર સુંઘવું ફાયદાકારક છે.

૯ મી—*વીછું નામના ઝેરી રો[illegible]ઓ રસ્તાની બાજુએ ઉગેલા હોય છે કે જેને ફક્ત અડકતાંજ વીંછી કરડવા જેવી વેદના થાય છે, માટે બનતા સુધી તેવી કોઇ પણ અજાણી વન-

* આ વીંછુના છોડવાઓનું વર્ણન અમારી ભૂવૈકુંઠગમનની ચોપડીના ૧૦૮ મા પત્રમાં છે તે જોવું.

સ્પતિને અડકવું નહિ. આ છોડવાનું નામ કાશ્મીરી ભાષામાં **મારખોડ** કહે છે.

૧૦ મી—પહેરવા ઓઢવાનું, બિછાનું, પાલી, નાનો ને હલકો તંબુ, હુકકો, ગડાકુ, તમાકુ, ચરસ, ગાંજો, અફીણુ, પૂજાનો સામાન વિગેરે ઉપરની કોઈ પણુ વસ્તુની જેને જરૂર હોય તેણે તે તે વસ્તુ પોતાની સાથે જ રાખવી.

૧૧ મી—મજૂરનું નામ ઠામ લખી લેવું. બને તો તેની ઓળખાણુ સરકારના માણુસ પાસેથી કે ઠેકેદાર પાસેથી કરી લેવી. અજાણ્યો મજૂર કરવો નહિ. ને જો તે ચાલુ સાલમાં કે આગલા વર્ષોમાં અમરનાથ જઈ આવેલો હોય તેવો, અમરનાથના રસ્તા વિગેરેનો ભોમિઓ મળે તો તેનેજ ઘણો ખરો પસંદ કરવો.

૧૨ મી—જો શક્તિ હોય, ને ગૃહસ્થે આ યાત્રા સુખરૂપ કરવી હોય તો દરેક પડાવે આગળથી પોતાના નોકરને રસોઇઆને મોકલવા જેથી પોતાનાં જતાં પહેલાં રહેવાનો તંબુ લગાવી 'ફોલડીંગ' ખાટલાનું બિછાનું તૈયાર કરી, પાણી લાવી ચાહ, ખાવા પીવા, વિગેરેનો બંદોબસ્ત જતાં પહેલાં તેઓ આગળથી કરી શકે.

૧૩ મી—તેમજ થાકેલા, ભૂખ્યા, માંદા, ને અશક્ત યાત્રીઓને પોતાનાથી બનતી મદદ આપવી, ને તેમની સેવા કરવી તે આ યાત્રામાં વિશેષ પુણ્યપ્રદ છે.

૧૪ મી—દરેક પડાવે સપાટ જગ્યા મોટા વિસ્તારમાં નહિ હોવાથી પાછળથી પહોંચનારને જગ્યા સારી મળતી નથી, અને તેથી છેવાડી જગ્યામાં રહેનારને આખા સંઘનાં માણુસોની ટટ્ટી વિગેરેની થયેલી ગંદકીની અડચણો પણુ ભોગવવી પડે છે. જો વરસાદ આવે તો સપાટ જમીનમાં તેનો તંબુ ન હોવાથી, ગંદકી ધોવાઇને પણુ તંબુમાં આવવાનો સંભવ રહે છે, તેમજ તેવા પ્રસંગોમાં કૉલેરા વિગેરેની પણુ ધાસ્તી રહે છે, જેથી

હરેક પડાવે વેળાસર દાખલ થઇને સારી જગ્યા શોધીને જ મુકામ કરવો.

૧૫ મી—રસ્તે ચાલતાં પણ ઘણાં માણસો સાથે ચાલતાં હોવાથી, કોઇ વખતે ઘોડા, ડંડી, જેપાન વિગેરેની અથડાઅથડીમાં પડી જવાનો પણ સંભવ છે, તેથી ખીણ તરફ બનતા સુધી ચાલવું નહિ.

૧૬ મી—હમેશાં બનતા સુધી સવારે ૬ વાગેથી મુસાફરી શરૂ કરી ૧૨ વાગતાની અંદર પડાવે પહોંચી જવું, કારણ કે પહાડોમાં વરસાદનું જોર ઘણે ભાગે બપોરથી સાંજના પહોરનું હોય છે. અને ત્યાંની ચીકણી માટીને લીધે કાદવ થાય છે, તેથી પગ લપસી પડી જવાનો સંભવ છે. ઘોડાઓ પણ તેવે વખતે કેટલીક વખત લપસી જાય છે, તેથી તેવે સમયે ઉતરાણવાળી જગ્યાએ ઘોડા ઉપરથી ઉતરીને ચાલવુંજ સારૂં છે. બેસીને જવું જોખમ ભરેલું છે. જ્યાં ઘણીજ સીધી છાતીભેર ચઢાઇ હોય, અથવા તેવી એકદમ સીદ્ધી ઉતરાઇ હોય ત્યાં પણ ઘોડા ઉપરથી ઉતરીને ચાલવું.

૧૭ મી—ફાનસ, (પવનના ઝપાટામાં ન હોલવાય તેવું), સર્ચ-લાઇટ, મીણબત્તી ગ્યાસલેટથી ભરેલો સ્ટવ, કોલસા, ખાવાની વસ્તુઓ, તેલ, ઘી, મસાલો વિગેરે, જતાં આવતાં દિન ૭ થાય છે તેથી ૧૦ દિવસ સુધી પહોંચે તેટલાં સાથે રાખવાં. શક્તિવાળા મનુષ્યોયે સ્ટવ, ગ્યાસલેટ ને કૉલસા અવશ્ય ૧૦ દિવસ પહોંચે તેટલા સાથે રાખવા, અને તે સર્વ સામાન ઉચકવાને મજુર કે ઘોડાની જરૂર પડે તેના રૂપીઆનો ખર્ચ વધે તો ખરો, પરંતુ ખર્ચ કરવાથી મુસાફરી સુખરૂપ નિવડશે. તેમજ, પૂરતું ઓઢવા પાથરવાનું, ચટ્ટાઈ, ફોલડીંગ ખાટલા, તંબુ વિગેરે લેવું, પણ તે હરેક સામાન પુરેપુરો તપાશીને ઊપયોગમાં આવે તેમ હોય તેવી ખાત્રી કરીને જ લેવાં કેમ જે ભાડે આપનારાઓ તો ઊપયોગમાં ન આવે તેવો સામાન પણ આપેછે, ને જ્યારે

તેનો ઉપયોગ કરવા જઇયે ત્યારે જ તે નિરૂપયોગી છે એમ ખબર પડતાં પસ્તાવું પડે છે.

## પહેલગામ આગળ છડીને રહેવાની જગ્યા.

પહેલગામમાં મુસાફરો જ્યાં તંબુ ઠોકીને રહે છે ત્યાં સુધી સડક છે, ને પછીથી પગરસ્તો શરૂ થાય છે. અત્રેની જગ્યા પણ પહેલગામના નામથી ઓળખાય છે. પરંતુ ખરી રીતે તો અત્રેથી **ચંદનવાડી** તરફ જતાં ૧ માઈલ ઉપર પહેલગામ નામનું આશરે સો છૂટાં છવાયાં ઘરનું ગામડું પ્રથમ આવે છે, તેને જ **પહેલગામ** કહે છે. અહીં સુધી રસ્તો સીધો છે. ત્યાંથી ૧ ફરલાંગ ઉપર **શેષનાગ** નામની નદીનો પૂલ આવે છે. તે ઉતરી આગળ ૦। ફરલાંગ ઉપર લેધર નદીનો તેવો જ પૂલ આવે છે.

આ બન્ને નદીઓના પૂલ ઉતર્યાં પછી છડીને રહેવાની જગ્યા આવે છે, જ્યાં ડાબા હાથ તરફની ટેકરી ઉપર છડીના મહન્ત, ધર્માર્થ ખાતાના સુપ્રીટેન્ડેન્ટ, અનંતનાગ તેશીલના તેશીલદાર, ને પોલીસ અધિકારીઓના તંબુ નંખાય છે, જ્યારે જમણા હાથ તરફની છૂટી જમીનમાં ને બન્ને નદીની વચલી જમીનમાં યાત્રીઓના મુકામ થાય છે. ત્યાંથી ૨૦૦ ફૂટ **ચંદન-વાડી** તરફ દૂર, નાની પતરાં જડેલી મુસાફરોને રહેવા માટેની કોટડીઓ જેવી ત્રણ ધર્મશાળાઓ પણ છે.

આ જગ્યાએ જ્યારે છડી આવેછે ત્યારે હજારો મનુષ્યોની મેદિનીનો એક મોટો મેળો ઝામી જાય છે. તે વખતે પહેલગામમાં હવા ખાવા આવેલા માણસો પણ તે મેળો જોવા જાય છે. ખોરાકી સામાન ને દરેક જાતના બીજા માલ વેચનારાઓની દુકાનોની હલગાર લાગી રહી એક મોટું ગામ વસી ગયું હોય તેમ દેખાય છે. આ છડી સહિત શ્રીનગરથી નિકળેલા સંઘની સાથે સાથે છેક અમરનાથ સુધીના દરેક પડાવે પણ દુકાનદારો ખોરાકી સામાન ને યાત્રીયોને જરૂરીઆતની ચીજો વેચવાની દુકાનો માંડે છે. લીલા અને સૂકા મેવાની, દૂધ, દહીંની, શાકભાજીની, મીઠાઈ-ની, શીરો, પૂરી, ભજીયાંની, તથા બીજી કાશ્મીરની બનાવટની

વસ્તુઓ વેચનારાઓની પણ દુકાનો લોકો માંડી દે છે, અને તેથી દરેક પડાવે એક વસેલા ગામનો દેખાવ જોનારને લાગે છે. રાત્રિને સમયે પડાવે પડાવે કેટલાક ગીત, ગાયન, વાજીંત્ર ને સંગીત લલકારે છે. તો કેટલાક ધર્મના બોધનાં ભાષણો પણ આપે છે.

તેશીલદાર, ઈન્કવારી ઑફિસ, પોલીસ, ડૅાકટર, ઇસ્પીતાલ, ધર્માર્થ ખાતાની સરકારી ઑફિસ, ઘોડાવાળાઓ, બેસવાના ને ભાર ઉચકનારા ઘોડાઓ, ઠેકેદાર, કંડી, ડંડી, પીઠું, મજૂર, વાહનો ને તેના ઉંચકનારાઓ, બોજો ઉંચકનાર ને જોઇતા મજૂરો વિગેરે અત્રે હાજર જ હોય છે. વળી યાત્રીને ઘોડા, મજૂર વિગેરે જે જે જોઈતું હોય તે સર્વેનું લખાણ સરકારી અધિકારીની સમક્ષ, ઠેકેદાર કે મજૂર ને યાત્રી વચ્ચેનું, અત્રે જ થાય છે. જેથી છડીનો સંઘ અત્રે બે દિવસ રહે છે.

## પહેલગામથી ચંદનવાડી, પડાવ ૭ મો, માઇલ ૮.

અત્રેથી ૯ મે દિવસે ચંદનવાડી જવા છડીનો સંઘ ઊપડેછે. પાલખી, ઘોડા, દંડી, પીઠું, વિગેરેમાં બેશીને, તેમજ સાધુ સંતને મહાત્માઓ પોતાના હાથમાં ત્રિશૂલ, ડંડ, કમંડલ, ઘોક્કો, ચીપીઓ, ખપ્પર, વિગેરે લઇને, તેમજ ગ્રહસ્થો હાથમાં લાકડી લઇને ચાલતાં રણશીંગાં, શંખ, પખાજ વિગેરે વગાડી, અમરનાથની જય બોલાવતા, જ્યાં જ્યાં તીર્થ આવે ત્યાં ત્યાં સ્નાન દર્શન ને પૂજન કરતા, કેટલાક સાધુ સંતો લંગોટીજ વાળીને ઊઘાડા શરીરે ચાલતા, જ્યારેં કેટલાક તદ્દન દિગંબરાવસ્થા (નગ્ન અવસ્થા) માં પરમહંસની પેઠે વિચરતા, કેટલાક ગાન તાનમાં મશગુલ જણાતા, એવા અનેક તરેહના થતા દેખાવો સહિત, અત્રેથી મનુષ્ય મેદનીથી ભરપૂર ચાલતું સૈન્ય, એક ચિત્તાકર્ષક ચિત્ર રજુકરી, જોનારને સપ્રેમ આશ્ચર્યકારક લાગે તેવું બની રહેછે.

## રામકુંડ અને રંજનારાણય શિલાનું માહાત્મ.

ત્રેતાયુગમાં સીતા અને લક્ષ્મણ સહિત રામચંદ્ર દંડકાર-

ણ્યના અંતર્ગત આવેલા **રંજનારણ્ય** નામના વનમાં આવતાં તેમને રાક્ષસોથી હેરાનગતિ થઇ, ત્યારે તેમણે એક પથ્થરની શિલા ઉપર ઉભા રહી બાણો મારી ત્રણ રાક્ષસોનો નાશ કર્યો, જેથી બીજા કેટલાક રાક્ષસો ભયભીત થઇ નાશી ગયા. રામનાં બાણોના પ્રહારથી મોટા મોટા પર્વતોના નાના કટકા થઇ ગયા. તે વખતે રામચંદ્રજીને પડેલા શ્રમથી પરસેવો છુટી ત્રણ સ્થળે તેનાં બિંદુઓ પડયાં. તે ત્રણ સ્થળોએ ત્રણ પવિત્ર કુંડો થયા, અને તે ત્રણે કુંડોનાં **રામકુંડ, લક્ષ્મણકુંડ,** ને **સીતાકુંડ,** એવાં પવિત્ર નામ પડયાં. જે શિલા ઉપર ઉભા રહી બાણ મારતા હતા તે શિલાનું નામ **રંજનારણ્ય શિલા** પડયું. જેથી અત્રે કુંડોમાં સ્નાન કરી શિલાનાં દર્શન કરવાનું વિશેષ ફલદાયક કહ્યું છે.

ત્યાંથી આગળ ચંદનવાડી જતાં ૫ મા માઇલે **પૈસલુન** ગામ પછી **નીલગંગા** નામની નદીના પવિત્ર સ્થળે થોડીવાર વિસામો ખાવા છડી રોકાય છે.

## નીલગંગાની ઉત્પત્તિ અને માહાત્મ્ય.

એક વખતે વિનોદમાં પાર્વતીજીનાં નેત્રોનું અંજન શંકરના મુખ ઉપર લાગવાથી તે અંજનના સુરમાનું કાળું ચિન્હ થયું તે વખતે પાર્વતીજીએ અરીસામાં તેમનું મુખારવિંદ તેમને દેખાડયું. તે કાળો ડાઘ આ ગંગાના પાણીથી ધોયો તેથી ગંગાના પાણીમાં કાળો રંગ થયો. તેથી તે ગંગાનું નામ **નીલગંગા** ( કાળીગંગા ) પડયું. અત્રે સ્નાન પાનનું વિશેષ માહાત્મ્ય છે.

## સન્ને ૧૯૨૭ની સાલમાં અમરનાથની યાત્રાએ જતા માણસોની ગણત્રી.

જ્યારે ચંદનવાડીએ છડી આવે છે ત્યારે ત્યાં આગળ સરકાર તરફથી દરસાલ માણસોની ગણતરી કરવામાં આવે છે. તે પ્રમાણે આ સાલમાં ગણતરી કરતાં. સાધુપુરૂષો **૧૪૭૫, સાધુસ્રીઓ ૭૧, સાધુછોકરાંઓ ૭, કુલ્લે સાધુની સંખ્યા**

૧૫૫૩ હતી, અને ૧૭૧૧ પંજાબીઓ, ૭૦૪ કાશ્મીરી સ્ત્રીપુરૂષો મલી કુલ્લે યાત્રીઓ ૩૯૮૮ હતા. તે ઊપરાંત મજુર ૨૩૩૦ હતા. ૧૨૭૩ ઘોડા, જંપાન ૯૪ ને પીઠુ ૭૮ હતાં. એક જપાનને ઊચલ્કવાને ૮ માણુસો હોય છે. જ્યારે પીઠુને ઊચકનાર એક માણુસ હોય છે શ્રાવણુ સુદી ૧૫ ના દિવસ સિવાય આશરે ૧ હજાર માણુસ પુનમ પેહેલાં ને પુનેમ પછીના સમયમાં પણુ જાય છે.

## આ સાલ યાત્રા દરમ્યાન થયેલી નુકશાની

૭ માણુસો મરી ગયાં, ૩૦ બીમાર પડી ગયાં. ને પાંચ ઘોડા મરી ગયા

આ યાત્રા વખતે દૂધ મળે છે ખરૂં, પણુ તે ૬ થી ૮ આને શેર ને તે પણુ ઘેટાં બકરાંનું ને પાણી ભેળવેલુંજ મળે છે.

## સ્થાણવાશ્રમ (ચંદનવાડી) નું માહાત્મ્ય.

શંકરને હિમાલયમાં જ્યારે કઠિન તપ કરતાં કરતાં અસંખ્ય વર્ષો સમાધિમાં વીતી ગયાં ત્યારે પાર્વતીજી ત્યાં જઈને સેવા કરવા લાગ્યાં. એમ ઘણો કાળ રહ્યાં, પરંતુ મહાદેવજીની સમાધિ છુટી નહિ, ત્યારે ત્યાં ચંદનનાં અસંખ્ય ઝાડોવાળી ચંદનની વાડીમાં પાર્વતીજી ચિંતા કરવા લાગ્યાં, એટલે શંકર સમાધિમાંથી નિવૃત્ત થયા, અને શંકર પાર્વતીનો લાંબે વખતે અત્રે મેળાપ થયો. શંકરનું બીજું નામ **સ્થાણુ** છે તેથી આ સ્થળના તીર્થને **સ્થાણવાશ્રમતીર્થ** કહે છે. અત્રેની નદીમાં સ્નાન કરવાનું પુણ્યપ્રદફળ છે.

## ચંદનવાડીથી વાવજન, પડાવ ૮ મો, માઇલ ૯ છે.

૧૦ મે દિવસે છડીનોસંઘ ચંદનવાડીથી ઉપડી વાવજન જાય છે. ચંદનવાડીથી અમરનાથ સુધીનો રસ્તો નિર્જન જંગલનો હોવા છતાં આશ્ચર્ય ને ખૂબી તો એ છે કે હિંસક પ્રાણીનો કે ચોર લોકોનો બીલકુલ ભય નથી. રાત્રે આવા ઘોર જંગલમાં મેદાનમાં રહેવા છતાં ચોકી રાખવાનું જરાએ કારણુ નથી. રસ્તે ચાલતાં જ્યારે અમરનાથ સ્વામીકી જય, હિંદુસનાતન ધર્મકી જય,

અમરનાથ મહાદેવકી જય, બોલો ભાઈ સબસંતનકી જય, એમ પ્રથમ એક યાત્રી બોલતાં, તરતજ બીજા અસંખ્ય યાત્રીઓ પણ અમરનાથ સ્વામીકી જય વિગેરે બોલે છે. તે વખતે ત્યાંની ચારે દિશાઓમાંના વિશાળ પહાડોમાં તે જયજંયકારક શબ્દોનો પડઘો એટલા જોરથી પાછો સંભળાય છે કે ત્યાં વહેતી ગંભીર ગર્જના કરતી નદીનો પ્રચંડ વેગ પણુ તે વખતે બીલકુલ સંભળાતો નથી. તેમજ અત્રેના ગગનગામી બરફાચ્છાદિત શુભ વર્ણી પહાડોના મન પસન્દ દેખાવોને પડતા પાણીના અવર્ણનીય ધોધો વિગેરે જોતાં યાત્રીઓને ચમત્કારથી ભરપુરભુમિ માલમ પડીને વિશેષ આનંદ આપે છે. અત્રેથી ૦ાા માઈલ દુર જતાં, પીસુની ઘાટી નામના પર્વતની ચઢાઇ ચઢવાની આવે છે.

## પેષણુ પર્વત (પીસુઘાટી) નું માહાત્મ્ય.

એક સમયે શંકરનાં દશને દેવો અનેઅસુરો આવતા હતા તેઓ પેષણુાખ્ય પર્વત ઉપર ચઢતાં ચઢતાં ઈર્ષા કરીને હાથોહાથ લડવા લાગ્યા. તે વખતે દેવોએ મહાદેવજીનું એકાગ્રચિત્તે ધ્યાન ધર્યું. તેથી તેમની કૃપા વડે દેવોએ એને પીશી નાંખ્યા જેથી ત્યાં ભુજપત્રોના ઝાડો ને દેવોના હાથોની મુઠ્ઠીઓના પ્રહારથી દૈત્યોનો નાશ થઈ ત્યાં રાક્ષસોનાં હાડકાંઓનો મોટો ઢગ થઇ ગયો, તેથી તેનું નામ **પેષણુ પર્વત પડયું.** આ પેષણુ પર્વતનું બીજું નામ **પેષપર્વત** છે, અને તેને હાલ **પીસુની ઘાટી** કે પીસુની ચઢાઈ કહે છે. આ •પર્વતનાં દર્શન કરવાનું મોટું પુણ્યપ્રદ ફળ છે.

તે પછી ઝશબળના પડાવે છડી થોડીવાર વિસામો લઇને યાત્રીયો શેષનાગનામના ચસ્માવાળા સરોવર ઊપર જાય છે.

ત્યાં ભાવિક યાત્રીઓ તેમજ વિશેષેકરીસાધુ મહાત્માઓ વસ્ત્ર ઉતારી, કેટલાક નગ્નાવસ્થામાં કે લંગોટી વાળીને પ્રથમ તે સરોવરની બે હાથ જોડી પ્રાર્થના કરી, પત્ર, પુષ્પ, ફળ, વિગેરે સરોવરના જળમાં અર્પણુ કરી, સખત ટાઢ સહન નહિ

કરી શક્તા હોવાથી થરથર ધ્રૂજતા, કંપતા, ગભરાયેલા જેવા ને અંગથી અકડાઇ જતા, ઝટપટ તે સરોવરમાં સ્નાન કરી બહાર નિકળી જતા જણાય છે. છતાં પણ, તેમણે આ સરોવરમાં સ્નાન કરવાથી જાણે અક્ષય પુણ્યફળ મેળવ્યું હોય તેમ તેમના મનનો અવર્ણનીય આનંદ તો કંઈ ઓર જ હોય તેમ તેમની મુખમુદ્રા ના દેખાવ ઉપરથી લાગે છે. તે ઉપરાંત યાત્રાના પૂર્ણ ઉત્સાહની સચોટ શુભ અસરોની છાપ પણ, તેમનાં હૃદયપર પડેલી, સ્પષ્ટ તરી આવતી માલમ પડયા વિના રહેતી જ નથી. આ શેષનાગના ચસ્મામાં સાધુઓ અને શ્રદ્ધાળુયાત્રીઓ સ્નાન કરી પંડયાઓ પાસે પૂજન કરાવે છે. પછી કિનારે પથ્થરો ગોઠવી ઘર જેવો આકાર કરી તેમાં સોય, દોરા, મેવો, કોડી, પૈસો વિગેરે મૂકે છે, ને તેને **મઠકો** કર્યો એમ કહે છે; ને જો કદાચ નાહીને મઠકો કર્યા વગર તે ચાલી જાય છે તો વાવજન મુકામે જઇને પણ **મઠકો** કરે છે.

## શેષનાગ પર્વતની ઉત્પત્તિ મને માહાત્મ્ય.

પૂર્વે સિદ્ધ. ગન્ધર્વ અને દેવો અમરેશ્વરની નજીકમાં આવી તપ કરવા લાગ્યા ત્યારે એક વાયુરૂપ બલવાન્ રાક્ષસ તે દેવતા દિકોને માર મારીને પહાડોની ખીણોમાં ફેંકી દેતો હતો, તેથી તેઓએ શંકરને શરણે જઈ તેમની સ્તુતિ કરી, ત્યારે શંકરે કહ્યું કે તે રાક્ષસનાં અનેક નીચ કર્મ હોવા છતાં તેને મેં પોતેજ વરદાન આપેલું છે, તેથી તેને હું મારી શકીશ નહિ માટે તમે વિષ્ણુની પાસે જાઓ. ત્યારપછી દેવો વિષ્ણુની પાસે જઇ સ્તુતિ કરતાં વિષ્ણુએ પ્રસન્ન થઈ દેવોને કહ્યું કે- હું તે વાયુરૂપ રાક્ષસનો વંશ સહિત નાશ કરીશ. તે પછી ભગવાને વાયુનું ભક્ષણ કરનાર શેષનાગને આજ્ઞા કરી કે હે નાગરાજ ! તમે વાયુ ભક્ષણ કરતા હોવાથી તમારા હજાર મુખોથી વાયુનું પાન કરો, અને એ વાયુનું ભક્ષણ કરીને તમારા આત્માની તૃપ્તિ કરો. જેથી શેષનાગે પાતાળ ભેદી અત્રે આવી

વાયુનું ભક્ષણ ક્ષણમાત્રમાં કરવાથી તે વાયુરૂપી દૈત્યનું કુટુંબ સહિત ભક્ષણ થઈ ગયું. તે પછી શેષનાગે આ પર્વત ઉપર, પોતે પાતાલ ભેદી આવવાથી જે સરોવર થયું તેમાં, રહેવાનું રહેઠાણ કર્યું અને પછી દેવો પણ અત્રે પોતપોતાનાં સ્થાનકોમાં રહેવા લાગ્યા, તેથી આ પર્વતનું નામ **શેષનાગ પર્વત** પડયું.'

## આ ચશ્માનું ને તેમાંથી નિકળતી નદીનું શેષનાગ નામ પાડવાનું કારણ.

ઉપર મુજબ કહ્યા પ્રમાણે હજાર ફણાવાળા **શેષનાગ** નામના સર્પનું આ ચશ્માવાળુ સરોવર રહેવાનું સ્થળ હોવાથી તેમજ પાતાળમાંથી તે માર્ગે પોતે આવેલા હોવાથી તે પાતાળના જળના તલાવવાળા અદ્ભૂત ચશ્માને **શેષનાગનો ચશ્મો** કહે છે, ને તેમાંથી નિકળતી નદીને **શેષધારા ગંગા કે શેષનાગનદી** કહે છે. (અત્રે શેષનાગનું સ્થાન પાતાળ સુધીનું છે, એમ કેટલાક કહે છે) અત્રે ચશ્માના મધ્યમાં તાગ વિનાનું અગાધ જળ પાતાળ સુધીની ઉંડાઇનું છે. આ સરોવરના પાણીમાં જેને ઘણા માથાં છે, એવો એક વિશાળ નાગ ને બીજા નાના નાના નાગનાગણીઓ, એમ પોતાના કુટુંબના સર્પો સહિત રમતગમતની ક્રીડા કરવા આવે છે. તે વખતે કોઈ શ્રદ્ધાળુ ભાવિક યાત્રીને તે નાગનાં દર્શન પણ થાય છે, પરંતુ દરેક યાત્રી તેને જોઈ શક્તા નથી. અત્રેના પર્વતને નમસ્કાર, શેશનાગ સરોવરમાં સ્નાન ને તેનું દર્શન કરવાનું અમરકથામાં વિશેષ માહાત્મ્ય વર્ણવેલું છે.

રાજતરંગિણી નામના ગ્રંથમાં આનું વર્ણન આપેલું છે. તેમાં હજાર માથાના નાગને બદલે દશ માથાના નાગનું વર્ણન ઉપર પ્રમાણે કહેલું છે, એટલે આ ચશ્મામાં વસતા નાગને શેષનાગના બદલે **શિરદશનાગ** કે **શરદશનાગ** કહે છે.

આ નાગને એક પુત્રી હતી. તેને એક વિદ્વાન્ બ્રાહ્મણ સાથે પરણાવી હતી. તે સ્રીની ખુબસુરતીને લીધે તે સમયનો આ દેશનો બાદશાહ તેનાપર મોહિત થઇ જઈ તેનું હરણ કરવાની

તજવીજ (લઈ જવાની કોશીશ) કરતો હતો. તેની ખબર શર-દશનાગને પડવાથી તેણે પોતાનાં મુખની વિષજ્વાળાને પોતા-નાં તપોબળના પ્રભાવથી ઉત્પન્ન કરેલી વિજળી, તે બાદશાહની રાજધાનીનાં શહેરપર ફેંકી, તેથી બાદશાહ સહિત રાજધાની બળીને ભસ્મ થઈ ગઇ, ને પોતે આ જળમાં સ્થિર થઇને રહ્યો. તેથી પણ તે નાગનાં નામ ઉપરથી આ ચસ્માનું નામ **શેષનાગ** પડયું છે. એ નાગે તે પછી પોતાની પુત્રી તથા જમાઈને બીજા ચસ્મામાં રહેવાની આજ્ઞા કરી. સંસ્કૃતમાં જમાઇને (જામાતૃ) જામાત્ર કહે છે, માટે જે સરોવરમાં જમાઈ ત્યાંથી જઇને રહ્યો તેનું નામ **જામાત્રનાગ** નામનો **ચસ્મો** પડયો. જે ચસ્મો કોહીનાર પર્વતમાં છે.

## ચસ્મા વિષે બીજી કથા.

એક સમયે ત્યાંના નજીકના એક ગામમાં સિદ્ધદાની નામના વેપારીની મીઠાઇ વેચવાની દુકાન હતી. તેને ત્યાંથી હમેશાં બાળકો પતાસાં વેચાતાં લઈ આ ચસ્માપર આવી રમતગમત કરીને ખાઈને પોતપોતાને ઘેર જતાં હતાં. એમ કેટલાક વખત સુધી જ્યારે બાળકો તેની દુકાનેથી પતાસાં લઈ જતાં હતાં, ત્યારે એક દિવસે તે સિદ્ધદાની દુકાનદારે તે બાળકોને પૂછયું કે તમે હમેશાં બધાં બાળકો સાથે આવી પતાસાં લઇને કયાં જાઓ છો ? ત્યારે તે બાળકોએ સિદ્ધદાનીને કહ્યું કે જેના મસ્તકપર જટા ને ચંદ્રમા છે, હાથમાં ત્રિશૂલ ને બળદપર જે પુરૂષ બેઠેલો છે તેની સાથે અમોને રમવાથી ઘણીજ ગમ્મત પડવાથી તેની પાસે જઇ અમો રમતગમત કરી પતાસાં ખાઇને અત્યાનંદ કરીએ છીએ. એમ જ્યારે સિદ્ધદાની દુકાનદારે સાંભળ્યું ત્યારે તેને લાગ્યું કે ખરેખર ! આ વર્ણન તો સાક્ષાત્ શંકરનું જ છે, તેથી તે એક દિવસે તે બાળકો સાથે શંકરને જોવાને ગયો, તો સિદ્ધદાની ન જોઈ શકે તેમ બાળકો તો શંકર સાથે રમવા લાગ્યાં. જ્યારે રમત પૂરી થઈ ને શંકરને જવાનો સમય થયો

એટલે તેઓ વૃષભ (બળદ) પર બેઠા ત્યારે બાળકોએ શંકરને ઓળખાવીને તે બળદનું પૂંછડું સિદ્ધદાનીના હાથમાં આપ્યું. જેવું તે પુંછડું પકડે છે કે તે બળદ તો વેગથી ચાલવા લાગ્યો, તો પણ તે સિદ્ધદાનીએ પુંછડું મૂકયું નહિ. તેથી તે ઘસડાતો, પછડાતો, છુંદાતો, લોહીલુહાણ થઈ ગયો. તેટલામાં તો વૃષભ સહિત શંકર આ શેષનાગના ચસ્માપર આવી અદૃશ્ય રહી આકાશવાણી દ્વારા કહેવા લાગ્યા કે હે સિદ્ધદાની! તને હજુ દર્શન મળવાની વાર છે, માટે પુંછડું છોડી દે, ને તારે ઘેર જા. જ્યારે શિવરાત્રિ આવે ત્યારે તું આ સ્થળે આવી મારૂં ધ્યાન ધરતો બેસજે, એટલે હું તને મારા અસલ સ્વરૂપનાં દર્શન કરાવીશ. એ પ્રમાણે આકાશવાણી સાંભળવાથી પુંછડું છોડીને તે પોતાને ઘેર ગયો, ને શિવરાત્રિને દિવસે પાછો શંકરનું ધ્યાન ધરતો આ ચસ્માપર આવીને બેઠો, એટલે તેને સાક્ષાત્ શંકરનાં દર્શન થયાં હતાં. તે પછી આ સરોવરને કિનારે કિનારે ૧ માઈલ જતાં વાવજનનામનો પડાવ આવે છે.

**આ સ્થળનું વાવજન નામ પાડવાનું કારણ.**

**વાવ**નો કાશ્મીરીભાષામાં અર્થ **અંધીકરનાર** કે **અંધી** થાય છે, જ્યારે **જન**નો અર્થ **જીનદેવ** થાય છે. તેથી વાવજનનો સામટો અર્થ કાશ્મીરી ભાષામાં **પંખાથી વાયુ ઉડાવી અંધીને ઉત્પન્ન કરનાર દેવ** થાય છે. આ સ્થળને સંસ્કૃતમાં વાયુવર્જન કહે છે. **વાયુ** એટલે **વાયુરૂપી** રાક્ષસ, અને **વર્જન એટલે નાશ કરવું. વાયુરૂપી** રાક્ષસનો આ સ્થળે નાશ કર્યો હતો, તેથી આ સ્થળને **વાયુવર્જન** કહે છે. વાયુનું બીજું નામ સમીર પણ છે. પૂર્વે **સમીર** નામનો રાક્ષસ આ સ્થળે રહેતો હતો. તે વાયુનું રૂપ ધારણ કરી, આકાશમાં સર્વત્ર અંધકાર કરી નાખીને, તે રાક્ષસ સ્વર્ગના દેવ ઇંદ્ર સાથે લડવા લાગ્યો. ઇંદ્રે પોતાના હથીઆર વજ્રવડે તેને મારી નાંખ્યો. તે કારણથી **વાયુવર્જન** એવું આ સ્થળનું નામ પડયું છે. તે સ્થળને હાલ કાશ્મીરી ભાષામાં **વાવજન કહે છે.**

## વાયુવર્જન (વાવજન) તીર્થનું માહાત્મ્ય.

જ્યારે તે દૈત્યનો નાશ થયો ત્યારે, **પ્રષ્ઠત** નામનો એક દૈત્ય પાછો વાયુરૂપ થઇ જઇ દેવોને દુઃખ દેવા લાગ્યો. તેઓએ શંકર સમીપ જઈ તેમની સ્તુતિ કરતાં તથા પોતાનું દુઃખ કહેતાં, શંકરે પ્રસન્ન થઇ કહ્યું કે તમો સર્વે આ જગ્યાએ નાની નાની મછુલીઓ બનાવીને રહો, તેથી દેવો મઢીઓ બનાવીને રહ્યા, અને શંકરનાં વરદાનથી પવનનું કાંઇ ચાલ્યું નહિ. તે પછી લાંબે સમયે તેણે દેવોને પાછું દુઃખ દેવા માંડયું, ત્યારે ઇંદ્રે પોતાના વજ્રવડે તેનો નાશ કર્યો. દેવોએ અત્રે નાની મઢુલીઓ બનાવી હતી. તેથી યાત્રીઓને અત્રે પથ્થરની મઢુલીના આકાર બનાવીને દર્શન કરી બ્રાહ્મણને દાન આપી સ્નાન અને આચમન કરવાનું માહાત્મ્ય અમર કથામાં કહેલું છે.

## વાવજનથી પંચતરણી, પડાવ ૯મો માઇલ ૮.

૧૧–મે દિવસે અત્રેથી પંચતરણી જવા છડીનો સંઘ ઉપડે છે. અત્રેથી સીધી વાવબળની ચઢાઈ ચઢીને તે ઉતરી હોકસૂના રહેઠાણ પછીથી ને પંચતરણી પહેલાં કેટલાક યાત્રીઓ ત્યાંથી એક પથ્થર પાછો ફેંકે છે. તેની મતલબ એ છે કે આજે જેમ પથ્થર ફેંકી દીધો તેમ, આ દુઃખી દુનિયાની સર્વે મોહમાયા-રૂપી કડાકૂટને ફેંકી દઇ આ કૈલાસપતિ શંકર અમરેશ્વરની પવિત્રભૂમિમાં પ્રવેશ કરવા અમો ભાગ્યશાળી થયા છીએ એમ તેઓ જણાવે છે.

ત્યાંથી ૨ા માઈલ ગયા પછી ૦ા માઈલના સપાટ મેદાન-માં પાંચ નદીઓ એક પછી એક વહે છે. શ્રદ્ધાળુ યાત્રીઓ તે જૂદી જૂદી પાંચે નદીઓમાં સ્નાન કરે છે, કેટલાક તે પાંચ એકઠી થાય છે, ત્યાં સ્નાન કરે છે, જ્યારે કેટલાક એકજ નદીમાં સ્નાન કરે છે. જેઓ સ્નાન કરતા નથી તેઓ ફક્ત આચમન લઇ જળના છાંટા શરીરને મસ્તક પર છાંટે છે પાંચે નદીઓ પાર કરતાં પંચતરણી નામનો પડાવ આવે છે.

## પંચતરંગિણી ગંગાની ઉત્પત્તિ અને માહાત્મ્ય.

એક વખત શંકર તાંડવ નૃત્ય કરતા હતા. તે વખતે તેમના માથાની જટા ઢીલી પડી જતાં તેમાંથી ગંગાજીની પાંચ ધારાઓ નિકળી, તેથી તે પાંચ ધારાઓનું નામ **પંચતરંગિણી** પડયું. આ પંચતરંગિણીની પાંચે નદીઓમાં સ્નાન, દાન વિગેરે કરવાનું વિશેષ માહાત્મ્ય વર્ણવેલું છે. વિધિ સહિત સ્નાન કરનારને કુરુક્ષેત્ર, ગંગા, પ્રયાગ, અને નૈમિષારણ્યમાં સ્નાન અને દાન કરવાથી જે ફળ મળે છે તે ફળ અત્રે સ્નાન કરવાથીજ મળે છે.

પંચતરણીને અમરનાથમાં પુનમને દિવસે કેટલાક યાત્રીઓને ઉપવાસ હોવાથી ફલાહારની વસ્તુઓની હલવાઈની દુકાનો પણ મંડાય છે.

## પંચતરણીથી અમરનાથ થઇ પાછા પંચતરણી, પડાવ ૧૦ મો, માઇલ ૮.

પંચતરણીથી અમરનાથ ૪ માઈલ છે જેથી યાત્રીઓ અત્રે પોતાનો મુકામ કરી, બધો અસબાબ મૂકી થોડું ભાતું, પૂજાનો સામાન ને પહેરવાનાં ગરમ કપડાં લઈ ઘોડાપર બેસીને કે પગે ચાલીને **અમરનાથ** જાય છે.

અમરનાથ જવાના અહીંથી બે રસ્તા છે. એક **ભૈરવઘાટીનો** ૪ માઇલનો ને બીજો **સતસિંહનો** રસ્તો ૩ માઇલનો છે. બીજો રસ્તો સંતસિંહ નામના સરદારે પોતાના અમલ વખતે કાઢેલો છે, ને તે સહેલો હોવાથી યાત્રીઓ તેજ રસ્તે જાય છે, ને આવે છે, પણ છડી તો પ્રથમ ભૈરવઘાટીના રસ્તેજ જાય છે.

### ભૈરવ ઘાટીનો રસ્તો.

પ્રથમ ચઢાઈ, પછી થોડું મેદાન, ને એક પાણીનું નાળું આવે છે, કે જેને **ભૈરવનાળું** કહે છે, ને ત્યાં ૧૪૫૦૦ ફૂટની ઉંચાઈની ઉંચાઇએ **વૈરાગી** નામની **ઘાટી** પૂરી થાય છે, ને તે પછી **ભૈરવઘાટી** આવે છે. ત્યાં **ડામરેશ્વર ભૈરવ**નો પથ્થર સ્થાપન કરેલો છે. અત્રે ભૈરવ સંપ્રદાયમાંના કોઇક મનુષ્યો પડતું

મૂકી નીચેની ખોમાં પડી મરણ પામતા હતા. તેમ કરવાથી મુક્તિ મળે છે, એમ તેઓ માનતા હતા, પણ તે રિવાજ હાલ સરકાર તરફથી બંધ કરાવેલો છે.

ત્યાંથી આગળ **ભૈરવનાથ**નો પહાડ આવે છે. ત્યાં પણ કેટલાક યાત્રીઓ પથ્થરનું ઘર શેષનાગની માફક કરે છે. તે પછી ૧ ફરલાંગે અમરનાથ છે.

## ગર્ભયોનિની ઉત્પત્તિ અને માહાત્મ્ય.

ભૈરવનાથના પહાડથી આગળ **ગર્ભયોનિ** આવે છે. તેની અંદર પ્રવેશ કરી પેલી પાર નિકળી જે યાત્રી અમરનાથની ગુફાએ જાય છે તેનાં જન્મ જન્માન્તરોનાં પાપો નાશ થઈ અંતે શિવરૂપ થઈ જાય છે.

એક સમયે જ્યારે મહાદેવ કૈલાસમાં નૃત્ય કરતા હતા ત્યારે પોતાનો નંદી દ્વારપાલ તરિકે હાથમાં દંડ લઇને દ્વારપાલનું કામ કરતો હતો. તે વખતે દેવો શિવનાં દર્શન કરવામાટે આવ્યા. નંદીએ અંદર જવા દીધા નહિ, તેથી તેઓનું યુદ્ધ થયું. છેવટે, નંદી હારીને શંકર પાસે જઈ હાથમાંનો દંડ નીચે મૂકી પ્રણામ કરી પ્રાર્થના કરીને કહેવા લાગ્યો કે હે દેવાધિદેવ ! હું દ્વારનું રક્ષણ કરૂં છું ત્યાં દેવતાઓ આવીને મારો તિરસ્કાર કરી મને દુઃખ દે છે, અને જબરાઈથી અંદર પ્રવેશ કરવા માગે છે. ત્યારે શંકરે આનંદમાં આવીને કહ્યું કે હે નંદી ! તું તારો દંડ હાથમાં લે. હવેથી દેવતાઓ તને કોઈ પણ પ્રકારની હાનિ પહોંચાડી શકશે નહિં. તું દ્વારની ચારે બાજુએ દિવાલ ચણી, આવવાના રસ્તાનાં મુખ્ય દ્વાર આગળ ગર્ભયોનિને દાખલ કરીને દ્વારનું રક્ષણ કરજે, એટલે દેવતાઓ કદિ પણ ગર્ભયોનિમાં પ્રવેશ કરી શકશે નહિં. ગર્ભયોનિમાંથી નિકળવાની તેમનામાં શક્તિ નથી. કારણ કે દેવોનો ગર્ભવાસ થાય નહિં એવું મેં તેમને વરદાન આપેલું છે. છતાં પણ, અજ્ઞાનતાને લીધે આ ગર્ભયોનિમાં પ્રવેશ કરશે તો, તેઓ સ્વર્ગમાંથી પતિત થઈ, મૃત્યુલોકમાં

જન્મશે અને અનેક પ્રકારનાં જન્મો તેઓને ધારણ કરવા પડશે. એ પ્રમાણે મહાદેવજીનું વચન સાંભળી, તે નંદીગણે એક મોટો ભારી પથ્થર પેસવાના દ્વારના રસ્તામાં ગોઠવ્યો. તે પથ્થરની અંદર સ્ત્રીઓના ગુહ્ય ભાગ જેવો જ આકાર હતો તેથી દેવો અંદર આવી શકયા નહિ. જે યાત્રી આ ગર્ભયોનિમાં પ્રવેશ કરી પછી અમરનાથનાં દર્શન કરે છે તેનાં પાપરૂપી ઘોર જંગલોનો નાશ થઈ, તે હમેશને માટે ગર્ભવાસથી છુટી જાય છે.

## શિલારૂપ ડામરક દેવની ઉત્પત્તિ અને માહાત્મ્ય.

અત્રેથી આગળ, પહાડની ટોચ ઉપર જતાં **ડામરકદેવ** આવે છે. તેમનું પૂજન, દર્શન અને પરિક્રમા કરવાથી યાત્રી અમરનાથનાં દર્શન કરવાને યોગ્ય થાય છે.

એક વખત મહાદેવ ને કાર્તિક સ્વામીની રમતગમતમાં સંધ્યાકાળ વીતી ગયો તેની ખબર પડી નહિ. સંધ્યા કરવાનો વખત વીતી જવાથી શંકરને ચિંતા થઈ. તેનું કારણ પૂછતાં શંકરે કહ્યું કે આજે હું સંધ્યા કરવાનું ચૂકી ગયો છું તેથી ચિંતા થાય છે, ત્યારે પાર્વતીજીએ કહ્યું કે દરેક સંધ્યાના સમયે, ડમરૂનો વગાડનાર મહાગણ કે જેનું **ડામરક** નામ છે તે નિરંતર દ્વાર ઉપર હાજર રહીને ડમરૂ વગાડે તો સંધ્યા સમય થયાની ખબર પડે. તે પ્રમાણે કહેવાથી શંકરે તે ડામરકગણને દ્વાર ઉપર ડમરૂ વગાડવા રાખ્યો. તે પછી ડામરક હમેશાં સંધ્યાનો સમય થવાની ડમરૂ વગાડીને શંકરને સૂચના કરતો હતો. એક વખત તે ડામરક પોતાની ગફલતને લીધે સંધ્યા સમયે ઊંઘી જવાથી ડમરૂ વગાડવાનું તેનાથી બન્યું નહિ, જેથી તે દિવસે શંકરને સંધ્યા કરવાનો સમય વીતી ગયો, તેથી શંકરે તેને શાપ આપ્યો કે ત્હારી આ ભૂલને લીધે તું અત્રે શિલા (પથ્થર) રૂપ થઈ જા. ત્યારે ડામરકે એ ઉગ્ર શાપથી ભયભીત થઈ શંકરની અનેક રીતે સ્તુતિ કરી, છતાં શંકરે તેના શાપની મુક્તિ કરી નહિ, છેવટે, દયા આવવાથી કહ્યું કે તું શિલારૂપ રહેવા છતાં મારાં દર્શન કરવામાટે જે મનુષ્યો અત્રે મ્હારી યાત્રાએ આવશે તેઓ

આ ત્હારી શિલાનું પૂજન અને પરિક્રમા કરીને મ્હારા દર્શને આવશે તોજ, તેમની યાત્રા સફળ થશે એમ વરદાન આપ્યું. આ કારણથી તે ગણુરત્ન નામના પર્વતના શિખર ઉપર પાષાણુરૂપ થઇને રહેલો છે.

## અમરગંગાની ઉત્પત્તિ.

દેવોને અમૃત પાયું તે વખતે જે અમૃતની ધારા નિકળી ને વહેવા લાગી તેની ત્યાં વહેતી **અમરાવતીગંગા** નામે નદી થઈ.

## અમર વિભૂતિની ઉત્પત્તિ.

તેમાંનાં કેટલાંક અમૃતનાં બિંદુઓ શંકરના શરીર ઉપર પડયાં, તે જ્યારે સૂકાઇને પૃથ્વીમાં પડયાં ત્યારે તેનો ભસ્મનો ઢગલો થઈ ગયો, કે જે આ ગુફા આગળ નદીની આજુબાજુનાં સ્થળોની ભસ્મ જેવી સફેત માટી છે તે ભસ્મનેજ **અમર-વિભૂતિ** કે **ઉમાકલાશક્તિની વિભૂતિ** કહે છે. તેને યાત્રીઓ ભસ્મની માફક શરીરે, કપાળે, ને મસ્તકે લગાડેછે, ને તે લગાડવાનું પુણ્યફલપ્રદ માહાત્મ્ય અમર કથામાં વર્ણવેલુંછે તેથી, આ વિભૂતિને યાત્રીઓ પોતાની સાથે પ્રસાદ તરીકે દેશમાં પણ લઈ જાય છે.

## વિભૂતિ મહાત્મ્ય.

જેઓ આ અમર વિભૂતિ શરીરે ધારણ કરતા નથી તેઓનાં શરીરે બીજા જન્મે કોહોડ જેવા સફેત ડાઘ થાય છે.

## સ્નાન, દર્શન, પૂજન, ને અર્ચન બાબત.

ગુફાની જમણી બાજુના પહાડપરથી આવતી **અમરગંગા નદી** ને ડાબી બાજુથી આવતી **ઉમરાવતી** એ બન્નેનો **સંગમ** (એકઠા થવું) ગુફાના પહાડપર ચઢાઈ ચઢવાની પ્રથમ જ્યાં શરૂઆતછે ત્યાંજ થાય છે. સંગમમાં યાત્રીઓ સ્નાન કરી, અમરવિભૂતિ શરીરે ભસ્મની માફક ચોળે છે. તે પછી શુદ્ધ વસ્ત્રો પહેરી જનોઈના અધિકારીઓ અત્રે નવી જનોઈ ધારણ કરે છે, જ્યારે કેટલાક મહાત્મા યાત્રીયોતો ભૂર્જપત્ર, કોપીન, (લંગોટી)

ઊન, શણુ, કે રેશમનું વસ્ત્ર ફક્ત; શરીર ઢાંકવા પૂરતુંજ પહેરી, પૂજાપો, ને દાન દક્ષિણાનું નાણું સાથે લઈ, "હરહર શંભો, જય, અમરનાથજીકી જય, અમરનાથ સ્વામીકી જય, અમરેશ્વર મહાદેવકી જય, અમરનાથશંભુકી જય, કૈલાસ વાસીકી જય, ૐ નમઃ શિવાય, ૐ નમઃ શિવાય, હરહર મહાદેવ," એ પ્રમાણે જય જય" ના પવિત્રશબ્દોનું ઊચ્ચારણ કરતા, દર્શનાભિલાષાની ઊભરાતી અંતરની ઊર્મિઓના સહર્ષ આત્માનંદથી, આ પવિત્ર પહાડપર, યાત્રીઓ સાથે, કૈલાસ જેવી મુક્તિપ્રદ એવી તે ગુફામાં પ્રવેશ કરે છે. અત્રે અનુક્રમે પ્રથમ છડીના મહંત, પછી સાધુ માહાત્માઓ; પછી રાજારજવાડાઓ; ને છેવટે યાત્રીયો ગુફામાંના લીંગોનાં દર્શન પૂજન કરે છે. એવી અત્રે પરંપરાથી પ્રથા ચાલે છે. શ્રધ્ધા ભક્તિ યુક્ત થઈ, હે પરમેશ્વર મને સન્માર્ગ બતાવો એમ બોલી, કામ ક્રોધ મોહાદિકનો ત્યાગ કરી, બરફનાં બનેલાં સ્વયંભૂ લિંગોની સમીપે જઈ, રસ લિંગોના પ્રેમપૂર્વક નમસ્કાર ને દર્શન કરી, તે પ્રભુના ચરણોમાં ચિત્ત લગાવી, ભક્તિથી વારંવાર તેમની સ્તુતી કરીને બોલવું કે. "હે શંકર ! મ્હારા ઉપર દયા કરીને પર્વતોની માફક વધી ગયેલા સંકટોના સમૂહનું હરણ કરો, અને પાપોના સમૂહનો નાશ કરો." એવી ઘણા પ્રકારની સ્તુતિઓ કરવી ને વારંવાર ક્ષમા માગવી, ને તેમનાં રાક્ષસોના નાશ સબંધી તેમની કેટલાંક કાર્યોની સ્તુતિ કરીને બોલવું કે આપની ગુફામાં કરેલી સ્તુતિ સફળ થજો ! એ પ્રમાણે ગુફામાં કરેલી સ્તુતિ ને દર્શન કરી, સર્વ પાપોથી મુક્ત થઈ, શિવધ્યાનમાં તૃપ્ત થઈ, શંકરનાં વારંવાર દર્શન કરી, પૂજન અને નૃત્ય વિગેરે કરવાથી શંકરના પરમ ભક્તની પદવી પ્રાપ્ત કરી શકાય છે. એ પ્રકારે પુણ્યવાન્ કે પાપી એમ દરેક જણ અત્રે દર્શન કરવાથી સમાનગતિને પ્રાપ્ત થાય છે.

તે દિવસે લિંગોની આજુબાજુ છડીવાળા મહંતો બેઠેલા હોય છે, તેઓ હસમુખા, ને આનંદદાયક મુખાકૃતિ વાળા દેખાય છે.

તેમજ, તે દિવસે ગુફામાં પોલીસ પણ હાજર રહે છે. આ વખતે યાત્રીઓની ગુફામાં વધારે ભીડ જામે છે, ને એક સામટા તેઓના જયજયકારના માંગળિક, પવિત્ર ને મધુર ગગનભેદી શબ્દોથી તથા દિશાઓના પહાડોમાં અને આકાશમાં થતા ,તેમના પ્રતિ ધ્વનીથી, ત્યાંનું સર્વત્ર વાતાવરણ પણ મંગળમય, શબ્દાયમાન થઇ, ઘણઘણાટ કરતું ગાજી રહ્યું હોય તેમ થઇ રહે છે. અત્રે યાત્રાના જે અમરનાથના ગોર (પંડયા) હોય છે તે યાત્રીને લિંગોનું પૂજન કરાવે છે. તે વખતે યાત્રીઓ શાન્તમને સાષ્ટાંગ નમસ્કાર કરી શંકરની એકાગ્રચિત્તે પ્રાર્થના કરે છે, ને પછી કેસર, કસ્તૂરી, કંકુ વિગેરેનું ચંદન કરી, અક્ષત, પત્ર, પુષ્પ, અબીલ, ગુલાલ, ચઢાવી, ધુપ, દીપ સમર્પણ કરી, મેવો, મીઠાઇ વિગેરેનું નૈવેદ્ય ધરાવી, શ્રીફળ, ફોફળ, અર્પણ કરીને, પોતપોતાની શકત્યાનુસાર સોનું, ચાંદી, તાંબું, વિગેરે રોકડનાણું શંકર ને ગણપતિજી સમક્ષ અર્પણ કરે છે. તેમજ, ઝવેરાત, સોનારૂપાના દાગીના, અને વસ્ત્ર, વાઘા, દક્ષિણાસહિત, પાર્વતીજીને પણ અર્પણ કરી કપૂરની આરતી કરી, ત્યાંજ પ્રદક્ષિણા કરી, પોતે કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કરી, નમ્ર બની, તેમની ક્ષમા માગી, કેટલાક યાત્રીઓ સપ્રેમ પોતાના બન્ને હાથ પ્રસારી લિંગને છાતી સાથે ચાંપીને ભેટે પણ છે. એ પ્રમાણે સંપુર્ણ વિધિયુક્ત દર્શન કરી રહેવાથી યાત્રીની જાણે પોતાના મનની ઇચ્છા સંપુર્ણ થઇ ગઇ હોય તેમ મારા તારાના ભેદથી રહિત થઇ, અભેદવૃત્તિનો આશ્રય ગ્રહણ કરી, દુનિયાની બીજી મોહમાયાઓને આ સમયે તદન ભૂલી જઇને, તન્મય બની જાય છે. એટલુંજ નહિં પણ, કેટલાક મહાત્મા સાધુઓ તો ઉછળીઉછળીને નાચે છે, કૂદે છે, ને તે વખતે અત્રેના થયેલા અવર્ણનીય આનંદને લીધે, તેઓનાં નેત્રોમાંથી હર્ષના સંપુર્ણ આવેશને લીધે આંસુઓ પણ વહેતાં જણાય છે; અને યાત્રીઓ ઉંધા પડી લાંબા સૂઇ રહી માથું બરફના લિંગને અડકાડી, સાષ્ટાંગ નમસ્કાર કરે છે, ને ત્યારબાદ બેઠા થઇને પાછા બન્ને હાથો તે બરફના લિંગપર ફેરવી કેટલાક તેને

ભેટે પણ છે. પછી તેઓ પૂર્ણ પ્રેમની નિશાનીરૂપ ચુંબન કરી, દુનિયાનું દરેક માયાવી ભાન ભૂલી જઇ, તે વખતના અવર્ણનીય આનંદના આવેશમાં આવી જઇ, તદાકાર શિવસ્વરૂપ બની ગયો હોય તેવો તે તન્મયતારૂપ તે વખતે જણાય છે, તે પછી અમર વિભૂતીને અમરજળ યાત્રીઓ લે છે, એટલે જાણે યાત્રીની મનની ઇચ્છા સંપૂર્ણ થઇ હોય તેમ તેના હૃદયાગારમાં સર્વત્ર સ્થળે શાન્તિ, શાન્તિ ને શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હોય તેમ તેને જણાય છે. તે એટલે સુધી કે, કેટલાક તો તેજ વખતે કહે છે કે ભલે મરણ કાલે આવતું હોય તો આજે આવે તેની હવે અમને યત્કિંચિત્ પણ પરવા નથી, કારણ કે ઘણા લાંબા સમયની અમરેશ્વર પ્રભુના બરફમય લિંગના દર્શન કરવાની અમારી ઇચ્છા આજે પૂર્ણ થઇ છે. તેથી, હવે અમો મરણની દરકાર ન કરતાં તદ્દન નિર્ભય બન્યાં છીએ.

## પીઠદાન કરવાની રીત ને તેથી થતું ફળ.

તેમજ અત્રે અમરનાથની પ્રીતિને માટે **પીઠદાન** કરવું તે મોક્ષફળને આપનારૂં થાય છે. પીઠ (ચોકી) કરવા માટે એક શેર જવનો આટો લઈ ચતુષ્કોણાકાર આકારની ચોખંડી ચોકી બનાવવી. એ ચોકીને કુંકુમ, કેસર, કપૂર, ચંદન અને કસ્તુરી વિગેરે સુગંધિપદાર્થોનો લેપ કરવો, તેના ચારે ખુણાઓમાં સોના મહોરો કે સોનું મૂકવું, અને તેના મધ્યમાં સોનાની સાથે મોતી મૂકવું, કે તેને બદલે પાંચ રૂપીઆ મૂકવા. પછી તેની ગંધપુષ્પાદીથી પૂજા કરી તે પીઠ (ચોકી) બ્રાહ્મણને આપતી વખતે ઘણા નમ્ર ચિત્તથી બ્રાહ્મણને દાન લેવા માટે વિનંતિ કરી બોલવું કે-મારાં અનેક પાપોની અને અનેક અપરાધોની શાન્તિ કરવા માટે આ પીઠદાન હું આપને અર્પણ કરૂં છું, તે સ્વીકારો. એમ કહી અમરનાથ શંકરની પણ શુદ્ધચિત્તથી પ્રાર્થના કરી બોલવું કે મેં જે જે પાપો કે મહાપાપો કર્યાં હોય તે સર્વે આ પીઠદાન કરવાથી નાશ પામજો. એમ બોલી તે દાન બ્રાહ્મણને આપવું. આ પ્રમાણે પીઠદાન લક્ષ્મીજીએ અને પાર્વતીજીએ કર્યું હતું, તેથી

લક્ષ્મીજીએ વિષ્ણુને અને પાર્વતીજીએ શંકરને સ્વામી તરીકે પ્રાપ્ત કર્યા હતા.

## અમર જળની ઊત્પતિ

બહારથી જોતાં ગુફાવાળા પહાડપર બરફ દેખાતો નથી, છતાં છતમાંથી ગુફામાં પાણીનાં ટીપાં થોડે થોડે વખતે કેટલેક ઠેકાણેથી ટપકયા કરે છે તે ટપકતાં જળને **અમરજળ** કે **અમૃતજળ** કહે છે. તે જળ જે નીચાણના કુંડના આકારની જગ્યામાં જ્યાં એકઠું થાય છે તેને **અમરકુંડ** કહે છે, ને ત્યાંથી યાત્રીઓ ચરણામૃત લે છે, ને તે કુંડનું જળ દેશમાં લઈ જવા માટે વાસણ કે શીશીમાં પણ ભરી લેછે.

## અત્રે દેવોને અમરત્વની પ્રાપ્તિ.

પ્રથમ સૃષ્ટિની ઉત્પત્તિના સમયે, મનુષ્યની માફક ઇંદ્રાદિ દેવોનું પણ મૃત્યું થતું હતું. તેથી તેઓ શંકરને શરણે જઈ સ્તુતી કરવા લાગ્યા. શંકરે પ્રસન્ન થઇ પોતાનાં મસ્તકમાંથી ચંદ્રમાની કળાને નિચોવી, અમૃત કાઢી, દેવોને પાઇને આ સ્થળે **અમર** કર્યા હતા. તે વખતે દેવોએ પ્રાર્થના કરવાથી આ ગુફામાં બરફના બનેલા લિંગરૂપે અમરેશ્વર નામે શંકરે કાયમનો નિવાસ કર્યો છે.

## અમર ગુફા ને અમરનાથની ઊત્પત્તિ.

દેવોને આ ગુફામાં અમર કર્યા તેથી આ સ્થળની ગુફાનું નામ **અમરગુફા**, અને લિંગનું નામ **અમરેશ્વર** કે **અમરનાથ** પ્રસિદ્ધ થયું છે. શંકરે ચંદ્રની જે કળામાંથી નિચોવીને અમૃત કહાડયું હતું તેટલાનું નામ **અંમીકલા** હતું તેથી પણ શંકરનું અમરેશ્વર નામ પડયું છે. એમ કહેવાય છે.

## આ લિંગોનો થતો ચમત્કાર

દરેક માસના શુકલ પક્ષમાં પ્રતિપદાના આરંભથી ચંદ્રની કળાના વધવા સાથે અમૃતમય લિંગોનો આકાર પણ હંમેશાં થોડો થોડો વધતો જઈ, પુનમના ચંદ્રની પૂર્ણ કલા થતાં, આ લિંગનો આકાર પણ પૂરો થાય છે તેજ પ્રમાણે કૃષ્ણપક્ષના પડવાથી ચંદ્રની કલાઓ દિવસે દિવસે જેમ જેમ ઘટતી જાય

તેમ તેમ આ લિંગાકારમાંથી પણ દિવસે દિવસે અમૃતમય બરફ પીગળી પીગળી ને છેવટે અમાસે, જેમ ચંદ્ર તદન કલા રહિત થઇ જાય છે તેમ, આ બરફ ઊપર થયેલો લિંગાકાર પણ તદ્દન જતો રહી ફકત બરફાકારજ જણાય છે. એ પ્રમાણે દરેક માસે સુદમાં વધવું અને વદમાં ઘટવું એમ આ બરફના લિંગોનું નિરંતર થયાં કરે છે. એજ અત્રેના લિંગોનો અતિઅદ્‌ભુત, આશ્ચર્યકારક, અને અવર્ણનીય ખરો ચમત્કાર છે, એમ અમરકથામાં લખેલું છે.

એ પ્રમાણે મહા પ્રેમવડે ઊત્પન્ન થયેલા રસલિંગરૂપી શરીરમાંથી નિકળતું બરફનું જલ, કે જેને અમૃતરસ કહેવામાં આવે છે. તેનું, જેણે એક બિંદુ પણ પીધું હોય તેનાં જન્મ મરણનો નાશ થઈને મોક્ષ મળવા ઊપરાંત, આ લોકમાં પૂર્ણ ઐશ્વર્ય ને પ્રાપ્ત થાય છે.

## યાત્રાથી થતાં ફલનો મહિમા

આ ગુફામાં જે યાત્રી પ્રસન્ન ચિત્તથી નૃત્ય કરે છે તે પરમ પવિત્ર થઇ રૂદ્રરૂપ બની જાય છે. જે માણસો અંગે ભસ્મ કે મૃત્તિકા લગાવ્યા સિવાય કે અશુધ્ધ વસ્ત્રો પહેરી, શાસ્ત્રથી ઉલટી રીતે વર્તી, ગુફામાં જઈ મહાદેવજીનાં ઉત્તમ લિંગનાં દર્શન કરે છે તેઓ, ચૌદ ઇન્દ્રો બદલાય ત્યાસુધી નરકમાં પડે છે, અને ઘણાં જન્મ સુધી તેમને કોઢ થાય છે. જે પુરૂષ ત્યાં નૃત્ય કર્યાં સિવાય લિંગનાં દર્શન કરે છે તે તીર્થદ્રોહી થાય છે. ગુફામાં જઇ જે બરફના લિંગનું પૂજન કર્યાં સિવાય ચાલ્યો જાય છે તે લખચોર્યાશીમાં પડે છે. જે ગુફામાં જઈને કાંઇપણ દાન કર્યાં સિવાય ચાલ્યો જાય છે તે કાલસૂત્ર નામના ઘોર નરકમાં પડે છે. પુરૂષ કે સ્ત્રી હરકોઇએ શ્રી અમરનાથજીના લિંગ શરીરનું દર્શન કરવું જોઇએ પૂજન કરનાર શોકરૂપ સમુદ્રને તરી જઇ શિવસ્વરૂપ થાય છે, અને તે લિંગ શરીરનાં દર્શન તથા સ્પર્શન કરવાથી કલિયુગમાં પુરૂષ અમરરૂપ થઇ જાય છે. જે પુરૂષ ગુફાની ઉંપલી છતના ભાગમાંથી જલરૂપે ટપકતી અમૃતધા-

રાનું પાન કરે છે તેનાં સર્વે કર્મો નષ્ઠ થઇ જ્ઞાની થાય છે અને તે છેવટે શિવધામમાં જાય છે. અમરનાથનાં દરશન કરવાની ઇચ્છાથી, જે માણસ ઘરની બહાર નિકળી થોડાં પણ પગલાં ભરે છે, તે પગલે પગલે અશ્વમેધ યજ્ઞ કરવાનું ફલપ્રાપ્ત કરી શકે છે.

કાશીથી દશગણું, પ્રયાગથી સોગણું, નૈમિષારણ્ય અને કુરૂ જાંગલથી હજારગણું, પુણ્યફળ આપવાવાળું અમરનાથજીનું પૂજન અને દર્શન છે. તેમજ, દેવતાઓના હજાર વર્ષો સુધી સોનાનાં ફુલ, મોતી અને ઉત્તમ વસ્ત્રોથી અબજ સંખ્યા જેટલા પાર્થિવ-લિંગોની પૂજા કરવાથી જે ફળ મળે તે ફળ અમરનાથના રસ-લિંગનાં પૂજન અને દરશન કરવાથી એકજ દિવસમાં મેળવે છે.

કસ્તુરી, કપૂર, ચંદન અને કેસરથી પૂજા કરનાર મહત્ પુણ્યને પ્રાપ્ત કરે છે. મોતી, સોનું, પુષ્પ અને ચાંદીનાં ફુલોથી રસલિંગોનું પૂજન કરે છે તે મુક્તિ મેળવે છે. ધુપ, દીપ, નૈવેદ્ય વિગેરે નાના પ્રકારની અનેક સામગ્રીઓ સહિત અમરનાથજીની જે પુજા કરે છે તેને યજ્ઞના ફળની પ્રાપ્તિ થાય છે. ઘીનીબત્તી-ઓથી, તેલની બત્તીઓથી જે આરતી કરે છે તેને પણ ઈશ્વર-પદવી પ્રાપ્તિ થાય છે, વળી આરતી કરતી વખતે ઘીમાં બોળેલા ગુગળનો ધુપ કરે છે તેનાં પાપ નષ્ઠ થઇ શિવલોકમાં જાય છે. જે માણસ તદાકાર વૃત્તિથી શંકરની અર્ધપરિક્રમ કરે છે તે પગલે પગલે હજારો અશ્વમેધ યજ્ઞના ફળને મેળવે છે. જે પુરૂષ અભિમાન રહિત થઇ અમરેશ્વરને દંડવત્પ્રણામ કરે છે તેનો બ્રહ્મા અને વિષ્ણુ પણ સત્કાર કરે છે. અમર નાથની આગળ મનુષ્ય જે જે પુણ્ય કરે છે તે તે અક્ષય ફળને આપનારૂં થાય છે. એવું આ મહાતીર્થ કરોડો ઘોર મહાપાપોની નિવૃત્તિ કરાવાવાળું છે.

ધોળું વસ્ત્ર, કસ્તુરી, કુંકુમ, કેસર, કપુર, સોનાનાં ફુલ, અને રૂપીઆ વિગેરેથી, શુદ્ધ સ્વરૂપ, એવા અમરનાથજીની પુજા કરવાથી યાત્રી રુદ્રરૂપ થઈ જાય છે, અને તેનો ફરી જન્મ થતો નથી.

વિધિ સહિત યાત્રા કરનાર મનુષ્ય જો અમંરનાથનાં લિંગ

શરીરનાં દર્શન કરે છે તો તત્કાલ બ્રહ્મહત્યાદિ મહાપાપો, કે જેની બીજાં તીર્થોમાં જવા છતાં પણ નિવૃત્તિ ન થતી હોય તેવાં દરેક જાતનાં મહાપાપો પણ, આ પવિત્ર પર્વતની અમરગુફામાં પ્રવેશ કરી ગદ્‌ગદ કંઠે લિંગનાં શુદ્ધ હૃદયથી દર્શન કરે તો તે નષ્ટ થઈ જઈ ને મુક્તિ પ્રાપ્ત થાય છે.

મહાકૃચ્છ, ચાંદ્રાયણ અને સેંકડો તેવાં બીજાં વ્રતો અને તપાચરણો વિગેરે કરવાથી જે ફળ પ્રાપ્ત થાય તે ફળ આ લિંગ શરીરનાં ફક્ત દર્શન કરવાથીજ થાય છે.

કુરુક્ષેત્ર, નૈમિષારણ્ય, પ્રયાગ, કુરુ અને જાંગલ જેવાં પવિત્ર તીર્થક્ષેત્રોમાં કરોડો ગાયોનું દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ શ્રી અમરનાથનાં દર્શનથી થાય છે.

કલિયુગને વિષે કરેલાં ઉગ્ર પાપોનો નાશ કરી, કર્મબંધનથી છોડાવનાર, અમરેશ્વર નામે રસલિંગ પરમસુખ દેવાવાળું છે. જેઓ આ અમૃત અને રસમય એવા બરફના લિંગનું મોટા સમારંભ સહિત પૂજન કરે છે, તે શિવસ્વરૂપ થઇ જાય છે. બરફથી બનેલું આ રસલિંગ કલિયુગમાં રિદ્ધિ, સિદ્ધિ, બલ અને બુદ્ધિની વૃદ્ધિ કરી શરીરની કાન્તિના સુંદર તેજને વધારવાવાળું ધન, યશ, પુત્રપુત્રીની સંતતિને આપવાવાળું, અને મનને પવિત્ર કરી આત્મોન્નતિને વધારવાવાળું છે, જેથી પોતાના શરીરની અશક્તિ અને વૃદ્ધાવસ્થા થતાં પહેલાં મનુષ્યે અમરેશ્વરનું દર્શન અને પૂજન અવશ્ય કરવું જોઇએ.

વળી, ત્રણે લોકમાં (સ્વર્ગ, મુત્યુ અને પાતાળમાં) જે કોઈ પવિત્ર તીર્થસ્થાનો છે, તે બધાં, અમરેશ્વર ભગવાનનાં પૂજન અને દર્શનથી થતાં પુણ્યફળના સોળમા ભાગને તુલ્ય પણ નથી. આ અમરેશ્વરનાં લિંગ શરીરનાં દર્શન, તથા પૂજન, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકનાં પાપ સમૂહનો નાશ કરનાર છે. કલિયુગમાં તો ગમે તેવો ઘોર પાતકી પુરૂષ પણ જો અમરેશ્વરનાં દર્શન કરે તો તેનાં બ્રહ્મહત્યાદિક મહાપાપો પણ નષ્ટ થઈને તે તત્કાલ મુક્તિને પ્રાપ્ત કરી શકે છે.

આ પવિત્ર અમરકથાનું સાંભળવું, વાંચવું કે સામાને સંભળાવવું અને મનન કરવું તે પણ સર્વે પાપોનો નાશ કરવાવાળું છે.

## અત્રે શ્રાદ્ધ કરવાથી થતું ફળ.

એ પ્રમાણે અમરેશ્વર શિવનાં દર્શન અને સ્પર્શ કરી પછી જ્યાં પંચતરંગિણી ગંગાનો અમરગંગા સાથે સંગમ થાય છે ત્યાં વિધિપૂર્વક શ્રાદ્ધ કરી પિતૃઓને જે તૃપ્ત કરે તેના પિતૃઓ અક્ષય તૃપ્તિ પામે છે, ને ગયા વિગેરે તીર્થોમાં કરેલા પિતૃઓનાં શ્રાદ્ધથી અંનતગણું વધારે ફળ મળે છે. એટલુંજ નહિ પણ, અત્રેના બીજા તીર્થોએ થતાં ફળથી પણ વિશેષ ફળ મળે છે.

## કપોતાખ્યાન.

## અત્રેની ગુફામાં રહેતાં કબૂતરોની કથા.

અમરનાથની ગુફામાં રુદ્રરૂપ કબૂતરોને જોઇને જે યાત્રી જય જય શબ્દોનો ઉચ્ચાર કરી તેને નમસ્કાર કરે છે તે યાત્રી રુદ્રરૂપ થઈ જાય છે. હરકોઈ રીતે કરેલાં જીવહત્યાદિ મહાપાપો આ કબૂતરોની સાંભળેલી કથાથી નાશ પામે છે.

જ્યારે **ડામરક** નામના ગણુને અત્રે શિલારૂપ બનાવ્યો તે વખતથી આ કબૂતરરૂપી ગણુને પણ અત્રે સ્થાપન કરેલો છે. એક વખત મહાદેવજી નૃત્ય કરતા હતા તે વખતે આ ગણુ બીજા ગણુની સાથે ઇર્ષા અને દ્વેષ કરીને “ કુરુ, કુરુ ” એવો શબ્દ વારંવાર બોલવાથી નૃત્યમાં ભંગ પડતો હતો, તેથી શંકરે તેને શાપ આપ્યો કે તું “ કુરુ કુરુ ” શબ્દ કરનાર કબૂતર નામનું પક્ષી બનીને આ ઠેકાણે સંપૂર્ણ વિધ્નોને દૂર કરવાવાળો “ કુરુ કુરુ ” શબ્દ નિરંતર કરતો રહે. તેથી તે ગણુ અત્રે કબૂતરનું રૂપ ધારણ કરી યાત્રીઓનું વિધ્ન અને પાપ નાશ કરે છે.

જે યાત્રી ગુફામાં બેઠેલા કબૂતરોને વગર જોયે કે તેને જોઇને તેનાં દર્શન કર્યા વિના પાછો જાય છે તે તીર્થદ્રોહી કહેવાય છે. મહાદેવજીના ઉત્તમોત્તમ ગણરૂપી પાપનો નાશ કરવા-

વાળાં કબૂતરો છે તેથી, યાત્રીઓએ તેમનાં દર્શન અવશ્ય કરવાં જોઈએ.

એ પ્રમાણે દર્શન કરી, પછી પાછા ફરીને મામલ નામે **ગણેશબળે** જઇ ત્યાં બલિદાન આપી, ગણપતિજીનું ગંધ, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, લાડુનું નૈવેદ્ય અને દક્ષિણા વિગેરેથી પૂજન કરી, ત્યાંથી નવ ધારાત્મક એટલે નવ પ્રવાહોથી વહેતી ગંગાને કિનારે, એટલે કે જેને હાલ **નવદલ** તીર્થ કહે છે ત્યાં, જઇ પોતે સાથે લઇ ગયેલી લાકડી હાથમાં લઈ બોલવું કે–હે લાકડી ! તારા આધારથી અને તારી સહાયતાથી મેં યાત્રા પરિપૂર્ણ કરી છે, અને તે યાત્રાનાં શુદ્ધ કર્મની તું સાક્ષી છે, તેથી મારી આ તીર્થયાત્રા ભગવાનને અર્પણ હો ! હે જયેષ્ટિકા ! તમે સાક્ષાત્ તે શિવની શક્તિ સ્વરૂપ છો, તેથી હું તમને નમસ્કાર કરૂં છું. તમે મારાં દરેક પાપો દૂર કરો, અને આપ સ્વસ્થાનકે પધારો ! એ પ્રમાણે તેની સ્તુતિ, પ્રાર્થના અને નમસ્કાર કરી તેને ગંગાના જલમાં વહેતી મૂકી દેવી. તે પછી તે નવદલ તીર્થમાં ગંગાજીની સ્તુતિ કરતાં બોલવું કેઃ—હે ગંગે ! તમે શંકરના મસ્તકમાં ધારણ થયેલાં એવાં હે ભગવતી દેવી, તમે મારા પાપ સમૂહનો નાશ કરી મારી સદ્ગતિ કરજો. તે પછી ત્યાં પાતાલ ગંગામાં સ્નાન કરી પોતાને ઘેર ચાલ્યા જવું.

એ પ્રમાણે વિધિસહિત યાત્રા કરનાર યાત્રી ધ્યાન, દાન, જપ, તપ અને યજ્ઞ વિગેરે સત્કર્મ કર્યા વિના પણ આ લોકમાં વિશેષ સુખ ભોગવી અંતે સાયુજ્ય મુક્તિને પામે છે.

આ યાત્રમાં ઘરમાંથી નિકળીને અમરેશ્વરનું દર્શન થાય ત્યાં સુધી શંકરનું ધ્યાન ધરવું, અને દર્શન કયારે થાય તે હંમેશાં વિચારવું.

દર્શન કરતાં પહેલાં યાત્રી અમરનાથના રસ્તામાં બરફ વિગેરે પડવાથી અચાનક જો મરી જાય તો તેનો પણ મોક્ષ થાય છે. આ સ્થલે, વ્રત, જપ, તપ, નિયમ, યજ્ઞ અને સમાધિ

વિગેરે, તથા મંત્રોના જપોનું અનુષ્ઠાન, ઇચ્છિત કાર્યની સિદ્ધિ કરનારૂં થાય છે, તેમજ જન્મ જન્માન્તરોનાં કરેલાં ઘોર પાપો પણ નષ્ટ થઇ જાય છે.

એ પ્રમાણે શ્રાવણ સુદી ૫ મે શ્રીનગરથી નિકળી, પુનમે અમરનાથ દાખલ થઇ શ્રાવણ વદી ૪ ને દિવસે **માર્તંડ** મુકામે દાખલ થઇ, પછી જે જેની મરજીમાં આવે તે પ્રમાણે શ્રીનગર ચાલ્યા જાય છે. જેને **નવદલતીર્થે** જવું હોય તે છડી સાથે તે તીર્થે જઈને શ્રીનગર જાય છે.

## મુસલમાનોના હકની હકીકત.

જ્યારે હું પહેલગામ ગયો ત્યારે ત્યાંના નાયબ તેશીલદારને મળીને મુસલમાનો દેવ પાસે મૂકેલી દક્ષિણા લઇ લે છે તે અઘટિત થાય છે, એમ કહ્યું ત્યારે તેમણે મને કહ્યું કે તે મુસલમાનોને તેમ કરતાં રોકી શકાય તેમ નથી, ને તે વિષે તેઓએ નીચે પ્રમાણે કહ્યું.

આ અમરનાથની યાત્રા હજારો વર્ષોથી પરાપૂર્વથી ચાલી આવી છે. કાશ્મીરમાં આવેલું આ અમરનાથનું તીર્થસ્થળનું ધામ પૃથ્વીમાં સર્વ ઠેકાણે સુપ્રસિદ્ધ છે. તે સખત પડતી ટાઢવાળા દુર્ગમ્ય પહાડોમાં પડેલા બરફોમાં આવેલું છે, છતાં તેનાં દર્શનની આકાંક્ષા દરેક હિંદુસનાતનધર્મી રાખે છે, પરંતુ આ કઠિન પ્રદેશમાં તેમનાથી આવી શકાતું નહોતું. ફક્ત કેટલાક સાધુ સંન્યાસીઓ કે મહાત્મા યોગીઓ પોતાના જીવના જોખમે ઘણું કષ્ટ વેઠી અત્રે આવતા હતા. જેમ જેમ સમય સુધરતો ગયો તેમ તેમ કેટલાક ગૃહસ્થ યાત્રીઓ પણ દૂર દૂરના મુલકોમાંથી આવતા થયા. તે સમયે ફક્ત માર્તંડ સુધી જ સારો રસ્તો હતો. તે પછી અમરનાથ સુધીનો બધો રસ્તો ઘણી ઘણી જગ્યાઓએ બરફથી ઢંકાયેલો રહેતો અને રસ્તો કયાં છે તે દેખાતો પણ નહોતો. વળી, નદીનાળાંના બરફમય જળમાં ઉતરીને યાત્રીને જવું પ્રાણઘાતક જેવું લાગતું હતું. તેવા કઠિન સમયમાં, માર્તંડથી આગળ આવતાં **બટકૂટ** નામના ગામના મુસલમાનો કે જેમને

મલેક કહે છે. તેઓ, છડીના બે મહિના આગમચથી ગામના માણસો એકઠાં કરી રસ્તાઓને સુધારતા, રસ્તા વચ્ચે પડેલા બરફને ખસેડતા, નદીનાળાં ઉપર કોઇ જગ્યાએ પથ્થરના તો કોઇ જગ્યાએ લાકડાના કાચા પૂલો બાંધતા, ને યાત્રાવાસીને તેઓ સંપૂર્ણ સગવડ કરી આપતા હતા. આવો પરિશ્રમ દરસાલ ઉઠાવી યાત્રીનો માગ તેઓ ખુલ્લો કરી આપતા હતા, અને યાત્રા તે લોકોની સહાયતાથીજ થઇ શકતી હતી, એટલે કે તે સમયે યાત્રા તેઓની કરી આપેલી સગવડોનેજ આભારી હતી. આખા દેશમાં મુસલમાનોની વસ્તી છે, અને ખાસ કરીને માર્તંડ પછી હિંદુની વસ્તી નહિ જેવી છે, જેથી મુસલમાનો શિવાય આ યાત્રાના રસ્તા સુધારી યાત્રીને સગવડ કરી આપનારૂં બીજું સાધન હતુંજ નહિં. જેથી તે વખતના સમયમાં રાજ્ય તરફથી તેઓને પાકો કરાર નીચે પ્રમાણે કરી આપેલો છે.

દરસાલ શ્રાવણ સુદ ૧૫ ને દિવસે અમરનાથની યાત્રાએ આવતા યાત્રીઓએ ગુફામાંના દરેક લિંગ આગળ સોનું, રૂપું, વાસણ, વસ્ત્ર, રોકડ, દાગીના વિગેરે દાન, ભેટ, દક્ષિણા કે જે કાંઇ અર્પણ કર્યું હોય તેને એકઠું કરી રાજ્યના અધિકારી સમક્ષ ગણીને, તેના ત્રણ હિસ્સા કરી તેમાંનો એક હિસ્સો આ રસ્તા વિગેરે સુધારનારા ભટફૂટ નામના ગામના મુસલમાનો, કે જેઓ મલેકની અટકવાળા છે, તેઓને આપવો, એ પ્રમાણે કરારની રીતે ત્રીજો હિસ્સો દરસાલ હજુ પણ તેઓને આપવામાં આવે છે, અને તેઓને મળેલો હિસ્સો તેઓ અંદર અંદર વહેંચી લે છે. આ રિવાજ ઘણાં વર્ષોથી પરંપરાગત અમલમાં મૂકાયેલો કાયમ જ છે.

હવે બાકી રહેલા બે ભાગમાંથી એક ભાગ શ્રીનગરથી જે મહન્ત છડી કાઢીને સંઘ સહિત નિકળે છે તેમને મળે છે. તે હિસ્સામાંથી જે જે બીજા પણ હક્કદાર મહન્તો હોય છે તે સર્વે મળીને માંહોમાંહે વહેંચી લે છે. પરંતુ, શ્રીનગરથી અમર-

નાથ જઈ પાછા શ્રીનગર દાખલ થતા સુધીના દરેક પડાવે યાત્રીઓ છડી આગળ જે દાન દક્ષિણા મૂકે છે તેના, ત્રણ ભાગ પાડવામાં ન આવતાં, તેમ બીજા મહન્તોને પણ તેમાંથી કાંઇ પણ ન આપતાં, ફક્ત એકલા છડી કાઢનાર મહન્તજ તેના હક્કદાર ગણાય છે.

હવે ત્રીજો હિસ્સો, ભવન ( માર્તંડ ) ને ગણેશપુરવાળા પંડિતો, કે જેઓ અમરનાથના પંડયા તરીકે કહેવાય છે, અને દૂર દૂર દેશોમાંથી યાત્રીઓને યાત્રાર્થે સદ્બોધ કરીને લાવે છે, તેમને મળે છે, ને તે હિસ્સામાંથી તે પંડયાઓ પણ ફાળે પડતો હિસ્સો વહેંચી લે છે. તે ઉપરાંત અમરનાથના પંડયાઓ, યજમાનને માર્તંડ પોતાને ત્યાં ઉતારી, તેની યોગ્ય સરભરા કરીને, અમરનાથ સુધી તેની સાથે ભોમિઆ તરીકે રહી, અમરનાથની કથા વાર્તા શ્રવણ કરાવી, ગોર તરીકે સ્નાન, સંકલ્પને શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરાવી, ગુફામાં શંકર, પાર્વતી ને ગણપતિનાં દર્શન કરાવી, માર્તંડ મુકામે પાછા આવે છે. તે વખતે યજમાન પાસેથી શ્રાદ્ધ બ્રાહ્મણ ભોજન, ગોદાન, વિગેરેનું નિમિત્ત બતાવી, સારી રકમ તેઓ પડાવી લે છે. તે રકમનો હક્ક, તે સાથે આવી દાન લેનાર પંડયાનો પોતાનો આગવોજ ગણાય છે.

પરંતુ, ચાલુ સમયમાં તો છેક પહેલગામ સુધી સડક થઇ છે, અને તે પછી છેક ચંદનવાડી સુધીનો રસ્તો પણ ત્યાંના આજુબાજુના ગામોની વસ્તી વધવાથી સારો છે, અને ચંદનવાડીથી અમરનાથ સુધીના રસ્તાની યાત્રીઓ માટે ચાલુ સમયમાં સુધારણા હાલ સરકાર તરફથી કરવામાં આવે છે. આ કારણોને લીધે, તે "મુસલમાનોને હવે કંઈ પણ રસ્તા વિગેરેનું કામ કરવું પડતું નથી જેથી" તેમને ભાગ આપવાની પંડયા લોકોએ ના પાડી. જેથી તેનો મુકરદમો કોરટે ગયો, અને તેનો છેવટનો નિર્ણય એવો આવ્યો કે તે મુસલમાનોનો ભાગ પ્રથમ કરેલી સેંકડો વર્ષોની મહેનતને લીધે કાયમ રાખ્યો છે. મરહુમ મહારાજાની ઉદારતાનું આ પરિણામ છે, પરંતુ

હાલમાં પંડયા લોકો એ બાબતની હજી પણ ચર્ચા ચલાવે છે, અને હાલમાં નવા મહારાજા સાહેબ **હરિસિંહજી** બહાદૂર ગાદી ઉપર બિરાજેલા છે તેમને યોગ્ય લાગે તો મુસલમાનોને કામ કરવાનું બંધ થયું છે તે હિસાબે તેમને મળતો ત્રીજો હિસ્સો કદાચ બંધ કરાવે તો અસંભવિત નથી.

## અમરનાથથી પાછા પંચતરણી, માઇલ ૪.

પાછા વળતાં છડીનો સંઘ સંતસિંહવાળા બીજે રસ્તે જાય છે. તે રસ્તો બન્ને પહાડોની વચમાં ાાા માઈલ સુધી જાય છે, ને ત્યાં બધા રસ્તામાં બરફ જામેલોજ હોય છે, જેથી તે પરથી યાત્રીઓને પસાર થવું પડે છે. આ નહેરના રસ્તાનું નામ **નહેરનાર** કહેવાય છે, ને આજ રસ્તો પ્રથમના કરતાં વધારે સારો છે. અમરનાથથી પંચતરણી જતાં, નહેર જ્યાં પૂરી પસાર થઈ રહે છે ત્યાં, અને આ રસ્તે, પંચતરણીથી અમરનાથ જતાં, નહેરની શરૂઆતમાંજ, સુનમાર્ગવાળો રસ્તો, બાલતલથી આવતા મુસાફરોનો, અત્રે એકઠો થાય છે. અત્રેથી પંચતરણી જતાં ચઢાઈ ચઢવા પછી ઉતરાઇ ઉતરતાં **ઉમરાવતી ને પંચતરણી** એ બન્ને નદીઓનો **સંગમ** આવે છે. તે પછી છડીનો સંગ પંચતરણી મુકામે આવીને રહે છે.

## પંચતરણીથી વાવજન, પડાવ ૧૧ મો, માઇલ ૮.

પંચતરણીથી નગીનાબલ, આલીશટન ને તિલનાગ સુધી તો આવ્યા હતા તે રસ્તેજ જવાય છે. તે પછી જ્યાં નદી આગળથી રસ્તાઓ બદલાય છે ત્યાંથી એક રસ્તો વાવજન, ને બીજો સ્થાનમર્ગ તરફ જાય છે.

## હત્યારા સરોવરની બીના.

પૂર્વે કેટલાક રાક્ષસો જલના જીવો થઈ આ તળાવમાં પેસી જઈ થોડે વખતે દેવોને દુઃખ દેવા લાગ્યા. તે શંકર પાર્વતીજીના જાણવામાં આવતાં, શંકરે ફક્ત મુખથી હુંકાર કરવાથીજ તેઓનો નાશ થઇ ગયો ! તે વખતે તેઓ સરોવરમાં પેસી

ગયા, ત્યારે શંકરે કહ્યું કે હે સરોવર! તું રાક્ષસોને જલમાં રાખી તેમનું રક્ષણ કરે છે જેથી દેવ મુનિઓને દુઃખ થાય છે, માટે તું પાણી વિનાનું થઈ જા! તેથી તળાવ પાણી વિનાનું થઈ જતાં, બધા રાક્ષસો ત્યાંથી નાસી ગયા. નાસી જતાં રાક્ષસોનો શંકરના ગણોએ જઇને નાશ કર્યો. એ પ્રમાણે અત્રે ઘણી હત્યાઓ થઈ તેથી આ સરોવરનું નામ **હત્યારા તળાવ** પડયું. આ સરોવર આગળ થઇને આવનાર જનાર માણસે મૌન ધારણ કરવું શ્રેષ્ઠ છે. પરંતુ યાત્રીઓને એ રસ્તે જવાની મનાઇ કરેલી હોવાથી તેઓ પણ હવે વાવજનજ જાય છે. તે પછી ૧૨ મો પડાવ ચંદનવાડીનો, ને ૧૩ મો પડાવ પેહેલગામ મુકામે થાય છે.

## નવદલ તીર્થ.

અમરનાથની યાત્રા કરીને છડી પહેલગામથી પરબારી નવેદલ તીર્થે જાય છે. તેની સાથે કેટલાક યાત્રીઓ પણ જાય છે, જ્યારે ઘણાઓ પરભાર્યા પહેલગામથી શ્રીનગર જાય છે. આપણા શ્રાવણ વદી ૪ ને કાશ્મીરી મહિનાના ભાદરવા વદી ૪ ને દિવસે, અત્રેની આજુબાજુના ઘણા ગામોમાંથી માણસો ભેગા થતાં અત્રે મોટો મેળો ભરાય છે. છડી પણ તેજ દિવસે ત્યાં દાખલ થાય છે. માટે યાત્રીએ પણ તેજ દિવસે ત્યાં જવું. તે દિવસે હલવાઈ, મીઠાઈવાળા, ને જાત જાતના માલ વેચનારાઓની દુકાનો પણ મંડાય છે.

**નૌ** નો અર્થ **નવ** થાય છે, ને **દલ**નો અર્થ **ચસ્મો** કે **ઝીલ** થાય છે, જેથી અત્રે પાણીના નવ ચસ્મા (પહાડમાંથી નિકળતા ઝરા) જૂદે જૂદે સ્થળેથી નિકળતા હોવાથી, આ તીર્થને **નવદલતીર્થ** કે **નૌદલ તીર્થ** કહે છે, ને એક મોટો ચસ્મો જે ચિનારના ઝાડ પાસેથી નિકળે છે. તેનું પાણી ઘણુંજ સરસ છે. તે ચસ્મામાં દેવની મૂર્તિઓ પણ છે, ને નવગ્રહોની સ્થાપનાવાળા તે નવ ચસ્મા છે. તે ચાર ફૂટ સમચોરસ જેટલા ને વગર ચણેલા છે. તેમની આગળ શંકરનું લિંગ ને ગણપતિની પ્રતિમા, વગર દેવળે ખુલ્લી જગ્યામાં છે. તે સર્વે

ચસ્માનાં પાણી થોડે દૂર સુધી વહીને એક બીજામાં મળી એકઠાં થઈ જઇ **સંગમ** થાય છે. યાત્રીઓ સંગમમાં સ્નાન કરી, દાન દક્ષિણા આપી, શ્રાદ્ધ ને પિંડદાન પણ કરે છે.

## • નવદલ તીર્થના રસ્તાની માહીતી.

**અવંતી** કે **વેંતીપુરથી** નવદલ ૫ માઇલ થાય છે, ને બીજા દરેક ઠેકાણેથી જવા કરતાં આ રસ્તો સડકથી તદ્દન નજીકનો ને સહેલો છે.

## પહેલગામથી નવદલ તીર્થનો રસ્તો.

સર્વે યાત્રીઓ, અમરનાથથી પહેલગામ આવી, **જેને પરભાર્યા** અત્રેથીજ નવદલતીર્થે જવું હોય તેઓ, **પહેલગામ થઇને પ્રથમને-**જ રસ્તે ૧ માઇલ ગણેશબળ આગળ આવી, ત્યાંનો પૂલ ઉતરીને, સામે કિનારે જાય છે. બાકીના યાત્રીઓ આ કિનારે માર્તંડ તરફ જાય છે. **નૌદલ** જનાર **ગણેશબળથી બ્રિજબિહાર** જતાં, પ્રથમ બતાવેલા રસ્તે જાય છે. તે ૯ માઇલપર **દિલશમ** સુધી બ્રિજ-બિહારાવાળા રસ્તે જાય છે. ત્યાં યાત્રીઓ મુકામ કરી રાત્રિ રહે છે, ને સવારે **બેગંબરબાલના** પહાડની ૨ માઇલની ચઢાઇ ચઢી, પછીથી ૩ માઇલની ઉતરાઈ ઉતરી, બીજી ૪ માઇલ-ની ઉતરાઇએ **ત્રાલ** મુકામે જાય છે. ત્યાંથી અવંતીપુર ન જતાં, બીજો રસ્તો કે જે **નવદલ** તીર્થે જાય છે, તે રસ્તે, રાા માઇલ જતાં, નવદલ તીર્થે જવાય છે, પરંતુ આ રસ્તો ચાલવાની તકલીફવાળો ને જંગલનો, અગંવડ ભરેલો છે, નવદલ જવાનો બીજો રસ્તો **પહેલગામથી મટન થઈ અવંતીપુર** સુધી મોટરમાં કે ટાંગામાં આવીને, અવંતીપુરથી ફક્ત ૫ માઇલજ જતાં, નવદલ તીર્થે સહેલાઇથી જવાય છે.

તેમજ, ત્રીજો રસ્તો બ્રિજબિહારેથી પણ જવા માટેનો છે.

## દશ્ય ૬ ઠ્ઠું.

## અમરનાથથી ટીબેટનો પ્રદેશ.

### બાલતલથી લદાખી ટીબેટ જવાના રસ્તાઓ.



આ રસ્તાઓ હાલમાં ઘણા સુધારવામાં આવ્યા છે. તેથી ઉનાળામાં પણ સિંધુ નદીની ખીણમાં થઈને ઘોડા ઉપર કે પગે ચાલીને જવાય છે. કાશ્મીર મહારાજાના **લદાખ** પ્રાન્તમાં આવેલા રાજ્યનું મુખ્ય શહેર **લેહ**, શ્રીનગરથી ૨૪૧ માઇલ દૂર છે, ને અહીંથી એક પહાડી રસ્તો **તલેલ** જીલ્લે પણ જાય છે.

### અમરનાથથી લદાખી ટીબેટ.

અત્રેથી **ટીબેટ** જવા માટે, જેમ **અમરનાથથી** પાછા બાલતલ આવી **લદાખ** તરફ જવાય છે. તેમજ **સુનમર્ગથી** પણ **બાલતલ** આવીનેજ **લદાખ** જવાય છે, જેથી **શ્રીનગરથી** **પહેલગામ** કે **સુનમર્ગ** ગમે તે રસ્તે જવા છતાં, બાલતલમાં બન્ને રસ્તા સાથે મળી જઈને, બન્ને તરફથી આવનાર મુસાફરોને પછી એક જ રસ્તે જવું પડે છે.

તેથી દરેક મુસાફરે ગમે તે રસ્તેથી બાલતલ આવવું. અત્રેથી લદાખ જનારા મુસાફરે લદાખી ટીબેટના મહારાજાની હદની બહારના બીજા ટીબેટના પ્રદેશમાં નહીં જવું એવી ખાતરી આપી, સોગન ખાઇને, પોતાની સહીથી તે બાબતનું લખાણ કરી અત્રેથી મળતો સરકારી પાસ લઈનેજ આગળ જવું. કોઇ પણ માણસને અત્રેથી વગર પરવાને આગળ જવા દેતાજ નથી.

## બાલતલથી મોટાયન ૧૫ માઈલ.

આ મુસાફરી જુલાઇથીજ શરૂ કરાય છે. તે પહેલાં તો ઘોડાઓ પણ જઈ શકતા નથી. પ્રથમ બાલતલથી ૩ા માઇલે **કાનીપાત્રીનું મથક** આવે છે. ત્યાંથી **ઝોંઝીલાપાસ** કે **ઝોઝી-ઘાટ**, કે જેની ઉંચાઇ ૧૧૩૦૦ ફૂટની છે, તે ઘાટનું બે હજાર ફૂટનું ચઢાણુ ચઢવું પડે છે. ત્યાંથી **નંગાપર્વત**ની સેંકડો માઈલ સુધીની હારો છે. ઘાટની અજબ સુંદરતા જોવા લાયકની છે. આ ઘાટ ડીસેમ્બર સુધી ખુલ્લો રહે છે. ડાકબંગલાનાં ઝુંપડાંઓ પણ ત્યાં નદીપર હોય છે. ત્યાંથી **મોટાયન** સ્થળે જવાય છે. મોટાયનમાં થોડી વસ્તી છે. ખોરાકીની કેટલીક ચીજો મળી શકે છે. ત્યાં મુસાફરો માટે એક ઘર છે. અત્રેથી એક બીજો રસ્તો **નુલ્લાહ** થઈ **મીનીમારગ** જાય છે, ને ત્યાંથી **બરદવાન** પણ જવાય છે.

## મોટાયનથી ડ્રાસ, ૧૪ માઇલ

અત્રેથી સીધું ઉતરાણુ છે. ત્યાં **પાન્ડ્રાસ** નામનું ગામડું આવે છે; જ્યાંથી ડ્રાસની ખીણુમાં દાખલ થવાય છે. ત્યાં એક શીખ લોકોનો બાંધેલો કિલ્લો છે. ડ્રાસ ગામનાં સંખ્યાબંધ ઝુંપડાંઓ આ ખીણુની આજુબાજુપર છે. ત્યાં ડ્રાસ ને બાલટીસ જાતના માણુસોની વસ્તી છે. **પોસ્ટ, તાર** ને **ડાકબંગલો** છે. ડ્રાસ જાતના લોકોને ટીબેટયનો ઝોહમબાબરા કહે છે.

## ડ્રાસથી શમશાખારણુ, ૨૧ માઈલ.

ડ્રાસથી સાત માઈલે આ રસ્તો ખીણુમાં જાય છે, ને અત્રેથી ઘણીખરી **કારગીલ** સુધી ઉતરાણુ છે. ખીણુમાં **હણુદુલથાન્ગ** નામે ગામડું છે. તે પછી ખીણુ સાંકડી થાય છે. ૧૫ માઇલે **ટાશગામ** આવે છે. તે પછી ૬ માઇલે **સમશા ખરણુ** આવે છે. ત્યાં મુસાફરોને રહેવાની જગ્યા છે.

## સમશાખારણુથી કારગીલ, ૧૫ માઇલ.

રસ્તો **સીંગો** નદીને કિનારે છે, ને ૮ માઇલે **કારકીટચુ** નામનું ગામડું આવે છે. ત્યાં **શુરૂ** નદીપર પૂલ છે. અત્રેથી **સ્કુરહુ**

જવાનો રસ્તો છે. જમણી બાજુના **લેહેના** રસ્તે **કારગીલ** જવાય છે. કારગીલ એક જાણીતી જગ્યા છે. ત્યાં ખેતી સારી થાય છે. ત્યાં સંખ્યાબંધ ગામડાંઓ છે, ને તેમાં લદ્દાખી લોકો રહે છે. અત્રે અંગ્રેજોમાટે પણ ઉતારાનું મથક છે. **પોસ્ટ** ને **ટેલીગ્રાફ** ઑફિસો છે. **શુરૂ** નદી ૧ માઇલે કિલ્લા આગળ છે. ત્યાં વિશાળ ગગનગામી પર્વતો છે, ને **શુરૂ** નામનું શહેર પણ છે.

### કારગીલથી મોલબાચમ્બા, ૨૩ માઈલ.

શુરૂથી ૭ માઈલે **યાશકીઅમ** મોટું ગામ છે. તે પછી **શેરગોલ**નું જાણીતું સ્થળ આવે છે. તે પછી ખીણ શરૂ થાય છે. ખીણ પૂરી થતાં ૩ માઇલે **મોલબેક** કે **મોલબાચમ્બા** આવે છે. ત્યાં એક ઉતારાનું મકાન છે, જેથી મુસાફરો અવરનવર અત્રે આવે છે.

### મોલબાચમ્બાથી બોદખરબુ, ૧૬।। માઇલ.

ત્યાંથી ૧૦ માઈલપર **નામીખાલાનો ઘાટ**, છે, જે ૧૩૦૦૦ ફૂટ ઉંચો છે, ત્યાંથી **ખારબુ** જવાય છે. ત્યા સંખ્યાબંધ નાના નાના ખડકો છે, ને **ચીગટાન** નામે એક જુનું મથક ને કિલ્લો છે, જેને **સ્ટાકેટસ** કહે છે. તે પછી ઉતરાઇએ **બોદખરબુ** આવે છે. આ ઉંચી ખીણ ૧૧૦૦૦ ફૂટની ઉંચાઇએ છે. ત્યાં એક **મુસાફરખાનું** છે.

### બોદખરબુથી લામાયુરૂ, ૧૫ માઇલ.

ત્યાંથી ૧૦ માઇલ આગળ **ફોટુલા ઘાટ** આવેલો છે, જે ૧૩૦૦૦ ફૂટ ઉંચાણમાં છે. અત્રેનો દેખાવ અતિ રમણીયતાથી ભરપૂર ને ઘણો જ સુંદર છે. ત્યાંથી ૫ માઇલે ૨૦૦૦ ફૂટની નીચાણમાં **લામાયુરૂ** નામે એક નાનું ગામડું છે. ત્યાં એક સુંદર **ઘર** અને **મુસાફરખાનું** છે.

### લામાયુરૂથી નુરલા, ૧૮ માઇલ.

આગળ ૧૦ માઈલ જતાં, **આલાટસ** નામનું એક નાનું ગામડું આવે છે. ત્યાં એક **મુસાફરખાનું** ને **પોસ્ટ** છે, ને

**બ્રાગનાગ** નામે કિલ્લો આવે છે. ત્યાંથી ૮ માઈલે **નુરલા** આવે છે. ત્યાં આજુબાજુ નાનાં નાનાં ગામડાંઓ છે, ને ત્યાં મજાનાં **મુસાફરખાનાં** છે. અત્રે બપોરે ગરમી પડે છે.

## નુરલાથી સાસપુલ, ૧૫ માઇલ.

અત્રેના રસ્તાના દેખાવો ઘણાજ સુંદર છે. મુસાફરખાનાં ઘણાં છે. અહીં પૂલની પેલી બાજુ ૨ માઈલ પર **અલચી** નામે બૌદ્ધમઠ છે. ત્યાંની **ઇઝીઆપુગ** નામની ગુફા પડત હાલતમાં છે. **સાસપુલ**માં વસ્તી છે. પાક ઘણો સરસ થાય છે. ને ખોરાકીની વસ્તુઓ પૂરતા પ્રમાણમાં મુસાફરોને મળી શકે છે.

## સાસપુલથી નીમુ, ૧૧ માઇલ.

રસ્તો સીધો છે. ખડકો અતિશય સુંદરતાથી ભરપૂર છે. ત્યાં અતિ સુંદર **બંગલો** છે, ને મુગલોના વખતના કિલ્લાઓ છે. **નીમુ** ૪ માઈલ દૂર રહે છે ત્યાં સુંદર **બગીચો** બની રહેલો છે.

## નીમુથી લેહ, ૧૮ માઇલ.

નીમુ નદી ઓળંગી ગયા બાદ ત્યાં એક ખીણ આવે છે. ત્યાંથી ૧૧ માઈલ ગયા બાદ **પીયાંગનુલ્લા** નામની જગ્યા આવે છે. ત્યાંથી ૩ માઇલે પાછી નદી આવે છે, તે છેક **સ્પીટોક** નામે મોટું ગામડું છે ત્યાં સુધી લંબાયેલી છે. અહીં એક **મઠ** છે, જે ૫૦૦ વર્ષ અગાઉનો બંધાવેલો છે. ત્યાં **ડાકબંગલો** છે. અહીંથી લેહની ખીણ છે, ને નદી ૧૦૦૦ ફૂટની ઉંચાઈએ વહે જાય છે. તે પછી ૧૫૮૦૦ ફૂટની ઉંચાઇયે લદાખ પ્રાંતનું **લદાખ** કે **લેહ** નામે શહેર આવે છે.

**લેહ** મોટું શહેર છે, જ્યાં હજારો માણસોની વસ્તી ને મોટું બજાર છે. ત્યાં એક **મહેલ** ને મોટાં મોટાં ઘરો છે. **ડાકબંગલો** ને **પોસ્ટ ઑફિસ** પણ છે. એક **હોસ્પીટલ** ને **સ્કૂલ** પણ છે. ત્યાં બૌદ્ધ ધર્મના ઘણા મઠો છે, ને તેમાં ઘણી કરકસરથી સંભાળ લેવાય છે.

## ટીબેટ.

### કાશ્મીર મહારાજાના તાબાનો ટીબેટનો પ્રદેશ.

કાશ્મીર મહારાજાના તાબાનો **ત્રીજો દેશ** જે કાશ્મીરની પૂર્વે આવેલો છે, જેનું ક્ષેત્રફળ ૨૦૦૦ ચોરસ મૈલનું છે, જેમાં વસ્તી ૨ લાખ માણુસોની છે. ને જેનું મુખ્ય સ્થળ લદાખ ઈલાકો છે, તેને **છોટી ટીબેટ** કહે છે. તેમાં ઘણુ મોટા ભાગે ટીબેટચન લદાકી લોકોની વસ્તી છે. તેના બે ભેદ છે. એક **લદાકી** ને બીજો **લદાકી ચાંપાની** જાતનોછે. લદાકીયો ઘર બાંધીને સ્થાઈ રહે છે, જ્યારે ચાંપાલોકો ભરવાડ કે વણઝારા બની, બકરાં, ઘેટાં, વનગાય, વિગેરે પાળીને તેમને ચરાવવા માટે જ્યાંત્યાં ફરતા ફરે છે. બન્ને પક્ષો બૌદ્ધ ધર્મને માનનારા છે. તે શિવાયના આ દેશમાં તૂર્ક, દુરાની, ને પંજાબીની પણ જુજ વસ્તી વસેલી છે. આ લદાખ ઈલાકાનો પ્રદેશ મુખ્ય ટીબેટને પશ્ચિમ એશીયાની મધ્યમાં, તેમજ યારકંદને હીંદુસ્તાનની વચમાં હોવાથી આ પ્રદેશ મહત્વનો ને ઘણો જાણીતો થયેલો છે.

આ પ્રદેશ કારાકોરમ, કયુયનલુન, વિગેરે પહાડી ભૂમિનો બનેલો છે, ને તેની જમીન કાશ્મીરની જમીન કરતાં વિસ્તારમાં ઘણી વધારે છે. અત્રેના બાલ્ટીસ્તાન ને ગંગેથકે દર્દીસ્તાન. તે બન્ને પ્રદેશોને લદાખ સાથે જોડી દીધેલા છે. એ પ્રમાણે ટીબેટના ત્રણ પ્રાન્તો કાશ્મીર મહારાજાના તાબામાં છે.

આ દેશના બે જીલ્લા છે: ૧ લો લદાખ, ને ૨ જો ગંગથ. લદાખથી ગંથલ જૂદો મુલક છે.

### જીલ્લાના તાલુકાઓ.

લદાખ જીલ્લાના લદાખ, કે લેહ, કરગીલ. ખરમાંગ, અસ્કરદુ, સગર, ખપર્નુ, ને ચંગાસ, એમ સાત તાલુકાઓ છે. લદાખ જીલ્લાનું મુખ્ય શહેર લદાખ કે લેહ છે, ને તેની આશરે વસ્તી પાંચ હજાર ઘરની છે. તેમાંનાં કેટલાંક મકાનો બે ત્રણ માળનાં પણ હોય છે. લદાખ મોટું શહેર છે, ને તેની સાથે રૂપ્સુ, જાન્સ-

કાર, તંબુરા, મધ્ય લદાખ, ને કાશકોરમનો પણ સમાવેશ આ ઈલાકામાં કરેલો છે, ને ઈલાકામાં પુષ્કળ માણસોની વસ્તી પણ છે.

આ દેશ તેમજ બીજા યારકંદ, ખોતાન, ટીબેટ ને ચીનાઇ તાર્તરી વિગેરે સ્થળોના લોકો કાશ્મીરમાં ઉન વેચવાને માટે આવે છે. આ જીલ્લામાં ટંકણખાર, અને ગંધક ઘણા પ્રમાણમાં થાય છે, અને દેશાવર જાય છે. જીલ્લાના ઘણે ભાગે દરેક ગામમાં બૌદ્ધ ધર્મીઓનો એક મઠ પર્વતના શિખર ઉપર બાંધેલો હોય છે. ત્યાં જોગી ને જોગણીયો રહે છે, ને તેઓ ઘણાખરા લાલ લામાની જાતનાં હોય છે. દરેક મઠમાં બે લામા ગુરૂઓ હોય છે. તેમાંનો એક પરમાર્થ વિષયમાં, ને બીજો સંસારી વિષયમાં બોધ આપે છે. કેટલાક મઠોમાં ઘણા લામા ગુરૂ રહે છે. લેહે ગામના અગ્નિ ખુણામાં હીમીસ ગોન્વા નામનો એક જંગીમઠ છે. તે મઠની આવક પણ ઘણી મોટી છે. તેમાં ૮૦૦ જોગી અને જોગણો રહી શકે તેવી સગવડ કરેલી છે. બૌદ્ધ ધર્મમાં વૈદિક ધર્મનું કાંઈક અનુકરણ કરેલું છે. બ્રાહ્મણો જેમ ગાયત્રીના જપ કરવાથી મહત્ પુણ્ય માને છે. તેજ રીતે, બૌદ્ધ ધર્મવાળા **બોદ્ધં શરણં ગચ્છામિ, ધમં શરણં ગચ્છામિ, સગં શરણં ગચ્છામિ**, આ મંત્રનો જપ કરવો તેને મોટું પુણ્ય માને છે. જેમ ગાયત્રી ત્રીપદ **ત્રિપાદ**, ત્રણ પદ વાળી, જેનું દરેક પદ અષ્ટાક્ષરવાળું છે તેજ પ્રમાણે ઉપલો મંત્ર ત્રણ પદવાળો, **ત્રિપદ** (જેનું દરેક પદ ત્રીપદ અષ્ટાક્ષરંવાળું છે એવો) છે.

આ દેશમાં એક સ્ત્રી મોટાભાઈ સાથે પરણે છે. એટલે જેટલા તેના નાનાભાઇઓ હોય છે તેટલા બધા તે સ્ત્રીના ધણી ગણાય છે, ને તે બધા ધણીથી જે છોકરાં થાય તે, મોટાભાઈને મોટા બાપા ને નાના ભાઈને નાના બાપા કહે છે. ભાઇઓ ઉપરાંત પર પુરૂષ કરવાની તે સ્ત્રીયોને છૂટ હોય છે. એટલુંજ નહિ પણ, લેહે ગામની સ્ત્રીઓ કાશ્મીર ને યારકંદ વેપાર કરવા જાય છે, તે વખતે, પોતાની મરજી આવે તેની સાથે લગ્ન પણ કરે છે. તે

કારણથી છૂટા છેડા કરવાનો ચાલ તો અત્રે એક સાધારણ રિવાજ થઈ પડેલો છે.

યુરોપમાં થતાં ફળોમાંનાં ઘણાં ખરાં ફળો અત્રેની જમીનમાં પણ થાય છે. અત્રે થતી દ્રાક્ષ બહુ સ્વાદિષ્ટ હોય છે.

આ દેશ વૃક્ષ રહિત, ખડકાળ, રેતાળ, ને વેરાન છે. જ્યાં ત્યાં બરફ જામેલો રહે છે, ને ઠંડો વાયુ વાય છે. તેમજ વાકોરણનું થવું ને ઘણી વખત બરફનું વરસવું થાય છે.

ગંગેથ જીલ્લામાં ગીલજીત, હુસંવરહ કે અષ્ટોરહ, પાસીન, પુગયા, હયુઝા, નાગર ને ચિત્રાલ એમ સાત તાલુકા છે.

## રાજ્યના ખંડીયા જાગીરદારો.

ખરમાંગ, અસકરદુ, સગર, ને ખપનુંના નાના જાગીરદારો એ મહારાજાના તાબાનાં રાજ્યો છે.

## કૈલાસનો રસ્તો.

અત્રેથી પણ ટીબેટમાં થઇ કૈલાસ જવાય છે. તેને માટે કાશ્મીર સરકાર પાસેથી લખત કરી આપી પાસ લેવો પડે છે. તેમજ ઉત્તર ધ્રુવ તરફ જનારા મુસાફરોને પણ પાસ લેવો પડે છે. તે પાસ પોતાની પાસે સાચવીને રાખવો પડે છે, તે પાછા આવતાં બતાવવા કામમાં આવે છે.

## ટીબેટ લદાખનાં મેદાનો.

પહેલું **દેવશાની** કે જે દરીયાની સપાટીથી ૧૩૦૦૦ ફૂટની ઉંચાઈ પર મેદાન છે. બીજું થાક, જે ૧૬૦૦૦ ફૂટની ઉંચાઇની ટોચ પર છે. ત્રીજું કયુનલુન, ૧૭૦૦૦ ફૂટની ઉંચાઇએ છે. એમ મોટાં ત્રણ પહાડોની ટોચોપર ત્રણ મેદાનો છે.

**દીપસાન, તીથાન, કયુનલુનના** મેદાનો ૧૬૦૦૦ ફૂટની ઉંચાઇએ છે. ત્યાં તે ત્રણે મેદાનોમાં **ચંગ** જાતના મનુષ્યો રહે છે, ને તેઓ પણ જ્યાં બકરાં ઘેટાંને ચારો ચરવાનું હોય છે ત્યાં, ફરતા ફરીને રહે છે.

બેન્દુના મેદાનથી પહાડોની દેખાતી ટોચો ૨૩૦૦૦ ફૂટની ઉંચાઇની છે, ને બાલ્ટીસ્તાનમાં આવેલી **ગાડુલ આસ્ટન** નામના

પહાડની ટોચ ૨૮૨૦૦ ફૂટની ઉંચાઇની છે, જે દુનીયામાં ઉંચાઇમાં બીજે નંબરે છે.

## બરફનાં મેદાનો.

માર્ગીન, ટીપુગાન, હ્યુચશ, ચોકોલીંગ, :વિગેરે મેદાનો પહાડોની ટોચો પર છે. ત્યાંની નદીઓ પર પૂલની માફક બરફ જામેલો રહે છે. ત્યાં શિવસર ને દેવસાઇ સ્થાન આગળની નદીઓમાં સદાકાળ બરફ રહે છે. પરંતુ રાત્રે બેહદ ઠંડી ને દિવસે ઘણી ગરમી રહે છે, એવી અજબ પ્રકારની અત્રે હવા છે.

## લદાખી ટીબેટની કેટલીક જાણવા જેવી હકીકતો.

શહેર **ગીલગીત**માં **ગવર્નર** વિગેરે અધિકારીઓ રહે છે, ને બ્રિટિશ **પોલીટિકલ એજન્ટ** પણ રહે છે. લદાખના **ગવર્નર** શરદીના વખતમાં છ માસ **અસકરદુ**માં રહે છે, ને ગરમીમાં **લદાખ** રહે છે. લદાખની કોઈ કોઇ જગ્યામાં સોનાની ખીણો પણ છે. **સમુરપલી** નામની ઝીલ ૧૫ માઇલ લાંબી ને ૭ માઇલ પહોળી છે. **રફસુકશબા**માં ૧૩ માઈલ લાંબી ૫ માઈલ પહોળી **સુકજ** નામની ઝીલ છે. **કોટાકામ**ના ગામને ફરતો મોટો કોટ છે. ત્યાં **સગર** રાજાના પુરાણા **મહેલો, જુની મસજીદ** ને કબરો છે. **છુત્રન** ગામે ગંધકનો ચસ્મો છે. લદાખથી ૨૮ માઈલપર **હમશી** નામની બોદ્ધમતવાળાની ગુફા છે, ને ત્યાં બૌદ્ધોનો વડો ધર્મગુરૂ પણ રહે છે. **લદાખ, ચિત્રાક** ને **દિવાન**ના સ્થળોએ લોઢાની ખાણો છે. લદાખના પશ્ચિમ ભાગમાં **ચીગા, ચીલાસ, ગીલગીત**ના સ્થળોએ તેમજ **સિંધુ** ને **ડ્રાસ** નદીઓમાંથી કોઈ વખત રેતીમાંથી સોનાના કણ મળી આવે છે. લદાખ પ્રાન્તમાં આવેલી **પુત્રા** નામની નદીના પૂર્વ કિનારા તરફ ગંધક ને ટંકણખારની ખાણો છે, ને કેટલેક સ્થળે સુરમો સૈન્ધવ ને સિંધાલુણ મોટા પ્રમાણમાં નિકળે છે. જયારે કેટલીક જગ્યાએ ભીમસેની કપૂર પણ નિકળે છે. જાહ ગામમાં ગંધકના ચશ્મામાં ન્હાવાથી કેટલીક જાતની બીમારી મટી જાય છે.

લદાખથી ૧૦૦ માઈલપર ૧૦૦ માઇલ લાંબી, ૪ માઈલ પહોળી એવી સમુદ્રના જેવી ઘણી મોટી ઝીલ છે, જેનું પાણી ખારૂં ને બીલોરી કાચના રસ સમાન લીલું છમ છે. તેમજ, જેમાંનું લદાખથી પૂર્વ બાજુએ આવેલું, ૧૪૦૦૦ ફૂટની ઉંચાઇપર, **ક્યાંકાંગ** નામનું ૪૦ માઇલ લંબાઈ ને ૩ માઇલની પહોળાઈનું સરોવર મુખ્ય છે. તેનો ઘણોખરો કિનારો લદાખ તરફ છે, જ્યારે થોડો ભાગ ચીનાઇ ટીબેટ તરફ છે. **કરગલ તેહેશીલ શુરૂ** નદીપર છે, તેને ફરતો કોટ છે, ખેતીવાડીથી તે તેહેશીલ આબાદ છે. ને ત્યાં મુસલમાનોની વસ્તી છે. દ્રાસ કસબો દ્રાસ નદીપર છે, ને તેને પણ ફરતો કોટ છે. ત્યાં **દારવ** જાતિનાં મનુષ્યો રહે છે. અશકરદુ કસબો પણ સારો આબાદીવાળો છે. કરગલથી ૪૪ માઇલપર **સેરગલ**ના કસબામાં ધાર્મિક **મંદિરો** ઘણાં છે. અત્રે એક સ્થળેથી બીજે સ્થળે માલ લઈ જવા લાવવા માટે બકરાં, ઘેટાં ને ઘોડાઓનો ઉપયોગ કરવામાં આવે છે, તેમજ અત્રેના ભરવાડો હજારોની સંખ્યામાં બકરાં ને ઘેટાં રાખે છે, ને જ્યાં તેમને પુષ્કળ ચારો ચરવાનો મળે છે ત્યાં તેઓ પડાવ નાંખીને રહે છે. ચારો ખૂટે છે ત્યારે પાછી તેવીજ સગવડની ઘાસ ચારો ને પાણીવાળી જગ્યા હોય છે ત્યાં જઇ રહે છે. **ગીલગીતથી** ૩૯ માઈલ, **બુન્દીથી** ૭ માઇલ ને **ઈસ્કુ-રથી** ૪૪ માઇલ પર, લોઢાનો મજબૂત પૂલ મહારાજા **પ્રતાપ-સિંહે** બંધાવેલો છે, તેથી તેને **પ્રતાપપૂલ** કહે છે.

**ગંગથ** ઇલાકાના ચીતરાલ ને ગીલજીત તાલુકામાં ગીલાચા ને દર્દજાતિના મનુષ્યો રહે છે, જેથી ગંગેથને **દર્દીસ્તાન** પણ કહે છે.

## અત્રેથી નીકળતી નદીઓ બાબત.

**અટક** નદી ચીની ટીબેટમાંથી, કે જ્યાં કેલાસ પર્વતનું વિશાળ શિખર છે ત્યાંથી નીકળી ૫૦૦ માઈલ સુધી આ રાજ્યમાં વહે છે. તેમાંના ૩૦૦ માઈલ તો ફક્ત ટીબેટના લદાખ ઇલાકામાંના **રીપસુ** જીલ્લામાં જ વહે છે. તેમાંના ૧૫૦ માઈલ

**બાલ્ટીસ્તાન, પંજાબ ને સીંધ** સુધી વહીને **અરબ્બી સમુદ્રને** મળે છે, ને તેનાથી તે સ્થળોએ ખેતી ઘણી સારી થાય છે. અત્રે અટક નદીને **આબાસી** કે **અંડસ** પણ કહે છે. **ચીનાબને ચંદ્રભાગા** કહે છે. કોહીસ્તાન પહાડોમાંથી તે નિકળે છે, ને તે પછી પંજાબમાં **જંગશાલ** આગળ બીજી નદીને મળી જાય છે. **કીશન ગંગા** ( કૃષ્ણ ગંગા ) નો **બડી મુજફ્રાબાદ** કે **દુમેલ** આગળ જેલમ સાથે સંગમ થાય છે. **લેધર** ને **લંબોદર અમરનાથને શેષનાગ**ની ઝીલમાંથી નિકળી જેલમને મળે છે. **વીશુ** નદી **કોનસરનાગ**માંથી નિકળી **રંબીઆર** નદીને મળે છે, ને રંબીયાર **બ્રિજ બિહાર** આગળ જેલમ સાથે મળે છે. **વિષ્ણુગંગા** ચટાપથ્થરથી નિકળી શ્રીનગર જેલમને મળે છે. સિંધ નાળું અમરનાથ આગળથી નિકળી **શાદીપુર**ની નીચે જેલમને મળે છે. છોટી કિસનગંગા ( કૃષ્ણગંગા ) હરમુખ પહાડની ઉત્તર તરફથી **વસનાસર** ઝીલમાંથી નિકળી, ૨ માઈલ વહી, દુમેલમાં જેલમને મળે છે. ત્યાંની મોટી નદીઓને **દરિયા** કહે છે.

## ટીબેટનો વહેપાર.

**નેહ** નામનું ગામ મોટું ને વેપારના મથકનું છે, ને તેમાં ગવર્નર વિગેરે રાજ્યના બીજા અધિકારીઓ પણ રહે છે, તેમજ બ્રીટીશ રાજ્ય તરફથી જોઈન્ટ કમીશનર સાહેબ ને તેમનું લશ્કર પણ રહે છે. ટીબેટ, ચીન, કાશગર, યારકંદ, ને પંજાબના હિંદુઓ વિગેરે દેશના વેપારીઓ આવી અત્રે હિંદુસ્તાનથી માલ લઇ આવેલા વેપારીઓની સાથે માલની લેવડ દેવડ કરી સારો વેપાર ચલાવે છે. આ ઠેકાણે ગુલામોનો વેપાર પણ પુષ્કળ ચાલે છે. વેપારમાં કોઇ પણ જાતનું નાણું આપી માલ ખરીદવાનો રિવાજ નથી, પણ ઘણે ભાગે એક જણસ આપીને બીજી તેના બદલામાં જણસ લઇને વેપાર થઈ શકે છે, ને વેપારની ખરી મોસમ શ્રાવણથી આસો સુધીની હોય છે. તે વખતે ઘઉં, મીઠું, જાતજાતનાં ફળો, મેવો, ઉન, ગાલીચા, વિગેરે વેચાય છે.

## અત્રેનો ધર્મ, ને રીતરિવાજો.

અત્રે ઘણે ભાગે લોકો બૌદ્ધ ધર્મ પાળે છે, થોડા મુસલમાનો છે, જેમાંના થોડા શીયા મુસલમાનો ને બીજા નૂરબક્ષના મતને માનવાવાળા છે. અને તેઓમાં એક પુરૂષ ઘણી સ્ત્રીઓ કરી શકે છે.

ઉત્તર તરફ ગુરાઇશ ને યસ્ટોરના સ્થળોમાં ડાર્ડ જાતિના લોકો રહે છે, ને તેઓ મજૂરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ શીયા પંથના મુસલમાનો છે, ને કાશ્મીરીઓ સુન્ની પંથના મુસલમાનો છે. ધર્મની બાબતમાં તેઓ એકમેકના કટ્ટા શત્રુ છે, ને કાશ્મીરી મુસલમાનો તેઓ સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખતા નથી, ને તેઓ વચ્ચે કેટલીક વખત મારામારીનો પ્રસંગ પણ આવે છે.

અત્રે લેહ વિગેરે સ્થળોએ કેટલાક જૂદા જૂદા દેશના ને જૂદી જૂદી જાતના માણસોની પણ વસ્તી છે. તેઓ લાંબા વખતથી અત્રે આવી રહેલા છે, ને હવે કાયમના અત્રેના વતની તરીકે ઘરબાર માંડીનેજ રહેલા છે. જેમ જમ્મુમાં, જૈનોની, શ્રીનગરમાં પંડીતોની, ને આખા કાશ્મીરમાં જેમ મુસલમાનોની વધારે વસ્તી છે તેમ ટીબેટમાં બૌદ્ધ મતને માનનારની વધારે વસ્તી છે. તેમાં પણ તે બૌદ્ધોની લદાખમાં સૌથી વધારે વસ્તી છે.

અત્રેના પહાડી મનુષ્યોનાં માથામાં વાળ ઉગતાજ નથી, તેથી તેમનાં માથાં બોડાં રોડાં હોય છે. તેઓ હશમુખા, દેખાવડા, કાશ્મીરીઓ કરતાં વધારે પ્રમાણિક, સાદા, ને ભોળા, મજબુત બાંધાના, સહેજ કદરૂપા, ને જરા ઠીંગણા હોય છે.

એ પ્રમાણે કેશ્મીર માહારાજાનો આખો દેશ, કે જે ત્રણે જૂદા જૂદા દેશોનો બનેલો છે, ને જેમાં જંબુને કાશ્મીર મલીને ૬૮૦૦૦ ચોરસ, વર્ગ માઇલ જમીનના દેશો છે, તેમાં, લદાખની જમીનનો વિસ્તાર ઉમેરતાં, કુલ્લે જમીનનું ક્ષેત્રફળ ૮૨૦૦૦ ચોરસ વર્ગ માઇલ થાય છે. આખા રાજ્યની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૩૫૦



તીબેટનાં નૃત્ય કરનારાં મનુષ્યોનો દેખાવ

Lakshmi Art, Bombay, 8.

ને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૨૭૦ માઇલની હોવાથી, તેમાં જંબુ, કાશ્મીર, લદાખ, સ્કરદુ, ગીલજીત ને બાલ્ટીસ્તાન, વિગેરેનો સમાવેશ થાય છે. તેમાં ૩૨ લાખ માણસોની વસ્તી છે, જેમાં ઘણે ભાગે મુસલમાનો છે. તેમની વસ્તી સેંકડે ૬૮ ટકા જેટલી છે, જ્યારે ૩૨ ટકા જેટલી હીંદુઓ ને બૌદ્ધો વિગેરેની મલીને છે. જ્યારે આશરે રાજ્યની આવક બેથી અઢી કરોડની લેખાય છે.

આ આખા દેશમાં ઘણાં મોટાં ગામો તો જૂજ છે. આખા દેશની પ્રજા ઝુપડાં બાંધીને પહાડો પર રહે છે. તેવે સ્થળે ૨૦ થી ૨૫ ઘરનું તો સારૂં ગામ કહેવાય છે.

કાશ્મીર મહારાજાના તાબાનો કેટલોક પ્રદેશ જંબુ તરફથી ઓછામાં ઓછો દરીયાની સપાટીથી ૮૦૦ ફૂટથી વધીને ટીબેટ તરફ વત્તામાં વત્તો ૨૧૦૦૦ ફૂટની ઉંચાઈ પર આવેલો છે, જ્યારે મહારાજાના તાબાનો ટીબેટનો પ્રદેશ ઓછામાં ઓછો ૮૦૦૦ ફૂટથી કોઇપણ સ્થળે નીચો છેજ નહિ, અને અત્રે માણસોની વસ્તીવાળા ભાગની ઉંચાઇ ૧૨૦૦૦ ફૂટથી ૧૫૦૦૦ ફૂટની છે, અને ટીબેટના પર્વતોનાં શિખરોની ઉંચાઈ ઘણી ખરી ૧૭૦૦૦ થી ૨૧૦૦૦ ફૂટ જેટલી છે. ને તેમાં પણ કેટલાક ગગનગામિ પર્વતો, કે જે જાણે આકાશ સાથે વાતો કરતા હોય ને આકાશમાંજ જાણે એક રૂપ થઇ મલી ગયા હોય તેવા દેખાય છે, તેમનાં શિખરોની ટોચની ઉંચાઇ ૨૫૦૦૦ ફૂટની છે.

અત્રે જ્યાં ત્યાં સપાટ પ્રદેશ હોય છે, ને ખેતીવાડીનો જથ્થા બંધ થોડી મહેનતે ઘણો પાક થઈ શકે તેવી ફળદ્રુપ જગ્યામાં લોકોની પુષ્કળ વસ્તી હોય છે, ને ત્યાંના દેખાવો રળિઆમણા, પાકથી ભરપુર આબાદીવાળા હોય છે જ્યારે તે સ્થળોના ગામોનો પણ સુંદર દેખાવ ચિત્તાકર્ષ હોય છે, જેથી લદાખ, મુસાફરોને અજબ મઝાહ કરવાનો દેશ લેખાય છે.

લદાખથી આગળ બીજા પાંચ છ પડાવ સુધી વસ્તી છે, અને તે પછી બીજા આઠ પડાવ વગર વસ્તીના ગયા પછી કારા

કોરમ પર્વત આવે છે. તે સ્થળ લદ્દાખના તાબાનું છે, અને ત્યાં આગળ કાશ્મીરના મહારાજાની છેલ્લી સરહદ પૂરી થાય છે.

હમો ટીબેટ ગયા નથી, પણ અનંતનાગના તેહેશીલદાર પોતે ટીબેટ ગયેલા હતા તેમના તરફથી કેટલીક હકીકત મલી હતી, તેમજ બીજાઓને પૂછીને કેટલીક હકીકત મેળવી હતી. તે ઉપરાંત, ચોપડીઓ અને કેટલાક લખાણો પરથી પણ ઉપર મુજબની ટીબેટની બીના લખેલી છે.

## દશ્ય ૭ મું.

### અમરનાથથી શ્રીનગર.

#### પહેલગામ.




પ્રમાણે દર્શન વિગેરે કરીને, અમો જે રસ્તે આવ્યા હતા તે રસ્તેજ, પાછા પંચતરણી આવી પાસેનું ભાતું ખાઇને, બપોરે વાવજન જવા માટે નિકળ્યાં.

#### પંચતરણીથી અસ્થાનમર્ગને રસ્તે ચંદનવાડી.

અત્રેથી વાવજન જતાં, ૧॥ માઈલપર આવતી નદી ઉતરવા પહેલાં, જમણા હાથ તરફ જતા બીજે રસ્તે પ્રથમ ૧ માઈલની ચઢાઇ ચઢતાં, **પોસપથ્થર**ની સપાટ લેવલવાળી જમીન આવે છે. અત્રે પણ સારા ફૂલોના લીલા હરિયાળા ઘાસના જમીનો પર ગાલીચા બિછાવ્યા હોય તેવા મનોહર દેખાવો જણાય છે. ત્યાંથી પાછી બીજી ચઢાઈ ચડયા પછી ફરી સપાટ જમીન આવે છે. ત્યાં રસ્તાની ડાબી બાજુએ **હથીઆરા** કે

**હત્યારૂ** તળાવ આવે છે, પણ તેમાં પાણી કવચિતજ હોય છે. આ તળાવને **શશકસર** પણ કહે છે.

તે તળાવને શંકરના નંદિગણે માથાથી પ્રહાર કરીને છિન્ન-ભિન્ન કર્યું છે. કહે છે કે આ તળાવ આગળથી પસાર થતી વખતે યાત્રીઓ બોલવાનું બંધ કરીને તળાવના સામું પણ જોતા નથી, ને તળાવની હદથી આગળ ગયા પછીજ બોલે છે, કેમકે તે ઠેકાણે ઘણી હત્યાઓ થઈ છે, તેથી તેવા સ્થળને જોવાની ને બોલવાની શાસ્ત્રમાં મના કરેલી છે.

તે પછી પાછી ચઢાઈ શરૂ થાય છે, ને **શરદશ નાગનો** જ્યાં ઓળો પડયો હતો તે સરોવર આવે છે. અત્રે સુધી ચઢાઈ છે. ને રસ્તો ઘણોજ કઠિન છે. આ સ્થળ સમુદ્રની સપાટીથી ૧૪૮૦૦ ફૂટની ઉંચાઈ પર છે. ત્યાંથી પાછી ચઢાઇ ચઢતાં છેક ૧૪૫૦ ફૂટની ઉંચાઇએ ગયા બાદ ઉતરાઇ શરૂ થાય છે. આનું નામ **સહસ્રકૂટની ઉતરાઇ** છે. તેનો અર્થ હજાર ચક્કર ખાઇ ખાઇને ઉતરવું થાય છે, ને છે પણ તેમજ, કે ઉતરતાં, અસંખ્ય ચક્કરો ખાઇ ખાઈનેજ ઉતરાય છે. આવી ૨ માઈલની એકદમ સીધી ને સીધી ઉતરાઈ ઘણીજ કઠિન છે, તેમજ આ રસ્તે ચંદનવાડીથી આવતાં ચઢાણ પણ ઉભી ચઢાઇનું ને તદનજ કઠિન છે, તેથી તેને સહસ્ર કૂટની ચઢાઇ કહે છે. અમરનાથના રસ્તામાં સૌથી ખરાબ ને અગવડ ભરેલી ચઢાઇ ઉતરાઇ આ સ્થળેજ છે. જો ભોગ જોગે મુસાફર પડયો તો રામ બોલાવી દે તેવો રસ્તો ભયાનક છે, કારણ કે કેટલીક જગ્યાએ તો બન્ને બાજુએ વિશાળ ખીણો સેંકડો હાથની ઉંડાઇએ આવી રહેલી છે, તેથી જો પડયા તો મૃત્યુનાં મુખમાંજ જવા જેવું છે. અત્રે પણ હંમેશાં ધુમ્મસ વરસી વાદળાંથી અંધકાર છવાઇ જાય છે, ને વાવજનથી પંચતરણિના જેવી ઢંગધડા વિનાની ઋતુથી યાત્રી તદ્દન ગભરાઈ જાય તેમ છે. સહસ્રકૂટિની ટોચથી ૨ માઈલ નીચે આવવાને ૨૮૫૦ ફૂટ નીચું ઉતરવું પડે છે, તેથી

તે સ્થળની ઉંચાઈ દરિયાની સપાટીથી ૧૨૧૦૦ ફૂટની થાય છે. તે પછી બીજો પહાડ ઉતરતાં બીજા ૧૬૫૫ ફૂટ નીચે ઉતરાય છે, એટલે દરિયાની સપાટીથી ત્યાંની ઉંચાઈ ૧૦૩૪૫ ફૂટની છે, ને ત્યાંજ સ્થાનમર્ગનો પડાવ આવે છે.

અત્રેથી ૧ માઈલ સીધી જમીન ને ભૂર્જપત્રનાં ઘણાં ઝાડોનું જંગલ છે. તે પછીથી **ટીનાપલ્લુ** પહાડની ચઢાઈ ચડયા પછી, અનુક્રમે **હારોટ, ગીરાટ, આલસ પથ્થર** ને **ફીલોરસ**ના પડાવોની થોડી સપાટ જમીન આવે છે. છેલ્લે **અટસંગ**ની ચઢાઈ ચડયા પછી, ૩ા માઇલની ઉતરાઈ ઉતરતાં, **ચંદનવાડીને** પડાવે પહોંચાય છે, પણ હાલમાં આ રસ્તે યાત્રીને જવાની સરકાર તરફથી મનાઈ હોવાથી દરેક યાત્રી અસ્થાનમર્ગને રસ્તે ન જતાં, વાવજન થઇને જ ચંદનવાડીએ જાય છે. કહે છે કે તે રસ્તે એક સાધુ મરેલો હાલના મહારાજાએ જોયો હતો તેથી તેમણે તે રસ્તો બંધ કરાવ્યો છે. તે કારણથી અમે પણ તે રસ્તે ન જતાં નદી ઓળંઘી વાવજન તરફ જવા લાગ્યાં.

## અત્રે અમારે વેઠવી પડેલી મુસીબતો.

આ રસ્તે જ્યારે અમો **ચીરોડીનો પહાડ,** કે જેને **વાવબલની ચઢાઇ** કહે છે, તેની ટોચે જતાં, એકદમ નિરભ્ર આકાશમાં ઘાટાં વાદળાં ચઢી આવ્યાં. ઘોર, ગંભીર ગર્જનાઓના કડાકા ભડાકા ને વિજળીના ચમકારા સાથે નભોમંડળમાં ઇન્દ્રધનુષ્યનો આકાર બની ગયો. એકદમ ધુમ્મસ છવાઈ જવાથી અમો ચાલતાં એક બીજાને જોઇ શકતાં નહિ. રસ્તો પણ પૂરો દેખાય નહિ તેવી ભયંકર સ્થિતિ જોતજોતામાં થઇ ગઇ. મનુષ્યને પણ કદાચ ઉથલાવી નાખે તેવું પવનનું જોર વધવા લાગ્યું. જોશભેર વરસાદ તૂટી પડવાથી જમીન પાણીથી તરબોળ બની ગઇ અને તોફાની વાતાવરણ બની ગયું, તેથી અમારે ઘણી મુશીબત વેઠવી પડી હતી. ઘોડાઓપર અમારાથી બેસી શકાયું નહિં. પગે ચાલતાં કાદવ પગે ચોંટી આવતો હતો. મારી

દીકરી **ચતુર્લક્ષ્મી** જે ઘોડા ઉપર બેઠી હતી તે ઘોડાની લગામ ઝાલી એક મજૂર ચાલતો હતો. ખરા બપોર હોવા છતાં, હાડકે હાડકાં અકડાવી નાખે તેવી અનહદ ઠંડી, પુષ્કળ ગરમ કપડાં ને ઓવરકોટ પહેરવા છતાં, લાગતી હતી. તેમાં વરસાદની ભીનાશ લાગવાથી તેનું શરીર થરથર ધ્રૂજીને અકડાઈ ગયું, ને ઘોડા ઉપર તેનાથી બેસી શકાયું નહિં. તેથી તેણે કહ્યું કે મારાથી ઘોડાપર બેસી શકાતું નથી, તેથી તેને નીચે ઉતારી, ને ચાલવા કહ્યું. તે વખતે વરસાદનું જોર વધતું ગયું, એટલે પગ અકડાઇ જવાથી ચલાયું પણ નહિં. તેવું થવાથી અમે પણ ગભરાઈ ગયાં. અમારી સાથેના મજૂરોએ તે વખતે અમોને ધીરજ આપી કહ્યું કે ગભરાશો નહિ. હું ચતુરલક્ષ્મીને તેડી લઈશ. હવે આ જગ્યાએ થોભવું તે કાળના મુખમાં જવા જેવું છે, ને તમે અમારી પાછળ પાછળ ચાલ્યા આવો. તે પ્રમાણે પીઠપર બેસાડી, ગળે વળગાડીને ચતુરલક્ષ્મીને તેણે તેડી લીધી, પણ થોડે દૂર જતાં તો મારી દીકરીએ કહ્યું કે-મારા હાથને આંગળાં પણ અકડાઇ ગયાં છે, ને મારા હાથ છૂટી જાય છે, જેથી તે હિંમતવાન્ મજૂરે તેને લૂગડાંવતી કમ્મરપર બાંધી લઇ ધીરે ધીરે ચાલવા માંડયું, ને અમે પણ તેની પાછળ ચાલવા માંડયું. ઘોડાઓને બીજો મજૂર દોરી લાવવા લાગ્યો, ને વાવજન તરફ નીચાણમાં જેમ જેમ ઉતરતાં ગયાં તેમ તેમ ધુમ્મસ ઓછો થતો ગયો. વધારે નીચાણમાં ઉતરતાં વરસાદ, પવન વિગેરે પણ સર્વ ઓછું થતું ગયું, ને મહામુસીબતે, થરથર ધ્રૂજતે હૃદયે ને ભીનાં કપડાંએ, અમો **વાવજન** આવી શકયાં. અત્રે આવ્યા છતાં, કેટલોક દિવસહોવાથી અત્રે ન રોકાતાં અમે **જસબળ**ના પડાવે જઈ રાત રહ્યાં. અને ત્યાંથી સવારે વહેલાં નિકળી **ચંદનવાડી** ન રોકતાં, પાંચમે દિવસે એટલે શ્રાવણ સુદ ૮ ને દિવસે અમો પરભાર્યાં **પહેલગામ** પાછા દાખલ થયાં. છડીનો સંઘ અમરનાથની યાત્રા કરી પહેલગામથી પણ શ્રીનગર ગયો ત્યાં સુધી અમો પહેલગામમાં રહ્યા. પ્રથમ પહેલગામમાં

દાખલ થયાં, ત્યારથી ૨૫ દિવસે, અત્રેથી માથા દીઠ પાંચ પાંચ રૂપીઆ મોટરનું ભાડું આપીને અમે શ્રીનગર જઈ અમીરા કદલમાં આવેલી ખાલસાહિન્દુહોટલમાં ઉતર્યા. ત્યાં ફક્ત રહેવા માટેનીજ જગ્યાના દરરોજના ત્રણ રૂપીઆ નક્કી કરી પાંચ દિવસ શ્રીનગરમાં રહી, જે જે વસ્તુની ખરીદી કરી હતી તે બધી પારસલ કરી મોકલી આપવાનું કેનાડ કંપનીના માલીકને કહીને અત્રેથી સ્વદેશ જવાની તૈયારી કરી.

## પ્રવાસ ૫ મો.

### દશ્ય ૧ લું.

#### શ્રીનગરથી સ્વદેશ થઈ મુંબઇ.



તે પછી દરેક મનુષ્ય દીઠ આઠ રૂપીઆના હિસાબે મોટર ભાડું નક્કી કર્યું, અને મરીમાં દાખલ થવાના રૂપીઆ બે જૂદા, એમ દશ દશ રૂપીઆ કરી બીજે દિવસે મરી આવી રોજના ફક્ત રહેવાનાજ બે નાંની કોટડીયોના રૂપીઆ છ આપી જયાં મોટરો ઉભી રહે છે ત્યાં હોટેલમાં મુકામ કર્યો. ને મરી એક દિવસ રહીને જોઇ. બીજે દિવસે સાત રૂપીઆમાં નાની સ્પેશિયલ મોટરકાર આગવી કરી રાવળપીંડી જવા ઉપડયાં.

#### મસૂરીથી રાળપીંડી.

હવે અત્રેથી કાશ્મીરના રમણીય પ્રદેશનો છેરો સમાપ્ત થાય છે, ને જેમ જેમ મસુરીથી નીચે ઉતરતા જઇએ છીએ તેમ તેમ ઠંડી પણ ઓછી થતી જાય છે. ૪ માઈલ નીચે ઉતરતાં મોટા પહાડો ને ડુંગરો અદશ્ય થતા જાય છે. બરફના દેખાવો, ઝાડોની ઘાટી ઘટાની કુંજો, પાણીનાં ઝરણાંઓ ને ધોધો,

બીહામણી લાગતી વિકરાળ ભયંકર ખીણો, પ્રચંડ પર્વતોપરથી પાણીના પ્રવાહોનું પડવું, ચોતરફ લીલી હરિયાળી દેખાતી ને નેત્રોને આનંદ આપતી પાકથી ભરપૂર એવી ફળદ્રૂપ જમીનના દેખાવો બુરફાચ્છાદિત ગગનગામિ પહાડો, એ સર્વે દશ્યો આ વિશાળ સપાટ ભૂમિનાં દર્શન થતાં સ્વપ્નવત્ અદૃશ્ય થઈ ગયાં. હવે તે રમણીયતા ! ભવ્યતા ! મનોહરતા! કુદરતી બનેલા બગીચા! આકાશમાં ચઢી આવતાં વાદળાં! બરફના વરસાદ ! ધુમ્મસનું પડવું ! વિગેરે દેખાવો અત્રે ચોતરફ નજર નાખતાં દૃષ્ટિએ દેખાતા અદ્રશ્ય થઈ ગયા. ખરેખર ! તે સ્વર્ગભૂમિ તો ત્યાંજ રહી, ને અંતરને અત્યાનંદ આપનારૂં હવાપાણીનું ઉત્તમ સાધન પણ તેની સાથેજ રહી ગયું. કયાં ત્યાંનાં મધુર પક્ષિઓનાં ગીતો ! કયાં ત્યાંના ફળ, ફૂલ ને વનસ્પતિના સુંદર દેખાવો ! તે હવે અત્રે મળવાં દુર્લભજ છે. એટલુંજ નહિં પણ, મગજ ને શરીરમાં આવતી ઠંડકની લહેરોથી ચઢતી ખુમારી પણ ગઈ, ને પરસેવા ઉત્પન્ન કરનારી ગરમીની શરૂઆત અત્રેથી થઇ, જેથી ગરમ કપડાંનો ત્યાગ કરી સુતરાઉ, કે રેશમી ઝીણાં કપડાં પહેરવાનો હવે સમય આવ્યો. જ્યારે ત્યાં પાણીમાં એક આંગળી બોળવી તે દુઃખદાયક લેખાતું. ત્યારે હવે તો અસહ્ય ગરમીને લીધે ઠંડે પાણીએ ન્હાવાનો સુખદાયક વખત પણ શરૂ થયો.

છેવટે અમો ૧૩૪૨ ફૂટની ઉંચાઇએ રાવળપીંડી આવી પેશાવર જતી ટ્રેનમાં બેશી ત્યાંથી ત્રીજે સ્ટેશને શીખ લોકોના ધર્મનું તીર્થસ્થાન **પંજાસાહેબ** વાળા **હસનઅબદાલ** નામના સ્ટેશને ઉતર્યાં જ્યાં જવાની ભલામણ એક શીખ સરદારે કરી હતી, ત્યાંથી ૦ાા માઇલે ઘોડાગાડીમાં પંજાસાહેબ પહોંચી, દરવાજા આગળ બેઠેલા રક્ષક પાસે નામ નોંધાવી, તેણે બતાવેલા નંબરવાળી કોટડીમાં મુકામ કર્યો.

અત્રે શીખ લોકોનું તીર્થ છે, ને દેવળનાં મુખ્ય દ્વારની સામે ૧૫ હાથ સમચોરસ, આરસનાં ચારે બાજુએ જડેલાં પગથીઆં વાળો પાણીનો કુંડ છે. તેને તીર્થ ગણી શીખ યાત્રીઓ

તેમાં સ્નાન કરે છે. અને દ્વાર પછી કુંડની સામી બાજુએ કુંડની ઉપર ૧ ફૂટના સમચોરસ ગોખલામાં ગુરૂ નાનકના હાથનો **પંજો** છે, તેથી આ તીર્થને **પંજાસાહેબ** કહે છે. દેવળની નીચે નિરંતર નદીની માફક પાણી વહે છે, ને ત્યાં પાણીનો ચસ્મો પણ છે. દેવળની આજુબાજુ ફરતા કોટ સહીતનું મોટું ચોગાન છે, ને તે ચોગાનની ચારે બાજુએ ધર્મશાળાની કોટડીઓ છે. સાંજે અત્રે રહેતા તેમજ તીર્થ કરવા આવેલા દરેકજણને શીખ રીતરિવાજ મુજબ ભોજન કરાવે છે. આ સ્થળ ઘણુંજ રમણીય લાગે તેવું છે.

બીજે દિવસે સવારમાં મોડુ થતાં ટ્રેન ઉપડી ગયેલી હોવાથી, રૂપીઆ આઠ આપવા કરી ઘોડાગાડીમાં બેસી અમો **ટેક્ષલ્લા** ગયાં.

## ટેક્ષલ્લા કે તક્ષશિલા.

અત્રેનું ઘણું જૂનું ખોદકામ હાલમાં ૧૨ માઈલ સુધીના વિસ્તારમાં ઠેકઠેકાણેથી ખોદી કાઢેલું જોવા જેવું છે.

જોવા જનાર માણસે અત્રેના સરકારી અધિકારી પાસેથી પાસ લેવો પડે છે, તે પાસ દરરોજ સવારે ૧૦ વાગ્યા પછી તે ખોદકામના નજીકમાં તેને લગતી ઑફિસમાંથી મળે છે.

ટેક્ષલ્લાનું ખરૂં નામ **તક્ષશિલા** હતું. અત્રે પૂર્વે ઘણું મોટું રાજનગર હતું, ને તેમાં ૧૮ મોટી લાયબ્રેરીઓ હતી. બધી લાયબ્રેરીઓમાં મળીને ૩૫ લાખ ચોપડીઓનો મોટો જથો કાયમનો રહેતો હતો.

**સિદ્ધાન્ત કૌમુદી** નામનું વ્યાકરણ બનાવનાર **પાણિનિ** નામે મુનિએ આ સ્થળે પોતાના ગુરૂ પાસે રહી વિદ્યાભ્યાસ કર્યો હતો.

ત્યાંથી પંજાબ મેલમાં બેસી બીજે દિવસે સવારે દીલ્લી થઇ ૧૧ વાગે **મથુરા** આવી ૩ દિવસ રહી યમુના પાન ને સ્નાન કરી ચોથે દિવસે પંજાબ મેલમાં ગોધરે આવી સવારમાં ત્યાંથી આણંદ જતી ટ્રેનમાં અમો **ડાકોર** સ્ટેશને ઉતર્યાં. ત્યાં **ગોમ-**

તીસ્નાન ને રણુછોડરાયનાં દર્શન કરી સાત રૂપીઆમાં નાની મોટર કરી. સંવત્ ૧૯૮૩ ના ભાદરવા સુદ ૧ ને ગુરૂવારે ૧૧ વાગ્યાના સુમારે અમો અમારા સ્વદેશ કપડવણજમાં દાખલ થયાં. ત્યાં સગાંવહાલાંને મળી ભેટી બે દિવસ રહી આશાયશ લઈ, અમો ત્રીજને મંગળવારે તા. ૩૧-૮-૨૭ ને દિવસે પાછાં મુંબઈમાં દાખલ થયાં.

## દશ્ય ૨ જું.

## ઉપસંહાર.



પર્વતેન્દ્ર હિમાલયમાં ને હિંદુસ્થાનની ઉત્તર દિશાએ, અતિરમણીય, સુંદર, મનોહર ને ફલદ્રુપ એવી વિશાળ ખીણમાંનો ભૂસ્વર્ગનો દિવ્ય ને ઉચ્ચ પ્રદેશ, કે જેને કાશ્મીરના નામે ઓળખવામાં આવે છે, તેની રાજધાનીના શહેર શ્રીનગરની આજુબાજુના માઈલોના વિસ્તારમાં ચોતરફ સુગંધિ પ્રસારતા, ખુશબોદાર, ગુલાબ વિગેરે જાતજાતનાં ફૂલો, ફળો ને દ્રાક્ષથી ખીચો ખીચ ભરેલા, સુંદર લાગતા, અતિરમણીય ને અસંખ્ય, એવા સુંદર, મનોહર, બાગબગીચાઓ આ સ્થળે આવી રહેલા છે, તેમજ કેસરના પાકને માટે તો આ દેશ આખી દુનિયામાં સુપ્રસિદ્ધજ છે.

વળી નિરંતર બરફથી ઢંકાયેલા ને જાણે આકાશગમન કરતા હોય તેવા સફેત દૂધ જેવા ચળકાટ મારતા વિશાળ દેખાતા એવા પર્વતોનાં અવર્ણનીય દશ્યો; અન્ય સ્થળે નથી એવી ચંચળ ને ચપળ નેત્રોવાળી ને મંદ હાસ્ય કરતા વદનકમળવાળી અત્રેની અબળાઓનું રૂપ સૌન્દર્ય; દૂરથી લીલીછમ જેવી દેખાતી પર્વતો

વચ્ચેની ખીણોના અદ્દ્ભુત દેખાવો; વિશાળ ને સપાટ જમીન પર પથરાયેલા મખમલના જેવાં લાગતાં લીલાંછમ જેવાં મેદાનો; મીઠાં, સ્થિર ને શીતલ જલથી ભરેલાં, સમુદ્રસમાન દેખાતાં સુંદર સરોવરો; સર્પાકારે વાંકી ચુંકી વ્હેતી નદીઓમાં ખળખળાટ કરતી નિર્મળ પાણીની આવી રહેલી લહેરો; સતત ઘુઘવાતા ને ઉછળતા પાણીના વહી રહેલા ચશ્માઓ, ઝરણાં ને ઝરાઓ; નૈસર્ગિક ઝાડોની ઘાડી ઘટાથી ભરપૂર દેખાતાં સુંદર જંગલોના દેખાવો; થોડી મહેનતે વધારે પાક આપતી ફળદ્રુપ જમીનો; જેની બન્ને બાજુએ અવનવાં લાગતાં એવાં સફેતાનાં ઝાડોની હારો આવી રહેલી છે, એવી અદ્વિતીય ને મનોહર લાગતી માઇલોના વિસ્તાર વાળી સડકો; દરેકને માફક આવે એવી અત્યન્ત ગુણકારી ઉત્તમોત્તમ આબોહવા; થોડા ખર્ચે મળતાં વાહનો; કમળોથી ભરપૂર તળાવો ને જળાશયોના મનોહર દેખાવો; હાઉસબોટ ને શિકારા વિગેરેમાં બેસી જેલમ નદીમાં મુસાફરી કરી ફરવાની પડતી મોજમઝા; ઉપરાંત વનસ્પતિશાસ્ત્ર જાણનારને જાતજાતની વનસ્પતિઓ, ભૂસ્તરવિદ્યાના શાસ્ત્રને માટે અદૃશ્ય રહેલા ખનિજ પદાર્થો; જંગલી પશુપક્ષિયોનાં મખમલ જેવાં સુંવાળાં, ચળકતાં ને સુંદર દેખાવનાં રૂંવાં અને પીછાંઓનું મળવું, તેમજ, વ્યાઘ્રચર્મ, મૃગચર્મ, કસ્તૂરી મૃગચર્મ, ને તેવીજ જાતનાં બીજાં ઉપયોગી ચામડાંઓ પણ આ જંગલમાંથી પૂરતા પ્રમાણમાં ટકાઉ ને ઉંચી જાતનાં મળી શકે છે.

ચિત્રકારને અનેક અવર્ણનીય ને અપૂર્વ એવા ત્યાંના કુદરતી જાતજાતના, ને સમયને અનુસરતા દેખાવોનાં ચિત્રો લેવાનાં અદ્દ્ભૂત ને ઉત્તમ સ્થળો; પ્રાચીનવિદ્યા ને ઇતિહાસના લેખકોને અત્રેનાં જૂનાં દેવાલયો કે જે પ્રાચીન સમયનું ગૌરવને અસ્તિત્વ બતાવે છે; યોગીઓ કે સાધુ પુરૂષોને માટે અરણ્યમાંની ગિરિગુફાઓનાં એકાન્ત સ્થળે રહી યોગાભ્યાસમાં નિમગ્ન બની ઈશ્વરનું એક ચિત્તે ધ્યાન ધરવાની મળતી સંપૂર્ણ સગવડતા; ભોગીઓને અનેક નાના પ્રકારનાં મોજમઝાના વૈભવો ભોગવવા માટેનાં દરેક જાતનાં સાધનો,

તેમજ રોગીઓને રોગ મટાડી નેત્ર ને મગજને તાજગી બક્ષી તંદુરસ્તીને વધારનારૂં, સ્વચ્છ આબોહવાવાળું ઠેકાણું વિગેરે કારણો-ને લીધે કાશ્મીર એક આનંદદાયક લાગે તેવું, સર્વોત્તમ સ્થળ લેખાય છે. એટલુંજ નહિ પણ કુદરતની અજબ બલિહારીની અદ્દભુત લીલા જોનારને ડગલે ને પગલે નવીનતા ને સુંદરતા, પણ અજાયબીમાં ગરકાવ કરી મૂકે તેવી છે. તે ઉપરાંત નવીન લાગતા, જાતજાતના, કલોલ કરતા પક્ષિઓના મધુર સ્વરોનું અત્યાનંદદાયક સંભળાતું ગાયન, ત્યાંની કુદરતી રચનામાં ઓર વધારો કરે તેવાં છે. જેથી આ અદ્દભુત દેશ, કુદરતની બલિ-હારીથી ભરપૂર એવા તરેહ તરેહના મનોહર દેખાવોને લીધે જનસમાજને આશ્ચર્ય પમાડે તેવો અજબકૃતિનો છે, ને તેથીજ તેને યુરોપીઅનો **હિન્દુસ્થાનનું વેનીસ** કહે છે.

આવી અનુપમ સુંદરતાવાળાં ઘણાંજ કારણો એકજ સ્થળે જમા થએલાં દુનિયાના કોઈપણ ભાગમાં જો હોય તો તે અહીંજ છે, ને તેથી તે ખરેખર ! **સ્વર્ગ** (**બેહેસ્ત**) યા ઇન્દ્રનું **નંદન-વન** હોય તેવો ભાસ થાય છે.

કાશ્મીરનો એક એક અપ્રતિમ દેખાવ જોતાં આપણે જાણે મૃત્યુ લોકમાંથી સ્વર્ગલોકમાં આવ્યા હોઈએ તેવો ભાસ થાય છે. ક્ષણભર સ્વદેશને પણ ભૂલી જઈએ છીએ. આવો સુંદર ને અનુપમ પ્રદેશ જાતે જઈ પ્રત્યક્ષ જોવાનો જે ભાગ્યશાળી, દૈવી મનુષ્યને સંજોગ મળે છે તેનાં ખરેખર ધન્ય ભાગ્યજ છે !

તેમજ આ પર્વતોની પરંપરાની હારમાળાની પંક્તિના મધ્યમાં લીલોછમ જેવો હરિફાળો આ પ્રદેશ અપૂર્વ, અવર્ણનીય, શોભા-યમાન ને અતિ મનોહર દેખાય છે.

આ બધા અમાનુષિક દેખાવો જોતાં, મનુષ્યને એમજ થાય છે કે આનંદ ભોગ ભોગવવાના વિલાસસ્થાનનો અનુપમ સ્વર્ગીય નંદવદન જેવો દેશ જો દુનિયાના કોઇ પણ સ્થળે હોય તો તે આ કાશ્મીરના પ્રદેશમાંજ નિઃસંશય છે.

આ દેશનું યથાસ્થિત વર્ણન લખવું એ કવિનું કામ છે. તેને માટે ગમે તેવો કવિ ગમે તેવાં વિશેષણો ને અલંકારો લખે તો પણ તેમાં અતિશયોક્તિ થવાનો સંભવ નથી. આ પ્રદેશ **કાલિદાસ** ને **બાણભટ્ટ** જેવા સર્વોત્તમ સાક્ષર કવિઓની કાવ્ય રચનાથી વિભૂષિત થયેલો છે. તેથી જેમ **મોતીના** કંઠાના મધ્યમાં જડેલું **મૂલ્યવાન્** આબદાર **પાનાનું પદક** શોભાયમાન લાગે છે તેમ આ પ્રદેશ તેની અતિ રમણીયતાથી ભરપૂર ખુબસુરતીને કારણે તે આખી દુનિયામાં જગજાહેર થઈ સર્વોત્કૃષ્ટ બની રહેલો લેખાય છે.

છેવટમાં, પ્રિય વાંચકવર્ગ પ્રત્યે મારૂં એટલુંજ કહેવું છે કે આ અદ્ભુત ખુબીઓથી ભરપુર દેશ નિહાળી એક વખત તેનો અનુભવ લઇ, જીવનને સફળ કરો.

એ પ્રકારે હિન્દુસ્થાનમાં ગુજરાત પ્રાંતના ખેડા જીલ્લામાં આવેલા **કપડવણજ શહેરમાં નિવાસ કરનાર** વડોદરા જ્ઞાતિના બ્રાહ્મણ, **બીકાનેર સ્ટેટના રાજ્ય જોશી સોમેશ્વર દ્વારકાદાસે** પર્વતેન્દ્ર હિમગિરિમાં આવેલા **કાશ્મીર દેશનું વર્ણન** ઉમંગથી સંપૂર્ણ કર્યું છે.




પુસ્તકો મળવાનું ઠેકાણું.

**જોશી સોમેશ્વર દ્વારકાદાસ.**

ઠે. ઓપેરાહાઉસ ત્રાંમટરમીનસ નવી ભટવાડી, રતીલાલ બીલ્ડીંગ,
ગીરગામ નં. ૪—**મુંબઈ.**

તથા

**મોટા રામજીમંદીર રાવળપોર ( દેશ ગુજરાત )**
જીલ્લો **ખેડા—મુ. કપડવંજ.**